રનીચરને નામે ચકલાનો એખરો તો કાંઇક ઉભાય છે પણ સંગીન, ટાઇલથી, શોભીતું લગનસરાનું, ઘરશણગારનું, તેમજ ઓરીસનું રનીચર બનાવવાનુ પારસીઓનું પ્રખ્યાત ફ્રનીચર એમપોરીઅમ.

# મીનોચહેર હોરમસજી મીસ્ત્રી

એકલીજ દુકાન છે જ્યાં બટુકલાઓની બંગલીથી માંડી માલેતોજારોના મ્હેલને દીપાવે એવું સાગ અને સીસમી ફ્રનીચર, બીલકુલ અપ-ટુ-ડેટ ફેશનનુ મનપસંદ પોલીશમાં વખતસર બનાવી આપવામાં આવે છે.

—~~~—

હઝારોએ લગનના પડો બનાવી સંતોષ મેલવ્યો છે, સેંકડોએ ભલામણ કીધી છે. જેઓએ લગનના પડો બનાવ્યાં છે તેઓ હસીખુસી સાથે તે વાપરે છે.

**રૂ. ૫૫૧ ના લગનના પડની અસારી સ્પેસ્યાલીટી છે.**

## અમોને દામ કરતાં નામ વધુ વ્હાલું છેજી.

અને તેજ સબબથી અમારી પારસી કોમની વર્ષોથી સેવા મુગે મોઢે બજાવવાને અમો અમારી ફરજ સંમજ્યે છીએ.

—•—

**ફકટ એકજ વીઝીટ તમોને સંતોષ આપવા પુરતી છે.**

**આજેજ અમારી દુકાનની મુલાકાત લેશોજી.**

**૧૦૩, ગનબાવ સ્ત્રીટ, કોટ, મુંબઇ.**

# ચાએ સાકુ સાથનો મારો સ્પેશીઅલ ઈન્ટરવ્યુ

યાને

## G. I. P. R. (ગુજરાતી ઇન્ડીયન–પારસી રડીપડ્ડુ) મહાન પ્રાક્રુમો.

લેખક

ડાકટર જહાંગીર રતનજી વાડયા (મંચુ કાવારાણો)




પ્રકાશક

ફીરોઝ પેસ્તનજી સઠા

સં. ૧૯૯૦]

[સપટેંબર ૧૯૩૪

કીંમત રૂ. ૩=૦૦

લેખક

ડાકટર જહાંગીર રતનજી વાડયા (મંચુ કાવારાણા)

જે. જે. હોસ્પીટલ, ભાયખલા રોડ.

પ્રકાશક:

ફીરોઝ પેસ્તનજી સઠા

૨૫૯, વોરાનું ઘર, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

"મોદી પ્રિન્ટીંગ પ્રેસ"માં

ફરામજી બેરામજી મોદીએ

૨૩૭-૨૩૯, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ,

છાપ્યું છે.

મળવાનું ઠેકાણું:—

ફીરોઝ પેસ્તનજી સઠા

૨૫૯, વોરાનું ઘર, બજારગેટ, કોટ, મુંબઇ.

# પ્રાઈમાફોન પોરટેબલ મોડલ્સ.

સુંદર દેખાવની, મજબુત બનાવટની, ઓક અને મેહોગની રંગની, ઉંચી ક્વોલીટીની કેબીનેટસ અસલ થોરેનસ મેકરની છેલ્લામાં છેલ્લા સુધારા વધારા સાથની ઉંચી સ્ટીલની નીકલપલેટેડ મોટરસ, છેલ્લી સુધરેલી ઢપના બોલબરીંગના ટોન આરમસ, મધુર ખુલ્લા બુલંદ અવાજના, ધાતુના કવરવાળાં, નીકલપલેટેડ સાઉનડ બોકસો, સરવે મલીને **પ્રાઇમાફોન્સને** ચાલુ વખણાયેલા મેકરોની સરખામણીમાં, ખુલ્લી હરીફાઇમાં બીનહરીફ પુરવાર કીધાં છે.

પા સદી પહેલાંના હીંદુસ્તાનનાં, સરવે શહેરોમાં ચાલુ થયલાં, શોખીન આલમમાં એકે અવાજે વખણાયેલાં "પ્રાઇમાફોન્સે" પોતાની ઉંચી કીરતી, આજ સુધી નીભાવી રાખી છે, એજ તેની ઉંચી લાયકાતની પુરતી સાબેતી છે. હલકી ક્વોલીટીનાં તકલીદી સસ્તાં બેસુરા અવાજનાં મશીનોથી લોભાઇ નહી જતાં, ખરીદવા પહેલા તમારા નજદીકના વેપારી પાસે, "**પ્રાઈમાફોન્સ**" જોવા માંગજો અને તેના સુંદર દેખાવ, મજબુત બનાવટ, અને સઉથી વધુ તેના મધુર ખુલ્લા બુલંદ અવાજની ખાતરી કરીને તેના ઉંચી ક્વોલીટીની સરખામણીનાં તેના મધ્યમ ભાવો જરૂરજ તમાને "પ્રાઇમાફોનસ" ખરીદવાની લાલચ થોભાવી શકશે નહી.



| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મોડલ્સ | નંબર | ૧૫૦ | ડબલ | કમાન | રૂ | ૬૦ |
| ,, | ,, | ૧૫૫ | ,, | ,, | ,, | ૭૦ |
| ,, | ,, | ૧૬૦ | ,, | ,, | ,, | ૮૦ |
| ,, | ,, | ૧૬૫ | ,, | ,, | ,, | ૧૦૦ |
| ,, | ,, | ૧૭૦ | ,, | ,, | ,, | ૧૨૫ |
| ,, | ,, | ૧૭૫ | ત્રણ | ,, | ,, | ૧૫૦ |

હીંદુસ્તાનના કોઇ પણ રેલ્વે સ્ટેશને પહોંચતાં કરવામાં આવશે.

**બોંબે ફોનો જનરલ એજન્સી,**

૫૧૮-૨૦-૨૨, કાલબાદેવી રોડ, મુંબઇ.

ટેલગ્રામ-"પ્રાઇમાફોન" ટેલીફોન-૨૩૪૫૮.

# મુજ તરફના બે બોલ

---

શુક્ર યજદાન કે મારી લાંબા વખતની એક માનીતી મુરાદ હતી, તેમજ મારા મિત્રો ને વખાણનારા તરફનો એક આગ્રહભર્યું દબાણ હતું કે બચાએ સાકુના અધુરા કીસ્સાને આખો પુરો કરી ચોપડી રૂપે બહાર પાડવો તે મારી અને તેઓની ઉમીદ આજે બહાલ આવે છે.

પહેલેથીજ કહી દેવશ કે હું કાંઇ રમુજનો ખાં નથી. મારી મિસ્કીન કોશેષોને પબ્લીકે વખાણી છે એ તેઓની લાયકી છે, તેઓની સમજદારી છે. હું તો મને જેવું આવડે છે તેવું મારી નાકેશ શક્તિ મુજબ ચીતરી મારૂં છું. તમને પસંદ છે એટલે મને સંતોષ છે. વળી મારે કહી દેવું જોઇએ કે બચાએ સાકુનો આ કીસ્સો તમામ કલ્પીત છે એમાં અસલ્યાત જેવું કાંઇજ નથી. પારસી ભાષામાં કહેવું તો બધી ફેંકાફેંક છે. એ લખીને કોઇનું દીલ દુખવવાનું કોઇનું અપમાન કરવાનું મારો સેજ બી ઇરાદો નથી. ખાલી નીરદોષ રમુજને ખાતર તેમજ મારા લખાણ માટેના શોખને ખાતર મેં તે લખ્યું છે અને મહેરબાન વાંચકને પણ તે રમુજને જ ખાતર વાંચીને કાઢી નાંખવાની મારી ભલામણ છે.

આ કીસ્સો પહેલ વહેલો બેહેન મેહેરબાઇ માનેકજી દાવરના જાણીતા નવરાસમાં આવ્યો હતો અને પછી એ ભલાં બેહેનના આગ્રહથી મેં તે જયાદા અને જયાદા લંબાતો કર્યો. એ માનીતા નવરાસમાં વંચાયો અને વખણાયો. એવાં બેહેન મેહેરબાઇ દાવરના ઉત્તેજનથી ઉલટ પકડી મેં બી એને લંબાવ્યા જ કર્યો. એ બધું લાંબુલચ દાસ્તાન છાપવાની ધીરજ બતાવવા સારૂં હુ એ લાયકીવાલાં બેહેનનો કાંઇ ઓછો આભારી નથી. ખરેખર તો એ બેહેનના ચાલુ ઉત્તેજનને જ આ કીસ્સો આભારી છે.

અત્રે એક દુઃખી યાદ મને થઇ આવે છે નવરાસમાં જયારે બચાએ સાકુ છપાતો હતો ત્યારે મારા એક ખરેખરા વખાણનાર ચુનંદા કલમકશ,

વાર્તા નવેશ, નાટક નવેશ, મરહુમ ભાઇજી ફીરોઝશા જાંગીર મરઝબાન ઘણી ઉલટથી તે વાંચતા હતા અને મને કહેતા હતા કે જો જહાંગીર તું એ ચોપડી રૂપે છપાવે તો તેનો દીબાચો હું લખશ. અફશોસ આજે તેમ કરવા એ ભલા ભાઇજી જીવતા નથી. જીવતા હતે તો અજબ જ કાંઇ રંગીલો એક forward થી આ ચોપડી શોભી રહેતે. જેવી પરવરની મરજી.

એક બીજી ચીજની બી મારે ઉપકાર સાથે નોંધી લેવી જોઇએ, અને તે મારા ભલા પ્રોય મિત્ર ભાઇ લીમજી કાવારાણાના ખરા sporting spirit અને ઉદાર ખમીરની છે. એ મારા પુરાણા દીલસોઝ રફીકે મારા સાથે કામમાં ચાલુ ઉલટ લઇ મને મારા લખાણોમાં ઘણી કીમતી સુચનાઓ અને મદદો આપી છે. તેમજ આ રમુજ કીસ્સામાં તમામ નીરદોષતાથી લેવાયલી છે. ભલા ભાઇના નામ સાથના રમુજી ટીકાઓ એવણે ઘણા sporting spirit ને ઉદાર દીલથી સ્વીકારી છે તે માટે હું એ મારા ભલા મીત્રનો ખરા અંતઃકરણથી ઉપકાર માનું છું.

એક બે બોલ મારે આ ચોપડીના ઉલટમંદ પ્રગટ કરતા માટે લખવા જ જોઇશેજી. ભાઇ ફીરોઝ પેસ્તનજી સઠાના પ્રગટ કીધેલાં અનેક દલદાર સુંદર પુસ્તકો મેં જોયાં, વાંચ્યાં, અને વખાણ્યા હતા અને પ્રસન થવે મારો બચાએ સાકુનો કીસ્સો તેવાજ એક દલદાર દમામદાર પુસ્તક રૂપે છપાવવા એ ભલા ભાઇ બાહેર આવ્યા ત્યારે મેં તે ઓફર ઘણી ખુશી સાથે સ્વિકારી છે. ભાઇ ફીરોઝ સઠાના તેસ્ત અને કામમાં મને વિશ્વાસ છે, અને વ્હાલા વાંચક તે તારા વિશ્વાસને પાત્ર પણ પુરવાર થયેલું આ સુંદર ચોપડી ઉપરથી તું જોશે. ભાઇ ફીરોઝ સઠાએ એ ઉપર ઘણી જેહેમત ખેંચી છે અને ખન ખન કરતા રૂપ્યાનો દરંગ પણ મોટો વેહરી નાંખ્યો છે, મગર મને ઉમીદ છે કે આ મારી કમીની કેતાબ તેનો જશવંતો બદલો એ ભલા ભાઇને લાવી આપનારી નીવડશે. ખુદા હાફેઝ.

જહાંગીર રતનજી વાડયા.

મુંબઇ, તા૦ ૧-૯-૧૯૩૪.

જી હા!—આ તમારેજ માટે છે.

અપ-ટુ-ડેટ કાપડની દુકાન

# ભેસાન્યા બ્રધર્સ

કામાબાગ સામે.

**"ભેસાન્યા બ્રધર્સે" પોતાનું પનોતું નામ માત્ર થોડાજ વખતમાં ઘરે ઘર જાણીતું કેમ કર્યું છે?**

**ફકત પ્રમાણીકપણાથીજ.**

**અમારે ત્યાં તમો કદી પણ છેતરાશો નહીં. તેમજ માલ પસંદ ન પડવે બદલી આપવામાં આવશે.**

વોઇલો, ટુટલ વોઇલ, લેસપીસ, ભરેલા સદરા, પેટીકોટ, મલમલ, લોંગ કલોથ, શરટીંગ, પોપલીન, કેશમીર, પામબીચ, તસર, રૂમાલ, મોજા, બોસકી, બ્લેઝર, સરજ, ટુવાલ, નાપકીન, પરદાનાં, કપડાં, ચારસા, ખોરીયાં, ખાકી ડ્રીલ, સ્યાવ, સદરા, લેંઘા, નવસારીની કસ્તી, સાહયાની પાજ, નારાં, વગેરે. વગેરે.

એક ઉદાર ઓફર

| | |
|---|---|
| લગનનો હાઇ કલાસ કમ્પલીટ વાગો | રૂ. ૧૦૫-૦-૦ |
| પાત્યાં જેવો વેલવેટ ફીનીશીંગ દક તાકાના | રૂ. ૨૦-૮-૦ |
| પ્રીન્ટેડ જોરજેટ ગ્રોઇલની સાડી | રૂ. ૩-૧૨-૦ |
| સીલ્ક ભરેલી બોર્ડર બોસકીના રેજાઓ | રૂ. ૧-૮-૦ થી ૨-૦-૦ |

ગ્રહસ્થો માટે ખાસ હોર કું૦ નો ફીસખી દરજી રાખ્યો છે.

દગલી માટે ગુજરાતી દરજી રાખ્યો છે.

રૂસી જમશેદજી ભેસાન્યા
કેકોબાદ જમશેદજી ભેસાન્યા
પેસ્તનજી જમશેદજી ભેસાન્યા
જોડયા માલેકો.

# પ્રકાશકના બે બોલ

---

શુક્ર તે પાક પરવરદીગારના કે મેં છેલ્લી પ્રગટ કરેલી મારા પુજ્ય પિતાશ્રી શેઠ પેસ્તનજી જમશેદજી સઠાની રાજ્યરત્ન બિરબલનો હાસ્ય ભંડારની બીજી આવૃતી પ્રગટ કર્યાને હજી છ માસ પુરા વિત્યા નથી કે આ એક નવું દલદાર પુસ્તક પ્રગટ કરવાને હું ભાગ્યશાળી થાવું છું. હું વધતો ભાગ્યશાળી મને એટલા વાસ્તે લેખું છું કે આ પુસ્તક પારસીઓમાં ઘણાજ પંકાયલા એક નાંમાકીત નાટકનવેશ અને રમુજનાં ખાં લેખક ડોકટર જાંગીર વાડયાને હાથે લખાયલું છે.

બચાએ સાકુનો આ રમુજી કીસ્સો અત્રે પ્રગટ થતા જાણીતા લેખક બેહેન મેહેરબઇ માનેકજી દાવરનાં નવરાસમાં કટકે કટકે પ્રગટ થયો હતો અને તે ઘણોજ વખાણને કાબીલ નીવડયો હતો. ભલાં બેહેન મેહેરબઇ દાવરને જાણીતા નવરાસના અધિપતીને આજે કોણ ઓળખતું નથી? મને પણ એ ભલાં બેહેનને ઓળખવાનું માન છે. તેવણ વિષે જો બે બોલ નહિ લખું તો મારા જેવો નગુનો કોઇ ગણાય નહિ. એ બેહેને મારા કામમાં મદદ કરવાને વાસ્તે પોતાથી બનતું કીધું છે, તે વાસ્તે હું એ બેહેનનો ભારે આભારી છું.

એ કીસ્સાની થયલી જાબજા વખાણને લીધે તેને પુસ્તક રૂપે બહાર પાડવા અનેકો તૈયાર થયા હતા. પણ તેટલાં અમુક સંજોગો હેઠલ એક દિવસ વાત ઉપડવે આ ચોપડી છાપવાનું ભલા ડો૦ જાંગીર વાડયાએ મને સોંપ્યું અને પરીણામમાં આજે આ પુસ્તક વ્હાલા વાંચક તારા હાથમાં ઘણાક સુધારા વધારા તેમજ બેતબાજીઓ અને સુંદર ચિત્રો સાથે સંપુર્ણ બીરાજે છે. આ પુસ્તક છાપવાની પરવાનગી આપવાનો એકલો હક મને આપવા વાસ્તે હું ડોકટર જાંગીર વાડયાનો ઘણો આભારી છું.

આ પુસ્તકમાં અનેક રજુ થયેલી રમુજી બેતબાજીમાં તેમજ આ પુસ્તકમાં પ્રગટ થયેલા તમામ ચિત્રોના બ્લોક ઘણી મહેરબાનીની રાહે મને

બંધબેસ્તા બનાવી પુરા પાડવા માટે જાણીતા વીકલી "કાતરીયું ગેપ"ના અધીપતી મી૦ એ. બી. એરફાનીનો હું ઘણો હેશાનમંદ છું. "કાતરીયું ગેપ" આખા હિન્દનું એકપુરૂં રમુજી અઠવાડીક છે. જેનો પરેટી અંક તો ખરેખર હાસ્યનો ભંડાર જ છે ને એમાં સમાયલી બેતબાજીઓથી ઘણા નવા લેખકોને કાંઇ શીખવાનું મળે છે. અરધા આનાની કીંમતમાં તે જે રમુજી વાંચણ, બેતબાજીઓ, ચીત્રો અને જાહેર ખબરો પણ બેતબાજીમાં, અને તે પણ ખરેખરૂં રમુજના ભંડાર રૂપ દર વીકે બે પૈસામાં પુરૂં પાડે છે તે અચ્ચીતજ ભાઇ એરફાનીને મગરૂર બનાવનારૂં છે. આ ચોપડી પ્રગટ કરવાના મારા કામમાં મને જાણીતા તબીબ ડોકટર માનેક એન. પારડીવાલાએ ઘણી કીંમતી સલાહેઓ અને સુચનાઓ કરી છે જે માટે હું એ ભલા ડાકટર સાહેબનો ઉપકાર સ્વીકારૂં છું.

આ ચોપડી મારી બીજી અનેક ચોપડીઓ મીસાલ મોદી પ્રીન્ટીંગ પ્રેસના જવાંન માલેક મી૦ ફરામજી બેરામજી મોદીએ ઘણી ઝડપથી, છતાં ઘણી સ્વચ્છતાથી અને સુંદર રીતે છાપી આપીને મારાં કામમાં મોટી હમશીરકી કરી છે કે જે માટે એ જવાન ભાઇનો પણ ઉપકારી છું.

મારા પ્રગટ કરેલાં આગલાં પુસ્તકો મીશાલ મને આ ચોપડીમાં પણ ગુજરાતી વાંચનારી તમામ આલમ તરફથી ઘણો ઉદાર ટેકો મળશે એવી દરેક વકકી હું રાખું છું.

**ફીરોઝ પેસ્તનજી સઠા,**

પ્રકાશક.

મુંબઇ, તા૦—૧—૯—૧૯૩૪.

## પ્રાઇમોફોન ટેબલ ગ્રાન્ડ મોડલ્સ.



સુંદર દેખાવમાં, મજબુત બનાવટની ઓક અને મેહોગની રંગની, ઉંચી કવોલીટીની કેબીનેટ, અસલ થોરેનસ મેકરની છેલ્લામાં છેલ્લા સુધારા વધારા સાથની ઉંચી સ્ટીલની નીકલપલેટેડ મેનરસ, છેલ્લી સુધરેલી ઢપના બોલબેરીંગના ટોન આરમસ, મધુર ખુલ્લા બુલંદ અવાજના ધાતુના કલરવાળાં નીકલપલેટેડ સાઉનડ બોકસો, સરવે મલીને, પ્રાઇમોફોનસને ચાલુ વખણાયેલા મેકરોની સરખામણીમાં, ખુલ્લી હરીફાઇમાં બીનહરીફ પુરવાર કીધાં છે.

પા સદી પહેલાંના હીંદુસ્તાનનાં, સરવે શહેરોમાં ચાલું થયલાં, શોખીન આલમમાં એકે અવાજે વખણાયેલાં "પ્રાઇમાફોનસે" પોતાની ઉંચી કીરતી, આજ સુધી નીભાવી રાખી છે, એજ તેની ઉંચી લાયકાતની પુરતી સાબેતી છે. હલકી કવોલીટીનાં તકલીદી સસ્તાં બેસુરા અવાજનાં મશીનોથી લોભાઇ નહી જતાં, ખરીદવા પહેલા તમારા નજદીકના વેપારી પાસે, "પ્રાઇમાફોનસ" જોવા માંગજો અને તેના સુંદર દેખાવ, મજબુત બનાવટ, અને સઉથી વધુ તેના મધુર ખુલ્લા બુલંદ અવાજની ખાતરી કરીને તેની ઉંચી કવોલીટીની સરખામણીમાં તેના મધયમ ભાવા જરૂરજ તમોને "પ્રાઇમાફોનસ" ખરીદવાની લાલચ થોભાવી શકશે નહી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મોડલ | નં૦ | ૧૦૫ | ડબલ કમાન | રૂ. | ૧૦૦ |
| ,, | ,, | ૧૧૫ | ,, ,, | ,, | ૧૫૦ |
| ,, | ,, | ૧૨૫ | ત્રણ ,, | ,, | ૨૦૦ |
| ,, | ,, | ૧૩૦ | ચાર ,, | ,, | ૨૨૫ |

હીંદુસ્તાનના કોઇ પણ રેલ્વે સ્ટેશને પહોંચતાં કરવામાં આવ?

**બોમ્બે ફોનો જનરલ એજન્સી.**

૫૧૮-૨૦-૨૨. કાલબાદેવી રોડ, મું'''

# અર્પણ પત્રીકા

મારા અતી વ્હાલાં માતા પીતા જેઓએ અત્યંત વ્હાલ અને કાળજીથી અનેક અગવડો ખમી મને મુજ કમતરીનને ઉચી કેળવણીનો લહાવાથી મને નવાજયો છે તે વ્હાલાંઓને આ મારી કમીની કોપેશ હજારો વ્હાલ અને ઉપકારની લાગણીઓ સહીત અર્પણ કરૂં છું.

જહાંગીર રતનજી વાડયા.

# બચાએ સાકુ સાથનો મારો સ્પેશીયલ ઈન્ટરવ્યુ.

(૧)

અફઘાનીસ્તાનના બાદશાહ અમાનુલ્લાનો ડબ્બો ગુલ કરી, કાબુલના તખ્તો તાજનો કબજો લઇ બેઠેલા હાલના શહેનશાહ આલમ પરવર અમીર હબીબુલ્લા ઉર્ફે "બચા એ સાકુ" (અસલ ધંધો લુટારૂ) સાથે મારા થયલા મેલાપ ને ઇન્ટરવ્યુ સંબંધીની વીગતો નીચે પ્રમાણે છે. એ મુલાકાત દરમ્યાન મને મલેલી ખબરો ગંભીર રાજદ્વારી બાબદોને લગતી ને છેવ સટોસટની હોવાથી મહેરબાન વાંચનારાઓને તે તદન ખાનગી ને Confidential રાખવાની અરજ ગુજારૂં છું.

માજી શહેનશાહ અમાનુલ્લાને કાબુલથી હટાલી નસાડયા પછી પોતાને હેરાન કરી રહેલા સરદાર નાદીરખાનનું કાટલું કહાડવા બચાએ નવું લસ્કર ઉભું કરવા માંડયું. એ લસ્કરમાં તોપખાનાને લગતી બે ટુકડીઓ પણ હતી. એ તોપખાનાની ટુકડી માટે બે હુસ્યાર ને નવા શીખાઉ સીપાહીઓને તોપોને લગતી સમજ ને ડ્રીલ આપી શકે એવા બે બાહોશ તોપચીઓ પોતાને માટે મેળવી આપવા, બચાએ મુંબઇના પોતાના કોનસલ પર એક વીશ્વાસુ આદમી સાથે પેગામ મોકલી આપ્યો. મુંબઇના અફઘાન એલચીએ લસ્કરમાંથી રીટાયર થયલા કોઇ અનુભવી પારસી તોપચીઓ મેળવી આપવાની ઓફર ઇરાની અનજુમનના પ્રેસીડટ મી૦ દીનશાહ ઇરાની સોલીસીટરને કરવાથી, મી૦ દીનશાહે છેલ્લી લડાઇ વખતનો અમારા તોપખાનાની રેજીમેંટમાંનો લડાયક અનુભવ ધ્યાનમાં લઇને તેમજ અમુને મહાલક્ષ્મીની બેટરીપરથી રાજાના વરસને દહાડે તોપો ફોડતાં જાતે જોયલા હોવાથી, અમો બે પારસી બસ્તેકુસ્તીયાનો તમારા સેવક મંચુ કાવરાણા ને મારા કઝીન લીમજી કાવરાણાની સખત ભલામણ

કીધી, ને તે સીફારસથી ને અમુને વૉર ઑફીસ તરફથી મળેલી સરટીફીકેટો વાંચ્યા પછી અમીર બચા તરફથી બકરી ઇદના મુબારક દીગામપર અમારી નેમણુંક કાબુલના સરકારી ગેઝેટમાં નીચે પ્રમાણે જાહેર થઇ.

"આલમ પરવર હુઝુરેવાલા, તે કરનલ હાસમખાનના સાવકા સાલા, તીખ્ખા મસાલા, ખુરખાને બચાવનાર, કાફરોનો કાંટો કાઢનાર, હબીબુલ્લા ધી પંચમ (યાને પાંચમા) ખાસોઆમ તેમજ કત્લેઆમને ઝાહીર કરે છે કે, મરહુમ જહાંપનાહે ૩૦) ત્રીસ નંબરના અફઘાન તોપખાનામાં નીચલી નેમણુંકો કરવાની કરમબક્ષેશ ફરમાવી છે.

મંચુ કાવરાણા—(અસલ રહેવાસી મજગામ, હાલના રહીશ ગીરગામ) સીનીયર સારજંટ, મેજર તોપચી.

લીમજુ કાવરાણા—એસીસ્ટંટ કોરપોરલ તોપચી.

મજકુર શખસોએ પોતાના યુનીફોર્મમાં સજ થઇ, બન્ને તોપ (બાર ઇંચના વ્યાસની) ને એકેક હરીકેન ફાનસ સાથે ઉપલી રેજીમેંટના વડા ગ્યાસુદીન ગઝનવીને આંઠ દીવસની અંદર કંદહારમાં રીપોર્ટ કરવો. જો આંઠ દીવસની અંદર ડયુટી પર નહી જોડાશે તો મજકુર શખસોને તે લોકના કુટુંબના આદમીઓ સહીત ઘાણીમાં પીલીને તેલ કાઢી નાંખવામાં આવશે. એ બેઉ અમલદારોના પગાર અનુક્રમે કાબુલી રૂપ્યા ઓગણતીસ ને ઓગણીસ રહેશે જે પગાર દર ચાંદરાતે ઇનકમટેક્સ (રૂપે દસ આના) કાપીને ચુકવી આપવામાં આવશે. એકટીવ સરવીસ પર રોજના છ આના એકસ્ત્રા અલાવન્સ મલશે. લડાઇનાં મેદાનમાં બચ્ચાં છોકરાંઓને સાથે રહેવા દેવામાં આવશે નહી.

અફઘાન લશ્કરમાં બે પારસી જવાનોને મલેલા જોખમ ને માનભર્યા ઓધ્ધાની ખબરને પારસી છાપાએ ખુશી ને મગરૂરીથી વધાવી લીધી. જો કે કેટલાક પેટના બળયાઓ અદાર નાલેસી કરતાંતા કે 'એ કમબખતોને ટીકરીએ બરાબર ઝારતું નથી તે તોપ શું ફોડી મરવાના હતા.'

અમે લોકોએ હવે કાબુલ ઉપડી જવાની તડાકામાર તઇ-

પારીઓ કીધી. બચાએ સાકુના લશ્કરમાં યુનીફોર્મની બાબદમાં તમામ છુટ મુકેલી હોવાથી અમે લોકોએ પાયધુની પરથી પીછા-ણવાલા વાજાંવાલાઓ પાસથી મુતરાઉ લશ્કરી ડ્રેસો સેકંડહેંડ વેચાતા લીધા. મેં પાટલુન પર મારી બઇરીની સાડીની જુની કસબની કોર ઉભી ને આડી સીવરાવી લીધી. લીમજીએ બી વધારે તરાસ કરવા હેલમેટમાં આઠ દસ મોરનાં પીછાં ખોસી લીધાં. અમે બેઉ જણે અમુને ટેનીસ ને હોકીમાં મલેલા ચાંદો કોટ પર ટાંકી લીધા, ને જેટલો ભપકો થાય એટલો કરી લીધો કે પરાયા મુલકમાં કોમની કીરતીને ઝાંખ નહી લાગે. તોપો અમારે પોતાને ખરચે લઇ જવાની હોવાથી જુના કસ્ટમ હાઉસની બહાર ગોઠવેલી એ જુની તોપો રાતના અંધારામાં વીકટોરીયામાં મુકાવીને ઘેર લાવી ટ્રંકમાં કપડાં નીચે છુપાવી દીધી. અમે બેઉ જણાએ સેંટ્રલ બેંકમાંના અમારા કેશીયરના ઓધ્ધાનું રાજીનામું આપીને અમારા હાથમાંની બેંકની રોકડ સીલક ડીરેકટરોને ગણી આપીને તીજોરીની ચાવીઓ સોંપી દીધી.

આવા ધરાધરી ને કાપાકાપીના વખતમાં બે પારસી જુવાનોને અફઘાન લશ્કરમાં જોડાવાનો બનાવ, ને તે બી વળી તોપચીઓ તરીકે, ઘણોજ અસાધારણ હોવાથી કોમ તરફથી અમુને ઘણું માન અકરામ ને નવાજીસોની ભેટ થઇ. ચીરાબજારના ખાંધીયાઓ ને મંગલદાસ મારકીટના પારસી ગુમાસ્તાઓ તરફથી અમુને સર ફીરોઝશા મેહતા ગારડન્સમાં પારટી આપવામાં આવી, જેમાં મુંબઇની સોસાયટીના આગે-વાન બાનુઓ ને ગ્રહસ્થોએ પોલીસના પાહરા હેઠળ હાજરી આપી હતી. ટેબલ પર છુટે હાથે ચાહ, બીસ્કીટ, ચેવડો, સેવ, ગાંઠયા, પેપરમીટ વગેરે પીરસવામાં આવ્યું હતુ. ટીકીટોના ભાવ છ આના રાખવામાં આવ્યા હતા; ને એટલા નજીવા ભાવ છતાં બી બે ત્રણ મીલ માલેકોએ ને એક C. I. D. નો ખેતાબ ધરાવનાર ગ્રહસ્થે ટીકીટ વગર ધાડ મારી હતી.

મેલાવડો બરખાસ્ત થતાં ખાંધીયાઓએ પોતાની સાથે લાવેલા કુતરાઓને તાબડા ફોડી હાજર રહેલાંઓનું મોતું બનાવ્યું હતું. એ ઉપરાંત કેહવાડાની

## બચાઓ સાકુ સાથનો મારો સ્પેશીયલ ઇન્ટરવ્યુ.

કદમી અનજુમને ને જામલી મોહલ્લાના રંગારીઓએ એક ભેગું માનપત્ર આપીને ભલી દુવાઓ સાથ અમુને અકેકી સાલ ઓઢાડી હતી. (પાછલથી એઉ સાલો બજારમાં વેચવા જતાં સુતરાઉ માલમ પડી હતી.) માનપત્રમાં કરવામાં આવેલા એક ઇશારાથી અમે જરા ગુચવાડામાં પડયા હતા, કે તમે મુંબઇનો કીનારો હંમેશનો છોડી જાઓછ એ સમજીને અમે ઘણા ખુશી છઇએ ને છુટકારાનો દમ ખેંચીએછ.

હવે અમારા ઉપડવાની બધી તઇયારીઓ પુરી થવા આવી. ટાઇમસર પુગ્યે નહી તો તોપને મોંને ઉડારવાની બચા તરફથી ધમકી મલેલી હોવાથી, ટ્રેન ચુકી નહી જવાય તેનો પાકો બંદોબસ્ત રાખવા લોમજુ બે દહાડા આગલથી કોલાબે જઇને વેટીંગ રૂમમાં બેઠો. આખરે તે ઇતીહાસીક દીવસ બી આવી પુગ્યો કે જયારે બે બસ્તેકુસ્તીયાન (યાને કુસ્તીબાજ) પારસીઓ બે હજાર વરસ પછી માદર વતન જાબુલીસ્તાન તરફ જંગમાં ભાગ લેવા પંજાબ મેલમાં ઉપડી જનાર હતા. કારતકી સોમવતી અમાસનો તે ભાગ્યશાળી દીવસ હતો. ટ્રાફીકની સલામતી સાચવવા પોલીસ કમીશનરે કોલાબાની ચારે તરફ મસીન ગન સાથના ઘોડેસવાર સીપાહીઓ મુકી દીધા હતા. સ્ટેશન બહાર પીરોસા પાવરીના બબરચીઓ હાથમાં ચમચ સાથ ગાર્ડ ઑફ ઓનર તરીકે ઉભા હતા. સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર મેડીકલ કોલેજના પારસી બૉય સ્કાઉટ હાજર રહેલાં પરોણાઓને સોડા લેમનના ગલાસો પાસ કરતા હતા. રેડ ફ્લેગ યુનીયનના મેમબરો મી૰ ડાંગેની સરદારી હેઠળ અમુને છેવટનું માન આપવા હાજર થયા'તા, ને થોડે થોડે વખને "લાલ'બાવટા કી જય" ના પોકારો કરતા'તા; જેના જવાબમાં બબરચીઓની ગાર્ડ ઓફ ઑનર "લેવ સાહેબો, જરતોસ્તી સીલ્લાની સલામતી" ની બુમો પાડતા. જગાત લાગુ પડેચ કે નહી તે જોવા અમારો સામાન ખોલવામાં આવ્યો.

લીમજીએ નવા બાર રેશમી લેંઘા સીવરાવી લીધા'તા તે પર અઢાર રૂપ જગાત લાગુ પડી, જે એના ફ્રેન્ડોએ સાંજ ઉંઘનાણું કરીને ચુકી આપ્ય મારા ફેંટાના દાબડામાંથી આબકારી ઇન્સપેક્ટરે વીસ રતલ અફીણ પકડ્યુ

ને મને પોલીસમાં આપવાની ધમકી આપી. પણ એ અફીણ તો હું મારા કાયેરીયા પર વાપરતો હતો એમ ખાતરી કરી આપવાથી મને જતો મુકયો. ટ્રેન એ ત્રણ કલાક લેટ હોવાથી લોકો કંટાળી નહી જાય કરીને, મારી અરજ પરથી અમારા જાની ફ્રેંડ સપલ માદને પોતાનું લોકપ્રીય ગાયન,—

"જેઉ પ્રખ્યાત ચીકાગોનો હું એફ. આર. સી. એસ.
ને પેટની કબજ્યાતનો ખાસ સ્પેશીએલીસ્ટ."

ત્રણ વખત ગાઇ સમજાવ્યું, જેના કોરસમાં સ્ટેશન માસ્તર, ટીકીટ કલેક્ટરો ને પોરટરો જોડાવાથી જાસ્તી રંગ ઉમેરાયો. સ્ટેશન માસ્તર બી જરતોસ્તી હોવાથી અમારી પર મહેરબાની કરવા, દરેક મોટાં સ્ટેશન પર તાર કરીને રેલવે પોલીસને અમારી પર ખાસ નજર ને દેખરેખ રાખવા ફરમાસ કીધી. આખરે પંજાબ મેલ આવી પુગ્યો ને ટ્રેન સાથે અમારો સ્પેસીયલ ડબ્બો જોડાયો. એ ડબ્બામાં ફક્ત હીંદુ સોડાલેમન ને ચાયવાલાનો રીફ્રેસમેન્ટ સ્ટોલ હતો; જેની બાજુમાંજ અમારો થર્ડ કલાસ રીઝર્વડ કમપાર્ટમેન્ટ હતો.

રીસેપસન કમીટીના મેંમબરોએ એ ડબ્બાની બહાર અગીઆરીમાંથી લાવેલી સેતરંજી પાંથરી, જે પરથી ચાલી જઇને અમે લોકોએ કમપાર્ટમેંટમાં જગા લીધી; જે વખતે બૉયસ્કાઉટોએ બ્યુગલ ને પરઘમ પર સંજાણ માર્ચ વગાડી અમુને લસ્કરી માન આપ્યું. આ વખતે લગભગ બધાંની આંખમાં આંસુ આવી ગયાં'તાં, ખાસ કરીને અમારા માંગનારાઓનો કકલાટ છાતી ફાડી નાંખે એવો હતો. અમારા નજદીકનાં સગાંઓ ને અતલગના દોસ્તો હવે અમુને ગળે વળગ્યાં જે પછી-તરતજ અમારાં ઘડીયાલ પાકીટ ગુમ થયલાં માલમ પડયાં. મારી બઇરી છાતીફાડ રડતી "જો મંચી, ચાલુ કાગળ લખ્યા કરજે હું. ને વરી પરબીડીયાપર ટીકીટ મારવાનું ભુલી ના જતો, મને ડબલ પઇસા ભરવા પડશે. બઇરી છોકરાંઓને સંભાળવાં પડે કરીને તારા એખલા જીવે મજા મારવા તું લડાઇમાં જાયચ તે હું બધું સમજુંચ. જો સમાલીને રેહજે ને દુરથી તોપના ગોલા આવે તો ભોંયપર સુઈ જજે, નહી તો વલી જીવવાની અસનાઇ ના કરતો. લડાઇ તો તારા વગર બી લડાયા કરશે. પણ તું કંઇ

લો. થઇને નાગી તલવાર સાથે એ ગુવા કાબુલીઓ સામે ધસી ના જતો, જ રાતના સુની વખતે "દગામાય રસથે" ભણજે. જો મને આ રકની આખેરી સુધીમાં કાગળ નથી મલ્યું તો હું તો સપટેમ્બરમાં તમારાં ક્યાં માંડી દેવરા, કે તમારું કીધા કામ રખડી નહી જાય."

લીમજીના માથે એને એક આખો કોથલો ભરીને સો નરીયેલ આપ્યાં કે પેશાવર સુધીની બધી નદીઓમાં અકેક નાંખજે, ને કોઇ નદી ભુલમાં રહી નહી જાય તે માટે એને આખી રાત જાગતા રહેવાની તાકીદ કીધી. અમારી સાથે વીસેક દોસ્તો અમુને કંપની આપવા વસઇ સુધીની ટીકીટ લઇને બેઠા'તા, પણ અમારી બેઉ વીસકીની બાટલી જલદી પુરી થઇ જવાથી ગ્રાંટરોડ સ્ટેશન પરજ ઉતરી પડયા. લીમજીનો ફ્રેન્ડ જમશેદ તરકારીવાલો તો પોકેપોક મુકીને રડગો કે, "હવે તારા વગર મને રોજ ચાય ને ખારી બીસકીટ કોણ ખવરાવશે?"

આખરે સત્તર તોપોના ધડાકા ને ગોડ સેવ ધી કીંગના સરોદા વચ્ચે ટ્રેન ઉપડી, પણ લીમજીના માયજીએ આપેલો બાટીયાનો કંડીયો ભુલમાં પ્લેટફોર્મ પર રહી જવાથી લીમજીએ ચેઇન ખેંચીને ચર્ચગેટ ને કોલાબા વચ્ચે ટ્રેન ઉભી રખાવી; ને આદગી દોરાવીને કંડીયો મંગાવી લીધો. સાંકળ ખેંચવાની પેનલ્ટી તરીકે કોરટમાં દંડ થાય, તે લફરૂં અટકાવવા એણે ત્યાંજ ગાર્ડના હાથમાં રૂ. ૫૦) ગણી આપ્યા.

બરાબર ચોવીસ કલાકે ટ્રેન દીલ્હી આવી પુગી. પ્લેટફોર્મ પર લોકોનું ગંજાવર ટોળું હારતોરા લઇને હાજર થયું'તું. અમે એ બધી ધધુખર અમારે માટેજ હશે એમ ખુદરતી ધારીને છાતી ફુલારીને નીચે ઉતરયા. મેં ટોપી માથા પરથી ઉંચકી ઓડીયંસને બાઉ કીધું ને છટાથી ચલાવ્યું. "ભાઇઓ, તમો અમો જેવા મામુલી આદમીઓને માટે ઉલટ લઇને આટલી બધી તકલીફ લઇને માન આપવા આયાચ તે માટે દીલોજાનથી તમારો આભાર માન્યેચ," પણ મારું ભાષણ કોઇએ સમજવાની દરકાર [illegible] નહી ને બધા અમુને ધક્કા [illegible] આગલ દોડયા

ને ફર્સ્ટ ક્લાસના એક ડબ્બા આગળ એકઠા થઇને 'અલ્લાહો અકબર' ના પોકાર કીધા ત્યારે માલમ પડયું કે એ બધી ધકુબર તો મવલાના શવકતઅલી મુસલીમ કોનફરંસને માટે દીલ્લી પધાર્યાં'તા તેવણુના માનમાં હતી.

ટ્રેન દીલ્લી અરધો કલાક થોભવાની હોવાથી અમે બેઉ જણા મુસાફરીની થાક ઉતારવા વેટીંગ રૂમમાં દાહારી બોડાવી નાહવા બેઠા. અમે હજી બાથ રૂમમાં હતા, તેટલાં ટ્રેન ઉપડવાનો ઘંટ વાગતાં ટ્રેન ચુકી જવાની બીકથી દોડીને પેસેનજરોની હસાહસ વચ્ચે ટ્રેન પકડવી પડી. આ ગડબડમાં ભુલમાં અમારો ડબ્બો ચુકી જતાં અમે બલતાજ કમપાર્ટમેંટમાં ઘુસી ગયા. અંદર બેઠેલા પેસેનજરોએ અમારો અવતાર જોઇને ડોકાં બહાર કહાડીને "ચોર, ચોર, ખુન, ખુન" ની ચીસ પાડી મુકી ને ગાર્ડે ટ્રેન થોભાડી અમુને ગલચીમાંથી પકડીને બહાર કાઢયા, ને હેરાન પરેશાન થવલા અમે અમારા ડબ્બામાં ઠર પડયા.

અમે લોક વેટીંગ રૂમમાં હતા તે તકનો લાભ લઇને કોઇ ભલાં આદમીનું ફરઝંદ અમારો ભાટીયાંનો કંડીયો પસાર કરી ગયલો હોવાથી અમુને આખે રસ્તે બન પાઉં ને લીલી છાલનાં કરક કેરાં પરજ સુકરાના કરવા પડયા. પેશાવર સ્ટેશન પર બચા સાકુનો પેશાવરનો એજંટ સરદાર શીદાઅલી રેહમુજી અમુને રીસીવ કરવા આવ્યો'તો.

અમારા લશ્કરી યુનીફોર્મ જોઇ તે તરત અમારી નજદીક આવ્યો ને અમુને મીલીટરી ટપલી ઝાહરી ને માનથી પુછયું, "જહાંપનાહ હબીબુલ્લાને માટે ખાસ તોપચીઓ આવનાર હતા તે તમેજ લોકો કે ?"

પારટીના વડા ઓફીસર તરીકે મેં જવાબ આપ્યો, "જે લશ્કરી અફસરોની કાબુલ આટલી ઇંતેજારીથી રાહ જોયચ તે અમેજ નામવરો."

સરદાર શીદાઅલી હસી પડયા. "અરે તમારૂં ભલું થાવરે. હું તો સમજતો'તો કે કેવાએક ગબરૂ ને પહેલવાન જેવા ઓફીસરો આવશે, તે આય તો તમે લોક છ મહીના ખાટલે પડીને હવા ફેરફાર કરવા આયા હોય તેવા રગુચકકર જેવા લાગોચ. તમે અફઘાન લશ્કરમાં શું કાંદા કહારવાના હતા."

અમે ભુખ્યા થયલા હોવાથી આ અપમાન સોડીના ગોટ સાથ ગળી ગા. એજંટ હમુને એક સરાઇમાં લઇ ગયો ને ત્યાં અમારો જમવા સુવાનો દોબસ્ત કરી આપ્યો. આખી રાત પોલ્પામાંના માંકર મારયા પછી કંટાળીને નીચે ભોંયપર ચારસો પાંથરીને સુતો. લીમજુને તો ઘેરે બી ચાંચરકરમાં ઉંઘાવાની આદત હોવાથી એ તો દોરની કાની ઉંઘાયો.

સવારના નાસ્તો કરાવી કંદહાર જતી એક મોટર લારીસમાં મીહીદાઅલીએ અમુને બેસાડી આપ્યા. મોટર ઉપડવા પહેલાં એણે અમુને ચેતવણી આપી: "આય બીરાદરાને અઝીઝ, અમીર સાહેબ ગીજાઝના કરકરેડા છે. માટે ખુબ સાવચેતીથી ચાલજો. તમારી માફક મેં અહીંથી બે ડઝન આદમીઓને લશ્કરમાં જોડાવા તમારી આગમજનાં રવાના કીધા હતા. તેમાંથી હાલમાં છ આદમી હયાત છે. બાકાના દોઢ ડઝન આદમીઓ નોકરીમાં નાલાયક માલમ પડવાથી અત્યાર આગમજના તોપને મોંને મુકઇ ગીઆચ. તમે લોકો રોજ દોડવાની પ્રેક્ટીસ રાખજો, કોઇ દહારો એ આદત ઘણી કામ લાગશે."

અમારા તો હોસકોસ ઉડી ગીયા તો બી લીમજીએ જુઠી લંબાસ હાંકી. "સરદાર સાહેબ, મરનેસે ડરના ક્યા. શીપાહી બચ્ચા તો હરરોઝ મોત સાથે રમત રમેચ. તમે અદીં જંગલમાં પડેલાઓ પારસી જવાનોની બહાદુરીની કદર નહી કરી શકો," તે મને બાજુએ કહ્યું, "દીકરા ચા, બચ્ચાં છોકરાં ઘેરે વાટ જોયા કરવાનાં! જો અહીંથી જીવતા જશું તો પેસાવરથી સીધ્ધા ઉદવાડે આતશબેરામને માંચી ચરાવીને ઘેરે જશું."

પરવરનું નામ જબાન પર લઇ અમે લોકો કંદહાર જવા ઉપડયાં. લારીસમાં થોડા આફ્રીદીઓ પોતાને વતન જતા હતા. કમબખ્તો છેલ્લી ઘઇ પરજ નાહેલા હોશે, તે પમરાટ તો એવો નીકલે કે સવારનો ખાધેલો બધો નાસ્તો આપોઆપ બહાર નીકલી આવ્યો. રસ્તાઓ તદન ખાડા ખબોચીયાં ને પથરોથી ચીકાર હોવાથી હું બે વખત ફુટબોલ માફક લારીસમાંથી ઉડીને બહાર જઇ પડયો.

કંદહાર પહોંચતાં અમે તરતજ ત્યાંના મીલીટરી ગવરનર બ્રીગેડીયર જનરલ અહમદખાન આફ્તઅલ્લાખાનને રીપોર્ટ કરયો. એવણ અમુને જોઇને ઘણાજ ખુશી થયા ને કાબુલી તાઝીમ તવાઝા પ્રમાણે અમુને દરેકને ગળે વરગીને કપાલપર અકેકો બોસો લીધો; જેમ કરતાં એવણની દહાડીની ગીલી લાગવાથી અમારાથી ધુમ હસી પડાયું.

લીમજીએ ગુજરાતીમાં કહ્યું. "જોયું કે મગોલ એની જાતપર ગીયો ખરો."

જનરલે હમુને કાબુલથી આવેલો પેગામ કહયો. "આલા હઝરત હબીબુલ્લા તમો શેઠયાઓને જાતે મલવા ને ઇન્ટરવ્યુ આપવા ઘણાજ ઈંતેઝાર છે, માટે તમારે આજે રાતેજ કાબુલ જતી વનઝાર સાથ ઉપડી જવું. જનાબે આલી તમારી મારફતે મુંબઇનાં પેપરોમાં પોતાની તરફેણમાં પ્રોપેગેન્ડા ચલાવવા માંગેચ, માટે એવણને મલીને એ મુરબ્બીજીની સીફારસમાં ખુબ મસકા પાલીસ ચલાવજો."

---

(૨)

પેશાવરના ઉપડેલા અમે કંદહાર પુગ્યા. કંદહારના મીલીટરી ગવરનર જનરલ ગુલામ નબી, જેવણ અસલ મુંબઇમાં ધોબીતલાવ પર સુકી ચાહેનો વેપાર કરતા'તા, તેવણે અમુને બહોંશ કરીને એક અઠવાડયું કંદહારમાં પોતાના પરોણા તરીકે રાખી પાડયા. અમે લોક સવાર સાંજ કંદહારના બજારમાં ફરવા નીકળતા, ને પારસી તરીકે ઓળખાઇ આવવા અમારા યુનીફોર્મ સાથે પારસી પાઘરી પહેરી નીકળતા. અમારે માથેની એ વીચીત્ર પાઘરી જોઇ કંદહારીઓ ધુમ હસી પડતા. ઘણાખરા લોકો તો એમજ સમજતા'તા કે એ વખતે કંદહારમાં આવેલા પ્રોફેસર છત્રેના સરકસના અમે કલાઉનો હોઇશું, ને સરકસની જાહેર ખબર કરવા ફરતા હોઇશું. કોઈ વખત તો અમારી આજુ-બાજુ લોકોનાં ટોળાંનો એવો ગંજાવર ધસારો થતો કે લીમજી કમરે બાંધેલી

તલવાર મ્યાનમાંથી કાઢીને પટા ફેરવતો ત્યારેજ એ લોક જરાબી પાછળ હટતા. કાબુલીના નાલ્લા ચવીના છોકરાઓ તો પાઘરીનાં ઠાઠામાં દુરથી પહેલું ઢોઢીયું કોણ નાંખેચ તેની સરત રમતા; જેની બરકતે ઘેર જઇને પાઘરી ઉંધી કરતાં ઠાઠાંમાંથી ખાસ્સું રૂપ્યા બે રૂપ્યાનું પરચુરણ નીકળતું. અમે એ સેમ્પલો કોણ હોશું ને ક્યાંનાં વતની હોઇશું તે વીષે એ લોક ઘણી ચરચાર કરતાં; ને કોઇ વખત પુર માનોઇઝતથી પુછતાં "એઅદબી માફ કુની, શુમા નામદારાન અઝ કુની આમદેઇ," ને લીમજુ ભાંગી તુટી ફારસીમાં છાતીપર હાથ મુકીને ઝુકીને જવાબ આપતો "હમશીરી હસ્તીમ, અસલ રેહવાસીએ માદરવતન ઇરાન હસતમ, અસ્તમ પસ્તમ."

ઇરાનના અસલ વતની છઇયે એમ સમજીને એ લોક ખુશ ખુશ ને. શીદા શીદા થઇ જતાં કે "બલી. બલી અવલાદે નોશીરવાન આદેલ અસ્ત. માશાલ્લા."

હું તો આ બધી વાત સમજ નહી પરવાથી દેહકાનીની કાની ડાચુ વકાસીને જોયા કરતો કે "લીમજી, એ આગાઓ બલી ને દુધ શું કરી મરેચ. ને એ લોક નસવાન આદીલ ને મારસલને વરે પુછેચ તે બીચારા ખ્યાલ ગાવાવારા આદીલ તો ગુજરી ગીયાચ."

લીમજી મને બફાટ કરતો જોઇને ડોળા કકરાવે કે "તું ફારસી સમજ નહીં મરે તો મુંગો ગગર, એ તો એ લોકોમાંના કોઇએ મને મુંબઇમ જોયલો હોશે તે પુછેચ કે નસરવાનજી એદલજી તમારા માસા થાય કે?"

ફરૂટની સીઝન હોવાથી અમે લોકો પેટ ફાટી જાય તેટલી ફરૂટ ખાતા. ખાસ કરીને દરાખ, જરદાલુ, દારમછાલ ને કૉટ તો જીંદગીમાં નહીં ખાધેલાં એટલાં ખાઇ લીધાં. ને હતી આવી સોજી ફરૂટ મલતી'તી તેથી હું નાહી ધોઇને ખુમચામાં ફરૂટનાં સોજ્જાં નંગ મુકીને મારા મોટા બાવાને નામતું લોબાન બી મુકતો. જનમથી આળસુ હોવાને લીધે હું જરદાલુના ઠરીયા ગળીજ જતો, પણ લીમજુ તો બધા ઠરીયા રૂમાલે લુંછીને કોથરીમાં એકઠા

કરતો, કે મુંબઇ જઇને ઠંડીના દહાડામાં દરીયામાંથી બદામ કહાડીને ઇંડાપાક બનાવશું. જનરલ ગુલામ નબી અમુને કંદહારની બહાર આવેલાં અત્રેનાં વખણાયલાં ખંડીએરો બતાવવા લઇ ગયો. અહીં દુર એક ઉંચી ટેકરીપર રૂસ્તમના બેટા બરજોરના બેટા ફરામરોઝનું દોખમું હતું કે જે નામચીન પહેલવાને એક વખતે ઇરાનથી પેસાવર સુધીનો તમામ મુલક જીતી લઈ અસલી ઇરાની કાવીયાની ઝુંડો જાબુલીસ્તાનમાં ઉડતો કીધો'તો. દખમાની બહારની દીવાલપર ખીલા ને હથોડા રોકી બાપામાં નીચલો લેખ હતો, "નાંમવર પહેલવાન જહાંજોય બરજોરના અઝીઝ બેટા ફરામરોઝની આ આરામગાહ છે ને આ દખમું એ પહેલવાનના વખાણનારાઓ અને દોસ્તોએ એક એમેચ્યુર નાટક ભજવી બતાવીને મેળવેલાં ફંડમાંથી મરહુમની નઇયતે ઇસ્વી સનની પુરવે ૨૨૫૪) માં બંધાવ્યુંચ. અહીં ખાણીપીણી ને પીકનીકે આવનારાઓને અરજ ગુજારવામાં આવેચ કે હારમોનીયમ પર ગાયનો ગાઇ વજારી મરનારોની આ પવીત્ર જગાની શાંતીમાં ખલલ કરવી નહીં; અથવા બીરની ખાલી બાટલીઓ અંદર ફેંકવી નહીં." 31,184

ગુલામ નબીએ અમુને કહયું કે, અહીં શાહ શાહપુરનું ચાલીશ ફીટ ઉંચું એક પથરનું પુતળું બી હતું, પણ તે પુતળું પુરાણાં ખંડીયેરોના જાણીતા અભ્યાસી મી० ફ્રેકી ફીટરે અહીંથી ઉંચકાવી લઇ જઇને તે ઇરાનના પરશીપોલીસના મહેલમાં ઉભું કીધુંચ. અસલી ઇરાની પહેલવાનોની જાહોજલાલી ને સરફરાઝીની યાદ આપતી આ બુલંદ આરામગાહને સેઝદો કરી અમે માથે માથાં કુટીને રડયા ને ઉશકેરાયલા લીમજીએ તો દખમાની દીવાલ પર જોરથી માથું અફારતાં માથાંપર બે મોટાં દીબાં બી ઉઠારયાં.

ગુલામ નબી તો આ નહીં ધારેલા દેખાવ ને માહેતમથી ગભરઈ ગયો. લીમજીએ ડગલાના અસતરથી આંખ લુછતાં ડચકાં ખાઇને ખુલાસો કીધો. "અય નામવર કંદહારી સરદાર, અમે રડીયેચ તેનો ઘણો ગમખાર સબબ છે. આ દખમામાં આરામ કરનાર જીનતગુજીન પહેલવાન ફરામરોઝ અમારા બેઉનો અતલગનો સગો થાયચ. બેહસ્તી આજે જીવતો હોતે તો

અમે આટલા હાડમાર નહી થતે. ને આજે તો અમે ઇરાનમાં રાજ કરતા હોતે." આટલું બોલતાં એનો ડીબો પાછો ભરઇ આવ્યો ને એણે આસમાન તરફ હાથ ઉંચા કરીને કકલતા અવાજે પોકાર ઉઠાવ્યો, "ઓ મારા ફરામરોઝ બાપ, તું મરી ગીયો ને સાથે અમુને બી મારી નાંખી ગીયો ને પારસીઓને બાપલા વગરના કરી નાંખ્યા."

મેં હવે એનો ડગલો ખેંચ્યો, "દીકરા લીમ. હવે બસ કર. ઘણું રડયા તતરયા ને ઘણી એકટીંગ કીધી. મરનારેને ઘણા યાદ કીધા. હવે એ બીચારાઓને સુખે સુવા દે ને જીવતાંઓનો વીચાર કર ને પેલી ટીંગન બાસ્કીટ લાયાંચ તે ખોલ. રડીને આપરે આપરી ફરજ બજાવીચ એટલે હવે મન મુકીને ખાવા બી ગમશે."

પણ લીમજીએ લંબાસ હાંકી, "શરમ છે તુને કે આવી ગમખાર, દીલઆઝોરદે ને જીગર ચાક કરનારી પાક રવાનોની જગા પર બી તું ખાવાપીવાનો હલકો વિચાર કરેચ."

મેં તો ટીંગન બાસ્કીટ ખોલી. "હા દીકરા, તું કહેચ તે બી વાજબી છે. તું તારૂં માહેતમ ચાલુ રાખ, તેટલાં હું ને જનરલ સાહેબ એ મુક ઘણી લાચારીએ ખાઈ લઇગેચ," કરીને મેં ને ગુલામ નબીએ રોસ્ટ મરઘી, પુલાવ, બુરીયાની, બોરમા, વગેરે ઉડાવવા માંડયું. દસેક મીનીટ વેર લીમજી ઢોંગ કરીને રડયા કીધો પણ પછી એનાથી નહીજ રહેવાયું, "પણ તારા પેટ પર શું ધાર આવી? બધું તુંજ ખાસે કે બીજાઓનો બી વીચાર કરસે." કરીને એ બી બનામે ઇઝદ કરીને બેસી ગીયો ને બહેસ્તી ફરામરોઝનો ગમ ભુલાવવા ત્રણ પેગ વીસ્કીના બી ઠોકયા.

જમી રહીને અમે ઘેર તરફ ચાલુ મુકયું. ઘેર પુગતાંજ જોઉંછ તો મારી બઇરીનો અરજંટ તાર પેસાવરથી ફોરવડ થઇને કંદહાર આવેલો. વરી તાર શાનો હોસે કરીને મેં ધુજતા હાથે ઉખેરીને વાંચ્યો. અંદરના અંગ્રેજી ...નો મારી સમજ પ્રમાણે આ ગુજરાતી તરજુમો છે.

"ડીયર મટલાજી—તમે આ મહીનો હદારો થવાના ગીવાય ત્યારની કાગલની એક કાપલી બી નથી ગઇ તે તાં નામુલમાં તમે ને તમારા ધનંધન ધોરી દોસ્તાર શું કારાંઘોશાં કરોચ? બયરી યતી અહીં એમત એમતે સુકઇ ઉગઇ જાયછ ને તમે નક્કરા જેવા તાં લરશના મેદાનમાં ગેખલે છવે મજાહ કરતા હોસો, ને તમે પગાર લઇને હજુ મનીઓર્ડર મોકલ્યો નથી તે ખાઉં કરહું કાણુને; તમારા હાથ પગને. તમે પાનસો રૂપરડી ખરચની આપી ગએલા તેમાંથી તો મેં પાસેનાં વીરીબઇની પીરોજા પરણી તેનાં લગનમાં જવા ઇસાઅલીના સેલમાંથી સારી કપરાં લીધાં. તમે અફઘાન લસકરમાં ઓફીસર તે તમારા પોઝીસન પ્રમાણે મને બી ખરચ રાખવો પડે. જલદીથી ખરચના રૂપ્યા મોકલી દેજો, નહી તો કોરટમાં તમારી પર ભરણુપોસણુની ફરયાદી માંડીને હપતો બંધાવસ. લીમજીની શું ખબર છે? એને મોંનેતું પીપીયું છુટયું કે નહી? એની સુઝે તમે બી બગરીને ધુર થઇ જવાના. ને તમારૂં બેંજું બરેરે, તે મેં તમારે વરે નવા કોરા રૂમાલો નામ પારીને સાથે લઇ જવા બહાર કહારી મુકેલા તે એમના એમ રહેવા દઇને, ણુચાના બોરલાં ઉંચટી ગીયા. હવે જરા સુંવલો ઠેકાણે રાખો ને બયરી થતીનો છવ ના કુહરાવો."

આય ટુકકો ટચ તાર વાંચીને મેં અંદરના બોલ ગણીને હીસાબ કહારયો કે મારી બયરીને એ તાર મોકલવા માટે એકસો ચાલીસ રૂપ્યા ખરચ થયો હોશે. મેં તરતજ એની પર તાર મોકલ્યો. "મારૂં કાગલ ને મનીઓરડર નીકલી ચુકયોય. ખુદા ખાતર કંઇ બી કેહવું હોય તો હવેથી કાગલમાં લખજે, નહી તો મને કાંચ્ચું દીવારૂં કહારવું પડસે."

આ એક મહીનાના અરસામાં અફઘાન લશકરના કાયદા પ્રમાણે અમુને ફરજ્યાત દહારી ઉગારવી પડી'તી, જેથી અમુને ઘણી અકરવકર થતી'તી. ને રોજ ફીનાઇલના પાણીએ ધોતાં બી તે સાફ નહી રખાતી'તી. અમે અવરનવર સાંમસાંમા બેસીને એકેકની દહારીમાંની જુ મારતા'તા. એ દહારીની મોહકાણે મારો જ ચરો રકાસ થયો તેની હકીકત નીચે પ્રમાણે છે. એક રોઝ કંદહારના

બજારમાં અમે લેહરે લેહરે નચીંત જીવે સુખદુઃખની વાત કરતા ફરતા'તા, તેટલાં એક બુરખાવાળી કાબુલી ઓરત હાથમાં બચ્ચાં સાથે અમારી પાસે ધસી આવી, ને મને ટીકીટીકીને જોઇને બચ્ચાંને ભોંય પર મુકી દઇને મારાં ગલાંમાં હાથ નાંખીને ધસાંધસ રડવા પડી કે "જમશેદખાન, જમશેદખાન. મેરે પ્યારે શવહર, તુમ દો બરસસે કહાં ચલે ગયેથે? હમ લોક તુમારી રાહ દેખતે દેખતે થક ગયેથે. ચલો પ્યારે શવહર, અપને ઘર ચલો ઓર તુમારી બીબી બચ્ચેકી સાથ ઝીંદગી આરામસે ગુઝર કરો. ઇધર આવ કાસમ તુમારા અબ્બાજાનસે મીલો." ને તે રીંગણ જેટલું પોરયું ખરડેલા હાથે મારા પગ પર વીટલઈ પડયું.

એક કાબુલી બાઇનું કોઇ પરદેશી સાથનું આવું ટ્રેજીક એક્ટીંગ ખોદાબખસ જોવા પરવારતાં લોકોનું મોટું ટોલું નઝદીકમાં એકઠુ થયું. હું તો આય અણચીતા ધુજારાથી ગાફેલ બની ગીયો ને દીલસોજી ને સધ્યારો મેલવવા લીમજી તરફ ફરયો જે આ બધો દેખાવ જોઇ મોંનામાં રૂમાલ ઘાળીને હસતો'તો.

"લીમજી, આય શું વગર ખાધાની મોરચી. આય મગોલણ એમ ગરે વરગીને મારો ફેસ્તો કરેચ તે તું એને ધમકાવીને કહારની."

મને ખુબ પરાવવાનો લીમજીને આય સુના જેવો મોકો મલેલો એ શું કરવા જવા દેય. એણે તો ખુશાલ કાને હાથ મુક્યા, "બા મને માફ કર. હું તમો વર બઇયરની મારામારીમાં વચ્ચે પરીને કાંય ભુંડો થાઉં? મારી સલાહ છે કે તમે લોકો જુની દુશમની ભુલી જઇને દોસ્તી કરી નાંખો. તેમાંજ શોભા છે. મંચા, મંચા, મારૂં રૂવેરૂવું તારી આવી નાલાયક ચાલથી ધ્રુજેચ. હું ઘણોજ દુખી ને શરમીંદો છેઉં કે એક નાઝુક નાઝનીનનું કુમળું ઝીગર તું એમ નાઝો નખરાં બતાવીને તોડી નાંખેચ. હજુર બી તું એ તારી ફરમાસુ માશુક ને તેનાં તલસતાં બચ્ચાંઓને તારી પનાહમાં લેશે તો આજે માટે મારા મનમાં થોડુ બી માન પેદા થશે. તું મવાલી તો હતોજ

હતી. તવબા, તવબા, શું ઝમાનો આયોચ," કરીને લીમજીએ પરેઝગાર દસ્તુરજીની અદાથી તચાકરી ફેરીને દહાડી પસવારી.

મને ચીર તો એટલી લાગી કે એની દહાડી ચુંટી પીખીને ફેંકી દેઉં. ટોલામાંના પઠાણોમાં પોતાની જાતવાલી બાઇને થયલા આ ગેરઇનસાફથી ઉશકેરાટ વધતો જતો હતો, ને તે લોકોએ પોતાના પટામાં ખોસેલી છરીઓ પર હાથ નાંખવા માંડયો. પેલી બાઇએ તો હવે બુરખો ઉંચકી નાંખ્યો ને મેં જોયું તો તોબા, બાઇની ઉમર ખાસી પચાસેક વરસની હતી. લીમજીએ મારો બરડો ઠોકી મને શાબાશી આપી, "દીકરા મંચા, આટલી મોટી ઉમરની અઘોર બાઇ સાથ પ્યારમાં પડયોચ, તારે તો તારો પ્યાર ખરો મક્કમ ને પાકીઝેહ હોશે. બચ્ચાજી, તું મુંબઇથી મહીનાના મહીના બહારગામ રહેતો'તો તેનો તો કેકો આય ભરમ દેખું. પણ દીકરા મારા, જીવતી બઇરી પર બીજી બઇરી કરવાના અઝીમ ગુનાહની સઝા બી ઘણી સખત છે હં. ને તેં વરી નામ બી બદલીને કેવું રાખ્યું, હં. અરે વાહરે મારા મીયાં જમશેદખાન! તારી બઇરી આગલ મુંબઇ જઇને આ નવાં બીબી બચ્ચાંની વાત કરશ તો બધાં હસી હસીને ઘેલાં થઇ જશું." કરીને લીમજી ધુમ હસવા પડયો. એની તરફથી મને કંઇ બી મદદ કે દીલસોજી મલે તેમ હતું નહીં એટલે મેં પેલી બાઇનેજ પતાવવા માંડી, "દેખો બાઇ, તુમ કુચ્છ ગલતી કરતા હય. ઓર હમકુ ખાલીપીલી ગરે પરતા હય. મેં સદરા કસ્તીકા સોગંદ ખાકે કેહતા હું કે મય કાબુલ આગે કભી નહીં આયાથા, ઓર તુમકુ પહેલી દફા દેખતા હું. મેરા તો બીબી બચ્ચા મુંબઇમાં મોજુદ હય. શાયદ તુમ ચેહરા ભુલ ગયા હોગા" પણ બાઇના ધ્યાનમાં આ વાત ઉતરી નહીં. જમશેદ નામ સમજીને હું ચોંકયો. "લીમજી, હવે મને કંઈ અંધકારમાં ઉજાસ માલમ પડેચ. હવે મને લાગેચ કે આ બધી મલતા ચેહરાની મોહકાણ છે. તું જાણેચ કે હું ને આપરો દોસ્ત જમશેદ ઘડીયાલી ઘણા મલતા આવેચ. બસ મને નક્કી યકીન છે, આય બાઈ મને જમશેદ સમજીને ગરે પરેચ. એનું જમશેદખાન નામ બી બરાબર છે. એ અમાનુલ્લાના વખતમાં કાબુલમાં

બચ્ચાએ સાકુ સાથનો મારો સ્પેશીયલ ઇન્ટરવ્યુ.

૧૬

સરકારી ઘડીયાલોને ચાવી આપવા વરસમાં બે વખત આવતો'તો તે
આય ઘોંટાલો કીધેલો હોશે."

લીમજીના ધ્યાનમાં બી આ વાત ઉતરી, ને મામલો કંઇ વધારે ગ
રૂપ લેય તે પહેલાં ગુલામ નબીજ ત્યાં આવી લાગ્યો ને બાઇને
વરની ચાંપતી તલાસ કરવાનું વચન આપીને સમજાવીને રવાના
ને મેં છુટકારાનો દમ ખેંચ્યો કે ડબલ ફેમીલીની હોનારતમાંથી બા
બચી ગયો.

બજારમાં ફરતાં ફરતાં વીચાર આવ્યો કે કાબુલની યાદગીરીની
ચીજો ઘેર મોકલવી. અમે બેઉ બીરાદરોએ લંબાણ મસલત ચલાવી મુંબઇ
મોકલવા અક્કેક કાબુલી ડુંબો ખરીદ્યો કે ઘેર આગળ બચ્ચાંઓ બી રમે.
ને બેઉ જણા સીધા બજારમાંથી ડુંબા મુંબઇ પારસલ કરવા સ્ટેશનપર ગ
હું એક ઓળખીતા સાથે વાતે રોકાયો તે તકનો લાભ લઇને મારો ડુ
વેટીંગ રૂમમાં સુતેલા એક પઠાણની દહારી ચાવી ગીયો ને ભોંયપર પાંચ
અરધી સેતરંજી ખાઇ ગીયો. પઠાણને દહારીના ડેમેજીસના પચીસ રૂ
આપી પટાવી સમજાવીને દપટ પાડ્યો ને પ્લેટફોર્મ પર ગીયા તો તાં
મારો ડુંબો વધારે તેજી હોવાથી સ્ટેશન માસ્તરના લાલ યુનીફોર્મથી ભરક
સ્ટેશન માસ્તર ને ટીકીટ કલેકટરને મુડું મારી ઉઠલાવી નાખીને નાસી ગી
તે પાછો હાથ આવ્યોજ નહી. એ બી એક રીતે ઠીકજ થયું. કારણ
લીમજીએ એના ડુંબાને પેસેનજર ટ્રેનમાં ચઢાવ્યો તેની ખાલી મુંબઇ વેર
લગેજ તરીકેની ટીકીટનાજ છપ્પન રૂપ્યા થયા જ્યારે ડુંબાની અસલ કી
ત્રણ કાબુલી રૂપ્યા હતી. ને પાછળથી જણાયું કે ડુંબો તો કરાંચી પુ
પહેલાંજ ટ્રેનનો ગાર્ડ તેને કપાવીને ખાઇ ગયલો.

હવે બચ્ચાએ સાકુએ અમુને તરત કાબુલ બોલાવી લાવવા
ખાસ A. D. C. કેપટન અલીબાબાને એક એરોપ્લેન મારફતે તાક
સંદેશા સાથે મોકલી આપ્યો. અંદરના લખાણનો મતલબ એ હતી કે
પારસી ગ્રામીઅરોને અફઘાન લશ્કરને ઉલટ આપવા આટલા મોટા




અવળા હાથે ઓવારનાં લીધાં આંછુંમીછું કરીને,
કરશું મોજ મજાહો અમે દોસ્તો સાથ ફરીને.
લીધું નાળીયેર હાથમાં, ભાંગ્યું મારે કપાળે,
ગંભીર બિમારીનું કાગજ હોય તો નાખજે પહેલી ટપાલે.

ખાસ મુંબઇથી બોલાવી મંગાવ્યા તે એ લોકો હજુ કંદહારમાં શું ફાંફાં મારયા કરેચ. પેલો દગલબાઝ, અમારા તાજોતખ્તનો ઝાલીમ દુશમન નાદર-ખાન મોટાં લશકર સાથે વાહોમ પાયતખ્ત પર ધસીને ને હવે ફકત કાબુલથી ત્રણજ દીવસના રસ્તા પર છે. મારા સીપાહોના તદન પોતીયાં લેવાયચ ને એ લોક બીલકુલ હુજરા બની ગવાચ તેથી એ બહાદુર નવજવાનોને તરત કાબુલ આ એરોપ્લેનમાં રવાના કરજો. મારો ડબ્બો ગુલ થઇ ગયા પછી આવીને એ લોક શું તોપ ફોરવાના છે. મેં દરબારના નજુમી કઇયોસીંગ પાસે રમલ ફેંકીને ફાલ જોવરાવી તે એણે લરઇ માટે પરમ દહાડે ઓછ્ઠરન ગેહનું મુરત આપ્યુંચ માટે એ લોકને સખત તાકીદ કરો કે પવનની પીઠ પર સવાર થઇ તરત અહીં ઉડી આવે. નહીં તો લશકરી ડીસીપલીનનો ભંગ કરવા માટે સખત હાથે ખબર લેવામાં આવશે.

આ પેગામ આવી પુગ્યો તે વખતે અમે કંદહારના એક આલીસાન હેર કટીંગ સેલુન જે ખુલ્લા ઓટલા પરજ હતું ત્યાં ચંપી કરાવતા'તા. અમારી દરેક જણની બબે અરીમધરીમ જેવા પઠાણો આટો ગુંદતા હોય તેમ ચંપી કરતા'તા, ને ચંપી ખલાસ થઈ ત્યારે અમારો અવતાર જીવતા આદમી કરતાં મુવેલાંને વધારે મલતો આવતો હતો. એવી ઉલટથી એ લોકોએ પોતાનું કામ પાર ઉતારયું'તું. ચંપીની આખેરીએ એ લોકોએ અમારી ગરદનનો કટકો એટલી નાજુક અદાથી ફોરયો કે અરધા કલાક વેર અમારૂં મોનું બરડાની સાઇડે થઇ ગયું'તું ને આગલ પગ ને પાછલ મોંનું એવી હાલતમાં ઘેર કેમ જશું તેનો અમુને મોટો અંદેશો પડયો'તો.

અમારી જોસ્તેજ્ુ કરતા બે સીપાહીઓ હેડ કવોરટર્સ પરથી આવી લાગ્યા કે જનરલ સાહેબ અમુને એકદમ બોલાવેચ. અમે ચંપીના દોરીયાં ચુકવી આપી ઘોડેસ્વાર થઇ તરત જનરલને જઇને મલ્યા, જેણે અમુને બચા તરફથી આવેલો પેગામ વાંચી સમજાવ્યો, ને તાબડતોબ ઉપડી જવાનો અમુને લેખીત હુકમ આપ્યો. તરતજ એરોપ્લેનની ટાંકીમાં વીસ ગેલન પેટરોલ ભરી લેવામાં આવ્યું, અમે લોકોએ બી અમારી પાણીની બાટલીમાં

વીસકી સોડા ભરી લીધો, ને યુનીફોર્મ પહેરી લઇ બગલમાં દુરબીનો ને રીવોલવરો ઓલવી લીધાં. લીમજીએ પોતાનું દુરબીન પરભના મેળામાં "કુચ બી ઉડાવ છે આના" વાળા રમકરાંના ગારામાંથી લીધેલું હોવાથી દુરની ચીજ નજદીક દેખાવાને બદલે નઝદીકની ચીઝ દુર જણાતી'તી એવી તેની ખુબી હતી. હવામાં ઉડતા પવન નહી લાગે કરીને અમે ભેંસનાં ચામરાંના મોટા ઓવરકોટો, રબરની કાનીયા ટોપી ને ગોગલ્સ પહેરી લીધા. ને વધારે સાવચેતી ખાતર ખાસ્સો અરધો તકીયો ભરાય એટલો રૂ બેઉએ કાનમાં ખોસ્યો'તો. બધાને મલી ભેટી અમે લોક એરોપ્લેનમાં બેઠા. જનરલ ગુલામ નબીએ અમારા હાથમાં જાણીતા વીમાની કબાલીની લખેલી "હવામાં વીમાનને એકસીડંટ થાય તો શું કરવું?" તેની ચોપડી મુકી કે ખુદા ન ખાસ્તા જો કંઇ એકસીડંટ થાય તો તરતજ વાંચીને તે પ્રમાણે અમલ કરજો. હવે લશ્કરી બેંડે બચા સાકુનું નેશનલ એનથમ "ચુરમ ચુ ચુરર આલી હબવા ખુરમી" વગાડયું ને અમારૂં એરોપ્લેન કાબુલની સરહદ તરફ ઉડયું. હું પાઇલટની બાજુમાંજ બેઠેલો હોવાથી એનજીનના ઘોંઘાટ વચ્ચે મેં ઘાંટા પાડીને એની સાથ વાત ચલાવી. વાતચીત પરથી માલમ પડયું કે એ પાઇલટ ઓફીસર અસલ કાબુલમાં મોચીનો ધંધો કરતો'તો ને બચાના બુરા વખતમાં બચાના બુટ પર હાફ સોલ ને એરી છ છ આનામાં મારી આપતો હોવાથી હાલના એના જાહોજલાલીના વખતમાં બચાએ એ અબુકાસમ પાસથી મોચીનો ધંધો છોડાવીને એને લશ્કરમાં દાખલ કરાવ્યો'તો ને ફક્ત ત્રણ દહારામાં એરોપ્લેન હાંકવાનું જરા તરા શીખવીને જરમનીથી તરતનાં નવાં આવેલાં છસો હોર્સ પાવરનાં એરોપ્લેનમાં એને અમુને લેવા મોકલ્યો'તો. એ બીચારા અસરાફ જવાને ખુલ્લાં દીલથી કબુલ કીધું કે એરોપ્લેનની મશીનરી એ જરા બી સમજતો'તો નહી. તો બી બે ચાર વખત પરી ખરીને જલદી હાંકવાનું શીખી જશે એવી એને ઉમેદ હતી. એણે મારા કાન પર પરીને સધ્યારો આપ્યો કે હમણાં તો મને હાંકતાં પુરૂ પાધરૂં નથી આવરતું પણ ઇનશાલ્લા બે ચાર એરોપ્લેનો મારે હાથે ભાંગશે પછી હું તદન હુસ્યાર થઇ જવસ."

આ સનાનના સમાચાર સમજી મેં ગુંટણુ મંડીગે પડી ત્રણ અથાઉ વેરીયા

ભણી લીધા કે "પરવરદેગાર! તું અબુ કાસમના હાથને જસ આપજે. ને અમારાં હારકાં પાસરાં ભાંગ્યા વગર સહીસલામત જમીન પર ઉતારજે."

લીમથી મેં આય વાત છુપાવીતી ને એ વાત સમજવા જેવી એની હાલત હતી બી નહી. એ મારા વહાલાને તો દરીયો લાગુ પરી ચુકો'તો, એટલે એણે ખાસી અકેકી તસ ભરાય એવી ત્રણ ફરમાસુ ઉલટીઓ મારા આંગ પર કીધી ને મારા ગરામાં હાથ ભેરવી મારી ખાંધ પર માથું નાંખીને એ પરી રહયો ને ધકમાં ને ધકમાં આંખ બંધ રાખીને પુછયા કરે કે મંચા બજારગેટ આયું કે નહી. આજે દુકાન પર જલદી જવાનું છે જો!

અબુ કાસમને નકસો વાંચતા બી આવડતું હોય તેમ જણાતું નહી કારણ કે એ ઘડીમાં જમણા હાથ પર ને ઘડીમાં ડાબા હાથ પર એરોપ્લેન ફેરવ્યા કરતો, ને અલ્લાહના સત પર હાંકયા કરતો. એ વલી જરા જરા વારે નીચે જોયા કરતો. શું જોયચ તે પુછતાં એણે ખુલાસો કીધો કે જો સાત નાલીયેરીના ઝાડનો ઝુમખો સાથે દેખાય તો જાણવું કે કાબુલની સરહદમાં આવી પુગા. અરે તારો દહારો બરેરે અબુ કાસમ! એટલે જો સાત નાલીયેરી સામટી દેખાઇ નહી તો બે ચાર દહારા ઉડયાજ કરવાનું. ને તેટલામાં જો પેટરોલ ખલાસ થાય તો રેતીના રણમાંબી ઉતરવાનું. એ બેટી બાપને મોચીનો ધીકતો ધંધો છોડીને વીમાની થવાનું શું સુજ પડયું. બે એક કલાક પછી લીમજી જરા હુસ્યાર થયો ને એણે એરોપ્લેનનું બારણું ઉઘાડીને નીચે ઉતરવા માંડયું. મેં એનો ડગલો ખેંચીને એને અંદર બેસાડી દીધો. "લીમ, એ શું ઘેલાં કારેચ. તું કહાં જાયચ?

એણે બારણું પાછું ખોલવા માંડયું દીકરા મંચા, મને જવા દે. ગ્રાંટરોડ સ્ટેશન આવી લાગું, આજે બુચીનું વરસ છે તે ઘેરે જલદી આવશ કરીને કહી આવ્યોચ, આપરા ફ્રેડો પીલો, જમશેદ, દીનશા બધા આયા હોસે ને ભુખા ડાંસ જેવા છાંટાપાણીની વાટ જોતા બેસી રહયા હોશે."

મારૂં ઘણું કાહી રહયું’તું તે મેં એનું ડોકું બહાર કહાડીને નીચે મેદાન બતાવ્યું.

“હવે જરા સુધલો ઠેકાણે રાખીને જો કે આય આંટરોડ છે કે પોરીબંદર છે.”

હવેજ લીમજીને અમે લોકો એરોપ્લેનમાં બેસી કાબુલ જતા’તા તે ધ્યાન આવ્યું ને એણે મને બે ચાર ચોપરી કાઢી. “તારૂં ખચ્ચર થાય તારૂં, તેં મોટા પગારની લાલચ બતાવીને મને બચરવાલને અહીં ફુસલાવીને લઇ આવ્યો. કાબુલમાં મરતે એલાહી ખુનામરકી ચાલતી હોશે ને આપરે વાંદરે કસાઇખાનામાં બકરાં કપાયચ તેમ નકામા રેંહસઇ જવાના ને પોરયાંઓ વાટેવાટ જોયા કરવાના.” મેં એને સધીયારો આપીને પટાવી સમજાવી લીધો ને મારાં મોંનામાંની અરધી ચુસેલી લીંબુની પેપરમીટ એને ચુસવા આપી. એ પેપરમીટ ચુસવા પરયો એટલે ખુશ ખુશ થઇ ગયો ને તદ્દન ઠંડો પરી ગીયો. બેટીબાપને બસ પેપરમીટ પર અજબ શોખ! તમે એક પેપરમીટ ચુસવા આપો તો તમારો ગુલામ જેવો થઇ જાય ને તમે એની પાસથી અફલાતુન કામ કરાવી લેવ!

---

(૩)

ગરીઓના દાદખાહ, અમારા બહેસ્તનશીન મુરબ્બીજી, કાબુલના માજી અમીર, બચા સાકુએ પોતાના લશકરને નવેસરથી ઓરગેનાઇઝ કરવા અમુને ખાસ મદદ માટે મુંબઇથી કાબુલ વેર બોલાવી મંગાવ્યા પણ બહેસ્તીના ગરેહ કંઇ નબળા ચાલતા હોશે તે અમો એ નામવરને કંઇ બી ધરખમ મદદ કરયે તે આગમજ એ બીચારાનો ડબ્બો ગુલ થઇ ગયો, ને એવણ બીચારા ડોકાં વગરના થઇ ગયા. બચા સાકુના દેહ પકડાવાના ને પાછળથી એવણનું ડોકું ઉડી જવાના નહેસ્ત સમાચાર પેપરોમાં વાંચી ગભરાટમાં પડેલાં અમારાં વાંચનારાંઓ, પીછાણનારાંઓ, અને માંગનારાઓ તરફથી અમુને સેંકડો પુછપરછ, ગીઆમા ને દીલસે... ...ગાળો તારો ને લવલેટરો મળ્યાં’તાં; પણ તે બધાંનો

છુટો છુટો જવાબ આપવાનું ફુરસદ ને ફુલુસ કમ હોવાથી તેમજ અમારા ગમની ગીરફતારી વચ્ચે નહી બની શકતું હોવાથી, આ ચોપડીની કટારો મારફતે એ બધાં મુરબ્બી ને ખેરખાહોએ બતાવેલી દીલસોજી માટે ઉપકાર માન્યેચ અને ખાતરી આપ્યેચ કે અમે બેઉ બીરાદરો હાલને કાજ તો નાદીરખાનના હાથમાંથી બચીને સહીસલામત આર્કના કીલ્લામાં ભરઇ બેઠા છઇએ.

લી૦ સેવકો,

**મંચુ ને લીમજુ કાવરાણા,**

તે ૩૩૬) અફઘાન રેજીમેંટના સ્પેશીયલ તોપચીઓ.

આપણે જોઇ ગયાંચ કે બચાએ સાકુએ મોકલી આપેલા છસો હોર્સ પાવરના એરોપ્લેનમાં અબુ કાસમ પાયલટની બાંહેધરી હેઠલ અમો કંદહારથી કાબુલ જવા ઉપડયા. હું અબુ કાસમની બાજુમાંજ બેઠેલો હોવાથી મને એના આખ્ખા મોંનાપર કંઇ ફુલ્લા થયા હોય તેમ માલમ પડયું.

મેં પુછ્યું, "મી૦ અબુ કાસમ, તમુને આટલી મોટી ઉમરે બી કેટલા બધા ખીલ છે?" તે એ મારો વહાલો તો હસી પડયો. "અરે નકીરે મીસ્તર મોંચેર, ખીલ શું બરયાચ. એ તો આજે સવારનાજ મને સ્મઇપેર નીકલ્યાચ, ને હમણાં આંગમાં એકસો ચાર ડીગરી બોખાર બી છે."

અરે તારો બાપ મરેરે આય તો એના સઇપર અમુલોકોને બી ઉડશે તેની ધાસ્તીથી મને ટંડીનું લખલખું ચઢી આયું. મેં તો અબુને નામની પપેત ભણીને હેવરસેકમાંથી બેચાર ગોરી કવીનીન ને એસપીરીનની કાઢીને પાણીના ગોટ સાથ પી ગીયો. ને બેઉ ગોલીઓમાંની બબ્બે લીમજીને બી પાસ કીધી કે પાણી સાથ લઇ લે. આય પાસેવારાને તો સઇપર નીકલ્યાચ. લીમજી એનજીનના ઘોંઘાટમાં મારૂં બોલેલું સમજ્યો નહી કે શું તે ચેંક્યુ કહીને પેપરમીટ સમજીને ગોળીઓ બચર બચર ચાવી ગીયો ને પછી આખે રસ્તે ચારૂં ખેંચીને થુકયા કીધો.

કાબુલથી અમે લોક અરધાએક કલાકના રસ્તાપર હોઇશું, તેટલાં અબ્બુ કાસમને ચુર થઇ આવી, કે અમુને મસીનપરનો પોતાનો આડંગ કાબુ બતાવીને છક કરી નાંખવા; એટલે એણે મારા કાનમાં ફુક મારી, "તમે લોકો એરોપ્લેનના કટેરા મજબુત પકરીને બેસજો. હું લુપીંગ–ધી–લુપ કરીને તમુને અજાયબીથી ચુપ કરી નાખવા માંગું છ".

મેં લીમજીને બુમ પાડીને. ચેતાવ્યો, "લીમ, દીકરા, જરા દાંડો મજબુત પકરીને બેસજે; અબુ કાસમ લુપીંગ–ધી–લુપ કરેચ, એટલે હવામાં ઉંધી ગોલાંટ ખાયચ." લીમજીએ તો ઇંદોરના મહારાજા તુકાજીરાવે મડમ સાથનાં પોતાનાં લગન વખતે એને ભેટ આપેલી વરઘોડાની લાલ છતરી, જે એણે કાબુલમાં સખત તાપ પડતો હોવાથી ઓઢીને ફરવા સાથે લીધી'તી તે ફરૂક દઇને ઉંઘાડી ને નીચે કુદી પડવાની તૈયારી કરવા માંડી. "મંચા, દીકરા ગુડબાઇ. હું તો આય વરઘોડાની છતરીને પેરેશુટ તરીકે વાપરીને નીચે કુદી પરૂંચ. હું સીધો સીસતાનમાં ઉતરશ ને પગે ચાલતો કોહીસ્તાનને રસ્તે મુલતાન જવશ. આપુને બા એ લુપીંગ–ધી–લુપ ને સીપીંગ–ધી–સુપ નહી પરવડે. એ મોચી વળી એરોપ્લેન શું હાંકી જાણતો'તો. તારી કંઇ બી છેલ્લી ખાહેસ હોય તો ખુલ્લાં દીલથી જાહેર કર, હું સરોચસમથી બજા લાવશ."

લીમજી હજુ પોતાનું બોલવાનું પુરૂં કરે તે પહેલાં તો અબુ કાસમે સત્યાનાશ ગીયાએ એરોપ્લેનને એક મજબુત ગોલાંટ આપી, ને અમે લોકો બધા માથું નીચે ને પગ ઉપર તેમ થઇ ગયા. મેં તો મોત ચેતીને એરોપ્લેનનો કટેરો પકડી રાખ્યો'તો પણ લીમજીની છતરીમાં તો પવન ભરઇને ફુરૂક દઇને એના હાથમાંથી ઉડી ગઇ; ને છતરીને ભરોસે નભરવસ બેઠેલા લીમજીના ટાંટીયા ઉંચકઇ ગયા, ને એ લગભગ આખો બહાર ઉકલઇ પડયો. એણે ધાસ્તીની ચીસ પાડી, "મંચા, હું તો ચાલ્યો, કંઇબી કરીને બચાવ."

હું તો આય નવી આફતથી તદન હેબતઇ ગયો, પણ

તરતજ સમયસુચકતા વાપરી લીમજીને પકરવા હાથ લાંબો કીધો. ખુદાના હજારો હજાર શુક્ર, કે લીમજીના પાટલુનમાં પોએલું પાટી જેવું જારૂં નારૂં મારા હાથમાં આવી ગયું, ને તેને મેં મારી કાંડીની આસપાસ બેત્રણ આંટા આપીને લપેટી લીધું. સારાં નસીએ નારાંનો ગાંઠ બી ચપટક ગયો'તો. નહી તો જો સરગાંઠ હને તો પાટલુન મારા હાથમાંજ રહી જતે, ને લીમજી ઉંચેથી ચીભરાંની કાની જમીનપર ટપકાતે. અબુ કાસમે એરોપ્લેનને બીજી ગોલાંટ આપી તદન સીધું બનાવી દીધું, ને લીમજી પાછો પોતાની અસલ બેઠકમાં પટકઇ પડયો. આટલો વખત બજારમાંથી લાવેલી મરઘીની માફક એનું માથું નીચે લટકતું રહેલું હોવાથી એના ચેહરાએ જાંબુરનો રંગ પકડયો'તો. મેં એને થોડાવાર આરટીફીશીઅલ રેસપીરેશન આપ્યું. અબુ કાસમે મને એની હુટીમાં રમ ને તમખીર ભરવા કહયું, ને તે સલાહને અનુસરી મેં રમતું મોટું પોતું ભીંજવી ઉપર તમખીર ભભરાવી પેટપર બાંધ્યું, કે એ બેત્રણ મોટી છીંક ખાઇને તરત હુશીયાર થઇ ગયો. જે છીંકના જોરથી એરોપ્લેનની બારીના બધા કાચનો ખુરદો થઇ ગયો, ને મારો બી એક કાનનો પરદો ફાટી જવાથી હું બી આઠ દહાડા જરા બહેરો રહયો.

શુધ્ધીમાં આવતાંજ એણે પહેલો સવાલ પુછયો કે હું કેબીનમાં સુતોચ કે આપરે દરીયામાં સ્ટીમર પર છઇએ કે? મેં એને શું બન્યું તે કહેતાંજ એ ઘણો ઉશકેરઇ ગયો, ને છરી કાઢીને અબુ કાસમને મારવા ગયો કે, "એ ચલ્લીચોરની મકદુર છે શું કે એરોપ્લેનમાં બેઠા બેઠા એમ ગુલાંટ ખાવાનાં થેલાંચેરાં કહાડે. એ શું કંઇ સરકસના તંબુમાં કસરત કરવા આયોચ શું? બસ એનું પેટ ચીરીને એનાં આંતરડાં બહાર ખેંચી કહારૂં તોજ હું મોબેદનું ફરજંદ." મેં એને સમજાવી પટાવીને દપટ પાડયો ને બે બાજી વેનીલાની પેપરમીંટ ચુસવા આપી. એ ચુસતો ચુસતો ભર ઉંઘમાં પડયો. એની પેપરમીંટ ચુસવાની એ આદત મને ખબર, તે ગજવામાં પેપરમીંટની બાટલી સાથે લઇનેજ ફરૂંચ તે ઘણી કામ આવેચ.

અબુ કાસમે હવે ખુશાલીથી બુમ પાડી "શુક્ર અલ્લાહી, કાઇસના

મેદાનમાંની પેલી સાત ખજુરી દેખાયછ. આપરે કાબુલ આવી પુગ્યા;" એણે એરોપ્લેનની ચાલ ધીમી કરી નાખી તેને શહેરના વચલા ભાગમાં આવેલાં મેદાનમાં ઉતારયું, પણ જમીનપર ઉતરયા પછી કયું લીવર ખેંચીને એરોપ્લેન ઉભું રાખવું તે એ ભુલી ગયલો હોવાથી એરોપ્લેન જમીનપર દોડયા કીધું ને મેદાનમાં નાખેલા એક સામયાનામાં એક કાબુલી લગનની પાંટ જમવા બેઠી'તી તેની વચે ધસી જઇ મીજલસના મહેમાનોને ચોતરફ જમતાંજ નહસારી મુકી, પરણતા છોકરા ને તેનાં સાસુ સસરાને તથા નેકા પઢાવતા કાજીને ઉઠલાવી નાખી, મેદાનને નાકે આવેલાં ઇસલામ જીમખાનાની દીવાલ સાથે અફરીને પુરચેપુરચાં થઇ ગયું. અમે બેઉ જણા તોપના ગોલાની કાની ઉડીને છાપરાં પર પડયા. અબુ કાસમને ત્યાંથીજ સીધા સ્ટ્રેચપર નાંખીને ઇસ્પીતાલમાં લઇ ગયા. મને બી આંખ આગળ તારા સીતારા જણાતા'તા, ને હું અરધી બેશુદ્ધ હાલતમાં હતો. લીમજીએ દયા ખાઇ પોતાની ફ્લાસ્ક કહાડીને મને અરધીએક પીવરાવી, તારે મેં આંખ ખોલીને જોયું. "દીકરા લીમ, એ શું દવા છે? એનાથી મને જરા ઠીક લાગેચ. એક બીજો ડોઝ પીવરાવ"

લીમજીએ ફ્લાસ્કને ચપટ બુચ મારી ગજવામાં મુકી દીધી. "દીકરા, એ દવા ઘણી ઝેરી છે. ઉપર લાલ લેબલ છે તે જોની. એ તો ઘણી સાચવીને રાખવાની ને કંઇ નવું જુનું થાય તારેજ વાપરવાની."

હવે મુંબઇ વેરથી સુનંદા પારસી તોપચીઓ કાબુલમાં આવી પુગવાની ખબર શહેરમાં વીજળીની વેગે ફેલાઇ ગઇ. કાબુલના ગવરનર દોસ્તમહમદે પોતે એક લશકરી ટુકડી સાથે પધારી અમુને છાંપરાંપરથી નીસરણીએ ઉતારી માનોઇઝતથી સરકારી ગેસ્ટ હાઉસમાં લઇ ગયા. અહીં અમારી શાહના પરોણા તરીકે ઘણીજ અચ્છી ખીદમત કરવામાં આવી. મીનુ તરીકે રાતના ભેંસના ખરીયા ને સુસવાટની પુછડીનો સુપ હતો, જેને અમે ઘણીજ લેહઝતથી ઇન્સાફ આપ્યો. ભેંસની ગુર ઠોકીને કહારવા જતાં બેચાર પ્લેટનો અમે ખુરદો કરી નાંખ્યો. છેલ્લે ઉંટના દુધનું પુડીંગ હતું, પણ અંદર ધાનાજીરૂ જાસ્તી પડેલું હોવાથી તદન લેવરા જેવું સખત થઇ ગયલું હોવાથી, અમે તે હથોરીએ તોડીને ખાધું.

હવે આખા દાહરાની રંજ ને હેજગારીથી ઘણુજ થાકી ગયલા હોવાથી, અમે ચીકણા હાથ અમારી દાઢી પરજ લુંછી નાંખી, ખરડેલા હાથ ધોયા વગરજ બુટ સુદ્ધાં બીછાનાં પર જઇને પડયા. પરાયા મુલકમાં ને લડઇ જેવો ગંભીર મામલો હોવાથી, અમે ભરેલી પીસતોલો તકીયા નીચે લઇનેજ સુતા. રાતના ઊંઘમાં લીમજીએ ખરાબ સ્વપનો જોઇ અછારપછાર કરવાથી, એની ભરેલી પીસતોલના ઘોડાને હાથ લાગી જતાં તે અકસ્માત ફુટી ગઇ, ને ગોલી મારા જમણા કાનમાં આંધરું પાડી બહાર નીકલી ગઈ. દુશમનો આવી પુગેલા સમજી મેં બી અંધારામાં છ બાર ખાલી કીધા. બત્તી કરીને જોતાં લીમજી ધાસ્તીનો મારયો ધોલ્યા નીચે ભરાઇ ગયલો જણાયો, ને ટેબલ પર પડેલી એની લશકરી હેલમેટમાં ગોળીનાં બે આંધરાં પડેલાં જણાયાં. લીમજીએ ખુદાના શુકરાંના કીધા કે મેં ગોલી છોડી ત્યારે એ હેલમેટમાં એનું માથું નહી હતું!

બીજે દીવસે સવારના દસ વાગે શાહ હબીબુલ્લા ઉર્ફે બચાને મલવા જવાનું હોવાથી, એ શાહી મુલાકાત માટે અમે પાછલી રાતથી ઉઠીને તૈયારી કરવા માંડી. અમાનુલ્લાએ ગેસ્ટ હાઉસમાં બધું ફરનીચર ઇંગ્લીશ સ્ટાઇલ પર મુકાવ્યું'તું, એટલે મોટાં ઇંગ્લીશ બાથ ટબમાં નાહવા બેસવાનું હતું. લીમજી ટબમાંનું પાણી ગરમ છે કે નહી તે તપાસ્યા વગરજ, કપરાં કહારીને ફફરતાં પાણીનાં ટબમાં બેસી ગીયો, ને દાઝી જવાથી ઓ માયરે, ઓ બાપરે કરવા પડયો. મેં દોરી જઇને એને બહાર ઘસડી કહાડયો, ને સાદરી પર નાંખી આખે દીલે હેઝેલીન સ્નો ચોપડી અરધો કલાક પંખો નાંખ્યો, ત્યારેજ એ ડપટ પડયો.

શાહની હજુરમાં પહેલોજ દેખાવ આંજી નાંખે તેવો કરવાનો હોવાથી અમે ઘણીજ સંભાલ ને કાળજીથી તઇયારી કરવા માંડી. અમે બેઉએ દાઢી અરીઠાંના ફીણથી ધોઇ નાંખી ઉપર કોલનવાટર છાંટી ઘણી સફાઇથી હોરી. લીમજીએ દાઢીનો વચ્ચેથી સેંટો પાડી, તેના બે ચોટલા ગુંથ્યા, ને ઉપર બ્લુ રીબનનો બો બાંધ્યો. મેં મારી દાઢીના બેઉ છેડા કાનની આસપાસ

ગોલ લપેટી, હોલીવુડની સીનેમા સ્ટારોની સ્ટાઇલ પર જલેબી રોકા બનાવ્યા, ને હદારી છુટી નહી થઇ જાય કરી અંદર બાલના સુઇયા ખોસ્યા. અફઘાનીસ્તાન આવ્યા પછી અમારાં કપરાંમાં માંકર ચાંચર ને જુ વધી પડેલી હોવાથી આખે આંગે કીટીંગ પાવડર છાંટયો. મેં યુનીફોર્મ પર મુંબઇના ચોરબજારમાંથી લીધેલું ગીલીટનું લોખંડી બખતર પહેરયું'તું, જે જરા ટાઇટ પડતું હોવાથી દમ લેવાની અડચણ પડતાં હું બાજુમાંના ઘસકોરાં ઢીલાં કરતો. કમરે શીવાજી મહારાજે મારા મોટાબાવાને રાયગઢનો કીલ્લો જીતવા માટે ભેટ આપેલી ભવાની તલવાર બાંધી'તી, ને પીઠ પર ગેંડાના ચામરાંની ઢાલ લટકાવી'તી. મારો બધો અવતાર ઇમપીરીયલ સીનેમામાં આવી ગયેલી ફીલમમાંના "બહાદુર બહારવટીયા" ઉર્ફે "રણઘેલા રજપુત" જેવો લાગતો'તો. લીમજીભી પીલાકસ પર જઇ રતન શીનોર પાસથી રૂસ્તમ સોહરાબના ખેલમાં વપરાતો રૂસ્તમનો કાવીયાની ગુરજ કાલાવાલા કરી માંગીટાંગીને લઇ આવ્યો'તો. રતન શીનોર તો પોતાના કદ પ્રમાણે રૂસ્તમ તરીકે એ ભારી લોખંડી ગુરજ સ્ટેજ પર વોકીંગ સ્ટીકની કાની લઇને ફરતો'તો પણ લીમજી તો એ ગુરજ ખાંધ પર મારીને ચાલતાં જરા જરામાં હાંરી જતો, ને દસ દસ કદમે દમ ખાવા બેસી જતો, જેથી હું એની પર ઘણોજ છેરાતો કે આટલી મોટી ઉમરે એમ લોખંડનો ગુરજ ઉંચકવાનાં શાનાં ફાંફાં ને પંછારા મારેચ. તું એમ ભારી વજન ઉંચકેચ ને તુંને હરનીયા બરનીયા થશે તો હું જંગલમાં તુંને સાચવતો મરવા પડશ. જેનાં કામ તે તે કરે. ને કોઇ વખતે આપુને લડઇમાંથી તોપ મુકીને નાસવું પડશે તારે તું ગુરજ લઇને કેમ દોડવાનો છે?"

હમે બેઉ બીરાદરો હવે ફુલ યુનીફોર્મમાં સજ થઈ, ફુલ મહોરાની અમારી પાઘરી પર કુંકુનો ચાંલ્લો કરી, પાનની પટી ચાવી મોંતું લાલ કરીને શાહી મુલાકાત માટે ગેસ્ટ હાઉસમાંથી બહાર નીકલ્યા. અમારા દરજાને છાજતું માન આપવા નામવર શાહ બચાએ પોતાની ખાસ રેજીમેંટ, જે "દમદમે કલંદર"ના નામથી પ્રખ્યાત હતી, તેની બે ટુકડીઓ મોકલી આપી હતી; જે લોક બહાર સફ સમારી ઉભા હતા. મોટે ભાગે દમદમે કલંદરના

એ શુરા સીપાહીઓ, રાતના પહેરી સુતેલાં ખમીસ ને કાબુલી લેંઘાનાજ ડ્રેસમાં કમરે ગોલીના પટા બાંધી, બંદુક ખાંધ પર લટકાવી હાજર થયા'તા. અમુને બહાર નીકળેલા જોતાંજ કંપની કમાનડરે મોંનામાંથી પાનનું બીડું થુકી નાંખી, અફઘાન ભાષામાં "કત્લેઆમ—ખોપરી જામ"નો મીલીટરી ઓરડર આપ્યો, કે તરતજ અમારા માનમાં બંદુક હવામાં ઉંચી કરી, એ બીરાદરોએ દરેકે ત્રણ ત્રણ બાર હવામાં છોડયા. તરતંના જોડાયલા થોડાક રેકરૂટોની નીશાન એવી આબાદ હતી કે મોટે ભાગે ગોલીઓ અમારા કાન ને નાકની પાસેથી પસાર થઈ ગેઈ ને લીમજી તો બબડયો કે "એ કમબખ્તો આપરે માટે ખુશાલીના બાર કરેચ કે આપુને અહીંજ દફનાવવાનો હીસાબ કરેચ." જ્યારે બધા બાર ખલાસ થયા ત્યારેજ અમારા પેટમાં જીવ આવ્યો. અમે બેઉ જણાએ ગંભીર ડાચુ કરીને, જાણે એવા બનાવો અમારા બાગમાં રોજ-નાજ બનતા હોય તેમ ગાર્ડ ઓફ ઓનરની તપાસ લીધી; જે કામ પુરૂં થતાં લીમજીએ ઘણાજ ભપકાથી ગોળવાલા સ્વીમીંગ બાથમાંથી ઉંચેથી ડુબકી મારવા માટે એને મળેલો કાંસાનો ચાંદ, એણે ગજવામાંથી કહારીને કંપની કમાનડરના કોટ પર પીન કીધો, ને ફ્રેંચ સ્ટાઇલ પર તેને બેઉ ગાલ પર કીસ કીધી; પછી સીપાઓ તરફ ફરી ખંખાર મારી એણે ફારસીમાં ભાષણ ચલાવ્યું. "અય મારા બહાદર અફઘાન સીપાહીઓ, સ્ટ્રેચર બેરરો, બીરાદરો ને બસ્તે કુસ્તીઆનો; તમો જેવા શુરા સીપાહો સાથે જંગના મેદાનમાં ખભે-ખભું અથડાવી દુશમનો સાથે લડવાના અમો પારસી કોમના બહાદુર નબીરાંઓને મળેલાં આવાં અનુપમ માન માટે અમે ખરાં દીલથી મગરૂર છઇએ. અમે લોકો અમારી તારીફ કરીએ તે વાજબી ગણાય નહી, પણ જરાબી સહરાગાત વગર કહુંચ્ કે જો અમો બે બીરાદરો હતે નહી, તો પાણીપતની પહેલી લડઈ પાંડવો જીતતે નહી. (લશકરીઓ તરફથી હુરરેના પોકારો) બીરાદરો, સીપાહીઓએ મરહબા, આફરીન, ઝીંદા, બાશ—ના પોકારોથી આ ખુશ ખબર વધાવી લીધી. લીમજીની આ ચપલઇ ને વાકયચાતુરીથી હું હેરત થઇ ગયો. હવેજ મેં જોયું કે લીમજી બીચારો ઘેરમાં ઉંદર જોઇને બી બીહીને ચીસ પાડનારો તે અહીંની ખુલ્લી નફ્ફરી

જીંદગીથી ને મારી હીંમતની કુમકથી બાઝી મરદ બન્યો'તો. હવે અમારે માટે બેસવા તઇયાર કરાવેલો હાથી, જે પોતાની દોલાના ઘોરા જેવી ચાલથી અંગ્રેમેન્યુસના નામથી ઓળખાતો હતો તે આગળ લાવવામાં આવ્યો. હાથી-પર કીંમતી ગાલીચા નાખવામાં આવ્યા હતા, ને પીઠપર એક ચાંદીની અંબારી દોરડાંએ બાંધવામાં આવી હતી. અંબારીની અંદર બે હાથીદાંતની ખુરસીઓ અમારે માટે મુકવામાં આવી હતી. આ બધો રાજવંશી ઠાઠ ને ભપકો જોઇને અમે ઘણાજ ખુશ થઇ ગયા. મેં લીમજીને કહયું. "દીકરા, આપરાં લગન વખતે બી આવી ધામધુમ તો નહી થયલી હોશે. આપણી હાથની ધરતીઓ જો હમણાં આય અવતારે ને તરાસમાં જોય તો ને લોકનાં હઇયાં કેવાં હરખઇ જાય, ને આપુને કેવાં ઓવરણા લઇને કટકા ફોરે! એ આપરી ધણીયાણીઓ આપુને હંમેશ તાણાં મારતી'તી કે તમે લોકો તદન સાગુસુકાલ્યા ને ગુતારા છેવ ને કોઇ અરધીના ચણા બી તમુને નહી આપે." તે આજે આપરે આ લશકરીઓ વચ્ચે હાથીપર અંબારીમાં બેસી સબી પરાવીને ઘેર મોકલ્યે, કે એ લોકની બી ખાતરી થાય કે કેવાં નામીચાં આદમીઓને એ લોક પરણવાને ભાગ્યશાળી થયાંચ. આખી જીંદગીમાં મેં હાથી આગલ કેઠે જોયલો નહી હોવાથી એના લાંબા બહાર નીકળી આવેલા દાંતને ખુંટીઓ સમજી, મારી બંદુક ને પાણીની બાટલી દાંતમાં ઓળવી. આ બેઅદબીથી એગ્રેમેનુસે પોતાના મોભાનું અપમાન થયલું સમજી મને કમરપર સુંઢનો મજબુત ફટકો મારયો, જે જોઈ લશકર રમુજથી હસવા પડયું.

હવે હાથીની બાજુમાં સીડી ઉભી કરવામાં આવી જે પર ચઢીને હું અંબા-રીમાં બેસવા ગીયો. હજુ તો અંબારીની અંદર પગ મુકયો નહી તેટલાં લીમજીના ભેજાંનો કીડો ચવડયો, તે એણે આખી તમખીરની દાબડી સુંઢમાં ખાલી કીધી. હાથીએ તો આસમાન તુટી પડે તેવી છીંક ખાવા માંડી, ને નીસરણી નાંખી દઇ મેદાનમાં છાકટા આદમી માફક ગોળ ગોળ દોડવા માંડયું. એકેકી છીંક આવે ને હું ઘડીમાં પુછરી તરફ તો ઘડીમાં માથાં તરફ એમ અંબા-રીમાં ઉછલાઇ પડયા કરું. સીપઇઓએ હાથીને રોકવા ચોમેર કુંડાળું કરી બંદુકના બાર કરવા માંડયા. હાથી વધારે શુર પર ચઢયો ને મેં જીવતો નીચે

ઉતરવાની આશા મુકી દીધી. આખરે લીમજીએ ભેજું દોડાવી હેવરસેકમાંથી એક નરીયલ કાઢી પાસે ઉભેલા સીપાઇના માથાંપર તે નરીયલ ભાંજી, અંદરથી કોપરૂં કાઢીને હાથીને દુરથી બતાવ્યું કે હાથી ઠંડો પડી કોપરૂં ખાવા દોડી ગયો. હું અંદરથી બેશુદ્ધ હાલતમાં નીચે ઉતરયો. મારા બે આગલા દાંત પડી ગયા'તા, ને આંચકાઉંચકીથી આંગ પર બેચાર ઠેકાણે ગોબા પડયા'તા. લીમજીને મેં એવી મસ્તી કરવા માટે ગારઓર દીધી, ને ખુલાસો પુછયો તે એણે ઠંડે પેટે જવાબ આપ્યો કે એણે હાથીને આગલ કોઇ દહારો છીંકતાં નહી જોયલો હોવાથી આવી તક મલી તેનો લાભ લઇને એ કેમ છીંકેચ તે જોઇ લીધું.

અમુને હારતોરા પહેરાવ્યા બાદ અમે હાથીપર બેઠક લીધી, અને ૩૧ તોપની સલામી બાદ અંમારી સવારીએ શહેરના મુખ્ય રસ્તાઓ પર આગલ વધવા માંડયું. અમારે મોખડે દમદમે કલંદર રેજીમેંટનું પાયદલ લશકર હતું. જેની પાછલ તેજ રેજીમેંટનું થોડા વખત પર ઉભું કીધેલું બેંડ પોતાના કંડકટર સુજાઉદ્દવલાની સરદારી હેઠળ કંઇ ઇંગ્લીશ મીલીટરી ટયુન વગાડતું હતું. બેંડના વીસેવીસ આદમીઓ વીસ જુદી જુદી ચીજ વગાડતા હોવાથી શું ટયુન હતો તે નક્કી કહી શકાયું નહી. લીમજીના વીચાર પ્રમાણે એ લોકો "ઇટ ઇઝ આ લોંગ વે ટુ ટીપરારી" વગાડતા હતા, જ્યારે મારી સમજ પ્રમાણે એ લોકો ભોલીગુલના ખેલમાંનું "સઇયાં મય તો તુંજસે નહી બોલુંગી" વજાડતા'તા.

બેંડની પાછલ અમારો હાથી એંગ્રેમેન્યુસ પોતાની પીઠપર બેઠેલા બહાદુર સપેહસાલારોને લઇને મગરૂરીથી ચાલતો હતો; જેની પાછળ અમાનુલ્લા હાઇસ્કુલના છોકરાઓ બોયસ્કાઉટના યુનીફોર્મમાં ભાલા સાથ ચાલતા હતા. બેચાર ચવીત્રા છોકરાઓ હાથીને ભાલા ભોંકી અંબારીમાંની અમારી ડગમગતી બેઠકોને વધારે ધાસ્તીભરી બનાવતા'તા, જે વખતે મને મહાભારતના ખેલના ગાયનની લાઇન "ડગમગ ડોલે તોરી નઇયારે નાવ પુરાની" યાદ આવતી. આખો રસ્તો હજારો લોકોની ધમાલથી હલમલી રહયોં'તો. લોકની નજર અમારી પોહલી પેશાની ને ખુબસુરત લડાયક ચહેરા પર પડતાં "હુરરે,

"ઉમરદરાઝ બાદ. દૌલતેશાદ બાદ ખુશ આમદી" વગેરે પોકારોથી આસમાન ધુજાવી મુકતા. મેં લીમજીનું ધ્યાન ખેંચ્યું કે એ લોક આપુને ખુશામદી કરીને આપરૂં ઇનસલ્ટ કરેચ; પણ એણે ખુલાસો કીધો કે ફારસી નહી આવરે તો મુંગો ગગરી રહે. ખુશ આમદી એટલે તમે નામવરો ભલે પધારયા.

બચા–સાકુએ બાહેર પાડેલા હુકમ મુજબ રઇયત પોતાની ખુશાલી જાહેર કરવા મોટા ફટાકડા ચાલુ ફોડતી હતી, જેમાંના બે ચાર સુરસુરયાં અમારી પાલ-રીના હાદામાં આવીને પડયા, ને અમે બીહ ધુજીની મરી ગયા કે, રખે ને આંગ-પરનો દારૂગોળો સળગીને ફાટી જાય. ઘેરોની અગાસી પરથી નાજુક નાઝનીને નાલ્લા રૂમાલો ઉડારતી, ને હસીને અમારી પર ફુલોનો વરસાદ વરસાવતી. એક અધ્ધેર ઉમરની ચસમો પહેરેલી શોર્ટ સાઇટ કાબુલણ બાઇએ ખુશાલીની ઉશકેરણીમાં ફુલને બદલે બારીપર મુકેલું ફુલનું કુંડું ઉંચકીને હસીને ફેંક્યું તે લીમજીના ઠોબરામાં આવીને પડયું; ને એ બીચારાનું કનોરૂં રંગઇ ગીયું. અમારી પારટીના વડા તરીકે આ બધું માન સ્વીકારી, લોકોને વળતી સલામ કરવાનો મારો અંગત હક હતો; જેને અનુસરી દર મીનીટે હું હસીને મીલીટરી સલામ કરતો'તો. પણ લીમજીબી વચ્ચે પુરાયો, ને એણેબી અંબારીનો કટેરો પકરીને ઉભા થઇને હસી હસીને બાઉ કરવા માંડયું. મીલીટરી ડીસીપ્લીનનો એમ ભંગ થવા માટે મેં સખત વાંધો ઉઠાવ્યો; પણ એણે મને દાદ આપી નહી, કે તું સીનીયર ઓફીસર હોય તો તારે ઘેર રહયો. એ બધી લાહેરી ને દમદાટી પેરેડ ગ્રાંઉંડ પર કરયા કરજે. આ બધું માન તો લોકો મારા દમામદાર ચહેરા ને ખુબસુરતીને લીધે મને આપેછ. તું એખલો હોતે તો બધાં ભરકીને ખર-કીમાં ભરઇ જતે." આખરે સેતાન ડાબો કરવા મેં એવું ઠેરવયું કે જમણા હાથ પરના લોકોની સલામ હું લેઉં, ને ડાબા હાથ પરની સલામી એ લેય.

અરધો માઇલ જવા પછી, અમારી સવારીની સફરમાં નહી ધારેલી ખલલ પડી. એગ્રેમેન્યુસ કોઇબી રીતની ચેતવણી આપ્યા વગર, રસ્તાની અધવચે ખુશાલ પગ પહોળા કરીને ફસડઇ પડીને બેસી ગીયો, પટાવી સમ-જાવીને. કે ગોદા મારીને ઉઠાડવાની અમારી બધી કોશેશો રદ ગઇ. એના

કાન પાસે ફોડેલી રીવોલવર કે ફટાકડાનેબી એણે મચક આપી નહી. આખરે એના માહવતને યાદ આયું કે આય તો એનો નાસ્તાનો વખત છે, તે નાસ્તો ખાધા વગર એ અહીંથી ઉઠવાનો નથી. એનું સત્યાનાસ જાય એનું તે પહેલેથી નાસ્તો ખવારીને લાવતેની, કે અમારો એવો રકાસ નહી થતે. એંગ્રેમેનુસના નાસ્તાની હવે બધી ધમાલ ચાલી રહી, ને એણે દજન નરીએલ (કાટલી સુધાનાં) ને એક થારી ભરીને કોપરાંપાક ખાધો ત્યાર પછીજ અગાચી ખાઇ ઉઠીને ચાલવા માંડ્યું.

---

(૪)

અંગ્રેમેન્યુસે હવે ભરેલાં પેટે ઘણી ઉલટથી આગલ વધવા માંડ્યું. રસ્તામાં માજી શાહ અમાનુલ્લાનો શાહી મહેલ જોયો. એક વખતનો શાહી ઠેરાથી દીપતો અને સેંકડો દરબારીઓ અને લશકરની દોડ-ધામથી ગાજી રહેલો એ મહેલ આજે તદન સુનો પડયો'તો. બહારના મોટા લોખંડી દરવાજા પર "To Let" યાને "ભાડે આપવાનું છે" નું પાટયું લગાડયું'તું. જેના નીચે લખેલું હતું કે, "માલેક દેશમાં ગયા છે; ૭ મહીનામાં પાછા ફરશે." અફસોસ કે એ શાહી મહેલનો માલેક રાજ તાજથી આજે મોહતાજ પરાયા મુલકમાં પોતાના દીવસો એકાંતમાં પસાર કરે છે. આખા મહેલમાં એક કાગડો બી ઉડતો જણાયો નહી. ફકત નીચે ભોંયતલીયે પાંચ છ પાનવાલા ને એક સોડા લેમનની દુકાનવાલા ઇરાનીને દુકાનનાં નાનાં કોપટાં બનાવી ભાડે આપ્યા'તા. નસીબનું ચક્કર એમજ ફરેચ. ઓ તમો મહેરબાનો, જેઓ ત્રણસો ચારસોમાં સેકંડહેંડ ફોર્ડ મોટર વેચાતી લઇને નાકનાં ટીકરાં ફફડાવીને ફરોછ તેઓ આ પરથી ધડો લેશો. એ મહેલ ને તેની હાલની કંગાલ હાલત જોઇ મને જગમશહુર કવી હયરતની જોડેલી ગાયનની લીટીઓ યાદ આવી.

"રાત દહાડો મહેલ તારા પર ફડકતો વાવટો,
ત્યાં ઉડે નહી ઘોત્યું આજ—અબ વહાં કુછબી નહી."

## મોંચેર



ઉડાતા તેગ સર પર જુમતા મસ્તાના આતા હય,
નહિ માલુમ કીસ ધુનમે કાવારાણા આતા હય.
સવારે નાસ્તામાં ફક્કત બે ડજન ઇંડા ખાતા હય,
બપોરે બીલાડીના માથા જેવા કાબુલી કબાબ દબાતા હય.

હું દરબારી રીવાજોથી પુરતો વાકેફ હોવાથી બાદશાહને દુરથી ડોકું ઝુકાવી છાતી પર હાથ મુકી નમન કીધું ને બાદશાહની ત્રણ કદમ દુર ગુંટણમંડીયે પડીને શીર નમાવી હાથ જોડી બેસી રહયો.

લીમજીએ તો સવારના પહોરમાં નાસ્તા સાથે ચાર આંગલ નાંખેલો હોવાથી ને મોટાં માણસને મલવાની ઉલટમાં આવેલો હોવાથી એ તો સેકી-નને માટે હાથ લાંબો કરી બચાના તખત પાસે ધસી ગયો. "હલ્લો, હલ્લો, મી૦ બચા, How do you do? સારી કાની તો છેવની? માયજી ને છોકરાંઓ કેમ છે? મેં છેલ્લી કવોડરેંગ્યુલર મેચમાં તમારા બાવાને ખોમ્બે જીમખાનાપર જોયલા. બીચારાને હમણાં તો ઉપર ઉપર દમ ને હાંફણ થાયચ તે ઘણા ખખરી ગીવાચ. અહીં બોલાવીને કંઇ સારા ઓહ્દા પર કેમ નહી ઓઠવતા."

બચો તો પુતલાં માફક બેસી રહયો. મેં તો જોયું, "ચાલો, ઓજ્જા, આ એની બેઅદબીની મોહકાનમાં અમારાં બેઉનાં ડોકાં ઉડી જવાનાં."

બાદશાહી એટીકેટનો ભંગ થયલો જોઇ બાજુના પહોરેગીરે લીમજીના પેટમાં ભાલો ભોંકયો, "આલા હઝરતસે અદબસે બાત કરો. સેઝદા ઓર કુર-નીસ બજા લાવ."

લીમજીને તો કંઇ સમજ નહી પડયું તે બબડવા બેઠો, "એનું સત્યાનાશ જાય તે દેવ જેવો જીવતો જાગતો બેઠોચ ને શ્વાનની મા ફક સેઝદો શાંનો કરાવી મરેચ."

મેં એનો કોટ ખેંચીને એને ગુંટણમંડીયે બેસારી દીધો. "બચા લીમ, જો કાબુલમાં આપરા બેઉની કબર નહી ખોદાવવી હોય તો ડોકુ નીચું કરી બંદગીની હાલતમાં બેસી રહે ને જેમ હું કરૂં તેમ ચુપચુપ કરયા કર."

બચાએ હવે હુક્કામાંથી અફીણના ધુંવાનો એક લાંબો દમ ખેંચ્યો ને તેનો ધુમારો નાકમાંથી બહાર કાઢયો ને નવી મોનામાંથી બહાર કાઢી હમુને

હસીને આવકાર આપ્યો. "ભલે પધારયા, ખુશ આમદી, અય હીંદ સરઝમીનના ખુબસુરત ને કદાવર બાંધાના દીલાવર જવાનો, તમુને જોઇને હું નેહાયત ખુશી ને રાઝી છેઉં. તમારા જેવા અનુભવી અને જંગે મયદાનમાં ફસાયલા ફોઝી ઓફીસરોના આવ્યાથી મારા પેટમાં કલેજી પાછી આવીચ. હવે મારાં લશકરમાં નવોજ ઉમંગ ને ઝનુન ફેલાશે. મારી ચારો તરફ બેવફા સરદારો ને બેદીલ લશકર છે. પણ ઇનશાલ્લા! તમો અઝીઝ દોસ્તો આવી પુગયા તો હવે લડાઇના અંજામનો મને ખોફ નથી. ચાલો આપણે બધા સાથે પોકારયે, "અપ અપ બચા સાકુ ફ્લેગ," "ડાઉન ડાઉન અમાનુલ્લા ફ્લેગ." ને અમે બધા હાજર રહેલાઓએ ઘણી ઉલટથી એ પોકાર ઉઠાવ્યો. એ તો જેની ઘંટીએ બેસીએ તેનાં ગીત ગાઇએ.

નામવર શાહે હવે અમુને ખાસ માનોઇઝત આપવાના વીચારથી જમણો પગ સ્લીપરમાંથી બહાર કાઢી અમુને અંગુઠો ચુમવા માટે તે પગ લાંબો કીધો. શાહી તાઝીમતવાઝા પ્રમાણે ઘણાં માન ઇઝતથી અમે બેઉએ તે અંગુઠો આંખમાં દાબી જરા વાર પેપરમીટની માફક ચુસી તે પર કીસી લીધી. અંગોઠાનું નખ જરા મોટું હોવાથી મારી જીભ કપઇને લોહી નીકળ્યું.

બચાએ હવે અમુને તખત સાંમે ગોઠવેલાં બે લોખંડી સ્ટુલોપર બેસવાની હાથથી ઇસારત કરી. અમે બેઠક લીધા બાદ એ નામવરે તાબડા ફોડયા જેના જવાબમાં હાથમાં ચાંદીની ટ્રે સાથની બે નાઝનીનો હાજર થઇ. લીમજી તો આં છોકરીઓ જોઇ ખુશ ખુશ થઇ ગયો ને કાનપર પડી કહેવા લાગ્યો, "દીકરા મંચા, આ છાવો તો આપરાપર ઘણો કુરબાન થઇ ગયલો લાગેચ. મને લાગેચ એ આપુને અક્કેક છોકરી ભેટ આપવા માંગેચ. હવે મુંબઇ વેર પાછા ધકેલા ખાતા કોણ જાય, આપરે બેઉ અહીં પરણીને કાબુલમાંજ ઠર પડી જશું. આપરા બેઉમાં હુ જરા બટકો છેઉં તે પેલી ઠીંગણી ને નાલ્લી છોકરી હું લેવશ ને પેલી લાંબી સાટકા જેવી છે તે તું કબુલ કરજે."

આ એના નાલાયક સખુનોથી મારા જેવા ભણુનાર ગણુનારનો જીવ કમકમયો ને મેં એને ધમકાવ્યો. "લીમજુ, લીમજુ, તારા આવા

નાલાયક સખુનોથી મારૂં દીલ દુઃખાયછે. તું ભુલી કેમ જાયચ કે આપરા પવિત્ર મઝહબમાં એક બઇરીપર બીજી કરવાનો ગુનાહ ઘણો અઝીમ ને મરગરજાન ગણાયછે. ખરો મરદ બચ્ચો તો તેજ કે જે પરાઇ સ્ત્રીને જોતાં છત્રી વાંકી કરે. હું બી જો તારા જેવો સ્વભાવ રાખતે તો આજના બુલંદ દરજ્જાપર ને ઓહ્દાપર હું કદી પુગતે નહી. દીકરા, એવી નેક ને પરેઝગાર ચાલ ચલાવ કે આપરા મુવા પછી આપરી સબી આતશબેરામમાં ટંગાય. આ નાઝનીનો તો શાહ નામવરની ખીદમતગાર બાંદીઓ છે ને તે લોક આપુને અત્તર ને પાનગુલાબ વહેંચવા આવીછે."

દરેક ટ્રે પર સુનેરી પાનનાં બીડાં ને એકેક અત્તરની બાટલી હતી. શાહની ઇસારતથી એ દાસીઓએ કુરનીસ બજાવી ટ્રે અમારી સંનમુખ રજુ કીધી. મને તો વૉઇસરોયની લેવીઓ ને દરબારી મેલાવડામાં ચાલુ જવાની આદત હોવાથી દરબારે ખાસના રેવાજ મુજબ અત્તરની સીસીનો બુચ કહાડીને એક ટીપું અત્તર રૂમાલપર લગાડયું અને પાનનાં બીડાંને ખાલી માનથી હાથ લગાડયો; પણ લીમજુ બીચારાને તો શાહી દરબારનો આ પહેલોજ અનુભવ હોવાથી એ તો શીશીમાં કંઇ પીવાનું હોશે સમજીને અત્તરની બાટલીનો બુચ ખોલી આખી બાટલી એક ટાંસે ગટાવી ગીયો ને પેટ પસવારવા પડયો કે દારૂમાં સ્પીરીટ જાસ્તી છે તે જરા કરક છે. ટેસ્ટમાં લીકયોર જેવો લાગેછે તે મોંઘામાંનો હોશે.

એણે હવે પાનનાં બે મોટાં બીડાં સામટાં ડુચો કરીને ઉપરના વરખ સાથેજ મોંનામાં ખોસ્યાં ને હજારો રૂપ્યાના મોંઘાદાટ ગાલીચાઓ પરજ ખુશાલ પીચકારી મારવા પડયો. એની એવી ધામટ ચાલથી ચોપદારો ને દાસીઓબી હસવા પડી ને મારૂં તો મોત થઇ ગીયું. એટલે મેં ઘણી મીનતજારીથી શાહની માફી ચાહી. કે "અય બાદશાહ સલામત, મારો દોસ્ત ભોલો ને કમ-અકલ છે માટે એની બેઅદબ ચાલપર તું નામવર નાંખતીની નજરથી જોજે. એ બીચારો મોટો ભાગ બીલીમોર રહેચ એટલે દરબારી તાઝીમતવાજ્મથી

બીનમાહીતગાર છે, એ બીલીમોરયાઓ અક્કલમાં જરા કમ રહેછ પણ દીલના ઘણા ભોળા ને દયાનતના સાફ હોયછ. આ મારો ગરીબ દોસ્ત બહારથી સ્ટુપીડ જેવો જણાયછ પણ લડાઇમાં તો ઝનુની શેરની મીસાલ છે" પણ બચો મારો ખુલાસો સમજેજ સાનો. એને તો લીમજીનો અત્તરની બાટલી પી જવાનો દેખાવ ઘણોજ રમુજી લાગ્યો ને એ તો શાહી દબદબો ભુલી જઇને પેટ પકડીને હસવા લાગ્યો. "કે આય કોઇ ઘણોજ રમુજી આદમી લાગેછ. He is a very funny man. ઘણોજ ફની—બંદો છે."

ને મેંબી એ વાતને ટેકો આપ્યો. "હા સાહેબ, એ ઘણોજ ફની છે કારણ કે એ પ્રોફેસર કાર્લેકરના સરકસમાં છ મહીના ક્લાઉન તરીકે રહેલો ને ઓફીસમાં જાય તો તાંબી ક્લાર્કોને હસાવવા હમેશા નાક લાલ રંગીને જાય."

પોતે ઘણો હસમુખો એમ પોતાની તારીફ થતી સમજીને લીમજીની કમાન છટકી ને એને વધારે શુર છુટયું. એણે હવે બધાને હસાવવા પર કમર કસી. એ બેઠક પરથી કુદકો મારીને ઉઠયો. પગ વાંકા વાલીને પેંગો થઇ જઇને અકરૂ બેસી ગયો ને બેઉ હાથો વાંકા વાલીને પાંખની માફક ફફરાવ્યા ને બે ત્રણ વખત કૉકૉ કૉકૉ કરીને પછી મોટેથી કુકરેકુક કીધું ને પછી ઉઠીને જાદુગરની માફક બચાનું નાક બે આંગલાં વચ્ચે ખેંચ્યું ને નાકમાંથીજ ઇંડુ મલ્યું હોય તેમ હાથની હથેલીમાં એક મોટું બટકનું ઇંડું રજુ કીધું.

બચો આ હાથચાલાકીથી હેરત થઇને નાકમાંથી ઇંડું નીકલવાના ખ્યાલથી ધુમ હસવા પડયો ને અમીર સાહેબના હાખલાની નકલ કરી તમામ મીજલસીઓ બી હસવા પડયા.

પણ અહીં ખુશાલીમાં વઘ્ન પડયું. બચાના મોંનામાંની બતરીસી એક નંબર નાલ્લી હોવાથી બરાબર ફીટ નહી બેસની'તી ને એ ઢીલી થઇ રહેલી બતરીસી ધુમ હસવા જતાં ગંચાથી ભુલમાં ગરઇ ગેઇ ને અમીર સાહેબનો દમ ગુંગરાવા માંડયાથી એનણ તફડવા લાગયા. હું તો આ દેખાવ જોઇને

ચુતોસાવન્ત થઇ ગીયો કે ચાલો બીચારા બાદશાહના રોસમાં આ સીઝન સંડાવાના. પણ શીમકજીએ બેજું ઠેકાણે રાખી તરત સમયસુચકના વાપરી મરથી માફક તફડતા બચાને પગમાંથી પકરી ઉંધો કરી નાંખ્યો ને માથું નીચું કરી નાંખ્યું ને બરડાપર ધમોધમ મુકકી મારી બતરીસી ગલામાંથી છુટી કરીને કાડી નાંખી. બચો લોથપોથ થઇને તખત પર પડયો પણ થોડીજ વારમાં તરત હુસ્યાર થઇ ગીયો ને પોતાના વેસ્ટકોટના ગજવામાંથી અસલ-રૂમવાલા ટાઇમપીસનો ડબ્બો કાડી સુનેરી ચાંકી સાથે તે શીમકજીના ગલામાં ઓલગ્યો. "અય બહાદુર જવાન, મારો જાન બચાવવાના તારા ઉપકારમાં દબાએલા તારા શાહ તરફથી આય તોફો બેટ કબુલ રાખ. ને જ્યારેબી એ શાટી વડીયાલમાં ટકોરા પડે ત્યારે તું મને ને આજના બખતાવર દીવસને યાદ કરજે."

શીમકજીએ આશ્રુમ બજાવી લાયક શબ્દોમાં આ કીંમતી બેટ માટે પોતાની ખુશાલી જાહેર કીધી, ને ખુરસીપર ગોઠવાતાં મારા કાનમાં ફુક મારી. "તદ્દન સુખરી ને કરકો શાહ મુવેલો દેખું. ચણાના ઝાડપરથી કુદકો મારી જાન બચાવવા સારૂં ટાઇમપીસ બેટ આપ્યું તો તેની અંદર મીનીટનો કાંટોજ નથી."

મેં એને ધધીયારો આપ્યો. "દીકરા, રાજા મહારાજાઓ ખુશ થાય ત્યારે એમજ નેહાલ કરી નાંખે."

હવે શાહે તાલી પાડીને બપોરના ખાણાનો સફરો બીછાવવા હુકમ ફરમાવ્યો. ભોંયપર એક ગોદરૂં નાંખવામાં આવ્યું જેની પર એક ચારસો બીછાવવામાં આવ્યો અને અમે એક શાહની સાથે ટકીઆને અઢેલીને જમવા બેઠા. અમો ત્રણુની વચ્ચે ગરમાગરમ પુલાવનો એક મોટો થાલો મુકવામાં આવ્યો. જેની વચ્ચે બે રોસ્ટ મરઘી ને ડઝનેક બાફેલાં ઈંડાં હતાં. બચાએ ને મેં આંખ મીંચીને આય ન્યામત ભોજન માટે ખુદાની સેતાયશ કરવા માંડી પણ શીમકજીએ તો બંન્ની બાજુએ મુશ્કી બીસમીલ્લા કરીને એક ઈંડું છોલીને મોંનામાં નાંખ્યું ને બે હાથે રોસ્ટ મરઘી ચીરવા માંડી ને અંદર ચાતપરો ને કલેજી શોધવા પડયો.

એ પારસી હંમેશ દરેક જગાએ મને એમજ ખરાબ લગારેચ ને એ મોહકાણે હું દર આતવારે સર કે પીટીટને ત્યાં જમવા જાઉં ત્યારે એને હરગીઝ સાથે નહી લઇ જતો, કારણ કે એ છગરડા માસ્તર હંમેશ એમજ ખારો ને એનો રકાસ કરે।

એણે મને પુછ્યું. "બચ્ચા દીકરા, આય મરઘીનાં ભારી ખાનાં સાથે છાંટો બાંટો આવશે કે નહી."

મેં ડોળા કકડાવ્યા. "હવે મોંતું સીવીને બેસી રહે. ઇસલામી રાજમાં કંઇ છાંટાપાણીની વાત છેડીચની તો તદન ફુટબૉલ થઇ જશે."

અમારા જેવા અદના ને મીસકીન ઓફીસરો સાથે એક સુફરે જમવા બેસવાનું બચાએ આપેલું માન ઘણુંજ અસાધારણ હતું કારણ કે રાજનો કાયદો શાહી કુટુંબના આદમીઓ સીવાય બીજાઓને અમીર સાથ જમવાની રજા આપતો નથી. બચાએ હવે ભીલારીના માથાં જેવા ખુકે ચાવલ ડપાટવા માંડયા. હું પોતે ઘણીજ નાજુકઇથી દર ખુકે આઠ દસ ચાવલના દાણા મોંનામાં મુકતો'તો. જ્યારે લીમજીએ છએક મહીના પર પપેતીપર છેલ્લી મરઘી ખાધેલી હોવાથી એ માહરા વહાલાએ તો મરઘી પરજ સુમાર રાખ્યો'તો તે એટલી સુધી કે ખુદ મરઘીનાં હાડકાંબી ચાવીને નરમ કરી ગરી જતો'તો. નામવર અમીર અમુને વધારે માન આપવા નરમ નરમ ગોસનાં બોટાં શોધી કહારી એના ખરડેલા હાથેજ અમારાં મોંનામાં ઠેસવતો ને અમુને ન છુટકે એ માન હસીને સ્વીકારવું પડતું'તું. આવું સુંદર ખાનું ખાવાની ખુશાલી બતાવવા બચો દર બબે મીનીટે તંબુની બહાર સમજાય તેવા અટકાર ખાતો'તો જેની અમે લોકો નકલ કરવાં જતાં બે વખત ગચકરાં નીકળી પડયા. એ નામવર પગનાં આંગલાંબી અવરનવર જમણા હાથેજ મસલ્યા કરતો'તો ને વલી પાછો તેજ હાથે બહોંસ કરીને બોટાં અમારાં મોંનામાં મુકે એટલે અમારા વીચાર પ્રમાણે ખાનું ઘણું લેહજતદાર નીવડયું નહી.

## (૫)

અમે લોકો નામવર અમીર બચા સાકુ સાથે એક સુફરે ખાણું ખાઇ રહયા પછી બાંદીઓએ અમારા હાથ ગુલાબના પાણીથી ચાંદીની તસમાં ધોવડાવ્યા; જે બાદ સુકકા મેવાથી ભરેલી એક ટ્રે હમારી સનમુખ સ્ટુલપર મુક્વામાં આવી. જેમાં બાદશાહી બાગમાંથી તરતનાં તોડેલાં બદામ, આલુ, અખરોટ, પસ્તાં વગેરે હતું. અમે લોકોએ એકેક બબે દાણા પસ્તાં બદામનાં મોંનામાં નાંખવા માંડયા. બચા એ ટ્રેમાં મુકેલી એક સુનેરી હથોરીથી અખરોટ ભાંજી તે પર લીંબુ, મરી ભભરાવી અમારા મોંનામાં મુકતો. મને ને લીમજીને તો આલબસેસ બાગમાંથી લગનમાંથી બદામ, મકરૂમ ઘેરે લઇ આવવાની આદત હોવાથી બચો બારીએ પાનની પીચકારી મારવા ગયલો તેનો લાભ લઇ બાદશાહની નજર ચુકાવી ભોંયપર રૂમાલ પાંથરી તેમાં બદામ, પસ્તાં બધું ભરપટે બાંધીને અમારી લશકરી હેલમેટમાં મુકી દઇને તે ટોપીઓ પહેરી લીધી કે ફુરસદે ઘેરે આરને રહીને ખાશું.

ભારી ખાણું ખાધેલું હોવાથી હવે લીમજીના પેટમાં ઝકરવકર થવા માંડી. એને જમતી વખતે હંમેશ બે પેગ ટકોરો ચરાવવાની આદત હોવાથી ને આજે છાંટા વગર હરણનું ગોસ્ત બરાબર જરપત નહી થયલું હોવાથી પેટમાં ચુકો ચાલવાને લીધે એ તાસવીસમાં પડયો. એના સારાં નસીબે બાદશાહના હુક્કાના કોલસા સલગાવવા માટે મેથીલેટેડ સ્પીરીટની બાટલી એની નજદીકમાંજ પડેલી હોવાથી એણે સીફત ને સફાઇથી પોતાનો રૂમાલ સ્પીરીટથી ખચખચ થતો ભીંજવી નાંખ્યો ને વાતચીત વખતે રૂમાલ મોંનામાં લઇને ચુસ્યા કીધો ને એ રીતે ત્રણેક પેગ જેટલો કાચો સ્પીરીટ પેટમાં પડયો ત્યારેજ એના હોસકોસ પાછા ફરયા. એની એવી ચાલને લીધે એના ફ્રેન્ડોએ એનું નામ "મેજર બ્લૉટો" પાડયું'તું; કારણ કે એને દારૂનો એવો બુરો લખ લાગ્યો'તો કે ઓફીસમાં જાય ત્યારે એ ઘેરથી બ્લોટીંગ પેપર વીસ્કીમાં ભીંજવીને લઇ જાય ને કામ કરતો કરતો તે વીસ્કીમાં ભીંજેલું બ્લોટીંગ પેપર ચાવ્યા કરે.

લીમજુના પેટમાં કાચો સ્પીરીટ પડવાથી એ પોતાના ફુલ ફોર્મમાં આવી ગીયો ને આટલા દહારા મેં એને અવરનવર ખુમ મરાવેલી હોવાથી એણે મારો ઘાટ ઘડવાનો પ્લાન કીધો. મને કંઇ બી રીતની ચેતવણી આપ્યા વગર એ ઉભો થયો ને પેટ પર હાથ મુકી બાદશાહને એણે કુરનસ બજાવી, "જેહાંપનાહ, મેં મારી ચાલીસ વરસની જીંદગીમાં સેંકડો ધંધા કીધાચ ને સેંકડો હુન્નરો હાંસીલ કીધાચ ને તેમાંનો એક હુન્નર જો નામવરની ઇજાઝત મળે તો કરી બતાવવા બંદો સરોચશમથી તઇયાર છે."

બચો વલી કંઇ નવી રમુજ જોવાની મલશે કરીને હસ્યો. હુંબી મારી કમબખ્તીનો ખ્યાલ કીધા વગર તાલી આપવા પડી ગયો.

બચાએ તકયાને અઘેલો મારી માંગેલી રજા આપી.

"ચલાવ, મારા મોજીલા જવાન, ને તારો જે બી હુન્નર હોય તે બતાવી મારા આઝોરદે દીલને શાદમાન કર."

લીમજુએ હવે પટામાંથી છ બારની ભરેલી રીવોલવર કાડી. "અય નામવર શાહ, તું આ વાત તો જાણતો હશે કે જાણીતા લડવઇયા વીલયમ ટેલના દુશમને વીલયમ ટેલના બેટાનો જાન એકજ શરતે બચાવવા કબુલ કીધેલું કે ટેલે પોતાના બેટાના માથા પર મુકેલું સપરચંદ તીર મારીને ઉડાવી દેવું, જે કામ ટેલે પોતાના તીરંદાઝીના હુન્નરથી પાર પાડયુંતું. આજે હું એથી બી વધારે ચુનંદો નીશાનબાજીનો કાબુ બતાવશ ને તે એ કે મારાં ફ્રેંડ બંચુના માથાં પર અખરોટ મુકી હું તે રીવોલવરની ગોલીથી ઉડાવી દેવશ."

અરે તારો બપાવો મરેરે લીમજુ. એ પીધેલાની જુમમાં તેં શું ભાંગરો વાટયો. હું તો આય નવા બુજારથી હેબતાઇ મરીજ ગીયો. કારણ કે લીમ-જુની નીશાનબાજીનો મને અનુભવ હતો. એ જમણી બાજુએ પક્ષી મારવા માંગતો હોય તો ડાબી બાજુ નીશાન લેતો. મેં એનો પગ દાબીને ઇશારો બી કીધો કે દીકરા લીમજુ, અખારા કરી જા, તારા નીશાનબાજીના અખ-તરામાં હું વગર મોતે મારયો જવશ, પણ એ સમજેજ શાંનો!

બચાની હાથની ઇસારતથી રજા મલતાં એણે તો મારી હેલમેટ બાજુ મુકી ને માથાં ઉપર એક અખરોટ ગોઠવી, ને ગણીને પંદર કદમ દુર ગયો ને રીવોલવર ઉંચકીને મારા માથાં તરફ ટાંકી. મેં આંખ બંધ કરીને મારા મનમાં ખુદાની બંદગી કીધી. "ઓ રહેમતના બક્ષનાર સાહેબ, મારનાર ને તારનાર તુંજ છે. તો આજે લીમજીના હાથને જશ આપજે. પછી તો તું સાહેબ જે કંઇ કરે તે મને કબુલ છે."

ધરોધર ત્રણ પીસ્તોલના બાર થયા. આતશના ચમકારા સાથની ત્રણ ગોલીઓ ફુંફું કરતી મારી તાલકા પરથી પસાર થઇ ગઇ. કંઇ અજબ જેવા મોજેજાથી લીમજીએ મારા માથા પરની અખરોટ ઉડાવી દીધી'તી પણ સાથે સાથે અખરોટની નીચેની ખોપરીની ચામરી બી સાફ કરી નાખી'તી ને એના સુનંદા હુન્નરની નીશાની તરીકે હજુ બી હું તે ભાગ પર તાલ લઇને ફરૂંચ.

બચો તો આ પીસ્તોલબાજી જોઇ તાલી પાડી આફરીન ને મરહબા કરવા પડયો, પણ સાવચેતી દાખલ લીમજી પાસથી પીસ્તોલ લઇને ઉંચી કરી દીધી. મને બી ન છુટકે લીમજીને સેકીન કરી મુબારકબાદી આપવી પડી. મેં એના કાન પર પડીને કહયું, "દીકરા, તારો હુન્નર જોયો. હવે ઘેરે ચાલ ને હું તુંને મારો બોકસીંગનો હુન્નર બતાવશ. પાંચ મીનીટની બોકસીંગથી તારાં કોઠાંની સીનરી એવી બદલી નાખશ કે તારી સગી માય બી તુંને ઓળખશે નહી."

અમે હવે બધા ગાદી તકીયે લાંબા થઇ નચીંત જીવે મેવો ખાતા જઇ વાતોના તડાકા મારવા બેઠા'તા, તેટલાં ટેલીફોનની ઘંટી વાગી ને એક પોહરે-ગીરે તે ઉંચકીને બચાના હાથમાં ભુંગરૂં આપ્યું.

બચાએ જરદાલુનો ફરીયો હુકી નાંખી ખંખાર મારી પુંછયું, "હલો, હલો, કોણને પુછોચ?"

તરતજ સાંમેથી સવાલ પુછાયો, "તમે બચાએ સાકુ છેવ કે?"

બચાએ જવાબ વાલ્યો, "હાજી, હુંજ તે નામવર સાકુનો બેટો સીનેફ્-રાખ બચા. તમે કોણ છેવ બા?"

સાંમો આદમી હસી પડગ્યો, "હું તારો ચાચો નાદીરખાન, કંદહારથી વાત કરૂંચ. બેટા બચાજી, તારા દહારા ભરઇ રહયાગ; માટે હવે દુમ દબાવીને નહાસ. નહી તો જે વખત જાયચ તેમાં કાબુલ સર કરી તારો ને તારાં કુટુંબનો કુટુંબો કરશ ને તે પેલા તારા પારસી ભારતી બાંધીવાઓને મુંબઇથી બોલાવ્યાચ તે લોકને કેહજે કે બચ્ચાજીઓ, હવેથી કફન માથાંપર વીટારીનેજ ફરજો. કોઇ બી વખત એનો તો ખપ પડશે. એ ભલા આદમીઓ મુંબઇની એશઆરામ, એપોલો, બેંડસ્ટેંડ, આઇસક્રીમ, ફાલુદો, કેક મુકીને અહીં શું ધુર સુકવા ને હાડમાર થવા આયા. ટટા, ગુડબાઇ."

અમે લોકો આય વાત સમજીને ડંડાજ મારી ગીયા. તેમાં લીમજીના મોંના પરથી લોહી ઉડી જઇને એ તો ફીકો ફચ ને ધોયલા મુરા જેવો થઇ ગીયો. એણે તો ગુજરાતીમાંજ બચા ને નાદરખાનને ચોપરવાદી ચલાવી ને મને કહયું "તુંને માનચાંન મેલવવાનો અભખરો છે તે તારે અહીં રહેવું હોય તો સુખેથી રેહજે. હું તો આઠ દહારાની વગર પગારની નોટીસ આપી મારી રીટર્ન ટીકીટનું અરધીયું વચ્યુંચ તે કમપાર્ટમેંટ રીઝર્વ કરાવી મુંબઇ જાઉંચ. તુંને કંઇ ઘેરને માટે છેલ્લું કાગલ લખવું હોય તો લખી કહાર. હું તારી બઇરીને હાથોહાથ પુગારીને દીલાસો આપશ."

મેં એને સમજાવ્યો. "દીકરા લીમ, એમ તદન ભાજીનું પાણી કેમ થઇ જાયચ. અહીં આપરી આબરૂનોજ નહી પણ તમામ પારસી કોમની આબરૂ ઇઝતનો સવાલ છે. યાદ રાખ કે આપરી નસોમાં અસલી કયાની નવાગાનોનું બ્લુબ્લેક લોહી દોડે છે. જે મરહુમ ને જેહાંન મશહુર બહાદરોએ પરસીપોલીસ, ટેસીફોન ને બેબીલોનના મયદાને જંગ ધ્રુજાવ્યાચ તેના આપરે નબીરાઓ છઇયે. તું ભુલી કેમ જાયચ કે છેલ્લાં હુલ્લડ વખતે આપરે પાયધુની ને ભીંડીબજાર પર વગર હથીયારે ખુલ્લી એમબ્યુલંસમાં ફરતા'તા. જંગે વરીયાવની ખુનખાર લડાઇ વખતે ઉડેલા લોહીના ડાઘો હજુ તારા સદરા લેંઘા પરથી પુરેપુરા સુકાયાબી નથી'તેટલાં એમ ઢુજી ધપકી શાંનો પડેચ. એ તો તું ચમકતી તલવાર મ્યાનમાંથી કહારીને દુસમનોપર ધશે ત્યારેજ તારૂં ઠંડુ પડી ગયલું ખુન જોસ પર ચડસ."

મારાં એ દીલ ઉસકેરનારાં ભાષણની લીમજી પર જરાબી અસર થઇ નહી. એ તો છીંકી પડયો. "મંચા, ખુદાને ખાતર એ ભારી બોલોવાલા બધાં તારાં નાટકી ભાષણો બંધ કર, તું તલવાર મ્યાનમાંથી બહાર કાઢવાની વાત કરેચ પણ મેં તો દ્હારી બોરતી વખતે અસતરો ખોલાંમાંથી બહાર કાઢયા સીવાય બીજું કંઇબી હથીયાર હાથમાં ધરયું નથી. તું પરસીપોલીસના ન્યાગાનોની જંગની વાત કરેચ તે લોકને તો મેં નહી જોયલા પણ બીચારા મારા બાપદાદાઓએ તો લાકડાના ગજે રેશમી ટાકા ભરવા સીવાય કંઇ કીધેલું નહી એટલે તે લોકને પગલે ચાલી એ પઠાણોની લરઇ ફરઇમાં મારે માથું મારવું નથી. એ પઠાણ મગોલો મરાય તેમાં આપુને વચ્ચે પડવાની જરૂરજ શું છે. તું નકામો મને બચરવાલ આદમીને મોટા પગારની લાલચો આપી બચ્ચાં છોકરાંઓની ગોદમાંથી બલાતકારે નસાડી લાયોચ" કરીને એણે તો ડીબો તાણીને ડચકાં ખાવા માંડયાં ને કુટુંબની જુદઇનો ગમ ભુલાવવા બાટલીમાંનો બાકી રહેલો સ્પીરીટબી ગટાવી ગીયો.

બચાએ તો નાદરખાનના તાણાટપલાથી છેરઇને ટેલફોન ફેંકી દીધો. ને તલવાર પર હાથ નાંખ્યો "અય મારા અઝીઝ બહાદર પારસી અફસરો, જે ઇનતેકામના રોઝની હું આતુર ચશમે રાહ જોતો'તો તે દ્હારો ધારવા કરતાંબી વહેલો આયોચ. અંય જવાનો, તમારી લડાયક તાલીમ ને તરબીયત તેમજ તમારી પોતાની બહાદુરીની કસોટીનો અઇયામ નઝદીક આયોચ. કીનાની કમરપર હું વેરનું જીન બાંધુંચ. મારાં તમામ લશકરની લગામ હું બીનદેહસ્ત તમુને સપુર્દ કરુંચ. મારું લશકર, મારાં હથીયાર, મારો દારૂગોળો, મારો માલ ખઝાનો હું તમારે હવાલે કરુંચ. જાવ, મારા જંગી જવાનો, લડાઇનો ઝુંડો ફરકાવતા જાવ ને દુશમનોને પરાંગદે કરી ફતેહનાં નગારાં વગારતાં પાછા ફરજો."

લીમજીએ અહીં નીસાસો નાંખ્યો. "દીકરા જ્યાં તારાં ને અમારાંજ ઢોલ ઢીલાં તાં અમે નગારાં ને પરચમ શાંના વગારવાના ઉતા. દીકરા મંચા, જે કરવું હોય તે એખલે હાથે કરજે. મારે ભરોસે જરાબી રહેતો ના. નહી

તો બધાનાં રૂવાન સામટાં રખરસે. તારૂં કીધું હવે તું ભોગવ. ઘણો ફુંકાં કરી રહયો'તો તે હવે ગાજયોજ તેવોજ વરસજે, મારા બાપ."

મેં જોયું કે પારસી ખમીર ને પારસી પાણી બતાવવાનો આયજ મોકો છે એટલે અલ્લાહો અકબરની બુમ પાડી મેં મારી તલવાર ઝનુનથી મ્યાનમાંથી બહાર ખેંચી કહારી પણ તલવાર લાંબો વખતની પડીને કીટાઇ ગયલી હોવાથી અરધી બહાર આવીને અટકી ગઇ તે મે લીમજીની મદદથી મહા મુસકેલીએ બહાર ખેંચી કહારી. મેં નાગી તલવારથી બચાને લશકરી સલામી આપી ને પગ સાથ પગ જોરથી મીલીટરી સ્ટાઇલે અફાડીને લલકારયું "બુલંદ બખ્તના અય નામવર શાહ, મુબારક આય રોઝ છે કે તારૂં આટલા મહીનાનું ખાધેલું નીમક તેમજ ચઢીગયલો પગાર હલાલ કરવાનો આ અમુને મોકો મલેચ એવા લડાઇની તો તમો કાબુલીઓને નવઇ હશે પણ એવી લડાઇના દેખાવો મુંબઇમાં રોજના સાધારણ છે. મયદાને જંગ તો મારૂં ને લીમજીનું ઘેરબાર છે (લીમજી–તારા બાપનું કપ્પાર છે!) લડાઇ, જંગ, તેગ આઝમાઇ, કનોરાં રંગાઇ, શમશીરબાઝી ને ગાલાગાલી એ તો અમો પારસીઓનો હરરોઝનો પેશો ને ધંધો છે, જે તું નામવર મુંબઇની પોલીસ કોર્ટના રીપોર્ટોપરથી સહેલાઇથી જોઇ શકશે. આય તેજ જોહરદાર તલવાર છે કે જેણે છાસ્તીની લડઇમાં તુકાજીરાવ હોલકરનો જમનો અંગોઠો ને ડાબો કાંન કાપી નાંખ્યો'તો. આય તેજ સમશીરે આબદાર છે કે જેનાથી મેં ગ્યાસુદીન ખીલજીના ગાલપરનો મસો એકજ ઝટકે ઉડાવી દીધો'તો. ને મારા કરતાં મારો જાની દોસ્ત કોર-પોરલ લીમજુસ વધારે ઝનુની ને વાઘ જેવો વીકરાળ છે.

"છેલ્લી "આરમીસટીસ ડે" ને દહારે થયલા ટાઉન હોલમાં ડાન્સમાં તકરાર થતાં એણે ધબ્બો મારીને એક મારવાડીની પાઘરીના આંટા તેના ગલાંમાં ઉતારી દીધા'તા, ને ટ્રામમાં કંડકટરે એની પાસથી ખોટી પાવલી લેવા ના પાડવાથી છેરઇને તેનો ગાલ કરડી ખાધો'તો, બસ તું નામવર તારા તક-દીરની લગામ બીનદેહરત અમારા હાથમાં છોડ. અમારે માટે બસ હવે યા તો ફતેહ યા તો મોત છે! અમે બેઉ જણા લશકરને મોખડે ફતેહ શીરોઝી

સાથ હસ્તે ચેહરે પાછા ફરસું, નહી તો ખુસીથી મોતની ગોદમાં સીપાહ્ય બચ્ચાની મીસાલ આરામથી લેટશું."

આટલું બોલી ઉસકેરાયલી હાલતમાં તલવાર મ્યાનમાં ખોસવા જતાં મારે હાથે તે એ વખત લીમજીની જાંગમાં ભોકી દેવઇ ને એ તો બુમબરાડા પાડી કુદકા મારવા પડયો કે "સત્યાનાસ ગયલા, જરા થોરો ઉસકેરઇ મર, મારી જાંગને કંઇ પીન કુશન સમજ્યે શું? તલવાર વાપરતાં નહી આવરતી હોય તો વોકીંગ સ્ટીક લઇને ફ્રર."

મારાં ભાપણથી બચાપર ઘણીજ સારી અસર થઇ. એણે તરતજ લડાયક પોપાક મંગાવી મને તે ભેટ કીધો; તેમજ કેટેથી રસ્તામાં વેચાતો લીધેલો "પુના એગરીકલચર એકઝીબીસન (૧૯૨૬)" વાલો કાંસાનો ત્રીજા વરગનો ચાંદબી ભપકામાં મારી છાતીપર લટકાવી મને બેઉ ગાલપર ગરે વરગી બોસા લીધા. લીમજીને એણે ઘોડાપર નાંખવાનું એક ઝરીન જીન ભેટ કીધું જે લઇને નમન કરતાં લીમજી બબરયો "મુંબઇમાં ઘોરાપર આપરે બેસતા ડોસા થયા પણ સાઇકલપર સેડલ તરીકે કામ લાગશે."

હું ને લીમજુ હવે પથર પર છરીની ધાર ઘસવા બેસી ગીયા. બચાએ તરત ખેપીયો દોડાવી દરબારના નજુમીને બોલાવી મંગાવ્યો જેણે રમલ જોઇ બીજે દહારે સાંજના ચાર વાગાનું લરઇ માટેનું શુભ મુહરત જાહેર કીધું. તંબુના દરવાજાપર એક ફ્રરએ દુંબો તલવારના એકજ ઝટકાથી જબેહ કરવામાં આવ્યો ને તેમાંથી વહી જતાં તાજા ગરમ લોહીનું અરધું અરધું ગલાસ બચાએ અમુને સગન તરીકે પીવા આપ્યું જે મેં ઘણા કમકમાટથી પીધું પણ લીમજુએ તો સરૂકા મારીને ગલાસ પુરૂં કીધું, ને મોંને ચરીને બીજું ગલાસબી માંગીને પેટ પસવારીને પીધું.

તે વખંતનો એનો દેખાવ આફ્રરીકાના માણસ ખાઉને વધારે મલતો આવતો હતો, ગલાસમાં વરગેલું થોડું લોહી એ પાઉંની કાતરીએ નુંછી નાખીને ખાઇ ગયો. "દીકરા, કાલ કોણે જોઇય. આજે તો ખાઇ પી મજા

કરી લેવ. કદાચ કાલે અત્યારે તો આપરાં મુરદાં સુકકા ટાટ મેદાનમાં રખરતાં બી હોશે. દીકરા મંચા, હું તો આય પેહલો ને છેલ્લોજ લરઇ પર આયોંચ. બીજી લરઇ વખત જો જીવતો હોવશ ને તું લાખ રૂપીયાબી આંપવા કેહશે તોબી હું આંટરોડના પુલની પેલી સાઇડે ફટકશ નહી."

---

(૬)

બચાઓ સાકુ સાથનાં અમારાં ખાણાંની ખુશબખ્તીમાં જનરલ નાદીરખાને નીચલો અલટીમેટમ ટેલીફોનમાં મોકલીને ભંગ પાડયો, "બચ્ચાઓ ભીસ્તી, ફનાના દરયાવમાં ડગમગતી તારી કીસતી, હસ્તીનાં બંદરમાથી નીસ્તીનાં બારામાં હું મોકલી આપવા માંગુંચ; માટે તારા પારસી ભારૂતી ખાંધ્યાઓ સાથ ચોવીસ કલાકમાં મયદાને જંગમાં મારા બહાદુર લશ્કર સાથ મુકાબલો કરી તે લોકને હાથે બટર બીસકોટ જમવા તઇયાર રેહજે."

નામવર બચાઓ એ ગુસ્તાખી ભરેલા અલટીમેટમનો ટેલીફોનમાંજ નાદરખાનનાં મોંના પર મોજું છુટું ફેંકી સ્વીકાર કીધો.

અમારી કસોટીનો બારીક વખત હવે આવી પુગ્યો'તો. કારણ કે અહીં અમારી એખલાનીજ નહી પણ સારી પારસી આલમની આબરૂનો સવાલ અમારી દીલાવરી ને જવાંમરદી પર લટકતો હતો. અમે જાણતા'કે અમારી બારીકેબારીક હીલચાલની વીગતો ખાસ ખબરપત્રીઓ તરફથી તાર મારફતે 'જામે-જમશેદ' ને 'કયસરે હીંદ'ના અરધે અરધે કલાક બહાર પડતા સ્પેશીયલ એડીશનોમાં છપાઇને બહાર પડતી હતી! મુંબઇમાં પારસીઓમાં ઘેરે ઘેર, કલબે કલબ ને ઓફીસે ઓફીસે અમે એ કસોટીમાંથી ફતેહમંદ પસાર થશું કે નહી તેજ બાબદ ચકચાર ચાલતી'તી.

અમુને એટલે વટીક ભરોસેદાર ખબર મલી'તી કે નામવર રેઝાશાહ ને કમાલપાશા રેડીયો મારફતે અમારા પ્રોગેસની છુપા જાસુસો મારફતે ખબર મેળવતા હતા. છેલ્લા પારસી બાદશાહ યઝદેઝર્દની "મયાચંદ" ના મેદાનમાં

ચયલી હાર પછી તેરસો વરસ બાદ પારસીઓ તેવાજ એક ભયંકર તબકકામાંથી પસાર થતા હતા. અમારા નાજુક ખભાં પર અમે ઘણી ગંભીર જોખમદારી ઉઠાવી લીધી હતી. મુંબઇની પંચાયતના સેકરેટરી તરફથી તેજ સવારનાં અમુને અરજંટ તાર મળ્યો'તો કે "જંગમાં બહાદુરીથી લડજો. જરૂર પડે તો ત્યાંજ મરજો. અમે તમારા લોકની ઘણી ભપકાદાર ને ગંજાવર પાયદસ્ત કહારશું." આથી વધારે અમુને ઉતેજન શું જોઇયે?

બચાએ પોતાનું તમામ પાયદલ તેમજ ઘોડેસ્વાર લશ્કર, તોપખાનું, બબરચીખાનું, દારૂખાનું બધું અમારે સ્વાધીન કીધું. બધી લશ્કરી બરાખોની ચાવી એણે અમુને સોંપી દીધી, ને કાબુલના ગેઝેટ એકસ્ત્રા–ઓરડીનરીમાં નીચલી ખબર લાલ સહીએ પ્રસીધ કરવામાં આવી.

હીઝરી સાલ ૧૩૯૫, માહ રમઝાન,

"આલા હજરત, ગજવામાં બરકત, પીરાન પીર, મવલા પીર, અફસરે જંગ મોંચેર કાવારણા, નમીરાએ જાદીરાણાને, અફધાન લશકરના વગર પગારના ઓનરરી કમાનડર–ઇન–ચીફ ઉર્ફે સીપેહસાલાર તરીકે નામવર બચાએ સાકુ તરફથી નેમવામાં આવે છે. ઓધાની રૂએ એવણને ચારથી વધુ બઇરી કરવાની તેમજ મહીનામાં ત્રણ ખુનો કરવાની છુટ રહેશે. એ ઓધાની સાથે સાથે એવણ કાબુલના સરકારી બુંબાખાના ને હમામખાનાના વડા તરીકેનો બી ચાર્જ તપાસી લેશે.

કોરપોરલ લોમજુ ઉર્ફે લાઇમજ્યુસને ચીફ ઓફ ધી જનરલ સ્ટાફ ને ડીરેક્ટર ઓફ ધી કોમીસરીયટ ડીપાર્ટમેંટ બનાવવામાં આવેચ. એવણને સવારના પહોરમાં ઉઠીને સકારેથી આખાં લશકરને માટે બજાર લાવની પડશે જે કામમાં એવણને બજાર માસ્તર ધનજીભાઇ ઘટતી મદદ આપશે."

મેં મારા નવા ઓદ્ધાનો ચાજ જનરલ મહમદ ખીલજી, જેવણને બેઉ આંખે મોતીયા થયલા હોવાથી તદન દેખાતું'તું નહી, તેવણ પાસથી

તપાસી લીધો. રીટાયર થતા જનરલ તદન ઉધણુસી ને અરીણો હોવાથી, લશકરમાં અત્યાર સુધીનો કારભાર મને તદન અંધેર માલમ પડયો. તમામ લશકરને મેદાનમાં એકઠું કરીને રોલ કોલ લેતાં માલમ પડયું કે દશ હજાર સીપાઇઓમાંથી આઠ હજાર ચાલુ પગારે છ છ મહીનાની રજા પર ગએલા માલમ પડયા, એજ મહીના પર આપવામાં આવેલા નવા મીલીટરી યુનીફોર્મો મોટો ભાગ સીપાઇઓએ ચોર બજારમાં વેચી નાખેલા માલમ પડયા; ને બાંખી રેજીમેંટો ઘેરનાંજ ખમીસ ને કાબુલી લુંઝ બોયના લેંઘા પર પરેડ પર ઉતરી પડી'તી. લશકરમાં ડીસીપલીન જેવું હતુંજ નહી, ને ખુદ પરેડપર બી સીપાઇઓ ખુશાલ જીગરે પાનના ડસુસા ચાવી પચુક દઇને પીચકારી મારતા'તા ને ઉભા ઉભાજ ઓરીસરોના દેખનાંજ ફેરીયાઓ પાસથી સેવ, ગાંઠયા, ભજીયા, ને કુલરી મલઇ લઇને ખાતા હતા. તોપો પર ડામર લગારેલા નહી હોવાથી, તેમજ અંદર કપુર, મરી નહી મુકેલાં હોવાથી અધારાં પડી ગીયા'તા. મેં એ બધી જુની તોપો કનડેમ કરીને સરકારી હોસ્પીટલોમાં ટકીયા તરીકે વાપરવા મોકલી દીવી. લસ્કરી અસબાબ બી મુંબઇના કોઇ રજબઅલી વોહરાએ પુરો પાડેલો હોવાથી દારૂગોળામાં બારોબાર રેતી ભરેલી હતી, ને અરધા અસ્ત્ર બોંબો તો કવલા નારીએરની કાટલીઓ ને હાંસના બાફેલા ઇંડાને કાળાં રંગેલાં માલમ પડયાં. મેં એ બધો લશકરી અસબાબ ને દારૂગોળો રદ કીધો ને નવા લડાયક સામાન બંદુકો, તોપો, દારૂગોળો, યુનીફોર્મો વગેરે પચીસ લાખ રૂપ્યાના માલનો ઓરડર મુંબઇને દારૂગોળો ને કારતુસો બનાવનારી "વાસનીયા એન્ડ કાવારાણા" ની નામચીન ને જાણીતી પેઢીને આપ્યો. જે લોકોએ વલતે તારે ઓરડર કબુલ રાખીને મને સધ્યારો આપ્યો કે "તમારૂં પાંચ ટકા કમીશન અલગ રાખયુચ. મુંબઇ પાછા આવો ત્યારે લઇ જજો. મુવેલા સીપાઇઓના આંગપરના યુનીફોર્મો અમે અરધા ભાવે પાછા લઇશું. ને જો બંદુકના કુંદામાં દેવદારનું લાકડું વાપરવા દેશો તો પંદર ટકા સુધી કમીશન ખુશીથી આપશું."



કંદહાર પહોંચતાં જનરલે લીધો હમોને એક એક બોસો,
લીમજીએ હસવા મશકેરીમાં લીધો દાબીને એક થોંસો.
પડયો બહુ એ વિચારમાં પહેરવેશ મારો એણે જોઇ,
પુછવાનું બધું માંડી વાળ્યું થોંસાથી સુધ બુધ ખોઈ.

( જુવો પાનું ૯ )

કોમીસરીયટ યાને ખાધખોરાકીના ડીપાર્ટમેંટના વડા તરીકે લીમજીએ તરતજ બબરચીઓની મોટી ફોજ એકઠી કીધી, ને લડાઇને માટે પાંચ હજાર સીપાઇઓને આઠ દહાડા ચાલે એટલો પાપરી મલીદો ને ખીમાના પેટીસ તઇયાર કરાવ્યા, ને પેટીસ પર નાખવા એના બપઇજીએ એને શીખવેલા નુસખા પ્રમાણે ટામેટાના સોસનું એક મોટું તપેલું પોતે રાંધણીમાં ભરઇને કોઇ શીખી નહી જાય કરીને છુપાછુપ તઇયાર કીધું. એણે મુંબઇમાં નવજોત લગનના કોંટ્રેક્ટ લઇને મેળવેલો પાવરી તરીકેનો અનુભવ એને આજે ઠીક કામ લાગ્યો.

બચાએ ભેજું ને સાવચેતી વાપરી રાતોરાત કોઇ સીપાઇઓ નાહસી નહી જાય કરીને કાબુલના બધા દરવાજાઓ બંધ રખાવ્યા. સીપાઇઓમાં લડવાની ઉલટ છુટે કરીને તે લોકને મેદાનમાં એકઠા કરીને મહમદ ગોરીએ બારમી સદીમાં હીંદુસ્તાનપર જે બાર ચઢાઇઓ કીધી'તી તેણે તે વખતે લેવરાવેલી ફીલમો બતાવવામાં આવી. બચાના લશકરમાં બેંડ જેવું કંઇ નહીં હોવાથી મેં ને લીમજીએ ધાસલેટના ખાલી ડબ્બાઓ પર ભેંસની મોટી ગુરેથી ભુલ ભુલઇયાના ખેલનું લશકરી ગાયન "ચલો જંગ કરે, સખી સંગ કરે યારો મારો, કાપો કાપો" ગાઇ વગાડીને સીપાઇઓ પાસ કોરસ લેવરાવ્યો. લીમજીનો લડાયક જુસ્સો તપી જવાથી એને એના મીઠા બુલંદ અવાજે શાહનામાનો રૂસ્તમ સોરાબનો કુસ્તીનો દીલ ઉશ્કેરનારો કીસ્સો નીચે પ્રમાણે ગાઇ સમજાવ્યો.

### બેત.

"બર આમદ રૂસ્તમ દર ગુસ્સા કમાલ,
પોકાર કર્દબર સોહરાબ, અબી તુમ સમાલ;
ગીરફતાર સોહરાબરાબર ઝમીન કર્દ,
અઝ ખંજર કાતીલ સોહરાબ શુદ સર્દ."

ને રૂસ્તમ સોહરાબને ઉંચકીને જમીન પર ફેંકેચ તે ભાગ પ્રેકટીકલી કરી બતાવવા એ કમબખતે મને કંઇ બી ચેતવણી આપ્યા વગર કમરમાંથી પકરી ધોબીના ગાંસરા માફક ખાંધપર ઉંકીને પછી મને નીચે પટકી નાખ્યો. ને મારી છાતીપર ચરી બેસી પોતાનુ સ્ક્રીપર કાઢી મને ખંજર ભોંકતો હોય તેમ ભોકચું. મારા માથામાં પથરની ધાર લાગવાથી મને જખમ પડયો, ને મારી નસકોરી ફુટી ગઇ. પણ એ તો રૂસ્તમના પાર્ટનું એકટીંગ કરતાં એટલો ઉશકેરઇ ગીયો'તો કે મેં એની સાથે તકરાર કરવામાં ડાહપણુ જોયું નહી.

આખી રાત પથરોપર છરી ને તલવારો ઘસવાના અવાજો સમજાતા રહયા. તોપખાનાના તોપચીઓએ તોપોપર કોબરા પાલીસ લગારી બ્રસે ચલક કહારી. ઇસકોલમાંથી મેં બી કાબુલના નકશાઓ મંગાવી બીજે દહારની લડાઇનો તમામ પ્લાન ઘડી કાઢયો. લીમજીએ બી ઉલટમાં આવી જઇ રીવોલવર લઇ ટારગેટ પ્રેકટીસ ને શુટીંગ કરવા પડયો; જેમ કરતાં એણે બે વખત મારાં માથાપરથી હેલ્મેટ ઉડાવી દીધી. ને એવા કવખતનાં મોત-માંથી બચવા મેં એને પટાવી સમજાવી એની પાસથી રીવોલવર લઇ લીધી; ને એનો લડાયક જુસ્સો ટકાવી રાખવા એની આગળ નવસારીવાલા કકલ્યા ભગરયાઓના ખુનખાર જંગોની વાત કીધી.

છેક પાછલી રાતના ત્રણ વાગે અમો લોક કાલની લડાઇનો શું અંજામ આવશે ને પાછા કોઇ દહારો અમારા ફ્રેંડો દીનશાહ, જમશેદ સાથ રેલ્વે હોટલમાં કે પીયસમાં છાંટો લેવા બેસશું કે નહી તેની વાતો કરીને ઉંઘઇ ગયા. ઉંઘમાં બી લીમજી બે વખત "નાદીરખાન આયો" કરીને ઝબકી ઉઠીને મોંના પર બંદુસ ઓઢીને ધોલીયા નીચે ભરઇ ગીયો ને મેં એને કોર્ટ માર્સલ કરી તોપને મોંને ઉડારવાની ધમકી આપી ત્યારેજ એ દપટ પડીને સુતો.

સવારના પાંચ વાગતે લશકરી બરાખમાંથી ઉઠવાનું બ્યુગલ ફુંકાયું, ને અમે લોકોએ તરાએ મોંનું ધોઈ કસ્તી કીને અમારાં બખતર પહેરી

લીધાં; ને કમરે રીવોલવર, પાણીની બાટલી ને તલવારો લટકાવી દીધી. લીમજીએ તો કદાચ એ હથીયારો ભાંગી જાય કે પડી જાય તે અકસમાતો ધ્યાનમાં રાખી બે મોટી પાઉં કાપવાની છરીઓબી પટામાં ખોસી લીધી; ને મારી સખત મનાઇ છતાં તડકું લાગે કરીને લશકરી કાયદાનો ભંગ કરીને છતરીબી સાથે લઈ લીધી. લડાઇ ચાલતી હોય તે વખતે લાંબો વખત સુધી ખાવાનું મલવાની વકરી નહી હોવાથી હમે દરેકે અરધો ડજન બટકનાં બાફેલાં ઇંડા સાથે લઇ લીધાં. લીમજીએ બલાપો કીધો કે "બીજું બધું બરાબર છે પણ આપુને કંઇ થાય તો રજા કજા બાદ મોંનું દેખરાવવા કુતરો નથી."

હવે બે ઘોડેસ્વારો નામવર શાહ તરફથી ઝરીન રૂમાલથી ઢાંકેલા બે ખુમચા લઇને આવ્યા. અમે લોકોએ શાહે સગનનો નાસ્તો મોકલ્યો હશે એમ સમજી, ઘણી ઉલટથી એક ખુમચો ખુલ્લો કીધો તો તેમાં તરતનાં કાપેલાં બકરાંનું લોહીથી ઝઝરતું ડોકું હતું જેનાં સીંગરાં પર ચીઠ્ઠી બાંધી'તી કે "આય ડોકાંની માફકજ લોહીથી ગગરતું દુશમનનું ડોકું જંગે મેદાન-માંથી લઇને પાછા ફરજો ને આવીને ઇનામ લેજો. જો ખાલી હાથે પાછા ફરયાચ તો તમારા લોકોની મુંડીઓ ટાવર પરથી લટકશે."

લીમજી બબડયો, "એ આપુને કંઇ કસઇ બસાઇ સમજેચ શું કે કાપેલી મુંડી આપરી પાસે મંગાવેચ."

બીજો ખુમચો ખોલ્યો તો અંદર ત્રણ મોટી માગન બોઇ ને એક મગરમછનું ડોકું કુંદાએ ખરડીને બચાએ સારા સગન તરીકે મોકલ્યું'તું, અમે લોકોએ મલી ભુંજીને નાસ્તો ખાઇ લીધો. નાસ્તા પછી લીમજી કંમ્પા-ઉંડમાં દસ ચક્કર ગોલ ગોલ દોડયો. ખુલાસો પુછ્યો તો કહેજે ખુદા નખાસ્તા જંગમાં નસીબે યારી નહી આપી તો દોરવાની પ્રેકટીસ પડેલી હોય ને ફોર્મમાં હોઇયે તો આપલા નહી પડે. હા બા હા, હુસ્યારી કોઇના બાપની છે?

હવે છ વાગેલા હોવાથી મેં લીમજીને પેરેડ ગ્રાઉંડ જઇ બ્યુગલ પર "રેવીલી" યાને લશકરને ઉઠવાનો કૉલ વગારવા ફરમાવ્યું પણ એ અક્કલના

ઓથમીરે "લાઇટ આઉટ" યાને સુઇ જવાનો કોલ વગાર્યો, ને થોડા ઘણા સીપાઇઓ ઉઠીને કામે લાગી ગીયા'તા, તે લોકોભી તંબુમાં જઇને બંદુક ઓઢીને પાછા સુઈ ગીયા, ને બ્યુગલ મારે જાતેજ વગાડીને બધાને પેરેડપર એકઠા કરવા પડયા.

બધાંના હથીયાર યુનીફોર્મ દારૂગોલો વગેરે કમ્પ્લીટ છે એમ ખાતરી કીધા પછી, મેં લીમજીને એ લોકને નાસ્તો ખવરાવી લેવાનો ઓરડર આપ્યો. લીમજીએ બે હજાર લશકરીઓને દશ પાંતમાં બેસાડી દીધા, ને પોતાન પચાસ બબરચીઓની મદદથી, એ લોકને ગરમાગરમ પુલાવ ને કટલેસ પીરસાવી દીધા. ખુશાલીથી હાથ મસલતાં એણે મારા કાનમાં ફુક મારી - ખાલી આજના નાસ્તાનાજ ખાટકીઓ ને દાણાવાલા તરફથી કમીશનના પાંચસો રૂપ્યા બનાવ્યાચ. ને જો લડાઈ બે મહીનાભી ચાલસે તો લક્ષાપતી થઇને ઘેરે જશું."

હવેજ એ મને મારી સાથે એને લડાઈ પર લાવવા માટે દુવા દેવા લાગ્યો. ને પોતાની તરફથી એક નજીવી ભેટ તરીકે મારી બઇરીને માટે એક બ્રેસલેટ એણે મારા હાથમાં સેરવી, કે ખાલી ત્રણસો રૂપરડીની છે પણ એક ગરીબ દોસ્તની યાદગારી તરીકે કબુલ રાખજે. મુંબઇમાં એ બ્રેસલે પાછલથી અંકાવી તો સાડા સત્તર રૂપ્યાની કીંમત માલમ પડી; ને તે બ સુન્ના પર ભાવ વધેલા તેથી એટલીભી કીંમત ઉપજી. મેં એ બ્રેસલેટ ઘણો શરમઇને તેમજ ઘણા કાલાવાલા કરાવીને કબુલ રાખી, ને એને શીખામણ દીધી કે શેખ સાદીના બોલ યાદ રાખજે કે Honesty is the best Insurance policy.

લશકરને લડાઈ પર જવાનું હોવાથી બચાએ છુટે હાથે પુલાવમાં ઘી ને મરઘીનાં ફાડયાં નખાવ્યા'તાં; પણ લીમજીએ ચાલાકી કરી પોરબંદરના ઘાડવાનાં ઘીને બદલે વેજીટેબલ ઘી વાપરેલું હોવાથી સોલજરોએ છેતરાઇને, લીમજીના ઓછો કે એનો ઓફીસર તરીકેનો માન મરતબો ભુલી જઇને, એને પરડેલાં હાડકાં છુટાં મારવા માંડયાં, તેથી એને ખાણું પુરૂં થયું ત્યાં

સુધી છતરી ઓઢીને ફરવું પડયું. સીપાઇઓએ હવે ખરડેલા હાથ પાટલુને લુંછી નાંખી, બ્યુગલ વાગતાં સફ સમારીને ઉભા રહી ગયા. એકત્રીસ તોપના ધડાકા સાથે નામવર બચાજી પોતાના બદામી રંગના ઘોડા "ઓરેંજ વીલ્યમ" પર એ ડી. સી. સૌકતઅલી સાથ આવી લાગ્યો. અમે બેઉએ તલવાર નમાવી એને લશકરી માન આપ્યું. બચાએ વાવટા કાડી આગલ અફઘાન ઝુંડા નીચે ઉભા રહીને "માર્ચ પાસ્ટ" કરી જતા સીપાહીઓની સલામી લીધી.

લશકરમાં સીપાહીઓ તરીકે અફઘાનો ઉપરાંત મુલતાનીઓ, માપલાઓ ને થોડા ખોજાઓ ને ભાટીયાઓ બી હતા, જે બીચારાઓ મુંબઇમાં નોકરી ધંધા વગર ભુખે મરતા હોવાથી, પેટ ભરવા બચાના લશકરમાં જોડાયા'તા; મેં એક પારસી તરીકે ખાસ મગરૂરીથી જોયું કે મશીનગન સેકશનની બે ટુકરીઓ નવસારી ને ઉદવાડેના બે નામવર થયલા મોબેદોની સરદારી હેઠળ હતી. એ લોકો પોતાના યુનીફોર્મ પર જામો પીછોરી પહેડી હાથમાં ચલકતી ચમચો લઇ ચાલતા હતા. વાવટા કાડી આગલથી પસાર થતા બચાને એ લોકોએ ચમચ નમાવી "હમમાય રસચે" બોલીને માન આપ્યું'તું. એ બે મોબેદજાદાઓને જોઇને મેં ને લીમજીએ છુટકારાનો દમ ખેંચ્યો કે અમુને કંઈ કશું થાય તોબી સચકાર ને ગેહસારણા વગર હવે હમારાં "રવાન રખડી જવાની" ધારતી હતી નહી. બચાએ આપરા ધરમનો અભ્યાસ કીધેલો તરત જણાઈ આવ્યો; કારણ કે જ્યારે એ મોબેદોએ એને ચમચ નમાવી "હમારસ્ચે" બોલીને માન આપ્યું કે એણે તરત પોતાની દહારી બેઉ હાથમાં પકરી માથું નમાવી "ખોરેવસ્ચા" બોલીને વલનો જવાબ આપ્યો.

મેં મારા એક જુના દોસ્તને અહીં નવા લેબાસમાં જોયો; ને તે મુંબઈ પોલીસના હાથમાંથી છટકેલો જાણીતો બાબુ ચસમાવાલો હતો જે ધાડપાડુ-ઓની એક ટોલી સાથે ઘોડેસ્વાર લશકરમાં જોડાયો'તો.

લશકરી તાલીમની ગેરહાજરીમાં ઘોડેસ્વાર પલટણ (કેવેલરી)ના ઘણાખરા ઘોડાઓ સવારોએ ભાડૂતી વીકટોરીયામાં અત્યાર સુધી ભાડાંની લાલચે ફેરવેલા હોવાથી બ્યુગલ પર "ગેલપ" (Gallop)નો ઓરડર મલતાંજ, પોણી પલટણના

ઘોડાઓ પેરેડ ગ્રાંઉંડ પરથી ઉપડેલા, સવારોની ઘણીળી ખેંચતાણ ને રોકાણ છતાં. સીધા કાબુલના સ્ટેશનની બહાર રાખેલાં વીક્ટોરીયાના સ્ટેંડ પર જઇને હંમેશની પોતાની જગ્યાએ ઉભા; જ્યાંથી એ લોકને દુરથી તોબરામાં ચણા બતાંવીને પરેડ ગ્રાઉંડ પર પાછા લાવવામાં આવ્યા. બચાએ તોપખાનાનું રીયરસલબી જોવાની ખ્હોંસ લીધી, એટલે ન છુટકે મને તોપખાનું ફોડાવવાની ફરજ પડી. ચાર તોપોને એક લાઇનમાં ગોઠવી અંદર ગોલા મુકીને તોપચી રેજીમેંટના વડા તરીકે લીસજીએ દીવાસલી સલગાવીને તોપો ફોડી. એની નીશાનબાજી એવી સાબુત હતી કે પહેલેજ સપાટે એણે દુર ટેકરી પર તરતની બંધાવેલી ખહીની સેનેટોરીયમજ ઉડાવી દીધી. ભેજું વાપરી એણે બચાને મીલીટરી ટપલી મારી ખાતરી આપી કે એણે તોપની નીશાન સેનેટરીયમ પરજ ટાંકી'તી, ને બચાએ એનો બરડો ઠોકીને એને ઉપરથી શાબાશી આપી. સીપઇઓ ઉલટથી લડે કરીને બચાએ એ લોકનો છ મહીનાનો ચઢી ગયલો પગાર આંગ પર ચુકવી આપ્યો. અમારા એકના પગાર તરીકે એણે દુરઅંદેશી વાપરી અમુને સેંત્રલ બેંકનો ૧૯૫૦) સપ્ટેમ્બરનો Post dated ચેક ભરી આપ્યો. બચાએ એકવીસ તોપના માન વચે લશકરને તેમજ અમુને ભલી દુવા ચાહી રૂખસત લીધી, ને પોતાની ફેમીલી સાથે કાબુલના સ્ટેશન પર તૈયાર રખાવેલી સ્પેસીયલમાં બેઠક લીધી. જો સીતારાની ચાલ એને દગો દેય તો એણે અહીંથીજ બહારોબહાર દેવલાલી ઉપડી જવાનો બંદોબસ્ત કરી રાખ્યો'તો.

મેં હવે લડાઇની તઇયારીઓ શરૂ કીધી. પાયદલ લશકરને કાબુલ નદીની સામે પાર શેરડીના ખેતરમાં ગોઠવી દીધું. ઘોડેસ્વાર લશકરને દુસ્મનો પર અચબુચ છાપો મારવા ટ્રામના તબેલાઓમાં છુપાવી દીધું, ને શાહી મહેલની ચોતરફ તોપખાનું ગોઠવી દીધું. લશકરમાં કેટલો અપેર કારભાર હોશે તે એટલાં પરથીજ માલમ પડશે, કે તોપો સાફ કરતાં ત્રણ ચાર તોપની નલીઓમાંથી બીલારીનાં તરતનાં જનમેલાં બચ્ચાં મલી આવ્યાં'તા. રેડ ક્રોસના તદન વાખા હોવાથી આમે લોકોએ શહેરના ચંપીવાલાઓ, કબર ખોદનારાઓ ને

મુરદાં દફનાવનારાઓને રેડક્રોસના પટા પહેરાવી વહાડકાપની થોડા દીવસની તાલીમ આપી સ્ટ્રેચરો સાથ તઇયાર રાખ્યા'તા.

બધી તઇયારીઓ ખલાસ થતાં અમે છુટકારાનો દમ ખેંચી, મેદાનમાં સેતરંજી બીછાવી પાણુનો કાર્ડ કહાડી જુગાર રમવા બેઠા. મને પારસી જીમખાનામાં વરસોથી પાણું રમતાં બાંહેમાં જોકર સંતારવાની ચાલુ પ્રેક્ટીસ પડેલી હોવાથી, શીમજીના હું સો એક રૂપ્યા અરધા કલાકમાં જીતી ગીયો.

દુશ્મનોની હીલચાલ તપાસવા મોકલેલો અમારો એક જાસુસ હવે હાંફતો ધ્રુજતો આવી કહેવા લાગ્યો, કે નાદીરખાન પાંચ હજાર જવાનોનાં લશકર સાથ કાબુલ નદીના પુલ પર આવી પુગોચ ને પુલની નીચેનાં વીસ ભુંગરાં કહાડી નાંખીને પુલ ઢીલો કરી નાંખ્યોચ. કાબુલના પુલ પર રેલવે ટીકીટ કલેક્ટરે એની ને એનાં લશકરની કાબુલ આવવાની ટીકીટો જોવા માંગી તે તેને ધક્કા મારીને એ અંદર ધસી આયોચ.

તુરતજ બ્યુગલ વજાડી મેં લશકરી ટુકડીઓને પોતપોતાની જગાપર ખડા રહી જવાનોં ઓરડર આપ્યો. અમે લોકો એક ટુકડી લઇને આગલ ધસ્યા, તેટલાં નાદરખાન પોતેજ પુલના છેડા પર આવી લાગ્યો ને પસ્તુ ભાષામાં અમુને બે ચાર ગાળ દઇને ગાવા પડયો.

કોણની માયે સુંઠ ખાધી કે મારી સાંમે આવે ઝતુની પહાંણુ સાંજે પંજે કોણ લગાવે (દુશમન પક્ષ તરફની તાલીઓ). શીમજીએ એને છુટ્ટું સ્લીપર મારી ગાયનનો જવાબ ગાયનમાંજ આપ્યો.

"વેચ ના વેચ ના તારાં વરસ,
પડયાંચ તારા બાપ કચકંઈ સરસ;
મુગો મુગો જો રસ્તે નહીં પડશે,
તો રંવાન તારું રસ્તે રસ્તે રખરશે."

મેં નાદીરખાનને મારામારી ને બોલાચાલી છોડી દઇ સ્પોર્ટસમેનની કાની

જંગમાં ઉતરવા સમજાવ્યું. હમે બેઉ જણા મેદાનની ક્રીકેટ ગ્રાઉંડ પર એકઠા મળ્યા. મેં ટોસ જીતતાં હરીફોને પહેલાં દાવમાં મોકલવા કબુલ્યું. લીમજીએ પોલીસ કોરટના છેડા તરફથી તોપો છોડીને પહેલી ઇનીંગસની શરૂઆત કીધી, જેનો નાદીરખાનના તોપખાનાએ જીમખાનાને છેડેથી વળતો જવાબ વાળ્યો. પહેલી ઓવર બેઉ સાઇડની મેડન પસાર થઇ. એક ગોળીથી લીમજીનું ઠાંડીયું જરામાં ઉડી જતાં બચી ગીયું.

નાદીરખાને દુરથી સીગનલ કરી, "હાઉઝ ધેટ" પુછ્યું ને મેં વાવટો હીલવીને "નોટ આઉટ" જાહેર કીધું. એ તો ઘણું સારૂં થયું કે લીમજી ને હું હમારા જુવાનીના વખતમાં ઇસકોલમાંથી ફુટ થઇ જઇને કેકી મીસ્ત્રી સાથે ક્રાઇસના મેદાનમાં ક્રીકેટ રમતા હતા. હું ઘણો સારો બૉલર હતો ને લીમજી અચ્છો ફીલ્ડર ને કેચ જીલનાર હતો. મેં હવે મસીનગનેનો કબજો લીધો, ને ગોલીઓ સાથે સુકા ગ્રીનપીઝ ને વટેણા ભરીને આબાદ નેમ લઇને નાદીરખાનના ઝનુની તાયફાવાળાઓનાં ડોકાં ક્રીકેટની વીકેટ માફક તરોતર ઉડારવા માંડયાં. લીમજી બીરાદરે તો હદજ કીધી, એણે તો તોપખાનાની હરોલમાં પાણીથી ભરેલાં મોટાં મોટાં પીપો ગોઠવી દીધા'તાં. ને જેવા દુશમનોની તોપોમાંથી તરબુચ જેવા ગોલાઓ છુટે કે તરત ક્રીકેટ બોલો માફક તે જીલી લઇ પાણીના ભરેલા તબમાં મુકી દેય, કે ગોલા બધા ફુટવા આગમજ તદ્દન ઠંડાગાર થઇ જાય. કોઇ ગરમ ગરમ ગોલાઓ જીલી લઇ ફુટવા આગમજ પાછા દુશમનો પર ફેંકી તે લોકનો કચ્ચરઘાણ કહાડતો. અમે બેઉ જણાને તો જાણે બોંબે જીમખાનાની ગ્રાઉંડપર પ્રેકટીસ મેચ રમતા હોય તેમજ લાગ્યું!

મેં મારી રીવોલ્વરમાંથી ગોળીઓ છોડી દુશમનોની ઘણી તોપોના ટાયરોમાં પંક્ચર પાડયા, ને તોપો નકામી કરી નાંખી. હવે દુશમનની છાવણીમાં તરખાટ ફેલાયો, જેનો લાભ લઈ ખેતરમાં છુપાવલાં પાયદલ લશકરનાં સીપાઇઓ સેરડીનાં સાંઠા લઇ દુશમનોપર તુટી પડયા. ને પહેલાજ હુમલામાં નાદીરખાન મયદાને જંગમાં પાંચસો મુરદાં, પચાસ તોપો, ત્રણ હાથી ને બસો બકરાં નાંખીને નહાસી ગીયો.

અમારા સીપાહીઓએ દુશમનોની છાવણી લુંટી તમામ લુંટ વહેંચી લીધી. લીમજીએ નાદીરખાનના તંબુમાં ઘુસી જઈ તેનો ચાંદીનો હુકકો કબજે કીધો, ને મને મારા ફાળા તરીકે એણે નાદરખાનની તપખીરની દાબડી આપી. અમે બેઉ જણાએ અમારી આસપાસ પાંચ દશ મુરદાં નખાવી હાથમાં નાગી તલવાર સાથે ફોટો પડાવી 'જામે જમશેદ'ના શનીવારના અંકમાં છાપવા મોકલી આપ્યો, જે નીચલા હેડીંગ સાથ તન્તજ છાપવામાં આવ્યો'તો, "કાબુલ નદી પર ખુનખાર લડાઇ. સેંકડો મુરડાંઓનું બહાદુર પારસી જવાનોના હાથપર જખમી થવું."

આ લડાઈમાં હમારાં લશકરમાં અઢાર જણને નાની મોટી ઇજા થઇ હતી, જેમાંના બાર જણા તો તોપ ફુટવાના અવાજથી બેશુદ્ધ થઇને ઘોડા-પરથી પડી જવાથી ઇજા પામ્યા હતા. લીમજીને એક તોપના ગોળાનો ટુકડો ઉડીને વાગ્યાથી માથામાં જખમ પડયો'તો, પણ સારે નસીબે લોખંડી હેલમેટ પેહડેલી હોવાથી ખોપરીમાં તરલ પડવા ને સહેજ ભેજું ઠપકાવા સીવાય કંઇબી ગંભીર ઇજા નહી થઇ'તી. એ અકસમાતની મોહકાણે એની યાદદાસ્ત શક્તી ઘણી નબળી પડી ગઈ છે, ને ખાસ કરીને કોઈની પાસથી ઉછીનું લીધેલું પાછું ફેરવવાની તો એને યાદ રહેતીજ નથી. મને બી એક ગોળી છાતીમાં લાગી હતી પણ વેસ્ટ કોટના ગજવામાં હમેશ ખોરદેહ અવસ્તાની ચોપડી રાખીને કેઠે બી ઉભા ઉભા ભણવાની આદતને લીધે તે ચોપડીમાં ગોળી ઘુસી જવાથી મારો બચાવ થયો'તો. હજુબી તે ગોળી મારી બઇરી સાડીની પીનમાં જડાવીને સાડીમાં પહેરીને ફરેચ. લડાઈના મેદાનમાંથી નાસી જતાં જતાં નાદીરખાને કાબુલના સ્ટેશન માસ્તર આગળ દાંતમાં આંગલાં પકડી આંખમાં પાણી લાવીને કબુલ કીધું કે આ બે ઝનુની પારસીઓ બે હજાર મગોલોને પુરા પડે એવા કાફર છે. એ સ્ટેશન માસ્તર આગળ મુંબઇ રહી ગયલો હોશે તેણે એને કહ્યું કે એ લોક તો કંઇજ નથી. એ લોકના કરતાં વધારે જોરેમંદ ને સીનેફરાખ પારસી જવાનો બાલારામ સ્ટ્રીટમાં ને ગામદેવીપર રહેચ. એટલે નાદીરખાન તદનજ ઠંડો થઈ ગીયો.

આ આખી લડાઇની ઇમ્પીરીયલ ફીલમ કંપનીએ ફીલમ ઉતારીય જે જમશેદી—નવરોઝ પર રેયલ ઓપેરામાં બતાવવામાં આવશે. એક ચીઝથી હું ઘણોજ દલગીર થયો ને તે એકે લડાઈ હજુ તો અરધી ચાલી નહી હોશે કે અમારૂં અરધું લશકર ગરમીના તાપથી થાકી જઇને જમીન પર ચારસાં પાંથરી ખુશાલ ઘરોઘર ઉંઘ કાઢતું માલમ પડયું. એ લોકને ભરોસે જો રેહતે તો બીચારા બચાના આ પહેલીજ લડાઇમાં સુપરાં સાફ થઈ જતે.

---

(૭)

લડાઇના મેદાનમાં ધુરથી ભરઇ ગયલા હોવાથી તેમજ આખા દહારાની થાક ઉતારવા અમે સોડો ખખરતાં ગરમ પાણીએ નાહવા બેઠા. લીમજીએ મને કાલાવાલા કરી બરડાપર ખીસો ચોરવા કહયો પણ ખીસો હું સાથે લાવેલો નહી હોવાથી મેં એનાં આખાં આંગપર ઘસરીને બુતારો ફેરવ્યો ને એને ઝારીઝુરીને નવરાવ્યો. કાબુલમાં ઠંડી ઘણી પડતી હોવાથી એ કમબખત અહીં પહેલવહેલો નાહયો એટલા માટે એના આંગપરના મેલથી મોરીનો નલ બંધ થઇ ગીયો ને એની મોહકાનમાં મને બી અરધુંજ નાહીને ઉઠી જવું પડયું.

હજુ તો અમે લોક આંગપર કપરાં પહેરીયે તેટલાંજ બચા એ સાકુનો A. D. C. બારણાંપર ટકોરા મારયા વગર કે રજા પુછયા વગર અંદર દાંફતો હુંફતો ઘસી આવ્યો. અમે લોક પરદા પાછળ ભરઇ જઇને ડોકાં ઉપર કહારીને એને શું છે તે પુછયું. પણ એવણ મુરબ્બીએ સીધી વાતપર આવવાને બદલે તાઝીમતવાઝાથી અમારી બેઉની ખબરઆફીયત પુછવા માંડી કે "તમો બેઉ સાહેબો કેમ છેવ? રાતના અહીં ઉંઘ આવેચ કે? ઘેરથી કંઇ કાગળ આવેચ કે? બચ્ચાં છોકરાં કેમ છે?", વગેરે વગેરે.

લીમજીએ તો બે ત્રણ જબરદસ્ત છીંક ખાઇને ગોંધીયારૂં કરી મુકયું-"અરે અહીં કપરાં પહેરયાં વગર બધી હારકામાં ઠંડી ભરઇ ગેઇચ ને શરદીએ

પધો અકરી ચાલ્યોચ ને એ તાજીમતવાળો શાનો કરી મરેચ? એ સત્યાનાશના ગએલાને કેહની કે જે કેહવું હોય તે ટુંકમાં શોર્ટહેંડમાં કહીને પેલા ડોસાભાઇ તાપ્યા કહે તેમ. "રૂખસદે પાનદાન" લેય."

લીમજીને બબરતો જોઇને એ. ડી. સી. એ ભેજું દોરાવ્યું, "મી. લાઇમજુસ, શું છે? ગરમી ઘણી લાગેછ શું? કંઇ સરબતે અંગુર નહી તો સરબતે સાલેહુસ મંગાઉં? દીલને રાહત ને મગજને ઠંડક થશે."

લીમજુનો પીતો તદન ઉકળી આયો ને એણે ફિંચકીને એ. ડી. સી. ને સાબુનો ગોરો છુટો મારયો ને મેં એ. ડી. સી. ને અખારા કરી જવા કહયું. એ બી લીમજીની કફોરી હાલત હવે સમજી ગીયો એટલે તરતજ કહી દીધું- "આલમપનાહ, નામવર નવાબ બચા સાકુ તમો બેઉ મહેરબાનોને એકદમ બોલાવેચ માટે કંઇ બી ઢીલ કીધા વગર તમો નામવરોએ હજુરની હાજરીમાં સીતાબીથી હાઝીર થવું."

બચાના શાહી ફરમાનને માન આપી અમે લોકો વળી એ શું નવી આફત ને ધરકબુજારો છે તેનો વીચાર કરતા શાહે મોકલી આપેલી બે ઘોડાની વીકટોરીયામાં બેસી શાહી મહેલ તરફ ઉપડયા. આખે રસ્તે અમુને વીચાર આવ્યા કરે કે રખેને કંઇ લડાઇ ચલાવવામાં ભુલ કે મફલતી થઇ હોય ને હમારાં રોકાં નદારદ થઇ જવાનો વખત આવી પુગે. લીમજીએ દોરાદોરીમાં કપડાં પહેરી લીધેલાં હોવાથી એણે જમણા પગનું બુટ ડાબા પગપર ને ડાબા પગનું જમણાપર પહેરેલું હોવાથી એની અકરવકર ઘણી વધી ગેઇ'તી એ ચોપરવા લાગ્યો કે મુંબઇમાં મરથી બટક ખાઇને નચીંત જીવે ગગરી રહેલા હતા તે તું અહીંયા ઉકમઇથી કાબુલના દુંબા ખવરાવવા ઘસડી લાયો. આજે સવારના તેં ઉઠતાંની સાથે તરો કસતી કીધા વગર વસીદે મોંને ચાય પીધી. તેની આય મોહકાન છે. તારા જેવા નાસ્તીક ને અધરમી સાથે મારી સરજત જોડઇચ તો હું બી નીરદોષ ને બેગુનાહ આદમી તારી સાથે હેરાન પરેશાન થાઉંચ.

મેં એની એવી ડરપોક ને બુજદીલ ચાલ માટે એના પર ધીક્કાર નાખ્યો "મગરૂર પારસીનું ફરઝંદ થઇ મોતનો મુકાબલો કરતાં એટલો બુજેચ શાનો! મોત શું ચીજ છે. મોત તો ઘેરથી નીકળીને ઓફીસમાં જવા બરાબર છે, ને વરી તારા જેવા સખી ને સવાબીને માટે તો મોત એક આશીરવાદ છે કે વધાર હારમાર થતો તું અટકે."

પણ મારા આ સખ્યારાની લીમજીપર જેવી જોઇએ તેવી અસર થઇ નહી. એ તો ગજવામાંથી બઇરી છોકરાંનો ફોટો કહારી તે પર માથું નાખીને હુસકે હુસકે રડયો. કે "ઓ પરવરદેગાર, બસ એક વખત તું મને ઘેરે પાછો મોકલ. હવેથી હું તદ્દન સુધરી જવશ. વીસકી બી નહી પીવશ ને છોકરાંઓનાં ભોણાંમાંથી બોટાં ખાઇ જતો'તો તે બી નહી કરશ."

મેં એને ધમકાવ્યો. "લીમજી લીમજી. ખુદા ખાતર હવે રડવા તતરવાનું બંધ કર. રસ્તાપર ચાલતાં લોકો જોશે કે આવો મોટો ઓફીસર રડેચ તો એમજ સમજશે કે એની સાથવાલો એને ચમટા તોરતો હશે. બઇરી છોકરાં સાથે હતાં ત્યારે તો તે લોક તરફ નહી જોયું ને હવે બઇરી બચ્ચાં કેમ હઇયે ચઢી આવાં. ગાંડા, મારાં બઇરી છોકરાં નથી? મારા જેવો પ્યારો પેદર ને મોહબતવંતો ભરથાર બીજો કોઇજ હશે તો બી હું છાતીપર પથ્થર મુકીને મરદની માફક મુંગે મોંને બેઠોચ કેની? તો મારા દીલાવર દાખલાની તું બી નકલ કર. ને આપરી આખેરી ઘડીએ તે પરવરની સેતાયેશમાં તારૂં દીલ લગાડ. ને બઇરી બચ્ચાંની તકલીફ઼ી મોહબતથી તારૂં દીલ ઉઠાવ."

બપાએ મોકલેલી વીકટોરીયામાં એવા તેજી ઘોરા જોડેલા કે બબે મીનીટે કોચમેનને એ લોકનાં પુછરાં મંડવા પડતાં'તાં, ને દર પા માઇલે એ લોક ફસડઇને જમીનપર બેસી જતા. કોચમેન નીચે ઉતરી એ લોકના કાનમાં કંઇ કેહતો કે તરત ઉઠીને ચાલવા માંડે. અરસે એ ઘોડાને શું કહેતો'તો તેનો કોચમેને ખુલાસો કીધો કે ઘોડાના કાનમાં એ બોલતો કે, 'દીકરા, ઘેર ચાલ તુંને પરણાવશ." કે એ ચંચળ જનાવરો તરત ઉઠીને ચાલવા માંડતા! કોચમેનની બી બેઉ આંખમાં મોતીયા પાકેલા તે એ ભલા આદમીએ

બી ગાડી એ વખત ફાનસનાં થાંભલા સાથ અથડાવી નાંખી. ને પાહરા પર ઉભેલા પોલીસ સારજંટે અમારી ગાડીનો નંબર ને અમારા નામ ડાયરીમાં લખી લીધાં કે, કાલે સવારે ઓનરરી મેજીસ્ટ્રેટની કોર્ટમાં હાજર થજો. તમારા ઘોડા કલાકના ચાલીસ માઇલની ઝડપે દોડતા'તા. એના બાપનું કપાલ.

અમારી પાછલ નીકલેલા એ મુરદાંના જનાજાઓ કહારના અમારી આગલ નીકલી ગયા'તા એવાં અમારાં તેજી ટટુઓ હતાં. આખે રસ્તે ઠેકાણે ઠેકાણે બાંબુના આરકાંઓ ને કમાનો ઉભી કરવામાં આવી'તી. લોકોનાં ટોળે-ટોળાં વાવટાઓ લઇને ફરતા'તાં, ને અમુને જોઇને મહાતમા મંચેરસાકી જય કરીને વાવટા નમાવીને માન આપતા'તા. વાવટા પર નીચે પ્રમાણે લખાણો હતાં.

(૧) અફઘાનો પારસી કોમના જીંદગીભર અહેશાનમંદ છે.

(૨) સ્વરાજ્ય અમારો જન્મસીધ હક છે.

રસ્તે રસ્તે ફ્રોકવાલી છોકરીઓ દાબડાઓ લઈ રેડ ક્રોસ ફંડને માટે નાણું ઉઘરાવતી'તી. લીમજીએ પેસુ સમજુના જેવું ગંભીર ડાચું કરીને મારા કાનમાં ફુંક મારી "દીકરા, અહીં બી બેપસી સબાવાલાના પપેતી બ્લોકની ધમાલ ચાલી રહીચ. પાવલી આઠ આના વરી ઝોંસવું પડશે."

મેં એને મુંગો મરી રહેવા કહીને ખરી બીના સમજાવી કે, આય તો અફગાન લશકરના જખમી થયલા સીપાહીઓના ફંડ માટે કાબુલની વનીતા વીશ્રામની છોકરીઓ ફાલો એકઠો કરેચ. તેટલાં તો એ ચાર છોકરીઓની અમો પર નજર પડતાં અમુને ઓળખી કાઢીને "ફારસી અફસર ઝીંદાબાદ" ની બુમ પાડી. ચાર પાંચ છોકરીઓ ગાડીમાં ચઢી બેઠી ને દાબડામાં કંઇ નાંખવા કહયું. મેં તો મારી પાસ છુટી દસ ગીની હતી તે આય ભલાં કામ માટે દાબડામાં નાંખી. લીમજીએ બી છોકરીઓને વાતમાં નાંખીને અંદર પટાનું પાતલનું બક્કલ ને થોડા પીઠામાંથી મલેલા ખોટા ઢબુઓ મોટો

અવાજ કરીને ખખરાવીને નાંખ્યા ને મારા કરતાં વધુ સખીવજુદ હોવાનું આન ખાટી ગીઓ.

મહેલની નજદીક આવી પુગતાં મેં લીમજીને મોનાંમાંથી પાનનો ડુચો ફેંકારી નાખવા ને પાટલુનની ગહોરી સમારી ટટાર બેસવા કહ્યું. મહેલ આગળ ઉતરયા તો ત્યાંની ધામધુમ ને રચના જોતાંજ અમારા પેટમાં ફલેજી આવી કે અહીં તો બધી રોયલ રીસેપશનની તઇયારીઓ ચાલી રહી'તી!

પોરટીકોની સીડી પર લાલ સેતરંજી નાખવામાં આવી'તી, જ્યાં ઉતરતાં સાથેજ બચાનાં મીલીટરી બેંડે "Lo, The conquering hero comes" વગાડયું, ને ત્યાં ઉભેલા ગાર્ડે Present Arms કીધું. જે આન અમે મીલીટરી ટપલી ઝાડી છાતો બહાર કાઢીને સ્વીકાર્યું.

અહીં બી લીમજીએ એ બધા મીલીટરી દબદબાની માય મારી નાંખી. એને એનીજ તલવારની બેઉ પગ વચ્ચે ઘુસી જવાથી આંટી આવી ને એ ટુટી પડયો ને બધો ખરડઇ લચરઇ ગીઓ. મેં એનો ડગલો પખોડવાને મસે પેટમાં બે મુક્કી બેસાડી દીધી, કારણ કે મારાં પોઝીશનની બી સાથે સાથે માય મરી ગેઇ'તી. મહેલની વાવટા કાઠી પર અફઘાન વાવટા સાથે અમારા આનમાં આપણા હીન્દુસ્તાનના ભારતવાસીઓનો માનીતો રાષ્ટ્રીય ધ્વજ પણ ઉડતો હતો. આપણો નેશનલ ફ્લેગ જોઇને લીમજીનું દેશાભીમાન ઉશ્કેરાઇ આયું ને એણે ફ્લેગને લશકરી ટપલી ઝાડી. હવે અમે સંગેમરમરના શાહી દાદર પર ચઢવા માંડયું. દાદરને મથાળે બચાએ સાકુની સાતમી સાસુ જે અગાઉ મુંબઇ રહી આવી હોશે ને પારસી લગનો જોયાં હોશે તે બખતાવર બાનુ હાથમાં સોપારા ને પીંગાણી સાથની સેસ લઇને ઉભી'તી. અમે ઉપર ચઢી રહયા કે બેગમ ખતીજાએ અમારા માથાં પરથી ઇંડાં ઓવારયાં ને અમુને કુંકાનો ચાંલ્લો કીધો ને ભોંય પર ભાંજવાને બદલે અમારાં બેઉનાં માથા પર અકેકુ નરીયેર ભાંજયું. જો કે અમુને મજબુત કર લાગી'તી ને ઇંડા જેવું ડીમું ઉઠયું'તું, તો બી બચાને ખરાબ નહીં લાગે કરીને અમુને મોનું હસતું રાખવું પડયું. આ પછી નામવર બેગમ સાહેબાએ થારીમાંથી

મુઠે મુઠે ભરીને હીરા મોતી અમારી પર ઓવારી નાંખીને અમુને વધાવી લીધા.

ઘેરે આવીને પાઘરી ઉંધી કીધી તો ખાસ્સાં બેઉને ફાલે દસ દસ હજારના હીરા મોતી આવ્યા. આ કીયા ખતમ થતાંજ અમે દીવાને-ખાસમાં પગ મુકયો ને બચાએ અમારી પાસ ધસી આવીને ઉલટથી એવી તો દાબીને કોટી કીધી કે લીમજીથી "બાપરે, દબઇ ગીયોરે" કરીને બુમ પડાઇ ગેઇ. કાંહ બચાનું પહાડ જેવું આંગ ને જોર ને કાંહ અમારાં કોટલાં જેવાં હાડપીંજરો! બચાએ એક વાર ફરીથી અમુને ગળે વળગીને ધમાધમ કીસીઓ કીધી. "આફરીન મરહબા, ધન છે તમારા માતપીતાને, ધન છે તમારા જનમ વખતે હાજર રહેનાર સુવાવડખાનાના ડાકટરને—દાઇને કે જેણે તમો જેવા નામવરોને દુન્યાના તખ્તા પર રજુ કીધાચ. આફરીન મારા બહાદર હમશરીકો, કે તમો જેવા સપુતોએ મારા રાજને આફતમાંથી ને મારી બીબીઓને નામોશીમાંથી બચાવી છે. તમો બહાદુર પારસીઓ જો મોકકાસર હાજર નહી હોતે તો આજે ખુદા જાણે હું કયાં હોતે? મારૂં રાજપાટ કયાં ફના થયું હોતે?"

આટલું બોલતાં એની આંખમાંથી કાબુલી કેરબા જેવાં પાંચ સાત આંસુ ગાલ પરથી સરી પડીને મોટા અવાજ સાથે પત્થરની જમીન પર પડયાં. એના મોભા ને આંગ પ્રમાણે આંસુ બી તેવાંજ બાદશાહી હતાં, ને ચાર પાંચ આંસુથી એક કપ ભરાઇ જાય એવાં કદાવર ને ગંજાવર હતાં.

મારી ખાંધ પર એ માથું નાંખીને રરતો'તો, એટલે મારી ખાંધ પર એ આંસુઓનો દરયાન બંધ કરવા મેં બચાને અરજ કીધી કે, "તમે રડી તતરીને નકામો મારો નવો મીલીટરી કોટ ખરાબ કરોચ. મારાં જમણાં ખભામાં રૂમેટીઝમ છે તે અહીં રરીને શરદી ના કરો. રૂમેટીઝમ પાછું ઉભરાશે. જોઇએ તો ડાબાં ખભાં પર માથું નાંખીને માહેતમ કરયા કરો." પણ એનો ભરાઇ આવેલો ડીબો અટકયોજ નહી એટલે મેં નાચારીએ કોટને વધારે ભીંજાતો બચાવવા તેની પર વરસાદનો ઓવરકોટ પહેરી લીધો.

બચાએ જેમ તેમ રડવાનું થોભાડયું તેટલાં તો નીચે ત્રણ
અરધે કલાકે બચાએ જેમ તેમ રડવાનું થોભાડયું તેટલાં તો નીચે ત્રણ આવું
ચાર બાલદી પાણી ભરાઇ ગીયું'તું. આવો પીલતન જેવો આદમી ને આવું
બચ્ચાં જેવું પોચ્ચું નરમ દીલ! એ એટલા વખતમાં તો એ ત્રણ વખત ફેંટ મારી
ગીયો'તો, ને એનાં સાસુ ખતીજા બેગમે ભભટમાં ભુંજેલો કાંદો સુંઘારયો
ત્યારેજ એ હુસ્યાર થયો, ને ત્યારેજ અમને ખબર બી પડી કે એને હીસ-
ટીરીયા થવાની આદત હતી ને વઇદ મણીશંકર ગોવીંદજીની ચાલુ દવા કરતો'તો
હુસ્યારીમાં આવ્યા પછી અમારો બરડો ઠોકી એ નામવર બોલ્યો
"આફરીન, આફરીન, અય રૂસ્તમ સોહરાબની તોખમના ક્યાની નરો, આફરીન.
મને સ્વપને પણ ખબર નહી હતી કે, ઝનુની ચીતા જેવા બહાદુર નરોની
એક તોખમ હીંદુસ્તાન આવી મુંબઇમાં વસેલી છે. તમારા લોકના જામે ને
કૈસરના લખાણો પરથી હું તો એમજ સમજતો'તો કે પારસીના પોરયાએ
તદન લેલે ગુરે છેવ ને ફકત એમની મેસકી થઇ સેંટા પાટલી પાડી બસ
બઇરાંઓને હસાવવામાંજ બહાદુર હશો, પણ આજની લડાઇનો હીંગામ નજરે
જોયા પછી મારી ખાતરી થઇછ કે બહારથી લોકડી જેવો દેખાતો તાવદાન
વકટલેન પારસી જવાન અંદરખાનેથી સીંહનું જીગર ને અઝદહાની પોલાદી
ચુંગાલ ધરાવેછ. શું આજની તમારા લોકોની બહાદુરી? તમે બેઉ નવજવાન
બીરાદરોએ કેવા ગોલા છોડયા ને કેવા ગરમાગરમ ગોલા જીલ્યા ને તાયફા
વાલાઓનો કચેડઘાણ કાઢયો. હું એ બધું જનાનખાનાની બારીમાંથી મારાં
સાસુની પછવાડે ભરાઇ ચીમઇને જોતો'તો. આફરીન, સદહઝાર આફરીન."
એણે હવે પોકાર માર્યો, "કોઇ હાઝીર હય. જાવ ખઝાનચીકું બોલો
કે એ દોનો અફસરોકો ગલ્લેમેસે હાથ ડાલ કે મુઠ્ઠા ભરકે ખુરદા દેવ." એ
આજે બચો તદન લહેરમાં આવી ગીયો'તો. એણે હવે અમુને દરેકને ત્રણ
ત્રણ કાબુલી દુંબા બી ભેટ આપ્યા; ને મારી છાતીપર "અખતરે હીંદ રો
રસ્તાખેઝે માઝદીયાન" નો ને લીમજીની છાતીપર Y. W. C. A.
ચેમ્પીયનનો ચાંદ પોતાનાં મુબારક હાથે લટકાવ્યો. તેમજ અમુને બેઉ
એકદા ઝરીન ઝભ્ભો બી લટકાવ્યો. જેનું અંદરનું અસ્તર તપાસતાં એ



ગયો ભુલી લીમજી બાસ્કેટ લેતાં ભાત્યાંની.
ખાણાં સાથ જોઇએ એને સ્પેશીયલ ડીશ પાત્યાની.
તીંગલ તાંગલ કરીને હેલ ઘાટીની ભુલાવી,
વગર ટીકીટે બેઠો ત્રેનમાં સામન નહિ તોલાવી.

(જુવો પાનું ૬)

આ કાપલી ચીટકાવેલી નજરે પડી, "મરહુમ બાટલીવાલા કંપનીના બેનેટની કંપની તરફથી લીલાંઉ થયલો માલ."

---

(૯)

અમારા નવા ઓધ્ધાના અમુતે માનયાન ને ઝમા પેહરાવ્યા બાદ નામવર બચાએ ગજવામાંથી એક કાગળ કહાડયો કે ઇરાનના શાહ રેઝાશાહ તરફથી આજે સવારેજ આ રૂકકો મને કાસદ મારફત મલ્યોચ. તેમાં એ નામવર લખેચ કે, "ડીયર બચા, જો કે તારા ઘણા કામો ને વીચારો સાથ હું મલતો થઇ શકતો નથી, પણ તેં જો કાઇભી વખતે ભેજું વાપરયું હોય તો અફઘાનીસ્તાનના બચાવ માટે મુંબઇ સરઝમીનથી એ બહાદુર નવજવાન પારસીઓને બોલાવ્યા તેજ છે. ટાઇમ્સ ઓફ ઇંડીયામાં એ લોકના કાબુલ ઉપડવાની ખબર વાંચીનેજ મારૂં તો માથું ઠણક્યું કે ચાલ જા, બચાનો હવે મ્હારો સીતારો ફેરવઇ જશે. એ કદીમ ક્યાની લોહી ધરાવનારા બહાદુરો મારી રીઆસતમાં બી વસે છે, ને તેઓ એટલા તો ઇમાનદાર ને દયાનતના ચોખ્ખા છે કે કદીમ નયાગાનોની એ હાલની અવલાદપર મારો પુરતો એતેબાર ને વીશ્વાસ છે.

"એનો એકજ દાખલો હું આપુંચ. ગીયા જમશેદી નવરોઝપર મારા એક વીશ્વાસુ ને રઇયતના માન પામેલા પ્રધાન આરબાબ કયખશરૂને રસ્તાપરથી એક બોટી પાવલી મળી ને એ ઇમાનદાર પારસી મારતી ટેક્સીમાં પોલીસ કમીશનરની ઓફીસમાં જઇને કમીશનરને તે પાવલી હાથોહાથ આપી આવ્યો. મેં મારા રાજ્યના તમામ મોટા ઓધ્ધાઓ બીનહેહરતે એ બસ્તેકુસ્તીવાનોને સોંપેલા છે. એક મુરબ્બી તરીકે હું તને સલાહ આપુંચ કે તેં એકકું ટીપેલું ઝવાહીરખાતું તેમજ નવું જનાનખાતું એ બેઉ દ્દલેરોને સોંપીને તું બેફીકર હંમેશની શાંતીમાં ઉંઘાનો રેહ.

તાજે કલમ—તેં ગઇ બકરી ઇદ પર મારી પાસે ત્રણ ચાહના સીલ્કના તાકા મંગાવેલા તેના ચોપન રૂપીઆ મારા કાસદ સાથ યાદેયાદ મોકલી દેજે."

શાહનો રૂકકો ગજવામાં પાછો મુકતાં બચો બોલ્યો, "રેઝાશાહના આય માયાકુલ રૂકકાના લખાણથી મારાપર મજબુત અસર થઇચ. મારૂં મેળવેલું ઝવાહીરખાતું ને એકઠું કીધેલું જનાનખાતું જો હું મારા અસરાફ કાબુલીઓના હાથમાં સોંપુ તો મને ધાસ્તી છે કે મને એક મહીનામાંજ પેશાવરમાં ચાય કારીની દુકાનમાં પાછાં પ્યાલાં રકાબી ધોવાં પડે. વળી છેલ્લા બેત્રણ દીવસ થયાં મારો અસલી મુરબ્બી ન્યાગાન બાબર સ્વપ્નામાં તાકીદ કરી જાયચ કે, બચ્ચા બચા, એ પારસીઓનું પુછરૂં પકરયુંચ તો હવે કદી છોરતો ના. એ લોકોજ તારો દહારો ફેરવશે. જે દહારે એ લોક તુંને છોડી જશે તે દહારે તારાં સુપરાં સાફ થઇ જશે. તેથી મેં પકકો વીચાર કીધોચ કે એ જનાનખાના ને ઝવાહીરખાનાની પરવરસી ને પાસબાની કરવાનું જોખમભર્યું કામ તમો બેઉ પારસી જવાનોને સોંપી હું નચીંતે ઉંઘાઉં પણ બાવાજાન, ખુબ સંભાળમાં રેહજો. જનાનખાના કે જવાહીરખાનામાં જો કંઇ બી આસનાઇ કે ગફલતી કીધીચ તો બેઉ જણાનાં ડોકાં ડીચકાંમાંથી ઉડી ગયલાંજ સમજજો."

એમ બોલી બચાએ એક કાબુલી દાડમ હવામાં ઉડારી તલવારથી તેનાં બે ફાડચાં કરી નાખ્યાં. શમશેરબાજીનો આ પ્રયોગ જોઇને લીમજી તો ગભરાટમાં ગરદનપર હાથ ફેરવવા લાગ્યો કે "યા ખુદા, તારી પનાહ, એવણને તો દાંડીયા ઉડારવાની મજબુત પ્રેકટીસ છે. તે રખેને એ હુન્નર આપરી ગરદન પર બી અજમાવે. દીકરા, આ નવા ઓધ્ધા માટે નનોજ વાસજે; નહીં તો વળી બીખાજી થઇને હા ના કહી દેતો. બસ તું તારે થેંકયુ વેરી મચ કરીને ઉપકાર સાથ નાજ પાડજે, નહી તો ગરદનનો વીમો નથી."

બચાએ હવે તલવાર મ્યાન કરતાં આગળ ચલાવ્યું, "તમારા બેમાંથી જે જનાનખાનાનો ચાર્જ લેશે તેને પોતાની દહારી મુછ બોડાવી નાખવી

પડશે, કે ત્હારી મુછને લીધે મારી સાથ ભેલઇ જવાનો કે ભુલાવો ખાવાનો ચાન્સ રહેશે નહી."

બાજી સમાલી લેવા મેં પુર નમનતાઇથી કહયું. "જેહાંપનાહ, અમે સીપેહસાલારો એવું જનાનખાનું ને જવાહીરખાનું તપાસવાનું મુશકેલ કામ કયાં તપાસવા બેસીયે. તું નામવર અમુને તારી લશકરી ટુકડીઓનો હવાલો આપ કે દુશમનોનો કચડઘાણ કહાડી અમારી બહાદુરી ને દેલાવરી બતાવ્યે. આજની લડાઇ તો એક નજીવો સેંપલ છે. તું અમુને પચીસ હજારનું લશકર આપ ને તું જો કે એક મહીનામાં આખું રશીયા જીતી તારા પગ આગલ લાવીને મુકયેચ કે નહી. લડાઇ કરવી એ અમારો રાતદહારાનો ધંધો છે. લડાઈનું મયદાન એજ અમારૂં ઘેરબાર છે. અમે બઇરાંઓપર તકેદારી રાખવા મુંબઇ વેરથી નથી આવ્યા. એ કામને માટે આપ નામવર મજબુત માણુસો બોલાવો તો બેહતર. જંગના મયદાનમાં ભલે આ ગરદન છુટી જાય તેની અમો સીપાહ બચ્ચાઓને પરવાહ નથી, પણ બઇરાંઓ ભીવરાવવાનું કામ મરદ બચ્ચા થઇને તો નહીજ કરશું."

બચો. આ સમજી જરા નારાજ થઇ ગીયો. ને કહયું કે, "કરનલ મોંચેર, તું કહેચ તે વાજબી છે. પણ લડાઇનો હીંગામ હાલમાં ખતમ થયોચ. હવે તો સુલેહની આશાયેસ ને આરામ છે. મને ઉમીદ છે કે મારો એટલો સખુન કબુલ રાખી તમે લોક મને શાદમાન કરશો. લડાઈ પુરી થઇચ એટલે લશકર બી બધું વીખેરઈ જઇ ઘેરબારે જઇ ધંધેધાપે લાગી જશે. તો પછી તમે નકામા પડી રહીને મોટો પગાર ખાવ તે શું કામનું? અય મારા ધીરા વીરા શુરા પારસી સીપાહો, ભલે બે દીવસ રહીને બરાબર દરયાફત કરીને પછી મને તમારો જવાબ આપજો. તેટલાં હાલમાં તો તમારા તંબુમાં જઇ રાહત ને આશાએસ લેવ ને થોડી કુલરી મલઇ મારે હાથે બનાવીય તે મોકલુંચ તે જરા ચાખજો. સીધારો ખુદા હાફીઝ, સલામ આલેકુમ."

હીમજીએ સલામ આલેકુમનો વળતો જવાબ વઅલેકુમ સલામ આપવાને બદલે બેધ્યાનપણે "ભાર સબકુ," બોલી દીધું. સારૂં થયું કે બચો

કંઇ સમજ્યો નહી, નહી તો અહીં કંઇ જોવા જેવું થઇ જતે. એ બેટી-બાપે પંજાબમાં એ ત્રણ ઠેકાણે એમજ બોલીને ગોદરાંનો સામન કીધેલો.

અમે તંબુમાં જઇને બેઠા પણ કંઇ સુજ પડે નહી, એની એજ વાતપર વીચાર કરયા કરીએ. હું કેટલો વીચારમાં પડી ગીયો હોવશ તે એટલાં પરથી માલમ પડશે કે બચાએ અમારા બેઉને માટે મોકલેલી કુલફી મલઇની બે પલેટો ધ્યાનમાં ને ધ્યાનમાં હુંજ સાફ કરી ગીયો, ને લીમજી જ્યારે કુલફી ખાવા ગીયો ત્યારેજ એ ભુલ માલમ પડી.

લીમજી બળાપો કરવા બેઠો. "મંચા, એ આય શું આવ બલા પકર ગલા જેવું થઇ ગીયું. બચ્ચા, જનાનખાનાની બીબીઓમાં જા ને જો તારા કેવા ફેસ્તા ફજેતા થાયચ. તું તો વળી રોમેનટીક ટાઇપનો સુવોચ. ને ઘેરમાં આયાઓ પર બી લવલેટર લખતો'તો, એવી જો અહીં કંઇ ગફલતી કીધીચની તો જાણે માથું ખભાંપર ઉતુંજ નહી એમજ સમજજે, વળી આપરે ઘેરે ખબર પડશે કે બૈરાંઓની સંભાલ લેવાનું કામ મલ્યુંચ, તો આપરે નામની ઘેરમાં માહેતમ ચાલશે. ને આપરી હાથની ધરતીઓ કાણુક વેર ધસરઇ આવશે; નહી તો આપરીપર બધાં સાથે વધારે ભેળાવાનો ચાર્જ મુકી છુટાછેડાની ફરીયાદી માંડશે. વરી મુંબઇની આપરી હાઇ કલાસ પારસી સોસાયટીમાં હો હા થઇ રેહશે, ને આપરી આબરૂમાં ગાબરૂં પડી લાખની આબરૂ ખાખની થઇ જશે."

હું લીમજીપર છેરઈ પડયો, "એમાં બધો વાંક તારોજ છે. તું નખરાં કરીને બૈરાં જેવો અવાજ કહારીને બચા સાથ લાર ને ઘરાંપરાં કરીને વાત કરતે નહી તો બચાને મપને બી એ ખ્યાલ નહી આવતે. તેં મુંબઇના સ્ટેજ પરનો એમેચ્યુર લેડી કેરેકટરનો હુન્નર એની આગળ અજમાવ્યો, ત્યારેજ એને ખ્યાલ આયો કે આ મરદાનાને ઝનાના કામ સોંપો. તુંને શું છે? તું તો નાનપણથીજ બૈરાંઓમાં રમીને મોટો થયલો ને તું તો પંદર પંદર સાલીઓ સાથે નાચવા કુદવાવાલો, એટલે જનાનામાં ફરવું હરતું એ તો તારો રોજનો અનુભવ છે. પણ હું ભણનાર ગણનાર માણસ બૈરાંઓની સુગ

ધરાવનાર ને બઇરાંઓને જોઇને તચાકરી ફોડી એક માઇલ દુર નાસનાર તે મારૂં તો નાક કપઇ જાયચ. તેં વરી બાર બાર વરસ વેર છોકરીઓની ઇસકોલમાં ડ્રીલ માસ્તરનું કામ કીધેલું એટલે તારે મનથી તો એ રમત જેવું છે. તુંને તો દરદીને ભાવતું'તું ને વઇદે ફરમાવ્યું. તું જનાનખાનું તપાસજે હું ઝવાહીરખાનું સંભાલી લેવશ ને તું મને ઝવાહીરખાનામાં મલવા આવે તો ચાલાકી કરી બુટના તલીયાં પર મીન ના લગારી લાવતો નહી તો ભોંયપર વેરવીખેર પડેલા હીરા મોતીને મીન લાગી જશે."

મેં એને જરા પટાવી જોયો. "દીકરા લીમજી, તેં વેપાર ધંધામાં કોતાં કાવતરાં કરી જીંદગી ઘસી નાંખીચ, ને હવે તારૂં ભેજું બી પોચું પરતું જાયચ તે તુંને આસાએશની ઘણી જરૂર છે. તું તારે જનાનખાનાની બહારની ઓફીસમાં કમરે નાગી તલવાર લટકાવી ઇઝીચેરમાં લાંબા ટાંટીયા કરી પડી રહેજે, ને આઇસમાં ઠંડો કીધેલો બીર સીપ કરયા કરજે. પણ દીકરા, ખુબ સંભાળ ને સાવચેતીમાં રહેજે હં. તું એપોલો ને રેકલેમપર ખુબ ફ્લરટીંગ કરતો'તો ને તારી મોટરની આસપાસ પારસી પોરીઓનું મેળવરૂં થતું'તું તેવું અહીં કંઈ ના કરવા જતો હં. એ કંઇ એપોલોની એલીસ ને રેકલેમની રતી નાજાં મેહરાં નથી હં. અમથું નીચેથી ઉપર બી જરા જોયુંચ તો Nowhere થઇ જશે."

લીમજીના ધ્યાનમાં મારી દલીલો ઉતરી નહી. એ તો કેહવા બેઠો કે "હજુ પાંચ દશ વીકરાલ વાઘ પાલવાનું પસંદ કરૂં પણ પાંચ દશ બઇરાં સંભાળવાનું તો મુદલજ નહી."

મેં જોયું કે એમ તકરારમાં તો દીવસો નીકલી જશે એટલે મેં લીમજીને કહયું કે, "એ સવાલ આપરા તકદીરપર છોડીએ. મારી પાસ ગજવામાં પાસા છે, તું જાણેચ કેની કે અગવર સગવરે કામ લાગે કરીને પાના, પાસા ને વીસ્કીની ફ્લાસ્ક હું હંમેશ ગજવામાં સાથેજ રાખુંચ. જે જેના જાસતી પાસા પડે તેને માટે જનાનખાનું ને જેના ઓછા પડે તેને માટે ઝવાહીરખાનું. બોલ, છે કબુલ. પછી કંઇ બી તકરાર કે ખટરાટ રહેશેજ નહીં."

"જુગારીનો સદા જય છે" બોલી મેં ગજવામાંથી પાસા બહાર કાઢયા. લીમજીએ પાસામાં કંઇ દગો તો નથી, કરીને પાસા દાબી જોયા, કરડી જોયા ને હજાર નખરાં કીધાં. "દીકરા મંચા, તું એવું અસરાફનું ફરઝંદ છે કે તારી પર મારો ભરોસોજ નથી આવતો."

હમે લોકોએ પાસા ફેંકયા, ને લીમજીની દલગીરી ને નાસીપાસી વચ્ચે પાસા એનાજ વધુ પડયા. મેં એને દાબીને સેકીન કીધી ને કોંગ્રેચ્યુલેટ કીધો. "જનાનખાનાના ચોકીદારનો માનવંતો ને જોખમદાર ઓધ્ધો મેળવવા માટે સેવક તુંને મુબારકબાદી આપેચ. દીકરા, તું દહારી મુછ ખોરાવશે, ને નકરૂં જાણે વાડીયા ખાનદાનનું બૈરૂં જેવો લાગશે. ચાલ, હવે તારૂં નશીબ ખુલ્યું ને દહારો ફરી ગીયો, ત્યારે એમ ધુખરાયલી દાર જેવું ડાચું ના કર. કોંય નહીં, તું આગલ ચાલતાં કોઇ બેગમનો માનીતો થઇ જઇ બચાને સમજાવી કહારી કાબુલની ગાદી પર ઠસી જાય! દીકરા, જો એવો દહારો આવે તો મને ફોરેન મીનીસ્ટરનો પોર્ટફુલીયો આપવાનું ભુલતો ના હં."

લીમજી રડતા અવાજે બોલ્યો, "દીકરા, મારાં કલેજાં કપઇ જાયચ ને તુંને હસવાનું ને ચેષ્ટા કરવાનું સુજ પડેચ. મંચા, તેં મને ખાળરે ફસાવ્યો. જે કામની મને એ-બી-સી બી ખબર નહીં તે કામ તેં મને સોંપ્યું. અરે મારી બઇરી એટલી અદેખી છે કે જો હું કોઇ ઓલખતાં બઇરાંને અમથું ગુડ મોરનીંગ કરૂંચ તો છીંકી પરેચ, ને કોઇ કદાચ મારી ભોલઇમાં સાલીઓને પેટમાં દાબીને કોટી કરૂંચ તો તેમાં બી વહેમાઇ જાયચ. એ જો જાણશે કે મને જનાનખાનામાં છુટો મુકી દીધોચ, તો મારી પર ઝારેઝાર તોરી પારશે ને મારા અશરાફ સાલાઓ કાબુલ સુધી આવીને મને માર મારી જશે, તો હું અજબ નહીં થવશ."

મેં એને સધીયારો આપ્યો કે "હું તારી તરફથી લરવાવાલો કેવો કેઉં. હું મુંબઇ જઇને એ લોકને કહેવશ કે, લીમજી તો વટલીને મુસલમાન થઇ ગીયોચ ને એ બઇરીઓ સાથ ભાગમાં કાબુલમાં પાંઉ બીસકીટની મઠી કહારીચ, તો એ લોક તારૂં નામનીશાન લેશેજ નહીં, ને તારાં નામ પર પુરોજ મુકશે."

અમારે બેઉ જણે કયા કયા ઓદ્ધા લેવા તે પાસા ફેંકી નક્કી કીધા. એ નવા ઓધ્ધાઓનો ચાર્જ લેવા જવાને માટે લીમજીએ અમારા ટપકા જોઇને સોજ્જુ મુહરત શોધી કાઢયું. એના કેહવા પ્રમાણે રાહુ મંગલનાં ઘેરમાં હોવાથી ને સુક્રની ગરદન પર ભરેસપતી ચઢી બેકેલો હોવાથી આતવારનું મુહરત અમારે માટે ઘણું ભાગ્યશાળી હતું.

તે પ્રમાણે આતવારે સવારના જલદી ઉઠીને અમે નાહીધોઇ નવાં કપડાં પહેડીને તઇયાર થઇ ગીયા. હવેથી બઇરાંઓની વચ્ચે રહેવાની એની સરજત નક્કી થયલી હોવાથી લીમજીએ ઘણીજ સંભાળથી દહાડી મુછ બોડીને ચેહરો મસકા જેવો નરમ બનાવી દીધો, આખે આંગે એણે કોલનવાટર ચોપડયું. મોંનાપર પાવડર છાંટી આંખમાં સુરમો આંજયો ને કાનમાં અત્તરના રૂનું પોરીયું ખોસીને બધો મઘમઘતો બની ગીયો. એનાં લગન પર એના સસરાએ પહેરાવેલી ત્રણ ખોટા હીરાની ત્રણ વીટીઓ આંગલા પર પહેરી લીધી ને નાક પર વાંકી કમાનનો ચસમો મુકીને તદન છેલબટાઉ બની ગીયો. મેં એની મસકેરીબી કીધી કે એનાં લગન પરબી એણે એટલો સંભાળથી ડરેસ નહી કીધો'તો તેનો એણે નફ્ટ જવાબ આપ્યો કે લગન વખત એકજ બઇરીને ખુશ કરવાનો સવાલ હતો ને આય તો ડજનબંધ બૈરાંઓને આંજી નાંખવાનો મોત જીવતનો સવાલ હતો.

એણે હવે લાર કરીને બૈરાંઓની માફક નાજુક કદમે ચાલવાની પ્રેકટીસ કરવા માંડી ને મારૂં ઘણું કોહોવરાવી મુકયું. અમે લોકો સગન તરીકે સેવ, દહી, કેરાં ખાઇને નામવર અમીર બચા આગળ હાઝીર થયા ને કુરનસ બજાવી હાથ જોડીને ઉભા રહયા કે હુઝુરે આલાનું ફરમાન બજા લાવવા હાજર થયાચ.

બચાનો સખુન અમે માથે ચરાવ્યાથી એ ઘણો ખુશ થઇ ગીયો ને હસીને દહાડી પસવારતાં બોલ્યો. "તમે નવજવાનો મારાં રાજ્યનાં નવા જોખમ ભરેલા ઓધ્ધાઓ લેવા કબુલ થયાચ તે જાણી હું નેહાયત ખુશ છેઉં. ઝવાહીરખાનાનો પાસબાન થવા કોણ તઇયાર છે?"

"તમારો નાચીઝ બંદો, નામવર," રૂવાનતે સેઝદો કરે તેમ સેઝદો કરતાં મેં જવાબ આપ્યો.

"ખયલી ખુબ બહોત અચ્છા" કરીને બચાએ નારાં સાથે બાંધેલો ચાવીનો ગંજાવર જુમખો મારા હાથમાં મુકયો. "આય ઝવાહીરખાનાની તીજોરીઓની ચાવીનો જુમખો છે. બધી મલીને બસો ચાવીઓ છે. એ જુમખો આખો વખત કમરના પટામાં ભેરવી રાખજે ને નાહવા બેસે ત્યારેબી કમરેથી પટો છોડતો ના. મેં ગોદરેજની આગમાં બળે નહી તેવી બાવન તીજોરીઓ મુકાવેલી છે. આજે રાતનાજ હું એ બધું ઝવેરાત તુંને બતાવીને ગણી આપશ. તારૂં ખાસ કામ રોજ સવારના આવી બધું ઝવેરાત બાલદીઓમાં ખાલી કરી અરીઠાંનાં ફીણે ધોઇ રેશમી રૂમાલે સાફ કરી પાછું મુકવીને તીજોરીમાં બરાબર અસલ જગા પર ગોઠવી દેવાનું છે. ઝવેરાતના રૂમમાં ખાલી ચડ્ડી પર કામ કરવું પડશે કે કપડાંમાં હીરા મોતી ભેરવઇ નહી જાય. સાંજના ડયુટી પરથી ઘેર જતાં એક ઉલટીનું પરીકું ને જમાલગોટાનો જોલાબ આપવામાં આવશે કે કદાચ હીરા ગરી ગયો હોય તો તરત માલમ પડી આવે. દર આતવારે હું આવીને બરાબર હીસાબ ગણી લેવશ."

લીમજી તરફ ફરીને નામવરે ભાષણ આગળ ચલાવ્યું. "જનાનખાનાનો જોખમ ભરેલો ઓધ્ધો સપેહસાલાર લીમજીસ તું લેવાનો છે કે? તારા ચહેરા પરથી હું કહી શકુંચ કે તું દયાનતનો પાક ને ઇમાનનો સાફ નીકલશે. તારી આંખમાં આ મંચેરના જેટલી લુચ્ચઇ મને જણાતી નથી. તું એ નવા ઓધ્ધાને માટે કંઇ સ્પેશીયલ લાયકાત ધરાવેચ કે?"

લીમજીએ નમીને જવાબ આપ્યો "નામવર સુલતાન, હું નાનપણથીજ છોકરીઓની ઇસકોલમાં શીખીને મોટો થયોચ. મારા તવંગર પીદરનો હું ઘણોજ લાડકો હોવાથી મને રમાડવા દસ દસ આયાઓ રાખેલી. સસરાએ મને ઘેરજમઇ તરીકે રાખેલો હોવાથી પંદર પંદર સાલીઓ વચ્ચે હસી બોલીને વખત કહાડેલો હોવાથી બૈરાંઓને હસાવવાની મારી સ્પેશીયાલીટી છે.

પણ જે ચીજને માટે હું ખાસ મગરૂર છેઉં તે તો મારો ડાનસીંગનો હુન્નર છે. મારા મુરબ્બી પપાજીએ મને મેડમ પાવલોવાના હાથ નીચે ડાન્સીંગનો હુન્નર હાંસેલ કરવાને તાલીમ લેવા માટે મુકયો'તો. આપ નામદારની રજા હોય તો જરા સેમ્પલ બતાઉં."

ને બચાની રજા મલવાથી લીમજીએ તો ઘેરથી સાથે લાવેલો ઘાઘરો પહેરી પગ પર ઘુંઘરી બાંધીને મેડમ પાવલોવાનો જગમશહુર ડાન્સ Spring યને વસંત ઋતુનો ડાન્સ નાચી બતાવ્યો ને મીનીટો વેર ઓડીયન્સની તાલીઓ મેળવી. મેં જોયું કે જનાનખાનામાં નોકરી કરવાના ખ્યાલથી લીમજી ઘણોજ હરખ ને ઉલટમાં આવી ગીયો'તો ને એની જુની આનાકાનીઓ હવામાં ઉડી ગઇ હતી.

બચો આ ડાન્સથી લીમજી પર ઘણોજ રીઝ થઈ ગયો ને એને પેટમાં હાણીને ઉપર ઉપર બોસાઓ લીધા. "શાબાશ, મારા વફાદાર રફીકો—તમે લોકો તમારા ઓધ્ધાને જેબ આપો એવું ખમીર ધરાવોચ. જો એમજ આખર સુધી વફાદારીથી મારી ખીદમત બજાવશો તો મેં લુંટમાં મેળવેલી ને જનાનખાનામાં રહેલી કોઇ ખાનદાની નાઝનીનો સાથે તમારા નેકાહ કરી આપશ કે તમે માદર વતન મુંબઇ ફરવાનો પછી ખ્યાલ બી નહી કરો."

અમે લોકોએ આ મહેરબાની ભરી માંગણી હસીને ના પાડી. "નામદાર સુલતાન, અમો બેઉ બીરાદરોનાં બચ્ચાં છોકરાં ને બેગમો મુંબઈમાં મોજુદ છે. અમારી કોમમાં એક બૈરીથી જાસ્તી પરણવાનો કાયદો મોજુદ નથી. નહી તો તારી આ લલચાવનારી ને મહેરબાની ભરી ઓફર ઘણીજ ખુશી સાથ કબુલ રાખતે. અમારી અકેકી બૈરી છે તેજ લોકો નાકમાં એવો દમ લાવેછ કે ફરીથી પરણવાનો સપનેબી ખ્યાલ નહી કરયે."

બચો એક બૈરીની વાત સમજી ઘણો અજબ થયો. "તમો પારસી લોકનો એ કાયદો ઘણોજ કફોડો ને સાંકડા વીચારનો છે. અમે પઠાણો તો મહીને મહીને બૈરી બદલ્યે તો બી અમુને તો કંટાળો આવી જાય."

બચાએ હવે અમુને નવા ઓધ્ધાઓના પોપાક્ર એનાયત કીધા ને બીજે દીવસથી ડયુટી પર રજુ થઇ જવા કહ્યું. અમે લોકોએ ઘેર જઇને તરત આ ખુશ ખબર અમારી બૈરીઓ પર લખી નાખી ને ચેતાવી દીધું કે નવા ઓધ્ધાઓની જંજાળને લીધે હજુ બેચાર વરસ ઘેર અવાશે નહીં.

અમારા લોકની નવી નેમણુંકો કાબુલના ગવરમેંટ ગેઝેટમાં નીચે પ્રમાણે પ્રગટ થઇ.

"લડાઇની મોસમ ખલાસ થયલી હોવાથી નામવર બચાએ સાકુ પોતાના વફાદાર પારસી ઓફીસરો ઘેરે બેસીને હરામનો મોટો પગાર ખાતા હોવાથી એ લોકની નીચલી નવી નેમણુકો જાહેર કરે છે.

(૧) મેજર-જનરલ મોંચેર કાવારાણાને "ખાદીમે નેગેહબાને ઝવાહીર-ખાના"નો ઓધ્ધો સોંપવામાં આવે છે. એ ઓફીસરને ઝવાહીરખાનામાં દાખલ થતું તેમજ ત્યાંથી બહાર પડતું ઝવેરાતને લગતું રોજનું આવકજાવકનું સરવાયું બહાર પાડવું પડશે. દર મહીનાનો બારીક હીસાબ મેસર્સ દાવર એન્ડ કુંપનીના વડા ભાગ્યા જાતે તપાસીને બધું બરાબર છે કે નહી તેની ખાતરી કરીને સરટીફીકેટ આપશે. ઝવાહીરખાનું ઉપરાંત એ અમલદારને સરકારી તોપખાનું, બબરચીખાનું, રાજનું સોડાનું કારખાનું તેમજ નસાખાનું બી રોજ જાતે તપાસવું પડશે. એ વધારાની નોકરી માટે કંઇ બી એકસ્ત્રા એલાવંસ મલશે નહી પણ રોજનો એક ડજન સોડા લેમન મફત મળશે, તેમજ રાતના સુતી વખતે બે તોપ મફત ફોડવાનો હક મળશે. એની પાછળ બે ડીટેકટીવો રાતદહાડો તપાસ રાખવા ફરતા ફરશે, કારણ કે, ઝવેરાતનો નાજુક મામલો છે.

(૨) સારજંટ લાઇમજુસ કાવારાણાને આલા હઝરતે ઉભાં કીધેલાં નવા જનાનખાનાંનો સ્વતંત્ર ચાર્જ સોંપવામાં આવે છે. સફેદ દહાડીવાલો એ બુઝોર્ગ અમલદાર પોતાના નવા ઓહ્દાની ફરજો વફાદારીથી બજાવશે ને મજાક મશકેરીથી દુર રહેશે એવી અમને પુરી ઉમીદ છે. એણે પરણવા પહેલાં છ છ ઠેકાણેથી કાજ તોડી નાંખેલાં હોવાથી એને બૈરાંઓના સ્વભાવનો પુરો

અનુભવ છે તેમજ એ ઓધ્ધાની એની લાયકાત માટે મુંબઇની પારસી અંજુમને તેમજ પોલીસ કમીશનરે ગેરંટી આપેલી હોવાથી એ જોખમદાર ઓધ્ધાનો ચાર્જ અમે નેહાયત ખુશીથી એને સોંપીએ છઇએ, ને એ નવી નેમણુંક માટે એને "પરસતારે માલાએ ચુલબુલી બુલબુલો" નો ખેતાબ એનાયત કરીયેચ. ઝનાનખાનાની બેગમો શાહેરમાં શોપીંગે નીકલે ત્યારે એને કમરે તલવાર બાંધી હાથમાં ભાલો લઇ કોચબાકસ પર બેસી ગાડીપર પુરતી નેગાહ રાખવી પડશે ને દર પાંચ પાંચ મીનીટે "અઝ બેગમ નઝર દુર કુની" ની બુમ મારવી પડશે. દર આતવારે જનાનખાનાની બુઢી દાસીઓને હાથ પકડીને રાણીના બાગમાં ફેરવવા લઇ જવી પડશે. મહેલમાં થતા દરેક નવા બચ્ચાંના જનમ વખતે એને હીરાની વીંટી ને સુનાના પગના કડાંની ભેટ મલશે. મહેલને ફરતી દીવાલના મુખ્ય દરવાજા બહાર એનો વેટીંગ રૂમ ને ઇનકવાયરી ઓફીસ રાખવામાં આવશે. દહાડામાં બે વખત એને દીવાલપર બધે ચાલીને જનાનખાના પર નજર રાખવી પડશે જેમ કરતાં દુરબીન ટાંકવાની કે બેગમોના મોંના પર આરસીના ઓળા નાખવાની સખત મનાઇ છે. રાતના ભુલમાં એને બચા સાકુ સમજી એની સાથે કોઇ ચેડાં કહાડે નહી કરીને એણે પેટપર લાલ હરીકેન ફાનસ તેમજ "ધારતી છે" નું પાટયું બાંધીને ફરવું પડશે. કોઇ બી બેગાનો મરદ જનાનખાના નઝદીક ભટકતો માલમ પડે તો તેને પહેલાં કાપી નાખીને પછીજ શું કામ આયોચ તેનો ખુલાસો પુછવો."

અમારી જોખમભરેલી નેમણુંકો માટે ઘણે ઠેકાણેથી અમારીપર મુબારકબાદીના સંદેશાઓ આવ્યા. તેમજ બેચાર પેટના બરેલાઓએ બચાપર નનામા કાગળ બી લખ્યાં કે એ બેઉ પારસીઓ મુંબઇની સુનેરી ટોળીના મેમ્બરો છે તે તારાં સુપરાં તદન સાફ કરીને તુંને બાપલા વગરનો કરી નાખશે. નવસારીથી વડા દસ્તુરજીએ અમારાપર મુબારકબાદીનો તાર મોકલ્યો ને પુછાવ્યું કે તમારે ખરચે બે માંચી ચોપડામાં નોંધાવીચ તે કઇ ગેહમાં ચરાઉં તે લખી જણાવજો.

આપણે તો બાપ જનમમાં ગાંધીની બી દુકાન નહીં ચલાવેલી તે આખુંમાખું ઝવાહીરખાતું મારા ચાર્જમાં આયું તે મારી બૈરીએ મલકઇને કાગળ લખ્યું કે મરૂંરે મારો રાજવંશી વર ને સેલર શાહજાદો તે તારી લાયકી ને હુસ્યારી પ્રમાણેજ તુંને આવું મોટું ઝવાહીરખાતું મલ્યું. બચાને તાં તો હીસાબ કીતાબ કંઇ હોશે નહી તે મરૂં તમારી ફુરસદે મહીને પંદર દહારે નાલ્લું નાલ્લુ હીરા મોતીનું પારસલ મોકલ્યા કરજો. ને મારી બહેનોને હીરાની વીંટીઓ ને મોતીની માલા ઘણી ગમેચ તે, નાલ્લી મોટી સાઇઝની એક ડજન હીરાની વીંટીઓ ને મોતીની માલાઓ કોઇ કાવાં આવતાં જતાં આદમી સાથે હાથોહાથ મોકલી આપજો. ગરીબની ઘણી દુવા લાગશે ને તમુને કોણને હીસાબ આપવાનો છે? ને તમે બી આટલા વરસ છવને ઘણો મારયોચ તે હવે બધું હીરા મોતીનુંજ પહેરીને ફરજો. હેજગારી તો જીંદગીભર કરવાની છે. હને ચાન્સ મલ્યોચ તો મજા કરી લેજો ને હુસ્યારી રાખીને સારો જેવો હાથ મારી લેજો કે છોકરાંઓ બેસીને ખાય."

એ બીચારીને શું ખબર કે એકબારગી રાજા હરીશચંદર બી લાલચ આગળ પીગળી જાય, પણ આ મંચુ કાવારાણો તો જાન જતાં બી ઇમાનને આંચ આવવા નહી દેય!

લીમજુની વાઇફે જનાનખાનાની બેગમો સંભાળવાના એને મલેલા નવા ઓધ્ધાની ખબર સમજીને માથેરાનની શીતળ ટેકરી પરથી મીઠી મોહબતવંતી જબાનમાં દશ પડનું ટુંકુ ને ટચ કાગળ લખ્યું જેનો ટુંક સાર એજ હતો કે "મેં તમુને લડાઇ પર જવા ના કહયું ને કાલાવાલા કીધા કે ગાંધીજી સાથે ધરાસણા નીમક ચોરવા જાવ તે તમે સાફ ના કહયું, ને મારી બહોંશપર કાબુલી પઠાણો સાથ લડવા ગીયો, ને બચ્ચાં છોકરાં સંભાળવાનો બધો જુમ્મો મારે માથે નાંખી ગીયો. હું જાણુંચ કે તું તારા શોભઇતા દોસ્ત મંચુની ઉશ્કેરણીથી મજાહ કરવાના વીચારથી બઇરી બચ્ચાં વખાતાં નાખીને ચાલી ગીયો. એ પારસીના તો સાત સાત પહેરીથી બાપ-

દાદાઓ લશકરી નોકરી કરતા આવે છે, એટલે મારામારી ને દાદાગીરી કરવાનું તો એને ઓધ્ધે ઉતરેલું છે. પણ તું રાતદહારો વાણીયા વછીયાતોમાં બેસનારો ને ફરનારો, ને મરઘું કાપે તો લોહી જોઇને બેશુધ્ધ થઇ જાય તે તું શું તોપ ફેરવવા ગીયો. હું જાણતી'તી કે થાકીને ભુખે ડોકઇ બઇરી આગળ દોડતો આવશે તેટલાં તો તારી નેકનામીની ખબર વાંચીને તારી નફટાઇ પર આફરીન કરૂંચ. ઘેરમાં બઇરી એખલી ઝુરે તેની તુંને દયા નહી આવી ને મગોલોનાં બઇરાં સંભાલવાની નોકરી લેવા કુદી પડયો તે તુંને આગળ પાછળનો કંઇ વીચારજ નહી આયો. તારા ટપકામાંજ લખેલું કે તારા વરેહ દહારા એવા છે કે તારી નામરજી છતાં બઇરાંઓ તારી પુઠે દોરશે ને તુંને હેરાન પરેશાન કરશે ને તે ખરૂંજ પડયુંચ. તુંને હવે ગોપીચંદ રાજાની કાની સાતસો રાણીઓ વચ્ચે ફરવું પડશે તે હવે તું ઘેર પાછો આવેજ શાનો ?

"તુંને પહેલેથીજ બઇરાઓની પુઠે પુઠે દોરવાની ટેવ પરેલી એટલે તેં માંગીટાંગીને બી આય નોકરી મેલવી હોસે. સુવાં ઓરખીતાં પારખીતાંઓ પુછેચ તે બધું નાક કપઇ જાયચ કે લીમજીને લાયકનોજ ઓધ્ધો મળયોચ, મારે બદલે કોઇ બીજી વીછણ વાઉ હોતે તો કાબુલ આવીને તુંને કાબુલણોની વચ્ચેથી કાન પકરીને ઘસડી લાવતે. તમારાં માયબી હસીને કહેચ કે એમાં શું છે ? બચ્ચું બીચારૂં ઘણે વરસે છુટો પરીને રમેચ તો એને રમવા દે. સાબાસ છે તમારા દોસ્ત મચુને, કે ગમે તેવો મવાલી છે પણ બઇરાંઓને જોઇને "સકસતે સકસતે સેતાન" ભણવા માંડેચ ને દુરથીજ તચાકરી ફેરેચ. ને વધારે તો શું લખું ? હું સમજુંચ કે મારૂં લખેલું પત્થર પર પાણી છે."

લીમજી તો આય કાગળ વાંચીને ઠંડોગાર થઇ ગીયો. એ તો તરત નોકરીનું રાજીનામું આપીને મુંબઇ ચાલી જવાની હઠ લઇ બેઠો પણ મેં એને ચાર રાસબેરીની પેપરમીંટ ચુસારીને ઠંડો પાડયો કે હોય બઇરાંઓની જાત અદેખી ગમે તે બોલે. મન પર કેવું લેવાનું ? એ તો બોલી બળરીને રહી જશે. ભલા આદમી આવી એશઆરામની નોકરી છોડી વરી પાછો બજાર-

ગેટની દુકાનમાં ગરમીમાં ભુંજાના કાંહ જાયચ? હોય લોકો એમબી બોલે. આપરી દયાનત સાફ છે તો નીંદાખોરોનાં બોલવાની શાની પરવાહ કરવાની? ઉપર બેઠેલો સાહેબ તો જાણેચ કે આપરે બેઉ કેવાં સજાતનાં ફરજંદ છઈએ. લીમજીના ધ્યાનમાં આય વાત ઉતરી, ને વરી પાછો નવી નોકરીની મજાહ યાદ કરીને આખે ઓરડે ગોળ દોડવા લાગ્યો.

---

## (૯)

કાબુલમાં નવા ઓધ્ધાઓ પર અમારી નીમણુંક થયા પછી, આ પ્રમાણે અમારી બેઉની બૈરીઓએ પોતપોતાની અકકલ ને સ્વભાવ પ્રમાણે કાગળો લખ્યાં'તાં. લીમજીની બૈરીએ તો કાગળમાં એટલી બધી ધાકધમકી કીધી'તી, કે એ બીચારાને જાણે મારવાનુંજ બાકી રાખ્યું'તું. એ કાગળ વાંચીને એણે એટલા ઠંડા નીસાસા નાંખ્યા'તા કે આખા ઓરડામાં બધે સરદી થઈ રહી'તી. એ કાગળ મલ્યા પછી લીમજીએ આખો દહારો પસ્તાયલા પારસીનું ગીત "લગન કરવાં છે સહેલ ઘણાં. છુટા છેડા લેવા મુસકેલ" ગાયા કીધું'તું.

અમે લોકોએ સેતાન ડાભો કરવા ઘણી નરમ ભાષામાં ને પ્યારના ધકધકતા બોલોમાં સધ્યારો આવે એવાં કાગળો લખી નાંખ્યાં. બીચારાં ટુંક અકકલનાં બૈરાંઓને મનાવી પટાવી લેતાં વાર કેટલી? મારી ભોલી ભાલી બૈરીએ હીરા મોતીનાં ફકત પંદર પચ્ચીસ પારસલ જેટલી નજીવી ચીજોની માંગણી કીધી'તી, તેને મેં સમજાવી પટાવીને છાતીએ હાથ આપ્યો કે "પારસલો તો બધાં પેકપુક ને સીલ કરીને તૈયાર રાખેલાં છે; પણ કાબુલના પોસ્ટમેનો છ મહીનાનો પગાર નથી મલ્યો તે હડતાલ પાડીને, સત્યાગ્રહ કરીને ઘેરમાં સુઇ રહયાચ, તે બહાર નીકલતાજ નથી, તે બધું સમાધાન થતાં પારસલો ઠાવાં મોકલી આપશ, તે ગ્રાંટરોડના સ્ટેશન પરથી લગેજ ઓફીસમાંથી ઠાવાં આદમી સાથ મંગાવી લેજે. હું પારસલો ઘેરબેઠા રવાનાં

હોશે તે નકામાં પારસલો ગેરવલે જાય કરીને સ્ટેશન પરજ મોકલશ. પારસલમાં તાજી ફ્રુટ છે કરીને લખશ, નહી તો હીરા મોતી છે એમ જાણશે તો કસ્ટમ ડયુટી લાગુ પારીને ચામરૂં કહાડી નાંખશે. એમાંથી રકાબી રકાબી ભરીને હીરા મોતી ભર-ભારૂતોમાં વહેંચજે, કે આપુને જરા સારૂં લાગે. એ લોક પુછે તો કહેજે, કે અફ્ગાનીસ્તાનમાં પહાડોમાં ખોદકામ કરતાં અંગ્રેરસાને હીરા મોતીની ખાણો હાથ લાગીચ. હું જે બી પારસલો મોકલું તેમાંથી ચોથો હીસ્સો વેચી નાંખીને તેના નાણામાંથી ગાયને ઘાસ નખાવજે; ને બાકીના રૂપ્યા ગરીબ પારસીની છોકરીઓને ચાંદીના હાથાની છત્રી અપાવવાના મીસીસ બેપસી સબાવાલાએ ખોલેલાં ફંડમાં ભરજે. હીરા મોતી વેચવા હોય તો આપરા દોસ્ત જમશેદજી ઘડીયાલીને કહેજે. એવણ અથંગ હીરા પારખુ છે, ને અગાઉ ગોલકોંડાની ખાનના મેનેજર તરીકે રહેલા; ને એવણની મારફતેજ જગપ્રસીધ કોહીનુર હીરો શાહ ઔરંગઝેબે અઢી કરોડ રૂપીયે ખરીદ કીધેલો, જેનું કમીશનજ એવણને પંદર લાખ રૂપીયા મળેલું, ખાનમાં નોકરી રહેલા તે વખતે એકઠા કીધેલા હીરાનું એવણ પાસ કીંમતી સંગ્રહસ્થાન છે જે બધા હીરા ડગલા પર સીવરાવીને દીલ્લી દરબાર વખતે તે ડગલો પહેરીને એવણે ખુદ મહારાજાઓ ને લોર્ડ કરઝનનેબી છક કરી નાંખ્યા'તા. જમશેદજીને મારી તરફથી ખાસ તાકીદ કરજે કે આપરા હીરા મોતીઓ આસ્તે આસ્તે વેચે. સામટા વેચશે તો મુંબઈ ને પેરીસનું હીરાનું બજાર દબઇ જશે. બચાના ઝવાહીરખાનામાં હીરા મોતીનો સુમાર નથી. હું તો ખાધેલું હજમ કરવા મીસરની રાણી કલીઓપેતરાની માફક રોજ રાતના જમી રહીને બબે મોંઘાદાટ મોતી સરકામાં પીગલાવીને પી જાઉંચ. પાછો નોકરી પરથી રીટાયર થઇ મુંબઇ આવશ તારે એ રાજવંશી આદત ઘણી ભારી પડશે. તુંબી દાંત ઘણા દુઃખે તો મોતી બારીને તેનાં મંજને દાંત સાફ કરજે. કલતર તરત નરમ પડશે."

લીમજીએ બી મારા કહેવા મુજબ, એની મહેરદાર પર સમજાવી પટાવીને કાગળ ચીતરી કહાડયું. એ તો નાનપણથી ભર ભાડુતોની છોકરીઓ પર કાગળ ચીઠ્ઠી લખતો આવેલો તે એને કંઇ લખવાની બાબદમાં પુછવું

નહી પડે. એણે સમસોગંદ ખાઇને લખ્યું કે ડારલીંગ, ખુદાના હજારો શુકર કર, કે મારી મનશાની મુજબ મને જનાનખાનાના જનરલ કમાનડરનો માનવંતો ઓહદો મલ્યોચ. બીચારા મંચુનો હાલ તો ઘણો દયા ઉપજાવવા જોગ છે. બીચારાનો નામે ઓહદો ભારી પણ મહેનત મજુરી ને જવાબદારી જબરી. એની ચાલ પ્રમાણે રૂએને જવાહીરખાનામાંથી હીરા ચાઉ કરીને કંઇ પાટ-લુનના ગજવામાં સેરવે કરીને બીચારાને આખો દહાડો ચોલ્લાં બરજ કામ કરવું પડેચ. બીચારાને ખુલ્લાં દીલે કામ કરતાં હમણાં હારૂણની શરૂઆત થઇચ. આખો દહાડો બંધ રૂમમાં પાવરે પાવરે હીરા મોતી કોથરામાં ભર-વાના, એમે દહાડે બધા દાગીના ધોવાના, તેમાં હમણાં શહેરમાં પ્લેગ ફાટી નીકળ્યોચ તે બચાના હુકમથી ઝવેરાત બધું ફીનાઇલે ધોવું પરેચ, તે રાતના ઘેર આવેચ તે બીચારો એવો ફીસરો ફીસરો વાસ આવેચ, કે હું એને હમણાં ઓટલા પરજ સુવરાવુંચ. બુક કીપીંગ જેવું બીચારાએ જનમમાં કીધેલું નહી. તે એક દહાડો તેરીયો ત્રણ તેની વરદી આવી, ત્રણ કરીને હીસાબ કીધો, તે વીસ હીરાની હીસાબમાં ભુલ આવી, તે આખી રાત બેસીને ગણ્યા કીધું. ને મેં ભુલ બતાવી ત્યારેજ એનો જીવ હેઠે પડ્યો. મને તો બધા જરીન ઝભાઓ ને કસબી સુરવાલો પહેરી કમરે કટારી, ખભાં પર નાગી તલવાર ને પટામાં પીસતાલીસ બારની રીવોલ્વરો લઇને મજેહનું ફરયા કરવાનું. મારો મ્યુઝીકનો શોખની અહીં પુરો પડેચ. જનાનખાનાની બીબીઓ ને બેગમો તંબુરા ને દીલરૂબા પર ઉસ્તાદી રાગણીઓ વગાડે તે સમજ્યા કરૂં, ને બહાર બેઠા બેઠાજ વન્સમોર, વન્સમોર કરીને સીપટી ફોરૂંચ. બીચારીઓ પર જાહું શું કરવા બોલ્યે; પણ એ લોક અંદરથી અચાર નવાર પુલાવ બુરીયાની ને હલવા નાનખટાઇના ખુમચાઓ મોકલેચ. તે હું ને મંચુ દુમ દબાવી ને પેટ પસવારીને ખાઇએચ. મારે માટે કંઇ ફીકર કરવી નહી. હું તો દરરોજ દહાડાની દશ દશ ગેહ ભણવા બેસુંચ. તુંને કંઇ પૈસા જોઇએ તો સેંટ્રલ બેંકમાંથી લેજે! તાં આપરાં પંદર લાખ રૂપીયા સેફ ડીપોઝીટમાં છે. થોડે થોડે દહાડે બેંકમાં જઇને તીજોરી ખોલીને જોયા કરજે, નહી તો [illegible]માં ઉધઇ ખુંવઇ લાગી જશે. જોઇએ તો થોડી અંદર ફીના-

## લીમજી



લીમજીકો યાર મંચા તુને ફુબાકે મારા,
લાવ્યો ધસરી કાબુલ ખાવા ચકકા પછારા.
ખુદાય ખુદાય કરી પુરા કરીયેરે બાવા દહારા,
વરસમાં ૩૬૫ દહાડા દોસલાં એસે હમારા.

ઇજ્જતની ગોટી મુઠી રાખજે. આપણા ભાગ્યાઓને પુછી જોજે કે એ લોક જો ઘોડા પર બેસતા હોય તો થોડાક સોજ્જ્ત અરબી ઘોડા અહીંથી ભેટ મોકલું. મારાં ઓળખીતાં પારખીતાં બૈરાંઓ મળે તો મારી તરફથી ગળે વળગાવજે. આપણા દોસ્તારો પીલો, જહાંગીર, જમશેદજી ને હજી બી આતવારે જમવા ઉતરી પડતા હોય તો એક બે વખત તીતોરી ને છીબ રંધાવજે કે પોતાની મેલે જમવા આવવાના અખાડા કરશે. ચાલ, ટટા, ડીયરેસ્ટ.

અમે બેઉએ કાગળ લખી નાંખ્યા પછી અમારા જીવને ઘણી રાહત થઇ કે ચાલો હવે વળી મહીનો બે મહીના અમારૂં કોઇ મુંબઇથી નામ લેશે નહી ને ફ્રાગાતથી મજાહ કરવાની મળશે.

નવા ઓહ્દા પર અમારી પાકી નેમણૂંક થયા પછીજ અમને બચાના પ્રાઇવેટ સેક્રેટરી રજબઅલી તરફથી માલમ પડ્યું કે એ ઓહ્દાઓ માટે બચાએ પહેલે હીંદુસ્તાનના જાણીતા પેપરોમાં જાહેરખબર આપી'તી (જાહેરખબર નીચે મુજબ હતી—"તાકીદે જોઇએ છે. નામવર બચાએ સાકુના કાબુલના શાહી દરબારમાં જનાનખાના ને જવાહીરખાનાની તકેદારી રાખવાના ખાનગી વીશ્વાસુ ઓહ્દાઓ માટે ખાનદાની, તાલીમ પામેલા બે જવાન લડાયક ગોહ્દાઓ. બૈરાંઓને હસાવી જાણનાર તેમજ થીઓસોફીસ્ટોને વધારે પસંદગી આપવામાં આવશે. સારો પગાર ઉપરાંત ખાધખોરાકીનો કાચો સામાન પુરો પાડવામાં આવશે. નોકરી દરમ્યાન ખાદીના યુનીફોર્મ પહેરવા પડશે તેમજ તકલી ફરજ્યાત ફેરવી પડશે. પગાર અરજદારોની મુનસફી પર છોડવામાં આવશે. ઉમેદવારોએ પોતાની સબી, હાથ દસ્કતની કોપી તેમજ સઇગેર મુકાવ્યાની સરટીફીકેટ સાથે આઠ દહાડામાં કાબુલના શાહી બાગમાં આંમલીના ઝાડ નીચે બચાએ સાકુના પ્રાઇવેટ સેક્રેટરીને મળવું.)

રજબઅલીના જણાવવા મુજબ આ જાહેરખબરના જવાબમાં લગભગ પાંચસો અરજીઓ આવી'તી. જનાનખાનાનો ચાર્જ લેવા તો મુંબઇના મારો-

હુજાર લક્ષાપતી પારસી ખાનદાનના શેઠીયાઓ વગર પગારે બી નોકરી રહેવા તઇયાર થયા'તા. જ્યારે બજારગેટના એક હેંડસમ જાણીતા ડાકટરે તો બચાને ઉપરથી પાંચ હજાર રૂપ્યા પાઘડીના આપીને એ ઓધ્ધો ચલાવવાની ખુશી બતાવી હતી. પણ બચાને અમારે માટે અજબ માન ચાહ ને વીસવાસ બેસી ગયો'તો, એટલે એણે બધી અરજીઓને નોકોઠાં કીધાં, ને અમારીજ નેમણુક છેવટની મુકરર કીધી

એ અમારા તરફ એટલો પ્યાર રાખતો'તો ને એટલી હદ સુધી અમારી તરફ લટી ગયો'તો, કે કાબુલની એકપુરી પારસી અગીયારીના પંથકી દારબ-દારૂને અગીયારીમાં થતી ક્રીયાકામ વખને અમારાં નામો નામધરણુની ટીપમાં ભણુવાની બચાએ ખાસ તાકીદ ફરમાવી'તી. એ અગીયારી અમે કાબુલમાં હરીકામ થયા પછી મેં મારી ખાનગી આવકમાંથી પચાસ હઝાર રૂપીયાને ખરચે બંધાવી'તી; ને તેને માટે જાથુકના મોબેદની ગોઠવણ રીઝર્વ ફંડ રાખીને કીધી'તી. મુબઇમાં રોજ અગીયારીમાં જઇને, મને ભણવાની આદત પડેલી ને કાબુલમાં અગીયારી નહી હોવાથી મારો જીવ ઘણોજ મુગાતો હતો.

એવી ધારગીક જગાપર બી લીમજીની જીંદગીભરની વેપારી આદત ને તાલીમ છુપી રહી નહી. એણે અગીયારીના ઓટલાપર મલબારી સુખડની દુકાન ખોલી; તે હું રોજ સવારના અગીયારીમાં ભણવા ને સુખડ ચડાવવા જાઉં, ત્યારે એ દુકાન ખોલીને આંઠ આનાનું સુખડનું પેરીયું મને બે રૂપીએ વેચતો. એ મને રોજ છેતરતો તે હું ખુલ્લી આંખે જોતો'તો, તો બી એ બચરવાલ આદમી હોવાથી હું મનમાંજ અફસોસ કરી ચુપ બેસતો. મારા ચાલુ કાલાવાલા ને સમજાવત છતાં એ કદી અગીયારીની અંદર પગ મુકતો નહી. પણ હું અંદર ભણતો હોઉં ત્યારે એ અગીયારીના ઓટલાપર બેસી રેસની ચોપડીમાંથી હેંડીકેપો વાંચી વીનર ઘોડાઓ શોધતો. બચો મારી ભણવાગણવાની રીતભાતથી મારાપર ઘણોજ ખુશ રેહેતો ને બોલતો-કે "આગા . મોંચેર, તુંને ખરાં દીલથી બંદગી કરતાં જોવો એ ખુદાને નહી માનનાર આદમીને ખુદાના રાસ્તાપર દોરવવા માટે બસ છે. એણે મારી એક ચીતે કસ્તી

કરતી વખતની બંદગીની એક ટોકી (બોલતી) ફીલમ ભવીષની ઓલાદને બતાવવા માટે મોટે ખરચે ઉતરાવી'તી; જે એટલી ટ્રેજીક હતી કે ફીલમ ઉતારનાર ખુદ કેમેરામેન બી આખો વખત રડયા કીધો'તો.

આવા વિશ્વાસુ માન પામેલા ઓધ્ધાઓ અમો પરદેશીઓને મળવાથી બચાના સ્ટાફના આદમીઓ ને અમલદારોની આંખમાં અદેખઇનો આતશ બરપા થયો; ને અમારો કાંટો કહારી નાંખવાના ઘણાં કાવતરાં રચાયાં. પણ ખુદા રાખનાર હોય તો હજારો દુશમન ઉંધા પડેચ; એટલે અમારા બાલને બી ઇજા નહી થઇ.

એ ફરેબી દુશમનોએ દોસ્તીના સાહયા હેઠળ અમુને મેહમાન તરીકે ઝીયાફતમાં બોલાવી, પુલાવમાં બે ત્રણ વખત ભારોભાર ઝેર બી આપી જોયું. પણ અમુને પુલાવ સામો સવાદદાર લાગ્યો ને બે ત્રણ વખત ઉપર ઉપર મંગાવીને ખાધો ને દુશમનોનાં મોઢાં કાળાં થયાં

જ્યારે એ બાજી નીશફલ ગઇ ત્યારે એ બદમાશોએ અમે લોકો સાંજના ફરવા નીકલતા તેનો લાભ લઇને મકાનોનાં છાપરાંપરથી અમારાપર બોંબો ફેંકવા માંડયા. શરૂઆતમાં ઉપરથી બોંબ પડયા તે મને ટીકરીએ બરાબર ઝારતું નહી હોવાથી, કોઇ અમુને માન આપવા ઉપરથી ફુલ ફેંકેચ એમ સમજીને હસીને તે સળગતો બોંબ પાઘરીના ઠાકામાં મુકી દીધો. મારી એવી ગફલતીને લીધે અમે બેઉ આખા ઉડી જતે પણ લીમજીએ સમયસુચકતા વાપરીને મારી પાઘરીપર પાણીની બાલદી ઉંધી કરી નાંખી સલગતા સુરસુરીયાંના બોંબને ઠંડો કરી નાંખ્યો. પછીથી મોન ચેતીને અમે લોકોએ સદરા સેંધા નીચે લોખંડના બખતર પહેરવા માંડયાથી, એ બોંબો ફાટવાની અમો જરાબી દરકાર નહી રાખતા. અમારાપર ફરેસ્તાઓ ને ખુદાનો સાહયો છે એમ સમજીને દુશમનોએ અમોને સતાવવાનું સદંતર બંધ કરી નાંખ્યુ.

મારા નવા ઓધ્ધાની જોખમદારી સંપુર્ણ રીતે હું બજા લાવી શકું તે માટે વધુ તાલીમ લેવા, મેં મુંબઇના જાણીતા હીરાના વેપારી કસ્તુમલ ચલ્લુમલે બહાર પાડેલી "હીરા પારખુઓની કીંડરગારટન ગાઇડ બુક" મંગાવીને

વાંચવા માંડી. એની અંદર ખાનદાની ને બીનખાનદાની હીરા કેમ પારખવા તેની પુરતી સમજ આપી'તી. હીરા ખોટા છે કે ખરા તે પારખવાની એક રીત ઘણી સાદી અને સહેલી હતી; તે એ કે હીરાપર પેટરોલ નાંખી હીરા સલગાવી જોવા. જો હીરા ખરા હોય તો તરત બળીને કોયલો થઇ જાય. એ બાબદની વધારે પાકી ખાતરી કરવા મેં મારી પાસના ને થોડા લીમજુ પાસના હીરા લઇને અખતરો અજમાવી જોયો, તો અમારી ખુશાલી વચ્ચે ચોપડીમાં લખેલી વીગતો ખરી માલમ પડી. પણ એ અખતરાની મોહકાણમાં અમારા વીસ હજારના હીરાનું લોબાન થઇ ગયું. લીમજીએ બી મારા દાખલાની નકલ કરીને ગુલફામની લખેલી "અંગરેજોને હસાવવાના ટુચકા સંગ્રહની" ચોપડી મંગાવી બધી Jokes ને રમુજો મોંને કરવા માંડી કે બેગમોને હસાવવા કામ લાગે, ને રાતના સુતી વખતે બધી રમુજો મારી આગળ બોલીને પોતેજ એખલો એખલો પેટ ધરીને હસ્તો, ને હું એને છુટાં બુટ કે ચોપડી છુટી મારતો ત્યારેજ એ દપટ પરતો ને મને સુવા દેતો.

લીમજીએ મને સારૂં લાગે એ વીચારથી મારી જાણ વગર મુંબઇનાં જાણીતાં પેપર "તાજી બાતમી" માં મારો જીંદગીનો હેવાલ છપાવી મારયો. "મુંબઇની પારસી આલમ જાણીને ઘણી ખુશી ને મગરૂર થશે કે બચાએ સાકુના અફઘાન લશ્કરમાં કમાનડર ઓફ ચીફનો માનવંત ઓધ્ધો ધરાવતા સપેહસાલાર નવાબ મંચેર કાવરાણાને નામવર બચાએ પોતાના જવાહીરખાનાનો જોખમભર્યો ને વિશ્વાસુ ઓધ્ધો સોંપ્યો છે. એવણની કારકીર્દી ઘણી જાણવા જેવી છે. એવણ એખલાજ પારસી છે કે જેવણ પેગમબરોની માફક જનમતાંની સાથે હસ્યા'તા. ત્રણ વરસની ઉમરે એવણ પોતાના બાવા સાથ મરઇને ઘેરમાંથી નાહરી ગયા'તા. મુંબઇમાં એવણ પોપટવાડી કલબ તરફથી એક ઓવરમાં આઠ વીકેટ લઇ જાહેરમાં આવ્યા'તા. વીસ વરસની ઉમરે એવણ એક આટાપાટાની ટીમ ન્યુઝીલેંડ લઇ ગયા'તા ને ત્યાં બધી મેચો જીતી પોતાની તેમજ કોમની કીરતીની પાઘરીમાં એક પીછું ને એ કલગીર ઉમેરી'તી. એવણ દર હોળીના તહેવાર પર દુધવાલા ભઇયાજીઓ સાથ ગાયનની હરીફાઇમાં ઉતરતા તેથી એવણને હંમેશ સેજું ને સસ્તું દુધ મળતું. કરી-

ડોની દોલતના માલેક છતાં એવણુ નાસ્તા પર ફક્ત બન પાઉં ને કેરૂં ખાયચ. ખુદા એ ઓધ્ધો એવણુને શાંતીથી ભોગવવા લાંબી જીદગી બક્ષે."

અમે લોકો લડાઇની થાકથી તરતનાજ પરવારેલા હોવાથી, આ નવી જંજાલ, જેહેમત ને જોખમોથી ભરપુર નોકરી પર જોડાવા આગમજ નામવર બચાને અમુને આઠ દીવસની હકની રજા ભોગવવા દેવાની અરજ ગુજારી. એ નામવરે પોતાના હંમેશનાં દુલ્લાં હાતમદીલે તે રજા કાપતે પગારે આપવાની કરમબક્ષેશ ફરમાવી, પણ એ આઠ દીવસમાં હમે કાબુલથી છુ નહી થઇ જઇએ તે માટે દરરોજ સવારના પોલીસ ચોકી પર જઇ અમારી હાજરી પુરાવવાની હમુને તાકીદ કીધી.

અમે લોકોએ જરા સગવડથી ફરહર કરીએ એ વીચારથી કાબુલના ચોર બજારમાં જઇ એક સેકંડહેંડ ફોર્ડ ગાડી સવાસો રૂપીએ વેચાતી લીધી. સીમજીએ ગંભીર ડાચું કરી ઇનજીન પર લાકડી મારી જોઇ, ને મને ખાત્રી આપી કે ઇનજીન તદન સારી હાલતમાં છે. જરીપુરાનાવાલા પઠાણે મને પંદર વરસની ગેરંટી લખી આપવાની બહોંશ કીધી, પણ એનો પ્રમાણીક ચેહરો જોઇને અમે એ લાયકી ઉપકાર સાથ ના પાડી, ને મોટર બંગલે મોકલી આપવાનો ઓરડર આપી ઘેર ગીયા. સાંજના ચોકીદારે આવીને ખબર આપી કે મોટર દરવાજા પર આવીચ, એટલે અમે હોંશથી તઇયાર થઇને બહાર પડયા.

સીમજીએ મોટર ડ્રાઇવ કરવા પગના સફેદ મોજાં ગલ્વઝ તરીકે હાથમાં પહેરી લીધાં. બહાર જઇને જોઇયેચ તો મોટરનાં ટાયર તદન બેસી ગયલાં. કંઇ પંક્ચર પરયાં હોશે સમજીને, બધાં ટાયર એક પછી એક બહાર કાઢયાં તો માલમ પડયું, કે મોટર વેચવાવાલા મીયાંજીએ અંદરથી બધી ટયુબો કહારી લીધેલી. ગારએર દઇને નવી ટયુબો મુકાવી એમ તેમ થોરૂં ફરી આયા, તો માલમ પડયું કે પેટરોલની ટાંકીમાં આંધરૂં પડેલું તે પાંચ માઇલની મુસાફરીમાં ચાર ગેલન પેટરોલ ખપી ગયલું, એટલે જરીપુરાનાવાલાને તેજ દહારે કાલાવાલા કરીને મોટર વીસ રૂપીયે પાછી વેચી નાંખી, ને મોટરના નામ પર મોટો જેવો પુરો મુકયો.

મારો વીચાર એ આઠ દહાડાની રજા, પરવરની સેતાયસમાં કોઇ ધરમનાં મકાનમાં કે એબાદતખાનામાં ગુજારવાનો હતો; પણ લીમજીએ બહોંસ કીધી કે જીંદગીનો બરોસો નહી ને કાલે શું થશે તે કોઇ જાણતું નથી, તેથી એટલા દહાડા દારૂના બારોમાં, ખાણીપીણી ને નાટક સીનેમામાં પસાર કરવા. એની દલીલ એ હતી કે ખુદાએ જુવાની જોર, જર ને જોબન આપ્યુંછ, તો એશઆરામમાં વખત ગુજારવાને બદલે, એમ સાધુ સન્યાસીની કાની બંદગી કરવા બેસવું એ હેમકનું કામ છે. આખરે એની હુજ્જત ને કાલાવાલા આગળ મારૂં નરમ દીલ પીગલી ગયું ને એની સાથે ફરવા હરવા ને મોજમજાહ કરવા મેં મારી નામરજી છતાં કબુલ કીધું; ને એને વધારે ખુશ રાખવા એટલા દહાડાનો અમારો ખાણીપીણી ને મોજમજાહનો જે ખરચ આવે તે બી એનેજ ચુકવવા દેવાની મેં મોટાં દીલથી રજા આપી.

બીજે દહાડે આખી રાત મસ્તી તોફાનમાં ગુજારવાના ઇરાદાથી કાબુલમાં જાણીતા થયલાં ને અંગ્રેજી સ્ટાઇલ પર ચાલતાં બયરામ બફતાદીના "હોટલ ડી ફ્રાસકેરા સેગરેડા" ના બાર ને બીલીયર્ડ રૂમ તરફ હેરીયું લીધું. મને તો બચપણથી દારૂની સુગ તે મેં તો મસાલાના દુધનું ગલાસ મંગાવી સીપ કરવા માંડયું; ને પડોશમાં બેઠેલા ને સરબત પીતા એક બુઝોરગ મોલવી સાથે "આત્માની ઉન્નતી ને માણસની મુવા પછીની હાલત" પર વાદવીવાદમાં ઉતર્યો.

તકરારમાં મેં વચ્ચે વચ્ચે "ખુને નાહક," "અસીરે હીર્સ," "ગોપીચંદ," વગેરે નાટકોમાંની મેં તે કાધેલી બેતો ને કાફયાઓ સંભલાવીને મોલવી સાહેબને આંજી નાંખ્યા. લીમજી એ દરમ્યાન વીસ્કી સોડાનું ગલાસ લઇ ગજવામાંથી પાનાં કહાડી, હોટલમાંના બીજા પરવારતા પઠાણો ને મગોલો સાથે જુગાર રમવા બેઠો. પાનાંની એ રમતમાં કંઇ ઘણો રંગ આવતો હોય એમ જણાયું. કારણ કે થોડા વખતમાં રમનારાઓ આગળ લોકોનું ટોળું એકઠું થવા માંડયું. એ બધી શું ધમાલ ચાલી રહીચ તે જોવા મોલવીને છોડી હું બી લીમજી આગલ જઇને બેઠો. લીમજી પાસે વીસકી સોડાના ચાર ખાલી ગલાસ પડેલા હતાં, ને એની બાજુમાંજ રૂપ્યા ને નોટોનો ઢગલો પડેલો હતો.

લીમજીનું નસીબ આજે બુલંદ લાગતું'તું કારણ કે આઠ દાવમાં એના હાથમાં છ વખત જોકર આવ્યો'તો. એટ્લી વખતે સામટા જોકરો એના પાનામાં આવવા લાગ્યાથી રમનાર પઠાણોમાં એ લીમજીના બુલંદ નસીબની ખુબી હતી કે એવણ મુરબ્બીની હાથચાલાકીની કરામત હતી તે માટે શક પડવા લાગ્યો. લીમજીને અગાઉ કલબમાં નેપ બેગ રમતી વખતે જોકર ચોરવા માટે બે વખત માર પડેલો હોવાની વાત મને ખબર હોવાથી, મેં એને સાવચેતીમાં રહેવા ને બે ચાર દાવ હારી જવા માટે ચેતવણી આપવા પગ દાબ્યો, પણ એના પેટમાં ચાર પેગ પડેલા હોવાથી, ને ગમાર પઠાણોને બનાવી જવાની ઉલટમાં એ હવે સાધારણ સાવચેતી ને હુશ્યારી ભુલી ગયો, ને જ્યારે એણે એક દાવમાં પોતાનો જીતેલો હાથ બતાવવા પાનાં ખોલ્યાં ત્યારે એકઠી વખતે ત્રણ સુરના એક્કા જોઇને એ ભોળા પઠાણો બી ખરો મામલો સમજી ગયા.

તરતજ બધાઓએ પોતાના કમરના પટામાં ખોસેલી રીવોલ્વર ને ખંજરો પર હાથ નાખ્યા. મેં લીમજીને બુમ પાડી ચેતવણી આપી, "દીકરા લીમ, હવે અહાંથી આબરૂ દરકારથી દુમ દબાવીને હીંમતથી નાસવામાંજ શોભા છે, નહીં તો નકામા ચટણી થઇ જશું," કહીને લીમજીની ટેબલ પર પડેલો બધો ખુરદો મેં ઉંચકીને ગજવામાં મુકી દીધો ને ટેબલ ઉથલાવી નાંખી; ને અંધારામાં થયલી ગરબડનો લાભ લઇને અમે બેઉ બારી કુદાવી બહાર છટકી ગીયા. કમ્પાઉંડમાં બહાર નીકળીને જોઉંછ તો લીમજી મલે નહી. રખેને એ ખુનીઓના હાથમાં સપડાઇ ગીયો હોય, એ ખ્યાલથી હું ધ્રુજવા પડયો, પણ પાંચ મીનીટમાં તો એજ લપેરા ખાતો બહાર આવ્યો. એ ક્યાં ગુમ થઇ ગીયો'તો તે પુછતાં એણે બે છતરી બતાવી કહ્યું કે, "મારી છતરી ઓરડામાં રહી ગઇ'તી તે લેવા ગીયો'તો; ને તું છતરી વગર ફરયા કરતો'તો. તે તારે માટે બી પેલા હદારીવાલા મોલવીની છતરી પીટી લાયોચ."

કાબુલમાં રહયા તેટલો વખત અમુને એ હોટલનો રસ્તોજ ભુલી જવો પડયો. લીમજીએ ચેરે આવી ગાલ પર તમાચો મારી આતશ પર લોબાન મુકીને સમ સોગંદ ખાધા કે, "હવે પછી પાનાને હાથ લગાડવો નહી, ને ન છુટકે જો

રમવુંજ પડે તો પાનામાં કોઇ બી જાતનો એક કરતાં વધારે એકકો રાખવો નહી."

એ પારસી બોલે તેટલાજ વખતનો. બીજેજ દહાડે રાતનાં મારી સાથ પાનાં રમીને મને દોઢસો રૂપ્યાની રૂમરી મુકાવી ગીયો; ને એ ઉઠયો ત્યારે એની બેઉ બોંહેમાંથી અક્કો જોકર બોંય પર પડયો, ત્યારેજ એની લુચ્ચાઇ પકડાઇ આવી. મારા જેના અશો ને પરેજગાર દોસ્ત સાથની વરસોની દોસ્તી પછી બીજે એ નહી સુધરે તો કોઇ પણે બી હવે એ નહી સુધરે. હું એની એવી કદોડી ચાલથી એટલો રંજીદા થયો કે એ સુઇ ગયા પછી એના ડગલાના ગજવામાંથી મારા જીતેલા દોઢસો રૂપ્યા ઉપરાંત બીજા બસો એના બી કહાડી લઇને મારી ટ્રંકમાં મુકી દીધા. એટલી હદ સુધી હું એના પર છેડાયો'તો. મેં એને પેટનાં બચ્ચાં કરતાં જાસતી ચાહયો તેનો એણે મને કેવો નાલાયક નતીજો આપ્યો. ખરે, હું તો એને માફ કરૂંચ પણ ખુદા એને એના ગુનાહોની માફી બક્ષે, એટલુંજ ઇચ્છુંછ.

(૧૦)

કાબુલમાં અત્યાર તલકના શાંત વાતાવરણમાં નહી ધારેલી ખલલ પડી; અને સુલેહ શાંતીની જગ્યાએ બેકરારી, બેદીલી અને બેચેની ફેલાઇ રહી. નાદીરખાન સામેની લડાઇમાં ધમધોકાર પઇસા ખરચતાં તીજોરીનું તળીયું આવી રહ્યું; ને તદન તલીવાંઝાટક થઇ જવાથી બચાએ ઉપર ઉપર ઘણા નવા કરો લોકો પર નાખ્યા, પણ છેલ્લે જયારે એણે કાબુલી દુંબાઓ પર નાંખ્યો ત્યારે દુંબાઓ પર કાબુલીઓના ખોરાકનો મુખ્ય આધાર હોવાથી આખી સલ્તનતમાં આ નવા કર સામે ગુસ્સા ને ઝનુનની લાગણી પ્રગટી નીકળી.

અમે પોતે બી આ કામથી પાછો હઠવા બચાને ઘણો સમજાવ્યો ને દુંબાઓ પરનો કર દરેક ધરમનાં ફરમાનોની વીરૂધ છે, એમ અમે ધર્મશાસ્ત્રોમાંથી દાખલા દલીલ સહીત બતાવી આપ્યું, પણ બચાએ પોતાની હઠ છોડી નહી. ખુદ પઠાણોમાં એક કહેવત હતી કે, "જે ખાય નહીં દુંબો, તેને

કોઇ લેય નહીં ચુંએ." એ પરથીજ એ કોમમાં દુંબા તરફ કેટલું માન ને પ્યાર હતો તે બતાવી આપયું'તું. અફઘાનીસ્તાનના જુદા જુદા પ્રાંતના તાયફાવાલાઓએ પ્રોટેસ્ટ મીટીંગ ભરી દુંબા પરના કર વીરૂધ સભામાં પસાર થયલા ઠરાવો પોતાના સરદારો સાથે બચા પર હાથોહાથ મોકલી આપ્યા, પણ બચો એકનો બે થયો નહી.

હાલમાં હીંદુસ્તાનમાં ચાલતી નોનકોઓપરેશનની ચળવળની વીગતો પેપરો મારફતે ચાલુ કાબુલમાં વંચાતી હોવાથી તે ચળવળની અહીં દરેક રીતે નકલ થવા માંડી. આખો દીવસ લોકોનાં ટોળેટોળાં "દુંબા વગરનું જીવતર રદ છે" "જાન આપશું પણ દુંબો જરૂર કાપશુ" વગેરે લખાણોવાલા વાવટાઓ હાથમાં પકડી "દુંબા ગોસ–ઝીન્દાબાસ" ની બુમો પાડતા મોહલ્લામાં ફરવા માંડયાં. લોકોએ સરકારી આવકને ફટકો મારવાના વીચારથી અસહકાર કરી ગોસ ખાવાનુંજ બંધ કરી નાખ્યું. ખુદ ખાટકીની દુકાનો પર કાબુલી દેશસેવીકાઓએ પીકેટીંગ કરવા માંડયું, એટલે અમુને બી ફરજ્યાત ગોસ બંધ કરવું પડયું, ને ચાલુ તરકારી ખાતાં પેટ બી ફુગઇ આયું.

ખુદ મુંબઇથી બ–ફ–ભએ એક લંબાણ કાગળ લખી માતૃભુમી તરફની આ ચળવળ કોઇ બી લોગે ચાલુ રાખવાની સલાહ આપી, ને એ હીલચાલને પોતાનો નઇતીક ટેકો છે એમ જાહેર કીધું. જીગરચાક કરનારા બે ત્રણ સવાલો એવણે પઠાણોને પુછી તેના પોતેજ જવાબ આપ્યા હતા. (૧) બહાદુર પઠાણો શું આવા ગેરઇન્સાફી ભરેલા કરોને મુંગે મોંને ચલાવી લેશે?–નહીંજી. (૨) દેશની દાઝ ને રઇયતનાં ભલાં માટે કાબુલીઓ જાન આપવા તઇયાર છે?–હાજી. (૩) ગમે એટલી આફતો વચ્ચે દેશાભીમાન પઠાણો શું જરા બી ડગમગશે?–જરૂરજ નહીંજી.

આ કાગળથી અને અંદર પુછાયલા દીલ ઉશ્કેરનારા સવાલ જવાબોથી પઠાણોમાં લડત ચાલુ રાખવા માટે અજબ ઉલટ આવી ગઇ. ખુદ બઇરાંઓએ એ ચળવળમાં ભાગ લેવા માંડયો, અને બઇરાં માટીડાએ પોતાની લાગણી પ્રદર્શીત કરવા હવે પ્રભાત ફેરી ફરવી શરૂ કીધી. જ્યારે ખુદ જુના આચાર-

ડીયારની ઓરતો બી આ હીલચાલમાં ભાગ લેવા બહાર પડી ત્યારે સરકારી નોકરો હોવા છતાં અમારી દીલસોજી આ લડત તરફ ખેંચાઇ. ખાસ કરીને પ્રભાતફેરીનો આઇડીઆ અમુને ઘણોજ ગમ્યો, કે એ મસે એ બઇરાંઓનું મોઢું જોવાનું ને છોકરીઓ સાથ જરા ભેળાવાનું મલે. આ વીચારથી અમે બી વેર કાઉનસીલ ઓફીસ પર જઇ અમારાં નામો વોલન્ટીયર તરીકે નોંધાવ્વાં; ને બીજે દીવસે પાછલી રાતના જલદી ઉઠી તઇયાર થઇ પ્રભાત-ફેરીનાં એક ટોળામાં જઇને ભેલાયા. લીમજીએ બહોસ કરી, મને પટાવીસટાવી એક હાથે વગાડવાનું હારમોનીયમ મારા ગળાંમાં ભેરવ્યું. લીમજીએ જતાના વારમાં માથાં પરથી પાઘરી ઉંચકી લોકોને બાઉ કીધું. અમું લોકને આવી પ્રજાહકની લડતમાં ભાગ લેતા જોઇને લોકો ઘણાં ખુશ થઇ ગયાં ને "પારસી બીરાદરોકી જય" ના પોકારો કાધા. લીમજીએ હાથ ઉંચો કરી બધાને ચુપ રહેવા ઇસારત કીધી ને ખંખાર મારી ભાષણ ચલાવ્યું. "પડાણુ દેશબંધુઓ, દેશ સેવીકાઓ અને કાબુલી ભગીનીઓ, વરસોથી લોખંડી એડી હેઠળ કચડાયલી અને મુંગે મોંને આફતો સહન કરતી રઇયતમાં સ્વતંત્રતા ને આત્મભોગનો જે જુસ્સો પ્રગટ થયો છે તે જોઇ છુટાપણાંને ચાહનારી ને આઝાદી માટે જાન આપનારી ઝનુની પારસી કોમના અમો એ મેમ્બરોના અંતઃકરણો ખુશાલીથી ધપકી રહયાં છે. (અહીં લીમજીએ પોતેજ "સાંભળો, સાંભળો" ના અવાજોની બુમ પાડી.) છુટાપણાંની ધગશ અને આગ ધગાવનારી કાંઇ બી પ્રજા દુંબા જેવા મુંગા જનાવર પર કર નાખવામાં આવે તે શું સાંખી શકશે? યાદ રાખજો કે આ કર Thin end of the wedge યાને શુધ ફારસીમાં બોલું તો "ફરસીનો પાતળો છેડો" છે, એટલે પાસેરામાં પહેલી પુણી છે. આજે જો દુંબા પરનો કર તમે ગુપચુપ પસાર થઇ જવા દેશો તો કાલે ઉઠીને એ હાકેમ તમારાં બઇરી છોકરાં પર કર નાખશે, તો તમે તે કદી બી સાંખી શકશો. (પડાણો—કદીબી નહીં. અમે બઇરાં છોકરાં વેચીને પરવારી જશું.) માટે દેશબંધુઓ ને ભગીનીઓ, ઉઠો ઉઠો, ઘણું મોડું થઇ જાય તે પહેલાં ઉઠો, ને રઇયતનું માથુ સાફ કરવાની ...નીતીને સમજાવો આમીન—તથાસ્તુ—વંદે માતરમ, ખીસા કાતરમ."

લોકોનાં ટોળાંએ લીમજીની આ વાકય-ચાતુરી હુર્રેના અવાજથી વધાવી લીધી. લીમજીએ હવે પોતાની હંમેશની ચાલાકીથી વચમાં જગા લીધી, ને આજુબાજુઓના હાથ પકડી મને સરઘસને મુખડે મોકલી સરઘસને કુચ કરવા હુકમ આપ્યો; ને હારમોનીયમ પર નીચલો ગરબો પોતાના ભેંસાસુર બુલંદ અવાજે ગવરાવવા માંડયો. ને તેમ કરતાં બે વખત એને ઓકારી આવી.

અમે મરશું રે—અમે મરશું રે—પણ હુંબાપર કર તો નહીં
ભરશું રે ભરશું રે
બધરાં માટીડા અમે લરશું રે—લરશું રે—માથાં દેશસેવામાં
ધરશું રે ધરશું રે

લીમજીને માટે તો આ પ્રભાત ફેરીનું આ ગાનતાન ને રંગરાગ ઘણુંજ મજેહતું હતું, પણ વચ્ચે મારો દમહુચો નીકળી જતો'તો, કારણ કે હારમોનીયમ ગળાંમાં ઓળવવા માટે હારમોનીયમ સાથે બાંધેલા પાટીના કુકડાથી મારી ગરદન છોલઇ જતી હતી, તેનો એ મુરબ્બીને ખ્યાલ નહી હતો. મારી આજુબાજુ ને આગળપાછળ અરીમધરીમ જેવા વાસ મારતા ને કાંદાના અટકાર ખાતા પકાણ બીરાદરો હતા. જે લોકના બુલંદ અવાજથી ગોયા મારા કાનના પરદા બી ફાટી જતા હતા. ગાયન ને કવ્વાલી ગાવાની એ લોકની આય પહેલવહેલીજ કોશેશ હોવાથી, ને તાલ, સુર કે રાગરાગણી ને સારેગમથી અંજાણ હોવાને લીધે, જ્યારે હું હારમોનીયમ પર હજુ પહેલી લાઇન બી વજાડીને પુરી કરતો નહીં તેટલાં તો એ મારા વહાલાઓ દોરાદોરી કરીને ત્રીજી લાઇન પર ઉતરી પડતા'તા; ને ગાવા વજાડવામાં એકસંપી યાને Harmony ની કોટાહીને લીધે મારો આરટીસ્ટીક જીવ ઘણો સુગાતો ને મુંજાતો.. જ્યારે પ્રભાત ફેરી ફરવા નીકળેલી બીજી ટોળકીઓ ફેરી ફરી પાછલી રાતના સાડાચારે શરૂ કરી ૭ વાગે ખલાસ કરી ઘેર જઇ ઠર પડી જતી, ત્યારે ઉલટમાં આવેલા લીમજુ. પ્રભાત ફેરીની અમારી ટોળકીને એકાંત ગલી ગુંચીઓમાંથી ફેરવી ફેરવીને નવ વાગે ઘેર પુગાડતો—

ઉસકેરાયલી અફઘાન પ્રજાની આ બધી પ્રોટેસ્ટ મીટીંગો, પીકેટીંગો ને પ્રભાત ફેરીઓની ધારવા મુજબજ બચાપર અસર થઇ. રાજની આમદાની ઘટી જવાથી ને રઇયતમાં બેદીલી ને અસંતોષ વધી જવાથી એને પોતાના સીંહાસનના પાયા ડગમગતા લાગવા માંડયા; ને ખુદ પોતાની ને રાજની સલામતી માટે બચાએ સાકુ ગભરાટમાં પડયો. એણે અમુને એક દીવસ ખાનગીમાં બોલાવી એ બાબદમાં અમારી સલાહ પુછી.

"અય મારા રાજ્યના વફાદાર થાંભલાઓ, રઇયતમાં ફેલાયલી બેદીલીથી ને રઇયતની ઇતરાજીના ખોફથી, મને રાતની ઉંઘ કે દીવસનો કરાર નથી. નથી મને મારી જનાનખાનાની બેગમોની કંપનીમાં હવે મજા લાગતી કે નથી મારી માનીતી પુલાવ બીરીઆનીની પ્લેટમાં અસલ માફક લેહઝત આવતી. બતાવો બતાવો, અય રાજના વફાદારો ને રઇયતના જાંનીસારો કે અશાંતીના આવા ક્રીટીકલ ને ગંભીર મામલામાં તમારી શું સલાહ છે? મને તમારી પુખ્ત દુન્યાદારી ને રાજ કારોબારના પાકટ અનુભવનો લાભ આપો. મામલો બારીક છે. જો વખત જાયચ તેમાં નારાજ થયલી રઇયત ખુલ્લો બળવો જગાડશે એવી મને દહેસ્ત છે. ગમ ને અંદેશાથી મારૂં દીલ આઝોરદે છે, તો કંઇ એવો ઉપાય બતાવો કે રાજ ને રઇયત વચ્ચેનો જુનો એખલાસ, રાજા ને પ્રજા વચ્ચેની પુરાણી મોહબત પાછી અસલ રાહ પર આવે ને બધાનાં જીગર શાદમાન થઇ મારા પાયતખ્તમાં તેમજ મારી કુલ સલતનતમાં સુલેહ ને શાંતી પંથરાય."

ભાષણ પુરૂં થતાં લીમજીએ મારો પગ દાબ્યો. "દીકરા, આપરા બેઉ તરફથી તુંજ કંઇ મજેનું ને સોજનું સોજનું બોલ. હું બોલવા જવશ તે ભારોભાર હોજ ગરશે. તેં તો તારા ઉસ્તાદ માકુ દાદાચાનજીના હાથ નીચે વાક્યાચાતુરીની વરસો વેર તાલીમ લીધીચ. મેં તુંને ઘણી વખત ખેતવાડીના પારસી બપરાંઓની મીટીંગમાં ભાષણ કરતાં સમજ્યોચ. તું એટલાં ઝનુનથી ભાષણ કરતો કે હંમેશ બે ત્રણ ફ્રોકવાળી છોકરીઓ સમજીને ફેંટ મારી જતી. એટલે આય મોકા પર બોલવાનું તો તારે મનથી બચ્ચાંની રમત

જેવું છે. કંઇ એવો રસ્તો બતાવ કે આપરે બેઉ તરફથી માન ખાટી જઇએ."

હું ઉઠયો ને અદબથી બચાને કુરનસ કરી એની સાંમે ગુંઠણ મંડીયે પડયો, ને અકબર બાદશાહની દરબારમાં રાણી ઇલીઝાબેથ તરફથી આવેલા એલચીની અદાથી પુર ગંભીરતાથી ચલાવ્યું "નામવર શાહ, અમારા જેવા નાચીઝ ખીદમતગારોની સલાહ પુછવાનું માન આપીને તેં તારા ગોલામોની ઇજ્જત સરફરાઝ કીધીચ તે માટે અમો ફરમાનબરદારો તારા નેહાયત એહસાનમંદ છઇએ. તું નામવર કહેચ તે ખરૂંજ છે કે રીયાસતનો મામલો ઘણો ગંભીર છે. રઇયતનાં દીલ ઉપરાસાપરી નાંખવામાં આવેલા કરોથી, ઘણાં ગમખાર ને આઝારદે છે. તેમાં તારા છુપા દુશમનો રઇતનાં કાનમાં અદાવત ને ફેસાદનું ધીમું ઝેર રેડી રહયા છે. આ મારફાડ ને ઝુલમનો જમાનો નથી. રઇયતને જીંદગીમાં "બે ઘડી મોજ" ભોગવવાનો દરેક હક્ક છે. રઇયતમાં "નવા કાળ" ને "નવજીવન"નું ચેતન આવ્યું છે. ને તેથી જરાબી જુલમની ગંધ આવતાંજ એનું "કાતરીયું ગેપ" થઇ જાય છે. જો રઇયતને મનાવી પતાવી નહી લેશો તો તમે "ધુમધડાકા" સાથ ઉડી જશો ને તમારાં સુપરાં સાફ થઇ જશે, એમ તું નામવરના "સત્ય મીત્ર" તરીકે "પ્રજા મીત્ર" તરીકે તુંને સમજાવવાની આ તારા "ફેવરીટ"ની સાચી ફરજ છે. તું નામવર પોતે બી તારા "નવરાસ" ને "ફુરસદ" ને વખતે શાંતીથી વીચાર કરશે તો મારી દલીલોનું વાજબીપણું સ્વીકારશે."

લીમજીની અધીરાઇની અહીં ઓટ આવી રહી. "પણ સત્યાનાશના ગએલા, હવે દીબાચો ટુંકો કરીને મુળ વાત પર આવી જાની. એમ તુંને લાંબુ લાંબુ વગર મીનીંગનુ બોલવાની આદત પડેલી તારેજ તું કેથે બી ભાષણો કરેચ તારે લોકો પાછળથી તારો ડગલો ખેંચેછની કે, બસ કરો, બેસી જાવ. તુંને એક મીટીંગમાં પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત સોંપેલી તો તે બાબદ પરજ તેં દોઢ કલાક ભાષણ કીધું."

બચાએ બી ઇંતેજારીથી પુછયું, "મારા રફીક, તું કહેચ તે બધું ખરૂં છે, પણ એ બધાંનો ઉપાય શું?"

મેં સમજ પાડી, "ઉપાય એકજ છે. તું નામવર અમુને તારી તરફથી સુલેહના સંદેશા ચલાવવાની ઇજાઝત બક્ષ ને દુંબા પરનો એ ગેરઇનસાફી કર તું કાઢી નાંખશે તેની અમુને ખાનગી રીતે ખાતરી આપ. હું ને મારો અઝીઝ લાઇમજ્જુસ અમારી પોતાની તરફથીજ જતા હોઇએ તેમ રઇયતના અકાબરોને તેમજ તારા મુલ્કના તાયફાવાલાઓના સરદારો ને મલીકોને મળશું ને અમારી ઝબાનના જોર ને મીઠાસથી એ તમામ અકાબરોને મનાવી લઇશું. તું નામવર અમારી મારફતે રઇયતના એ પ્રતીનીધીઓને મળવા એક "રાઉંડ ટેબલ કોનફરંસ" યાને શુધ પરશીયન જબાનમાં કહું તો "ગોલમેજી પરીષદ"માં હાઝીર થવાનું ઇજન મોકલ, ને તે સભામાં તું દુંબા પરનો કર કાઢી નાખવાની નવાઝીસ જાહેર કરજે. જો તું નામવરને આ શરતો કબુલ હોય તો આજથીજ એ શાંતીની ને સુલેહની ચળવળ અમે ચાલુ કરશું, કે તું નામવરની બી ઇઝત જળવાય ને રઇયત બી છુટકારાનો દમ ખેંચે."

બચો તો આટલી સેહલાઇથી પોતાની મુરાદ બર આવતી જોઇ નેહાયત ખુશ થઇ ગયો.

એણે મને હાથ પકડીને માનથી ઉઠાડયો ને મારા મસકા જેવા નાંજુક ગોલાબી રૂખસાર પર બોસા લીધા. "શાબાશ, મરહબા, અય મારા તાજો-તખ્તના પાસબાનો, મારાં ખાધેલાં નીમકની ફરજો આજે તમે વ્યાજ સીકકે અદા કીધીચ. ખુશાલીથી મારૂં જીગર મેલ ટ્રેનની ઝડપથી ધડકે છે. મારા સીના પરથી ગમ ને ફકરનો એક પહાડ તમે ઉડાવી દીધો છે. બહાદુર જાંનીસારો, તમારી તમામ શરતો મને કબુલ છે. સીધારો સીધારો ને સીતાબીથી મારો સુલેહનો પયગામ મારી રઇયતના બુઝોરગોને પહોંચાડો ને સમાધાની ફેલાવી એ સરદારોને મારા મહેલમાં રાઉંડ ટેબલ કોનફરંસમાં પધારવાનું ને મને મોંનેમોનું મલવાનું મારી તરફથી આમંત્રણ આપજો. મારા સુલેહના કાસદ તરીકે બડી માન ઇઝતથી લશ્કરની એક ટુકડી સાથે સારી સલતનતમાં ફરી વલીને સુલેહની વધાઇના સમાચાર લઇ ફતેહરીરોઝી સાથ પાછા ફરો. ખુદા હાફીઝ, અલ્લાહ પાક તમારો નીગેહબાન થાવ."

આટલું બોલી અમારા બેઉના ભારે ક્રમકમાટ વચ્ચે બચાએ અમુને બેઉ ગાલ પર પાછા બોસા લીધા. લીમજી બહાર નીકળીને ફફડવા લાગો કે, "ફરીથી જો એ મગોલનો બચ્ચો મને કીસ કરશે તો હું એની ગરદન પકડીને થોબરાંમાં બે મુક્કા લગાવશ. એક બે વખત કીસ કીધી તે આપરે જાણ્યે કે હોશે, એ તો ખરડયા પગ છેક ગલીચા! વેર લાવેચ ને ચાલતાં ને હાલતાં કીસી શાનો કરી મરેચ?"

મેં એને સમજાવ્યું કે, એ તો શાહી એટીકેટ એટલે એ લઇ ચલાવવુંજ જોઇએ, પણ એનાં ભેજાંમાં એ વાત ઉતરી નહીં.

દરબારમાંથી નીકળેલા અમે સુલેહ શાંતી ફેલાવવાના કામ પર તરતજ લાગી ગયા. રઇયત બી આટલા દીવસની હલાકી ને હાડમારીથી ઘણી તંગ આવી ગઇ'તી ને એ લોકની મુશ્કેલીના વખતમાં અમે બતાવેલી દીલસોજી માટે એ લોક અમારા એહસાનમંદ હતા એટલે દુંબા પરનો કર કાઢી નાખવામાં આવશે એમ ખાત્રી મળતાં બધા મલીકો ને સરદારો અમારી ચાપલુસીભરી જબાનની પટાવટ ને ફુસલાવટથી પીગળી ગયા, ને શાહની સાથ રાઉંડ ટેબલ કોનફરંસમાં આવીને સમાધાની કરવાની એકે બોલે ખુશી જાહેર કીધી.

આ ખુશ વધાઇ મહેલમાં જઇ બચાને અમે જાહેર કીધી. બચો એ ખબરથી નેહાયત ખુશ થઇ ગયો ને એ એહસાનના બદલામાં અમુને ત્યાં ને ત્યાં અકેકી ઝરીન પાઘરી ને લાલ મખમલની અકેક જોડ સ્લીપર પહેરાવી, ને રઇયતના પ્રતીનીધીઓને પોતાના શાહી મહેલમાં ગોળમેજી પરીષદમાં શુકરવારે યાને જુમ્માને દીવસે મળવાનું બટાકી ફેરવી જાહેર કીધું.

ધમધમ કરતો શુકરવાર બી આવી પુગ્યો. શહેરમાં ચોતરફ ખુશાલી ને શાદમાની ફેલાઇ રહી'તી. કારણ કે રાજા રઇયત વચ્ચે પડેલો અંતર ને કડવાશ આજની સુલેહથી હંમેશને માટે હઠવાનો હતો. મહેલનો દરબાર રૂમ યાને અયવાને ખાસ જ્યાં કોનફરંસ મલનાર હતી તે ઘણીજ તજુમલથી આરાસ્તા કીધેલો હતો. આરસપહાણની એક ગંજાવર ચોરસ ટેબલપર એક

ચી
ગમતી કીનખાબનો ગાલીચો પાંથરયો હતો ને ટેબલની ચારે તરફ ઉંચી
કીંમતી સોનેરી
ગીલીટ ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. ટેબલની વચ્ચે એક સોનેરી
તાસકોમાં સુલેહનો ખરડો યાને કરારનામું હતું જે પર શાહ ને સરદારો
સમજુતીની શરતો પર સહી કરવાના હતા. શહેરના મુખ્ય રસ્તાઓ જ્યાંથી
મલીકો પસાર થનાર હતા તે રસ્તાઓ આજના મુબારક રોજે આરકાંઓથી
શોભી રહ્યાં'તા. બચો પોતે શાહી પોશાક ને ઝરીન તાજ સાથે દરબાર
હોલમાં બીરાજ્યો હતો. અમો બેઉ જણા અમારા લશકરી યુનીફોર્મમાં
હાથમાં સફેદ મોજાં સાથે શાહના હુકમથી ઘોડેસ્વાર પલટણની એક ટુકડીને
મોખરે કાબુલની સરહદ સુધી મલીકોને એસતેકબાલ લેવા ગયા. બંદુકના
અવાજો ને હુરરેના પોકારો વચ્ચે મલીકો સાથ અમે શહેરમાં ફરી મહેલપર
આવી પુગ્યા. રૈયત ને તેના સરદારો આજે હદ બહારના ઉમંગમાં હતા.
કે કજીયાનું મોંહડું હંમેશને માટે કાળું થનાર હતું.

નામવર બચાએ રૈયતનાં એ માન પામેલા અકાબરોને દરબારના
ઉંબર પર આવકાર આપ્યો, ને બડી ઇજ્જતથી તે શાહી ઠાઠમાઠવાલી
અયવાને ખાસમાં પધારવાનું આમંત્રણ આપ્યું. અંદર દાખલ થતાં ટેબલના
મુખડાપરની ઉંચી ખુરશીપર બેઠક લઇ બચાએ બધા સરદારોને બેસવાની
ઇશારત કીધી ને બોલ્યો "ખુશ આમદી, સલ્તનતના માન પામેલા બુઝોરગો
ને અકાબરો. તમે મારા શાહી ફરમાનને માન આપી અહીં હાજર થયાચ
ને આ મીજલસની રઉનકમાં વધારો કીધોચ તે માટે બ સરોચશમ હું
આપ મહેરબાનોનો એહસાનમંદ છેઉં. તમો સરદારો જો સૌ પોતપોતાના
દરજ્જા પ્રમાણે ટેબલની આસપાસ બેઠક લેશો તો હું દરબારનું કામ શરૂ
કરવા મારા ફોજી અફસર જનરલ મોંચેરને હુકમ કરશ."

ખુરશીપર જગા લેવાને બદલે સરદારો તો આજુબાજુ જોવા
પોતપોતામાં ઘુસઘુસ કરવા પડ્યા. એ બધાના ચેહરાપર ગુસ્સા ને તીરસ્કારની
લાગણીઓ ખુલ્લી જણાઇ આવતી'તી. એકાએક કચેરીમાં શું કચરો પડ્યો
તેની અમુને કે બચાને કંઇ સમજ પડી નહી. મને આવતાં તુફાન
આગાહી થવા માંડી.



ઘભરાયો હું દાબી નાંખશે બધા મારો તોતો,
ગજવામાંથી કાઢી બતાવ્યો બીબી બાબાનો ફોટો.
ફોટો પહેરતો બાબો મારો ઘોલ્યા પર નહિ સુવે,
આસેપાસેની બુચીઓને ટગર ટગર જુવે.

( જુવો પાનું ૧૫ )

તમારાં લોહીથીજ ધોવાશે. સરદારો, તમારી તલવારો મ્યાનમાંથી બહાર કાઢો."

હવેજ મારૂં ધ્યાન ટેબલ તરફ ખેંચાયું. અરે તારો બાપ મરેરે, સરદાર મમદ. રાઉંડ ટેબલ કોનફરંસનું એણે તો તદન લીટરલ ટ્રાન્સલેસન કીધું ને ચોરસ ટેબલની મોહકાનમાં ખુદ કોનફરંસ ભાંજી નાંખવા ને લોહીની નદી ચલાવવા તઇયાર થઇ ગયો. મેં બચાને છુપી ઇસારત કરી મુંગો રહેવા જણાવ્યું ને સરદારોને શાંત થવા ઓજરખાહીમરી અરજ ગુજારી. "રઇયતના અઝીઝ રફીકો, એક ઘણોજ કમનસીબ ઘોંટાલો અહીં થઇ ગીયોચ. જો તમો સુરબ્બીઓને કંઇબી અપમાન લાગ્યું હોય તો હું નામવર શાહ તરફથી તેમજ અમારા પોતાના તરફથી માફી માંગી દરગુઝર ચાહુંચ. આપ નામવરોને ખોટું લગાડવા અમુને સ્વપને પણ ખ્યાલ નહી હતો. વાત એમ છે કે વીસ આદમીઓ સામટાં બેસી શકે એવી એકબી ગોલ ટેબલ સારાં કાબુલ શહેરમાં શોધેલી મલી શકી નહી. ને આપ નામવરોના દરજ્જાને પેશ પડતી આ એકજ ચોરસ ટેબલ મહેલમાં મોજુદ હોવાથી તેમજ તમો મહેરબાનો ખાસ ગોલ ટેબલ પરજ કોનફરંસમાં બેસવા બહોંસ કરશો એમ ખ્યાલ નહી હોવાથી આ નજરચુક થઇ ગઇચ. તો તે ગફલતી તરફ તમો લોક મોટાં દીલથી નાંખતીની નજરથી જોશો એવી ઉમીદ છે. તે છતાં જો સમચોરસ ટેબલ પર બેસવાથી તમારાં માન ને ઇઝઝતને જરાબી ધોકકો પુગતો હોય તો તેનોબી ઇલાજ હું કરી શકુંચ."

એટલું બોલીને મેં નઝદીકમાં પડેલો એક મોટો લોખંડી હથોડો ઉપાડી બચો ને સરદારો શું થાયચ તેનો ખ્યાલબી કરે તે પહેલાં ટેબલ પરથી ગાલીચો હઠાવી ટેબલનાં ચારે ખુણાં પર ધરોધર હડોડા લગાવી ખુણાં ભાંજી નાંખ્યા ને ટેબલની ફરતી કીનારી પર રંદો મારી ટેબલને તદન ગોળ બનાવી દીધી, ને સરદારોના સખુનનું માન રાખ્યું. હવેજ સરદારો ઠંડા પડી હસીને ટેબલ પર બેસી ગયા.

લીમજીબી હવે હીંમતથી ખુલ્લી તલવાર સાથ ટેબલ નીચેથી બહ

આવ્યો ને મને કહેવા લાગ્યો, "સરદારો સીધી રીતે સમજી ગયા તે ઘણું નેક કીધું. નહી તો મારૂં લોહી એટલું ઉકળી આવ્યું'તું કે મારી લોહીની પ્યાસી તલવાર આજે સરદારોના લોહીથી પોતાની પ્યાસ છીપાવતે." એટલું બોલી એ તલવાર મ્યાન કરી ટેબલ નજદીક બેસી ગયો.

નામવર બચાએ ને તે પછી સરદારોએ સુલેહના કોલકરારો પર સહી કીધી. હુંઆ પરનો કર બચાએ કાઢી નાખ્યોચ, એ ખુશ વધઇ સારા શહેરમાં રેડીઓ મારફતે પુગાડવામાં આવી ને એજ ગોળ ટેબલ પર બચાએ સરદારો સાથે વઘારેલા ચાવલ ને બાફેલા બકરાનું એક સુફ્રે ખાણું લીધું. લાંબે વખતે ગોસ ખાવાનું મળેલું હોવાથી અમે બેઉએ પેટ ફાટી જાય ત્યાં સુધી ગોસ દબાવ્યું ને બીજે દહાડેથી બેઉ જણા મરડાથી હેરાન થયા.

## (૧૧)

આગળ જણાવ્યા મુજબ, હુંઆપરના નાખવામાં આવેલા કરથી ઉભો થયલો નોનકોઓપરેશનનો ઝઘડો, રાઉંડ ટેબલ કોનફરંસ મલ્યાથી પતી જવાથી, ને પ્રભાત ફેરીની ધમાલો બંધ પડી જવાથી, અમારા બાકી રહેલા રજાના દીવસો કેમ પસાર કરવા તેનો અમે વીચાર કરવા લાગ્યા.

લીમજીને મુંબઇમાં બોરીબંદરના ને ગ્રાંટરોડના સ્ટેશનપર મેલ ઉપડવાને ટાઇમે પ્લેટફોર્મપર જઇ, ફર્સ્ટ કલાસ આગળ ઉભો રહી મડમોને મદદ કરવાના, ને ટ્રેન ઉપડયા પછી રૂમાલ ઉડારી "ગુડબાઇ, ટાટા" કરવાનો ઘણો શોખ હતો; જેથી એનો જીવ હમણાંબી કાબુલના સ્ટેશનપર જઇ પેશાવર મેલ ઉપડતી વખતનો દેખાવ જોવાનો, ને બની શકે તો વળી કંઇ પોતાની હમેશની રીત મુજબ સોકો આગળ ગેલાનત્રી દેખાડવાનો અભખરો હૈયે ચઢી આવ્યો.

એક સાંજના કાબુલના સ્ટેશનપર જવા અમે ચાલુ મુકયું; અને ટીકીટ કલેકટરની નજર ચુકાવી, પ્લેટફોર્મ ટીકીટ વગર અંદર દાખલ થયા. સાંજના ચાર વાગે મેલ ઉપડવાનો વખત હતો. ટોળાબંધ પઠાણો, તે લોકની મીસીસો, મીસીઆઆઓ, ગોરાં ગોરાં બચ્ચાંઓ, હુંઆઓ, બકરાંઓ, મરઘાંઓથી આખો પ્લેટફોર્મ ચીકાર થઇ ગયા હતો. ટ્રેન આવવાને કલાકનો વખત હતો, એટલે ડજનબંધ કુટુંબો પ્લેટફોર્મપરજ પલાંઠો મારીને જમવા બેસી ગયા'તા; ને

જાગી રહીને ત્યાંજ હાથ મોંતું ધોતા'તા. મોટે ભાગે મરદો હથીયારથીજ સજ થયલા હતા. એ લોક બીજાસના કેટલા કફોડા હોશે, કે અરધા કલાકમાં તો નજીવી બાબદથી તકરાર થતાં સામસામા ગોલીબાર થયા; ને અમારી સાંમે ત્રણ મુરદાં એમબ્યુલસવાલાઓએ બહાર કાઢયાં. ટીકીટ કલેકટરે અમુને સધ્યારો આપ્યો, કે આજે લોકો ઘણાં શાંત છે, ને રોજના જેટલાં ખુન નથી થયાં. અમે મનમાંજ શુકરાના કીધા કે મુંબઇના સ્ટેશનોને એ બાબદમાં હજાર ભલાઇ. ટ્રેન હવે પ્લેટફોર્મપર આવી, ને લોકોએ પોતાની જગા લેવાની ધાંધલ કરી મુકી. લીમજીએ તો એના મળતાવડા સ્વભાવ પ્રમાણે, લેડીઓના ડબ્બાની સાંમેજ પોતાની જગા લીધી; ને આવતાં જતાં બૈરાંઓને 'બાઉ' કરી દરવાજો ઉઘાડી અંદર ચઢાવવામાં ને સામન ગોઠવવામાં ઘણો મદદગાર થઈ પડયો જોકે બૈરાંઓની સાથના મગોલોતું એની એવી તાજીમતવાજેથી ઘણું લોહી જતું'તું.

લીમજીની પછવાડેના બાંકપર કોઇ કાબુલી ને તેની બૈરી, બચ્ચાંને સુવાડીને સામન તોલાવવા ગયાં'તાં. એ લોકને આવતાં વખત લાગવાથી બચ્ચાંએ રડી તતરીને ઘણું ગોંગીયારૂં કરી મુકયું. લીમજીએ પહેલાં દુરથીજ વીસલ મારી, તાળીઓ વજાડી ને બચ્ચાંને મુગું રાખવાની કોશેશ કીધી; તેના મોંનામાં પેપરમીટબી મુકી; બચ્ચાંની બોલીમાં "હાઇઓવ લુચ્ચા, નોટી બોય, લલેચ ચાનો, તાતાજીને જો. મુંગો રેહ નહી તો બાઉને બોલાવશ," કરીને વાતબી કરી જોઇ, પણ લીમજીતું મોતું જોઇને તો બચ્ચુ એનેજ બાઉ સમજી બીહને વધારે રડવા પડયું, લીમજીને અસલથીજ નાહ્લાં છોકરાંઓનો ઘણોજ શોખ દેખું. ઘેરમાંબી પોતાનાં છોકરાંઓને રમાડવાં પડે તો ઓફીસમાં જવાતુંબી ભુલી જાય. જો ઘેરની આયા રોઝી કામમાં રોકાયલી હોય, તો તેનાં છોકરાંઓનેબી કેડપર બેસારીને રમકડાં અપાવી લાવે, ને તે બચ્ચાંઓ નીરદોષપતાથી એને પપા કહીને હાંક મારે તારે બધો ખુશખુશ થઇ જાય.

જયારે આ કાબુલી છોકરૂં મુગું નહીજ રહયું ત્યારે એને ઘણીજ દયા આવી, ને તે બચ્ચાંને કેડપર લઇ મુગું રાખવા ગીત ગાઇને આમતેમ આંટા

મારવા લાગ્યો પણ એ દુકતો તો વધારેજ છેડાયો. લીમજીએ પોતાનો અંગોઠો બચ્ચાંને મોનામા ચુસવા આપ્યો, તે એ સેતાનજાદાએ ફીનગર બીસકોટ સમજીને કરડી ખાધો. મેંબી એને દપટ પાડવા છેરા સાથતું મારૂં સુનાનું ઘડીયાલ રમવા આપ્યું, તે ઘડીયાલ ગરી ગીયો ને છેડો બહાર લટકતો રહી ગીયો. એનો દમ ઘુંટાવા લાગ્યાથી એને થાંસાની ઉપર ઉપર ગુંછ આવવા લાગી, ને અમારી આજુબાજુ લોકોનું ટોળું થઇ ગીયું. સામન તોલાવી પાછાં ફરતાં કાબુલીએ પોતાનાં બચ્ચાંને બાંકપર નહી જોવાથી ધાંધલ કરી મુકી. લીમજીના હાથમાં રડીને ગોંધીયારૂં કરતાં છોકરાં પર નજર પડતાં, એણે તો દોડી આવી ખુલાસો પુછયા વગર, લીમજીના થોબરાંમાં તોપના ગોલા જેવી મુક્કી મુકી દીધી, ને લીમજી બીચારો ગભરાટમાં તુટી પડેલા ચાર દાંત ગરી ગયો. બચ્ચાંને લીમજીના હાથમાંથી ઝુટવી લઇને બેઉ વર બૈયરે ગોંધીયારૂં કરી મુકયું કે બેશરમ, દામીસ, બચ્ચાં ચોરી જવાનો નીચ ધંધો કરેચ. બે ચાર બૈરાંઓએ મનેબી છતરીના ઝપેટા લગાવી કાઢયા. વાત ઘણી વધી જતે પણ મેં એ લોકને સદરા કુસ્તીના સોગંદ ખાઇને સીફતથી ઠંડા પાડયા કે "આય મારો રફીક તો દુધ વગરનાં તવલતાં બચ્ચાંને, દુધ પીવરાવવા ડાઇનીંગકારમાં લઇ જતો'તો. તમે બચ્ચાં ચોરી જવાનો અમોપર જુઠો ઇલઝામ લગાવો છો. મુંબઇમાં કાબુલીઓ છોકરાંઓને ઉંચકી જતા'તા તેમ શું હમુને સમજોચ શું? અમો પારસીઓ છોકરાંઓને ઉંચકી જવાનો નીચ ધંધો કદીબી કર્યે નહી. વલ્લાહ, બચ્ચાંને તો હાથબી નહી લગાડયે. બચ્ચાં છોકરાંઓના રડવા તતરવાનાં સંતાપમાંથી છુટવા તો અમે લોકે ઘેર મુકીને કાબુલ નાસી આયાચ. મારા બોલવાની ધારેલી અસર થઇ ને પેલાં માટી બૈયર બચ્ચાંને લઇને હસતાં હસતાં ચાલી ગીયાં. મારૂં ઘડીયાલ એ વખતે હજુ બચ્ચાંનાં પેટમાંજ હતુ; તે મને હજુર મલ્યું નથી. ટ્રેન તરતજ ઉપડી ગઇ. 31,184

સ્ટેશનપર હવે ગીરદી કમી થયલી. અમે ધીમે ધીમે બધે ફરીને જોવા લાગ્યા. સ્ટેશનપર ટાંગેલો જબરદસ્ત મોટો ઘંટ જોઇ, લીમજીની ધારમીક લાગણી ઉસકેરઇ આવી. એને મુંબઇમાં રોજ રાનજીની અગીયારીમાં ઘંટ વગાડીને કસ્તી કરવાની આદત પડેલી, તે આય ઘંટને જોઇ નલમાંથી પાણી

લઇ હાથ મોંનુ ધોઈ "ખસનેથરે હોરમઝદાવં" કરીને એ કસ્તી પંખોડવા મંડી ગયો. કસ્તી કરી રહી એ બેધ્યાનપણે મોટે મોટે સાદે ભણવા ઉભો, ને બેઉ હાથે લટકતું દોરડુ પકડીને ઘાંટના એવા તો ઠોકા લગાવવા માંડયા કે બેઉ બાજુથી સાંભા સાંભી ટ્રેનો અંદર આવવાની સીગનલ સમજીને પ્લેટફોર્મપર ધસી આવી; ને જો પોરટરો ભેજું વાપરી લાલ વાવટો બતાવી એ ટ્રેનો અટકાવતે નહી, તો પરીણામ ઘણું ભયંકર આવતે. સ્ટેશનના ચારે ખુણામાંથી ને દરેક રૂમોમાંથી સ્ટેશન માસ્તરો, ટીકીટ કલેકટરો, પોલીસ ઇન્સપેકટરો, પોરટરો, વગેરે બધા ઉસકેરાયલી હાલતમાં અમારી દીશામાં દોડી આવ્યા. વડા સ્ટેશન માસ્તરે ઘણાજ ગુસ્સાથી ઇન્સપેકટરને લીમજીને પરહેઝ કરીને હાથમાં બેડી નાંખવાનો હુકમ આપ્યો ને પુછયું "તુમ કુછ દીવાના હય? એ કયા કરતા થા? તુમને ઘંટા બજાકે સીગનલ દીયા ઓર મેં ટ્રેનકા એકસીડંટ હોતા તો કોણ જુમેવાર રહેગા? એ કયા તુમારા બાપકા ઘંટા હય?"

હવે હું વચ્ચે પડયો "લુકડીયર, મી० સ્ટેશન માસ્તર, હમ મીલીટરી અફસરોકે સાથ અદબસે બાત કરો. એ હમારા બાપકા ઘંટા નહી હય. ઓર તુમારા બાપકાબી ઘંટા નહી હય. એ તો કાબુલની અનજુમને, અહીં ખાસોઆમના વપરાસ માટે મુકાવ્યોચ; એટલે કોઇનેબી બંદગી કરતી વખતે એ ઘંટ વગાડવાનો હક છે. કયા સમજ્યા?"

સ્ટેશન માસ્તર તો આ સમજી વધારે છેડાયો ને અમારીપર, પ્લેટફોર્મપર વગર ટીકીટે આવવાનો ચાર્જ મુકી, કાબુલથી કંદહાર સુધીની રીટર્ન ટીકીટનો ચાર્જ છોંતેર રૂપીયા ભરાવી લીધા. લીમજી બબડવા બેઠો કે ખોબો ભરીને રૂપ્યા આપ્યા ને એકસીડંટ તો કંઇ થયોબી નહી!

બબે વખત અમે હાડમાર થયલા હોવાથી, હમે હવે ઘણી સંભાળથી પ્લેટફોર્મપર ફરવા લાગ્યા. આ વખતે એક એનજીન દુરથી અમારી તરફ આવતુ હતું તેટલાં ધાસ્તી અને દેહશતની ભયાનક એક ચીસ સમજાઇ, ને લોકોના ભારે ગભરાટ વચ્ચે એક પાંસેટેક વરસની પઠાન બાઈ પ્લેટફોર્મપરથી

ઉકલઇ જઇને, લાઇનપર તુટી પડી. બધે જબરો તરખાટ મચી રહ્યો પણ બાઇને કોઈ બચાવવાની હીંમત કરે નહી. શું કરવું તે કોઇને સુજ્યું નહી; કારણ કે હવે એનજીન બાઇથી ફકત પંદરેક કદમ દુર હતું. બાઇ બીચારી દેહસ્તથી અરધી બેહોસ થઈ ગઇ'તી. મેં જાન જોખમનો ખ્યાલ કીધા વગર, બુટમોજાં ને ડગલો કહારી, યા ખુદા! કરીને નીચે કુદકો મારી એક ઝટકે બાઇને બાજુ હટાવી નાંખી, ને તરતજ એનજીન તે જગાપરથી પસાર થઇ ગયું. મેં ખુશાલીથી ધડકતી છાતીએ બાઇને ઉપર ચઢાવી, ને હુંબી ઉપર ચઢી ગયો. લીમજીએ તરતજ ભેજું વાપરી, કોઇ બહારગામ જતા પઠાણને પહેરાવેલો હારતોરો તેના ગરાંમાંથી કાઢી લઇને મને પાહેરાવ્યો, ને મારો બરડો ઠોકીને બુમ પાડી "થ્રી ચીઅર્સ ફોર હીઝ લેટ હાઇનેસ મંચેરસા કાવારાણા, હીપ હીપ હુરરે. મંચેરસા નવાબ ઝીન્દાબાસ," અમારી અજાણી વચ્ચે એ ચાર જણ સીવાય કોઇએ ચીઅર્સ ઉંચકી લીધી નહી. પેલી બાઈ સાથની ટોલીના પઠાણો તો અમારી પર ફુલ્યાં ફુલ્યાં જેવડા ડોલા કાઢીને જોવા લાગ્યા ને એ ટોલામાંનો વડો જેવો દેખાતો એક પઠાણ મારી પાસે ધસી આવ્યો, ને મને મોટેથી બુમ પાડીને પુછ્યું. "તુ બદમાશ, યુ સન ઑફ આ ફુલ, એ તુમને કયા કીયા."

મેં હસીને બાઈ તરફ આંગલી બતાવી. "કયા કીયા! બાપ્રુ આદમીકા જાન બચાયા. એ હમારા ફરજ ઉતા. અમારા ધરમકા કેતાબમાં લાલ સાઇએ લીખા હય.

"જો બાઇ આદમીકા બચાવે જાન
ઉસ પર અલ્લાહ મીયા હમેશ કુરબાન."

એમાં મારો ઉપકાર માનવા જેવું કંઇજ નથી."

હવે એની સાથવાલા પઠાણો મારી આજુબાજુ ફરી વલ્યા, ને પેટ પાસરામાં મને મુક્કા લગાવવા માંડયા. એ લોક ઘણાજ ઉશ્કેરઈ ગયલા લાગતા'તા. મેં આ નાલાયક ચાલનો ખુલાસો પુછ્યો કે "શું જાનને જોખમે

મરતાં આદમીનો જીવ બચાવનારને કાબુલમાં આવો સરપાવ આપવામાં આવે છે?"

પેલા સરદાર જેવા દેખાતાએ પાછું ચલાવ્યું "અય બેગાના મરદ, હું તુંને આજે જાનથી મારતે, પણ તેં જે કીધુંચ તે અંજાણપણામાં કીધુંચ, માટે તુંને માફ કરૂંચ. તારાં નહી ધારેલાં માથું મારવાના પરીણામે તેં મારી કંગાલ જીંદગી સીંહા બનાવીચ. જે ઓરતને તેં બચાવીચ તે મારી સાસુ થાયચ. એ વરસો થયાં મારી નામરજી છતાં મારે ત્યાં આવીને ધામો નાખીને પડી'તી ને, મારી જીંદગી એણે પોતાનાં ટકટકપણાથી કંગાળ બનાવી મુકીચ. મારી ચાલુ સમજાવટ છતાં એ મારૂં ઘેર છોડી ચાલી ગઇ નહી, એટલે મારા દોસ્તો સાથે ટાગરો કરી આજે એને અહીં ફુસલાવીને ફરવા લઇ આયો'તો, ને મોકો જોઈ એને વાતમાં નાંખી ધકકો મારીને ઇનજીન નીચે નાંખી દીધી'તી, ને મેં છુટકારાનો દમ ખેંચ્યો'તો; પણ તારા નહીં ધારેલા વચ્ચે પડવાથી એ નાપાકની જીંદગી ખતમ થઈ નથી. ખેર, હવે એનો રસ્તો કરવા મને કંઈ બીજો ઉપાય ગોધવો પડશે."

ઘણી ખરી સાસુઓ કેટલી નાપાક આવેચ તે અમે જાણતા હોવાથી, એની તરફ અમે ખરાં દીલની દીલસોજી બતાવી, ને એવાં ભલાં કામ વચ્ચે ખલલ નાંખવા માટે માફી ચાહી; ને કોઇ વખને જો એની સાસુનો કાંટો કહાડી નાંખવામાં અમારી નાચીઝ મદદની જરૂર હોય, તો તે આપવા દીલોજાનથી ખુશી બતાવી. હમે તેજ વખતે કાન ચીમટીને સોગંદ ખાધા કે હવે પછી કોઇબી બાઇ માનસને બચાવવા પહેલાં ખાતરી કરવી કે એ બાઇ કોઇ અભાગ્યાની સાસુ થતી નહી હોય!

* * * *

**જુના દોસ્ત નવા લેબાસમાં**—કાબુલના સ્ટેશન પરથી લોકોને હાથે હાડમાર ને હેરાન પરેશાન થયલા, અમારી ઠાક ઉતારવા ને ગમ ભુલાવવા, અમે કાબુલના રજબઅલી નાનવાલાના બાદશાહી ભઠયારખાનાં "કાફે ડ કરી ચાવલ" તરફ હેર્યું લીધું. કાવાખાનામાં શરાબની ગેરહાજરીમાં

શરઅતે સીતાફલ પીતા જઇને, અમે પલેટ નુછી નુછી, આંગલાં ચુસી ચુસી દુંબાના કવાબ લીંબુ નીચવી નીચવીને ખાતા બેઠા'તા, તેટલાં અમારી સાંબેની ટેબલપર એક મોટો દહારી મુછવાલો ને નાક આગળ તપકીરના દુચાવાલો મેલો અખતર વાસ મારતો આદમી આવીને બેઠો, ને હુકકો મંગાવી તે ગગડાવવા ને નાકમાંથી ને કાનમાંથી ધુમાડો કાઢવા લાગ્યો. એ હુકકો પીતાં પીતાં અમુને હસીહસીને જોય ને આંખ મારયા કરે, ને અમે કવાબ ખાતા'તા તે બતાવીને "વલ્લાહ કવાબ બીસયાર ખુબ અસ્ત" કરીને કંઇ બબડયા કરે.

મેં લીમજીનું એની પર ધ્યાન ખેંચ્યું. "લીમ દીકરા, પેલો મગોલ ત્યારનો તુંને ટીકયા કરેચ ને કંઈ બબરેચ. તે તું પીઠ ફેરવીને બેસ. તે મુછ બોરાવીચ ને વળી આંખ બી આંજીચ તે એ નાપાકનું ધ્યાન તારી તરફ ખેંચાયુંચ, કે બધા દહારી મુછવાલા કાબુલીઓ ને મગોલો વચ્ચે આ બઇરાંના જેવો નાજુક પોત્તો કોણ?"

લીમજી મારા કહેવા મુજબ પીઠ ફેરવીને બેઠો, તો પેલો મગોલ તો વધારે હસવા લાગો, ને ગજવામાંથી બેચાર કાબુલી અખરોટ કાઢીને લીમજીના આંગપર ફેંકી કે "બાબા અખરોટ બેંખુરી, બોત અચ્છા હયે ખાવ."

આવી રીતે ઓળખાણ પીછાણ વગર અમારી સાથ છુટ લેવા માટે હું એની પર ઘણો છેડાયો ને મેં મોટેથી કહયું. "અય બેગાના મગોલ, શુમારા સરમ નમી આવરદી, કે બર બીરાદરે મરા અખરોટ ફેંકતમ વ મશકરી કરદમ. શુમારા બીસ્યાર શરમ, હેફ લેઆનત ધીકકાર વ ફીટકાર અસ્ત. પારસીકા બચ્ચા અઝ બીગાના મગોલકા અખરોટ નમી ખુરદમ."

આ સાંભળી પેલો મગોલ તો ખુબ હસવા લાગ્યો. "એ મંચા, હવે મુંગો મુંગો ગગરી રેહની. તારૂં ફારસી ભાષાનું ભંડોલ મેં જાણ્યું. એટલો હુસ્યાર ઉતો ત્યારે તો મેટરીકની પરીક્ષામાં ત્રણ વખત ફેલ થયો."

મગોલને આવું સાફ ગુજરાતી બોલતાં સમજીને લીમજી તરખાયો. "મંચા, આ મગોલ તો ગુજરાતી બી જાણેચ. સારૂં થયું કે તેં એને ગુજરાતીમાં

ગારબેર નહી દીધી. પણ એ કમબખ્ત છે કોણ? કોઇ મુંબઇમાં રહી આવેલો લાગેચ. આપરે પીલાઉસ પર મગોલને ત્યાં ખરીયા ખાવા જતા'તા તાં બાં એણે આપુને જોયલા હોશે. એ મગોલનો સાદ બી ધ્યાનમાં આવેચ."

પેલો મગોલ હવે ઉઠીને અમારી ટેબલ આગળ આવીને બેઠો, ને નાક પર આંગળી મુકીને અમુને સાવધ રેહવા કહયું. "ખામુસ. ચુપ, ઘણી ધાંધલ ના કરો. દીવાલને બી કાન હોયચ. જરા બી ચોંકતાં ના. હું તમારો જુનો ફ્રેંડ અદી આગો ઉર્ફે અરદેસર બાબેકાન છેઉં."

હવે નઝદીકથી જોતાં તેમજ એના અવાજ પરથી અમે પારખ્યું કે એ અમારો જીવેજાનનો દોસ્ત ને અમારાં લોહીનો તરસ્યો અરદેસર આગો હતો. (એને બેઉ બાજુએ બબ્બ કાન હોવાથી એના દોસ્તોએ એનું નામ અરદેસર બબેકાન ઉર્ફે બાબેકાન પાડયું'તું). એનો ખુલાસો સમજી અમે ધુમ હસવા પડયા. એણે મને ગરે વરગવા હાથ લાંબા કીધા, પણ એના આંગમાંથી પસીનાનો ચીકાર વાસ આવતો હોવાથી, મેં ખખારા કરીને એને દાબીને સેકહેન્ડ કરીનેજ પતાવ્યું.

"કોણ આપરો અદી બીરાદર કે? તારો બપાવો મરે, તે આવી મોટી મધરડા જેવી દહારી વધારીને અહીં શું ધકેલા ખાયચ? કંઇ બદામ, પસ્તાં, અખરોટનો વેપાર કરવા આયોચ શું?"

લીમજી બી એને આહીં નહી ધારેલો જોઇને ઘણો અજબ થઇ ગીયો. "દીકરા અદી, તું કેવો મજેનો ખેતવારીમાં સુખચેનમાં પડી રહેલો, ને બઇરાંઓને ગરબા શીખવવાનો ક્લાસ સૌ કાહરેલો, તે બધું છોરીને અહીં આય સાંઇ કવલાના ડ્રેસમાં શું ફાંફાં મારેચ? પેલો જીજી બબરતો'તો કે ક્લબની વરસ દહારાની એણે ફી નથી આપી તે નોટીસ કાઢવાનો છેઉં, તેથી કંઇ તુ ગભરઇને અહીં તીરી આવ્યો શું? તું તો વચ્ચે કંઇ વીમાનું કામ કરતો'તોની?"

આગાએ અમુને મળવાની ખુશાલી વચે એક ધીમી હાય ને ઠંડો

નીસાસો નાંખ્યો ને બેધ્યાનપણે મારી રકાબીમાંથી કટલેસ ઉંચકીને ખાઇ ગીયો ને મારાજ ડગલાએ ખરડેલા હાથ લુછયા.

"જોની દીકરા, તું કહેચ તે ખરૂં છે. હું વીમા કંપનીમાં કમીશન એજંટનું કામ કરતો'તો, પણ મારા કમનસીબે જેબી ઘરાકોના મેં જીંદગીના વીમા ઉતરાવ્યા, તે બધાં ઘરાકો બબે ત્રણ ત્રણ મહિનામાં ખાપરી જવા લાગ્યાં, ને વીમા કંપનીને મોટી ખોટ આવી ને મને રજા મળી. પછી બે મહીના આઠ આને રોજે કોંગ્રેસ વોલન્ટીયર તરીકે બી જોડાયો, પણ દારૂનાં પીઠાંપર પીકેટીંગ કરતાં ઘીસ પડી, તે ન છુટકે હું અહીંની Secret Service માં હાલમ. સામેનાં લશકરમાં જાસુસ તરીકે જોડાયોચ, ને કાબુલની આજુબાજુનાં કીલ્લાઓના નકશા બનાવીને નાદરખાન પર મોકલુંચ. જો તમે લોકો બી શહેરની અંદરની કીલ્લેબંદી તેમજ તોપખાનાના ને તરતી ગોદીને લગતા પ્લાનો ને નકશાઓ મને છુપી રીતે મેળવી આપશો, તો હું નાદરખાન આગળ તમારી સીફારશ કરી તમુને નવાજીને નેહાલ કરાવશ. તમે લોકબી મારી માફક પઇસાને ખાતર મુસીબત ઉઠાવી, દુરથી દરયા દોહવતા અહીં આયાચ, તો આ સુનામહોર જેવી તકનો લાભ લેવા ચુકતા ના. આપરા બાવાનું જાયચ શું? વર મરો કે કન્યા મરો આપરી પેટી ભરઇ એટલે બસ."

લીમજીનો ચેહરો તો આ પાક બેહાઇની વાત સમજીને ગુસ્સાથી બીટરૂટ જેવો લાલ થઇ ગયો. એનું નાક મુરાના પાતરાં જેવું લીલું થઇ ગયું, ને ઝનુનથી એનું પેટ ખરીયાની જેલી મીસાલ ધ્રુજવા લાગ્યું. એણે છેરઇને ભોણામાંથી ગરેબી વગરનો સુકકો કટલેસ અદીના માથામાં મારી મોટો જખમ પાડયો. "અય મુજી, પાજી, લાજી, કાજી. તેં આવી ગલીચ વાત, આવી ગુસ્તાખી ભરેલી નાલાયક માંગણી, બે બહાદુર ખાનદાની પારસીઓ આગળ કાઢવાની હીંમતજ કેમ કીધી? અમારાં ઇમાન પર આય બદગુમાન! તું શું એમ સમજેચ કે વફાદારી પર જાન આપનારા કાવારાણા ખાનદાનના ઝનુની નબીરાઓ રાજદ્રોહી ને ઇમાનફરોશી નીકળશે? કરોડોની

એવી હરામ દોલત પર અમે હુકયે બી નહીં. કબુલ કીધું કે તું અમારો જાની દોસ્ત છે. કબુલ કીધું કે તું અમુને અવરનવર ગ્રીન અને તાજમાં એક બે પેગ પીવરાવતો'તો, ને બીલના પઇસા અમારી પાસ અપાવતો'તો; એકબારગી કબુલ બી કીધું કે તું બે વખત જામીન થઇને અમુને પોલીસ ચોકીપરથી છોડવી લાયો'તો; તે છતાં આવી રીતે અમુને તારી સાથે દગાબાઝીમાં શરીક થવાની માંગણી કરવાનો તુંને કંઇજ હક નથી. તેં અમારી વફાદારી ને ઇમાનદારીની આવી હલકી કીંમત આંકીને અમારાં બહેસ્ત પામેલાં મુરબ્બીઓના હાડને દખમામાં ધ્રુજાવ્યાંચ. જા, ઓ નાદાન છોકરા, અહીંયી ચાલી જઇને અમારા ખોફથી બચી જા." બોલીને એણે પોતાની તલવાર કાઢવાને કમરપર હાથ નાંખ્યો, પણ તલવાર તો બે દહાડા પરજ મારવાડીને ત્યાં ગીરવી મુકેલી હોવાની એને યાદ આવવાથી, રકાબીમાંથી એક બીજો કટલેસ છુટો મારવા ઉંચકવા જતો'તો તેટલાં મેં એને રોકયો.

"ભીમજી, તારા ગુસ્સા ને ઝનુનનો હું ખ્યાલ કરી સકુંચ, પણ તેથી તું આઠ આઠ આનાવાલા એમ કટલેસ મારયા કરશે તો તારો ગુસ્સો ઘણો મોંઘો પડી જશે. કંઇ સસ્તું સસ્તું માર કે તારો ગુસ્સોબી જણાય ને આપુને ગરીબ આદમીને બે દોરીયાંનો ફાયદો બી થાય."

ભીમજીના બી ધ્યાનમાં એ વાત ઉતરી એટલે એણે ત્રણ દોરીયાંવારી સુરાની શુરી અદીના માથાપર મારી અને દરવાજાનો રસ્તો બતાવ્યો "શીતાબીથી વધારે ખરાબી થાય તે પહેલાં અહીંથી ચાલી જા, ને તારી નહેસ્ત સુરત અમુને ફરીથી બતાવતો ના."

આ અપમાનથી આગો છેડઇ પડયો ને જતાં જતાં અમુને દાતી આપી ગીયો, "બચ્ચાજીઓ, તમે મુંબઇ આવો, ને હું બી જોઉંચ કે તમે યાટ કલબ ને એશીયન કલબમાં પાછા કેમ જઇ શકોચ?"

હું બી ઉશ્કેરઇને બોલ્યો "અરે જારે છોકરી, હમારી કાલબાદેવીની કલબ કેવી છે? જયારે માંગો ત્યારે બાટલી ને બેગ પારટી તઇયારજ."

અરદેશર બાબેગાનને એમ હારમાર ને પરેશાન કરવા માટે અમે ઘણા. દલગીર થયા. પણ નાચાર! અમુને દેશસેવા ને ખાધેલું નીમક હલાલ કરવાનો. સવાલ હતો. એમ લુચ્ચાઇથીજ પઇસા કમાવા માંગને તો મુંબઇમાંજ સ્વદેશી કંપની કહાડીને ડીરેક્ટર થઇને પઇસા બનાવતાં અમુને કોણ. અટકાવનાર હતું?

## સાલ મુબારક

આજે કાબુલમાં ઘેર ઘેર ખુશખુશાલી ને રંગરાગ નજરે પડે છે. મહોલ્લે મહોલ્લે સંગીતના સરોદો ને વાજાંના મધુર અવાજો કાનપર પડે છે. સેવા-સદનની બાળાઓ ને વનીતા વીશ્રામની બાળકીઓ જાહેર રસ્તાઓ પર ખુશાલી પ્રદર્શીત કરનારાં મંગળ ગીતો ગાઇ રહી છે. મંદીરો, મસજીદો ને આતસકદેહમાંથી બંદગીના ગંભીર ને ગણુગણાટ કરતા અવાજો કાનને અથડે છે. શાહેરના નાનાં કે મોટાં, મુફલીસ કે માતબર, મોલવી કે મવાલી, તમામ આદમીઓ ભપકાદાર પોશાકમાં સજ્જ થઇ ફરતાં ફરતાં એકેકને હસીને મપારા છીલાવતા નજરે પડે છે. થોડે થોડે વખતે બંદુકના બારો, તોપના ધડાકાઓ ને બોંબ ફાટવાના અવાજો કાન પર પડે છે. અધીરાં વાંચનારાઓ પુછશે કે એ બધી ખુશાલી ને ધમચકરી શાની છે? વહાલા વાંચનાર, જાણીને ખુશી થા, કે આજના આસતાદ રોજ ને ગુસતાદ મહીનાના મુબારક રોજે હાવન ગેહમાં, મારા વહાલા બીરાદર ને પારસી કોમના તુરરા ને કાવારાણુ ખાનદાનના દોહસો કેનડલ પાવરના ચેરાગ, સારજંટ લીમજીની સાડતીસમા વરસની સાલગ્રેહનો શુભ પ્રસંગ છે. પુરાણી જામાસ્પીમાં, જરથોસ્તી ટોળાનો દહારો ફરવાના જે અસાધારણ બનાવની પંદરસો વરસ પહેલાં આગાહી થઇ'તી, તે આજનો ભાગ્યશાળી દીવસ છે. લીમજુ તો અસલથીજ શરમાલ, તે એ તો પોતાની સાલગ્રેહ માટે કંઇજ બોલ્યો'તો નહી, પણ જામે જમશેદમાં આવતા બનાવોની જે ટીપ આપવામાં આવે છે તે પરથી, તેમજ મુંબઇ સમાચારના ૧૯૩૩) ના પંચાગમાં એ બાબદની

આગમચેતી થઇ હતી, તે પરથી, એની સબકતી જન્મતીથી અચાનક મારા જાણવામાં આવી.

નામવર બચાએ સાકુએ એ દીવસ એક જાહેર તહેવાર યાને એક હોલીડે તરીકે ઉજવવાનું શાહી ફરમાન બહાર પાડયું'તું. માદર વતનથી હજારો કોસ દુર હોવા છતાં, એ મારા અઝીઝ બીરાદરનું વરસ ધામધુમથી ઉગાડવાનો મેં ઠરાવ કીધોં'તો, કારણ કે લાંબો દરયાફત કરતાં મને માલમ પડયું કે આદમીની જીંદગીમાં સાડતીસમું વરસ ફકત એકજ વખત આવે છે. તો એ માંગલીક પ્રસંગ તેના છાજતા દબદબા સાથ પાર ઉતારવો, એ વીચારથી મેં આગલે દહારે દસ રૂપ્યાની નોટની વટાવી રાખી'તી.

બીજે દહાડે એ જલદીથી ઉઠે એ વીચારથી, મેં એને આગળી રાતે શરબતમાં જરા અફીણ દોહવીને પાઈ દઇને એને જલદીથી સુવરાવી દીધો. રાતના બે વાગા સુધી મેં એના બીછાણાં આગળ ગુંઠણમંડીએ પડી એ મારા ભલા ભાઇની દોલત, જાહોજલાલી, આબરૂ ઇઝઝતમાં, તેમજ એનાં માથાપરની તાલ પરના બાલમાં ને પેટ પરની ચરબીમાં વરસો વરસ વધારો થાય, એવી ખરાં જીગરથી તે બારે હકતાલાની હજુરમાં એક ચીતે બંદગી કીધી. બંદગી પુરી થતાં આકાશ પરથી એક ગૈબી અવાજ આયો કે "અય ખાકી પાપી ઇનસાન, તારી એક ચીતની બંદગી ને એબાદત, દાદારની દરગાહમાં કબુલ થઇ;"

આ આખો વખત લીમજી તો ખુશાલ ઢોરની કાની ઉંઘાતો'તો, ને એટલાં જોરથી નાકનાં ફીકરાં ફફરાવતો'તો, કે ગોદરાં નીચે દાબેલી કુરતનીબી ઘડી ઘડી ઉડી જયા કરતી'તી. એ એટલો બધો ભાગ્યશાળી હતો કે એનાં વરસને દહારેજ સુરજ નક્ષેત્ર રાશીમાંથી નીકળી કન્યા રાશીમાં દાખલ થવાનો હતો. એજ શુભ દીવસે શાહ ગુસ્તાસ્પે અશો જરથોસ્તની ભલી માઝદીયસની દીન ભર દરબારમાં સ્વીકારી હતી. એજ મુબારક રોઝે ઇરાનના છેલ્લા બાદશાહ યઝદેઝર્દ શહેરયારે આઇસક્રીમની પહેલવહેલી શોધ કીધી'તી ને વધારે ખુશી થવા જેવું તો એ હતં કે એજ ભાગ્યશાળી દીવસે મારા ફેંડ

નવલ્ર માહને એના સાલ્રાના લગનમાં આલ્રગલ્લેસ બાગમાં તપકીરનો મોટો સરકો લઇ ડગલાની બોંહે નાક નુછી "હું પ્રખ્યાત ચીકાગોનો એક. આર. સી. એસ." વાલું મશહુર ગીત ગાયું'તું.

લીમજીને મેં સહવારનાં પહોરમાં એના ઘોલીયા આગલ્ર બ્યુગલ્ર વજારી, તેમજ માથાપર હથોરી મારીને જગાડયો. હથોરીના બે ત્રણ ફટકા પડયા તોબી એ અરધી ઉંઘમાં પુછે કે એ મને પસવારેચ કોણ? ફટકા ખાઇ ખાઇને માથું બી સખત ને નકટ થઈ ગયલું. એ બેટીબાપને નાહવાની જબરી આળસઇ, તે રખેને નાહવાના અખારા કરે કરીને, મેં એને મારે હાથે જાને ધોરાને માલીસ કરવાનું બ્રશ ચોરીને નવરાવ્યો. સાલ્રએહને દહારે તનની તેમજ મનની પાકીજગીને ખાતર તરો પીવાનું ફરજ્યાત છે, તે મેં એને અવસ્તામાંથી દાખલ્રાદલીલો સાથ સમજાવ્યું; ને તે વાત એણે કચવાઇને કમને કબુલ્ર રાખી. એવા હીંગામ માટે ગામદેવીની અગીયારીમાંથી અમારી સાથે લાવેલા તરાની બાટલી કહારીને, એક સોડાનું ગલાસ ભરી ઉપર મરી ભભરાવી, થોડાં વેનીલાના ટીપાં નાંખીને, મેં એને બહોંસ કરીને આખું ગલાસ પીવરાવી દીધું. બધો તરો એણે હજાર નખરાં કરી, ગારબેર દઇને પુરો કીધો. મેં એને સમજાવ્યું; કે એને એક વખત તરાનો શોખ લાગ્યો તો એ ભરઈ છુપાઇનેબી તરો પીશે. મારા પોતાના અનુભવ પરથી કહુચ કે તરાની આદત ઘણી બુરી છે. એક વખત એની આદત પડી તો માંણસ ખુવાર થાય તોબી એ આદત છોડી શકતો નથી, એવી એની તલબ થાયચ.

લીમજીને પોતાનેબી સારા સગન કરવાનો ઘણો શોખ, એટલે એણે પોતાને હાથે બુતારાએ આખો ઓરડો ધોઇ કહારી, લોબાણ ધુપાવી ચોક પુરયા, ને ઉંબર પર ઇંડા ભાંજ્યા. એણે હવે બધો ભરેલો નેટનો સદરો, જે એની સાલીએ એને નવજોત પર ભેટ આપ્યો'તો તે તેમજ ગોલ્રાબી ઘાટપોટની ઇજાર, સ્લીવલેસ વી–શેપનું ગળાં આગલથી ખુલ્લું શર્ટ, વારનીસનાં સ્લીપર, માથે મોંઘીદાટ કસબી ભરેલી ટોપી પહેરી લીધી. એ આખા ઘેરમાં ફરે, ને પોતે પોતાનોજ શોકીન કરીને "સાલ્ર મુબારક" "થેંક્યુ"



તલવાર પહેરતાં પગમાં ભોંકાઇ લાગો રણઘેલો રજપુત,
દોડધામમાં વિસરી ગયો પગમાં પહેરતાં બુત.
બખતરથી ભાર વધી ગયો ચાલતાં આવે ફેર,
કીધો બૈરી પર ટેલીફોન, ટેલીગ્રામ કરી તું તેર.

(જુવો પાનું ૨૬)

ફુગ ચઢી'તી; ને માછલી બહાર કાઢી ત્યારે તો અમુને નાક પર પાટાજ બાંધવા પડયા. મેં એ આખું પારસલ ઉંચકીને બહાર ફેકી દેવા કીધું; પણ લીમજીને આટલા બધા ખરચેલા પૈસા પાણીમાં જાય તે ગમ્યું નહી; તે એણે તો સેવ પરથી ફુગ કહાડી નાંખી, મચ્છી સાબુએ ધોઇ નાંખી ને એ મારો વહાલો તો બધું પેટ પસવારીને દબાવતા પડયો. એ દરમ્યાન ઓરડામાં ગંધારો એટલો સખત હતો કે મને આખો વખત બહાર રહેવું પડયું. અઢી કલાકે ગંજાવર નાસ્તો કરીને ત્રણ ખાટ્ટા અટકાર ખાઇને ઉઠયો ને બાકીનું પારસલ રાતને માટે એણે આઇસની પેટીમાં મુકી દીધું. મેં આખે ઓરડે અગરબત્તી બાળી, લોબાન ધુપાવી જેમ તેમ કોહેલી મછીનો વાસ દુર કીધો. હું ધારૂંચ કે કોહેલી ચીજ ખાનારાઓ પર ખુદાનો છુપો હાથ હોવો જોઇએ નહી તો આવી ચીજો ખાઇને કોઇબી આદમી કોલેરાથી બચવા પામે એ મારી અજાયબી છે.

મેં એને હવે પાટલાપર ઉત્તર દીશા તરફ મોંતું કરીને ઉભો રાખીને, હાર પેહરાવી ટીલો કરીને, મારાં કુટુંબમાં બારસો વરસથી ઉતરી આવેલો બાદીશાહીના વખતનો અઢાર લાખનો હીરાનો હાર, મારી ભલી દુવાઓ સાથ પહેરાવ્યો. મારી દલગીરી એટલીજ હતી કે શેરોમાં બધાં નાણાં રોકાઇ ગયલા હોવાથી, હું એને કંઇબી રોકડી રકમનો ચાંલ્લો કરી શકયો નહી. લીમજીએ હવે ઘેરે એની બૈરીપર અરજંટ તાર કીધો કે મારાં વરસની આજની ખુશાલીમાં મારી ખાનગી પુંજીમાંથી, રૂપીઆ પાંચ લાખ કાંગ્રેસ હોસ્પીતલમાં ને દસ લાખ રૂપીઆ ડૉકટર બાસીના હોસ્પીતલમાં ભરજે ને રીસીટ લઇ મેલજે. એ તારનો તરત વળતો જવાબ તારમાંજ આવ્યો કે એ બધાં ફંડમાં રૂપીઆ ભરવાની વાત તો ઠીક છે, પણ ગીયે મહીનેના ઘેર ખરચના દોઢસો રૂપીઆ હજુ મને મલ્યા નથી તે તરત મોકલી આપજે. હવે તો અનાજવાલો ને ઘીવાલો બી સામન ઉધાર આપવા ના કહેચ.

હવે બહાર રસ્તાપર અમુને કંઇ ગરબર સમજાઇ. ઓટલાપર જઇને જોઇયેછ તો બચા સાકુએ ઢોલતાસા સાથે લીમજીને માટે મબલખ ભેટસોગાદો

મોકલી'તી. ચાલીસ કાલા હબસી ગુલામો માથા પર મોટા રૂપાના ખુમચાઓમાં, સુકો મેવો, લીલો મેવો, હાફુસની કેરીઓ, બીલીમોરાની કાફરી ગરભો, તાજા તફડતા જીવતા લેવટા, આઇસમાંથી તરતની કાઢેલી રામસ ને માંગન બોઇ, પલાવ બીરીયાની, છત્રીસ જાતના લીલા સુકા હલવા, પચીસ શેરનો અંગરણીનો એક લાવરો જેની અણીદાર ચાંચપર દીવાદાંડીની માફક ઝગઝગતી ઇલેકટ્રીક લાઇટનો બલ્બ બલતો હતો, પહેરવાનાં કપડાં, ઝવેરાત વગેરે હમા ચીજો લાવ્યા'તા. ગુલામોના વડાએ લીમજીના પગ આગળ સુઇ જઇ, એને બચા તરફનો પ્યારથી બરેલો રૂકકો જેમાં એને નવરોઝની મુબારકબાદી આપી હતી તે આપ્યો. બચાએ બજારગેટવાલા કરાણીના પપેતીના કાર્ડમાંથી તફડાવેલી બેતબાજી ટાંકી હતી—

"ફલો તું જને આજનું સાડતીસમું સાલ
આબરૂ ને પઇસાથી તું થજે નેહાલ
દર સાલ આવે તુંને બચ્ચાં ખુશાલ
આબાદ થાવ દોસ્તો ને દુશમનો પાયમાલ.
અંતકરણની છે મુજ મીસકીનની દુવા
વારસો તુંને આપી જાય તારા પેસતનજી ફુવા."

રૂકકો વાંચી રહી, લીમજીએ એ બધો સામાન તીજોરીમાં ગોઠવી દીધો ને એકદમ સણી થઇ જઇને ગુલામના વડાના હાથમાં પાવલી સેરવી દીધી. મેં એની એની કંજુસાઇ પર અફસોસ કરીને એની હરસે પેલાના હાથમાં બધા ગુલામોને વહેંચવા પચાસ ગીનીની કોથરી પકડાવી દાધી. બચો એ બધી ભેટ સોગાદોમાં એક બી ચીજ ભુલ્યો'તો નહી; તે એટલે સુધી કે બવીશની સીકનેસનો ખ્યાલ કરીને આઇસ બેગો, થરમોમીટરો, ગરમ પાણીની બાટલીઓ ઉપરાંત અરધો ડઝન બેડ પાન બી મોકલ્યા'તા. અંદર પચીસેક તો ચાલીસ ચાલીસ વારના રેશમી કાબુલી લેંઘાજ હતા; જે દરેક લેંઘો અકેકા તંબુની ગરજ સારે તેવો ગંજાવર હતો. લીમજીએ તો ટીપ પ્રમાણે દરેક ચીજ બારીકીથી ગણી લીધી; ને અંદરથી ચાર અખરોટ ઓછી નીકળી

તે પેલા વડા સાથે મરાયો કે તેં મારી અખરોટ ચોરી; ને તે બીચારાને ગરે બી પડયો કે ત્રણ લેંઘામાંના નારાં તેં કાઢી લીધાંચ. મેં એને ધમકાવ્યો કે બાદશાહોના શાહી પરોણાઓને એવો સાંકડો સ્વભાવ નહી છાજે. પણ એણે ભટઇ હાંકી કે હીસાબ કોરીનો ને બક્ષેશ લાખની. બચાએ વળી એક મોંઘીદાટ રૂપાંની તોપ, જેના પર પોતાની સખી કોતરાવી'તી તે ચણી ઉકમાઇથી મોકલી'તી, જે તોપ એણે બચ્ચાંની કાની આખી રાત ફોડીને દીવાલોમાં ગાબરાં પાડયાં ને મારી ઉંઘ લીધી.

સાંજના અમે દરીયે કીનારે લગાર મારવા નીકળ્યા તો ત્યાં બી લીમજી ભીખાજી થઇને કપાળને ટીલો કરી હાર પહેરી હાથમાં નારીયેર લઇને નીકળ્યો, ને નહી ઓળખાણપીછાણ તો બી લોકોને હસીને સલામ કરે ને પઠાણો બીચારા સમજ્યા વગર એને ગળે વળગીને ને કીસ કરી "શાદી મુબારક" પુચ્છે. ને જોરૂનું નામ ને તે કાંહ રહેચ વગેરે પુછયા કરે. લીમજી ખુલાસો કરે કે "સાદી નીસ્ત, લેકીન શુભ શાલગરેહ હસ્ત" ત્યારે એ લોક હસીને "ખયલી ખુબ, ખયલી ખુબ" બોલીને ચાલની પકડે.

(૧૨)

નાદીરખાને અમારા દોસ્ત અરદેશર બાબેગાન મારફતે મોટી રકમની લાંચ આપી આર્કના કીલ્લાના છુપા નકશાઓ ચોરાવવા માંગ્યા'તા ને અમે એવી લાલચોને ધીક્કાર સાથે ઠોકરે મારી અદીને હડધુત કરીને કહારયો'તો તેની બધી વીગતો કાબુલના સી–આઇ–ડી ખાતાંનાં વડા અમલદાર મહમદ છેલ તરફથી બચાના કાન પર આવવાથી એ સુરંબી અમો ઉપર જાનોનીસાર કુરબાન થઇ ગયો.

લીમજીના સાડત્રીસમા વરસની સાલગરેહની શુભ તકનો લાભ લઇ બચાએ તે રાતના પોતાના શાહી મહેલ "દર છન ચે શક" માં ફીના ઉલરાણાથી એક રોયલ બેંકવેટ યાને બાદશાહી ખાનું આપવાનું જાહેરનામું બહાર પાડયું'તું. જેમાં હમો બે જણ ઉપરાંત તમામ તાગફાવાલાના સરદારો, શહેરના

અમીર ઉમરાવો, તેમજ લશકરી, દરયા ખાતાનાં અને ડેવલપ ડીપાર્ટમેંટમાંથી રીટાયર થયલા અમલદારોને માનપુર્વક ઇજન કરવામાં આવ્યાં'તાં.

રસ્તાખેજ, વાનરસેના, સેવાદલ, તરચાપાવ, આફ્રીદી, આસુફઝાઇ, ઝેકોસ્લાવીયા વગેરેના તાયફાઓના સરદારો જ્યાફતમાં પધારવા એકે બોલે કબુલ થઇ ગયા. એ બીચારા રોજ કાકરી ને દહી ખાનારા આવું ઉમદા ગંભારતું ખાણું કેમ ચુકે? અમોને બચાએ ખાસ બોંહસાબોંહસીનું તેડું એના A. D. C. મારફતે મોકલ્યું'તું, જેણે ભરૂચાઓ લગનના તેડાં વખતે કરેછ તેમ "જરૂર આવજો, મારા સમ જરૂર આવજો" કરીને અમારા બેઉના દગલાનાં બધાં બટન બી તોડી નાંખ્યાં. તેડાંની ચીઠીની તાજે કલમમાં બચાએ લખ્યું'તું કે જ્યાફતમાં ધારવા કરતાં આદમી ઘણાં વધી જવાથી બધી ક્રોકરી ને કટલરી ઘટી પડેલી હોવાથી તમો સાહેબોએ તમારા પોતાની છરી કાંટા ને પ્લેટ ગલાસો સાથે લઇ આવવાની મહેરબાની કરવી

ડુંબા પર નાંખેલા કર વખતે જાગેલી સત્યાગ્રહની જુબેસ વખતે દેશના દરેક મુશકેલ મામલામાં લીધેલા એકટીવ ભાગ માટે આ તકે એહસાન બતાવવા કાબુલના ઇલેકટ્રીક ખાતાંના વડા ફીરોઝખાનનાં બેગમ મહેરનવાઝ જેવણ પ્રભાતફેરીના કેપટન હતાં, તેવણે લીમજી માટે એક બ્લુ રેશમી મોજાંની જોડ, હીરાની ટાઇપીન અને એક ચાંદીના હુકકાની ભેટ મોકલી'ની. બાદશાહી ખાનામાં હાજર રહેવાનું એટલે તેજ મુજબનો ડ્રેસ ને ઠાઠમાઠ બી કરવો જોઇએ. હું તો મુંબઇમાં દર આતવારે ગવરનર સાથે ડીનર લેવાવાલો, તે મેં તો મારો કાલો ડ્રેસ સુટ પહેરી લીધો ને તે પર બોઅર લડાઇ વખતે સ્ટ્રેચર બેરર તરીકે કામ કરતાં મુવેલા સોલજરોની છાતી પરથી કાઢી લીધેલા લડાઇના ચાંદા લટકાવી દીધા. ડ્રેસ સુટ સાથે ઘુંટણ સુધીનાં મીલીટરી બુટ પહેરી લીધાં ને માથે સુનેરી હીરાજડીત પહેલવી કેપ લટકાવી.

લીમજીનો ભપકો ને તોર વળી કંઇ ઓરજ હતો. એણે તો દેવજી કાનજીના સેલમાંથી અઢી રૂપીએ લીધેલું રોગી દાણા ભરેલું કસબી બ્લાઉઝ જેની બોંહે ઇલીઝાબેથ સ્ટાઇલથી લાંબી લચ ને પહોલી પટાક હતી તે પહેરી

લીધું. પારસી રાજકીય સભાના મેંમબર તરીકે પોતે કેવો મોટો દેશભકત છે તે દેખાડવા ખાદીનો લાંબો ગુંટણ સુધીનો સદરો, માણેકજી પીટીટ મીલના ચારસાનો લેંઘો, જાંબુરાં ઇસ્ટાકીન ને ગુલાબી મખમલ પર બુટટા ભરેલી સ્લીપર પહેરી હતી. માથે એડનવાલા સહી પહોલી પટાક ચલકતી પાઘરી ને તેમાં મઘમઘતો ગુલાબનો તુરો ને લાલ પાજનો રૂમાલ ખોસેલો હતો. પાઘરીના ડાંકામાં નાની બેટરી મુંકી પાઘરી પર જીણી વીજલીની બતી ગોઠવી'તી. જેની ચાંપ જરા જરા વારે દાબી પાઘરી ઝગમગાવી મુકી બીચારા ગમાર તાયફાવાલાઓને એ આંજી નાંખીને અજબ કરતો'તો. 'એણે આજે દહારી મુછ પર સાત સાત વાર અસતરો ફેરવી મોંનું એવું તો ખુબસુરત બનાવી દીધું'તું ને આંખમાં મોતીનો કાલો સુરમો આંજી એવી તો કાલી ભમર બનાવી મુકી'તી કે જાણે દુરથી યઝદેગર્દ શહેરીયારના નાટકમાંની પેસન્સ કુપરજ જોઇ લેવી.

સાંજના સાત વાગે બે રૂપાંની અંબારી સાથના શણગારેલા ઉંટો અમારે માટે દરવાજા પર આવીને ઉભા. વળી લીમજીનો જીવ સુગાયો. 'એ ભલા આદમીએ ઘોરાને બદલે એમ ઉંટ કાંય મોકલ્યાં હોશે? એવાં ટેકરાંટેકરીવાલાં કદરબીહામણાં જનાવર પર સવારીમાં નીકળશું તો આપરી કલાસીકલ બ્યુટી ને લશકરી દરજ્જાને જરૂર ધોકો પુગશે, ને એ લંબારી ઉંટો પર ચઢવા નીસરણી કાંથી લાવશું?"

આખરે બે ત્રણ લાંબા બાંબુના વાંસની પરાંચ બાંધી હમે ઉંટ પર ચઢયા. લીમજીનો ચેહરો એના ઉંટને પસંદ નહી આયો કે શું તે એને ઉપર ચઢવાજ નહી દેય. એ બીચારો બે ત્રણ વખત ટપકાયો ત્યારે એને જેમ તેમ અમે લોકોએ કપ્પી ને દોરડાંથી ઉપર ચઢાવી અંબારીમાં ઠર પાડયો. દરબાર આવતાં સુધીમાં તો અમારા બેઉની કમરમાં લચક ભરાઇ, ને અમે બાપરે માયરે કરવા લાગ્યા, ને એની ઝડપી ચાલથી અમુને દરયો લાગીને ઉલટી બી થઇ. મારાવાલું ઉંટ તો ઘણું દીલલગી કરનારૂં નીકળ્યું. એણે એતું લાંબુ ડોકું પાછલ ફેરવી એની લાંબી ભીણી જીભથી મારૂં મોનું ચાટયા કીધું, ને જ્યારે મેં મોંના પર કવીનીનનો પાવડર ભભરાવ્યો ને એને કડવું લાગું ત્યારેજ

એ દપટ પડયું. ઉંટ પરથી ઉતરયા પછી અમારી બેઉની કમર પર એમબ્રોકેશન ખુબ માલીસ કરાવ્યું ત્યારેજ અમારાથી મહેલની સીડી પર પગ મુકાયો.

શું શાહી દરબારનો ઠઠેરો? કીમતી સાટીનના ગોદરાંઓ પર ઉંચા દસતબોલી ગાલીચાઓ પાંથરેલા ને તે પર બચાએ પોતાની ખાસ પાલેલી સફેદ દુધ જેવી બસરાઇ મરઘીઓ છોડી મુકેલી, જેનો દેખાવ જાણે પરસ્તાનમાં મોર નાચતા હોય તેવો લાગતો'તો. તે બધા મલીકો, આલીમો ને તાયફાવાલાના સરદારો ત્રણે મહીને પેટ ભરીને જમવાના ખ્યાલથી ઘણા ખુશ મીજાજમાં હતા.

હમોને દાખલ થતા જોઇ આખી દરબારમાં "ખુશ આમદી, ખુશ આમદી" "લીમજી જીંદાબાશ" ના પોકરો થઇ રહયા. વડા કાજીએ લીમજીના આંગપર પારસી ઢપે ચોખા ને કોપરાંની કાટલીઓ ફેંકી દુવા તંદુરસ્તી ભણી.

ફીર બહાર આઇ ચમનમે જખમે દીલ આલે હુવે
પુલાઉ સુતનજનમાં અજબ ભરે મસાલે હુવે
દાગે હીજરાં કે મેરે આતીશે દીલપર છાલે હુવે
સમુસા માટે સો ઉંટ કપાવ્યાં પાંજરા પોળમોથે પાલે હુવે.

"નેક બાદ, કુમ બાદ, કરમે બાદ, ફુલુસ મારીસ બાદ, ચંદી સાલ ચંદી રોઝ" વગેરે.

અમે હવે આખી મીજલસને પાઘરી હાથમાં લઇને બાઉ કીધું ને પગ પર પગ ચઢાવી પલાંઠી મારીને સ્વદેશી ઢપે અમારી બેઠક લીધી. તાયફાવાલાઓ ગરમીના દીવસમાં દુરદરાઝ મુલકથી પગે ચાલીને આવેલા હોવાથી અમારી ચારે તરફ ખુશબો ને પમરાટ તો એવો ફેલાયો'તો કે અમે લોકો ધારાવીના ચામડાના કારખાનામાં બેઠા હોઇએ તેમજ ખ્યાલ આવતો હતો.

લીમજી બગડવા બેઠો કે કેવી મજેની કકરીને જલદ ભુખ લાગી'તી તેની એ કમબખતોએ માય મારી નાંખીછ. વલી લીમજીનું વરસ તે દરો-જણું એને બબે વખત ગળે વરગવાની બલ્હેસ કરે તેમ તેમ એ વધારે સુગાય

જરા વારમાં હોડધામ ને ગરબડ સરબડ ચાલી રહી. નામવર બચા સાહેબની પધરામણી ધોલતાસા ને તરતરયાંના અવાજોથી જાહેર થઇ. આખી દરબાર ઉભી થઇ ને બદે માતરમના જંગી પુકારો થઇ રહયા. ઘોડાઓના હણહણાટ, ખંજરોના ખનખનાટ, તલવારોના ઝણઝણાટ અને સીટીઓના સણસણાટ વચ્ચે નામવર બચો દરબારની વચ્ચે હસતે ચહેરે આવીને દાઢી પસવારતો ઉભો. આસપાસ નજર ફેરવી સહુને જોઇને એ ઘણો ખુશી થઇ ગયો ને પસ્તુ ભાષામાં બોલ્યો, "મારા વફાદાર ને ચેંડરેનમુન લીમજી, તુને આજની તારાં સાડતીસમા વરસની સાલગરેહ માટે દીલોજાનથી મુબારકબાદી આપુંછ, ને દુવા ગુજારૂંચ કેઃ—

"ઝીંદગીની બાગમાં ગુલાબ મીશાલ ખીલતો તું રહે.
બઇરાંઓને હસાવી, ભઇઓને હાંથની કોદરી ઝીલતો તું રહે.
દુધ ઇંડાં મલાઇ ખાઇ ચરબીથી ફાટતો તું રહે.
શેર બજારના સટ્ટામાં, અફીણના આંકમાં ખાટતો તું રહે."

આ બોલી રહીને એણે લીમજીને "ઇનઆબેયા" કરીને પોતાની પાસે બોલાવી, કમરમાંથી એક હાથે ઉંચકી કાઢી બેઉ ગાલો પર બોસા લઇ પેટમાં દાબીને એને પાછો ભોંયપર ટપકાવી દીધો. આ એકજ બગલગીરીથી લીમજીના ગજવામાંનું ઘડીયાલ ને અત્તરની શીશી ભાંગીને ભુકો થઇ ગઇ. ખુદા એ કાબુલીના પ્યારથી બચાવે! લીમજીએ ફુરનસ બજાવી એ-ની મુબારકબાદીની બેતબાજીનો જવાબ કવીતામાંજ આપ્યો. લીમજીની એક બુરી આદત કે નબળાઇ એ છે કે પ્રસંગને લાગુ પડે કે નહી તો બી તફડાવીને મોંને કીધેલી બેતબાજીઓ ગમે તાંબી બોલીને વાપરી નાંખવી. એવીજ રીતે એણે પાંચ પચીસ જુની ખેલોની ચોપડીઓમાંથી ફાકવાઓ તફડાવી પોતાનો ઓરીજીનલ ખેલ લખ્યો'તો, પણ તે પહેલી રાતેજ બંધ કરવો પડયો'તો. આ વખતે બી એણે બચાની તારીફ બોલવાને મસે એવુંજ બફાટ કીધું, ને નીચલું બાગે બુલંદ અવાજે બોલી ગયો.

"ઉંચે સરકારમેં, રાજા દરબારમેં,
હરદમ તુફાન હય, આફતમેં જાન હય.
આલા મસ્તાન હય, અદના હયરાન હય,
ચુગલી ખુહતાન હય, કયદી ઇનશાન હય.
શેખી હય, સાન હય, સરપર શયતાન હય,
ઉંચા દુકાન હય, ફીકા પકવાન હય.
ગુંડેકા રાજ હય, સચ્ચા મોહતાજ હય,
ઘોડેકા હાન હય, ઓર ગધેકુ માન હય."

હું ગભરાયો, કારણ કે એ નાદાન મીનીંગ સમજ્યા વગર એવું એવું બોલી ગયો'તો કે તાલકાં ઉડવાનોજ સોદો હતો, પણ બીચારો બચો તેમજ આખી દરબાર તેનો મીનીંગ સમજેલા નહીં હોવાથી વાહવા, વાહવાના પોકારો ઉઠી રહયા ને એ બીચારા ભોલાઓ એને બીજો ફીરદુસી તુસીજ સમજ્યા, ને બચાએ એની શાયેરી માટે એને "તપંચાએ ચીઝ યાને પોએટ લોરીએટ" નો ખેતાબ એનાયત કીધો.

હવે વડા બબરચીએ બબરચીખાનામાંથી ટેલીફાન કીધો કે ખાણું તઇયાર છે ને સુંપ ઠંડો પડેચ, એટલે બધાએ દોડાદોડી કરી મુકી પાસેના ડાઇનીંગ રૂમ તરફ ચાલુ મુકયું. મોટી મોટી ઇરાની શેતરંજીઓ પર વીસ વીસ આદમી બેસી શકે એવી ગોઠવણો રાખી'તી. ઓરડાને એક છેડેની ઉંચી બેઠક પરની શેતરંજીના સુફરા પર બચો નામવર બેઠો અને ખાસ બાદશાહી પરોણા તરીકે અમુને પોતાના દરેક હાથ પર બેસાડવાનું માન બક્ષ્યું. અમારી સાથે વડા વઝીર ને કાઝી સાહેબે જગા લીધી. જે બાદ બધાઓએ પોતપોતાના દરજ્જા પ્રમાણે જગા લીધી. જમવાની બધી તઇયારી થઇ રહી નેટલાં લીમજીને છેલ્લી ઘડીએ બંદગી કરવાનું ફીકરૂં થઇ આવ્યું. એણે તરત સુફરા પરથી ઉઠી હાથ મોનું ધોઇ કોગરા કરીને નાજનખરાંથી ટચાકરી ફોરીને કસ્તી કીધી ને પછી મારો રેશમી રૂમાલ લઇ તે પર ગુંટણ મંડીયે પડી બાગેબુલંદ અવાજે દુવા ગુજારી, "અય ન્યામતોના બક્ષનાર મુરબ્બી બાપ, તેં જેમ

અત્યાર સુધી તારી કરમ બક્ષેશ ફરમાવી આપતો આયોછ તેમ દરરોજ દાળરોટલી ને નીમક અચાર આપતો રેહજે. તેમજ આતવાર આતવારે કસતર, પુડીંગ ને બાજ રોજગાર પર પાપરી મલીદો પુગાડતો રેહજે. વીસકી, બ્રાંડી આપવો કે નહીં તે હું તારી નેક મુનસફી પર છોડુંચ. તું દરેકની હાજતો તો જાણેચ, તો મારા રોજના બે પેગ મને નીયમસર મલ્યા જાય એવો પાકો બંદોબસ્ત રાખજે. હીંદુસ્તાનમાં નોન-કોઓપરેશન બંધ પડે ને ગાંધીજી રાઉંડટેબલ કોનફરંસમાં જાય એવી મારી દુવા તું આમીન કર. તથાસ્તુ, આમીન." કરીને એણે પા કલાકે પોતાની જગા પાછી લીધી જે દરમ્યાન ભુખા ડાંસ થયલા તાયફાવાલાઓ એને મનમાં ને મનમાંજ ચોપરવાદી ચલાવતા'તા.

લીમજી પર બચો એટલો બધો ખુશ થઇ ગીયો'તો કે એણે પોતાનો હંમેશનો ઠરાવ બાજુએ મુકી આજે ભર મેહફીલમાં શરાબનો દોર ચાલુ રાખવાનો હુકમ આપ્યો જે મુજબ ખુશનુમા ચહેરાની પરીસુરત ગાનારીઓ ઉંચા ડ્રેસોમાં સજ થઇ ઝાંઝરના ઝમકાર વચ્ચે મીજલસમાં બીલોરની સુરાહીઓ ને સુનેરી જામ સાથ ફરતી રહી, હાજર રહેલાંઓની તરસ છીપાવતી'તી. હવે વડા બબરચીના હુકમથી શીરીન હલકવાલી ખુબ-સુરત રામસગરોએ પરોણાને રીઝવવા નાચ ગાયન શરૂ કીધાં.

હોલમાં ટાંગેલો મોટો રૂપેરી ઘંટ ત્રણ વખત વગાડવામાં આવ્યો અને ખાણાંની શરૂઆત થઇ. દરેક સુફરા પર ચચ્ચાર ગુલામો ચામરૂં કહાડી નાંખીને આખો રોસ્ટ કીધેલો બળદ લોખંડના સળીયામાં ભેરવીને લઇ આવીને અતરંગ ઉભા ને સૌએ પોતપોતાના હાથ માંહેલી છરીથી ફાવે ત્યાંથી બોટાં કાપીને ઉછારવા માંડયા. જરા બી છરી બુડી થતાં જમનારાઓ બુટનાં તલીયાંથી તે પાછી ઘસી તેજ કરીને પોતાનાં સઘળાં જોરથી પાછી બલદ પર ચલાવતા. ઓરડામાંનો સામટો દેખાવ વાંદરાના કસાઇખાનાને મલતો આવતો'તો. અમારા સુફરા પર પીરસવામાં આવેલો બલદ અરધો ભુંજાયલો હોવાથી હજુ થોડો જીવતો રહી ગયો'તો, એટલે બગાએ છરીએ બોટું

કાપીને કહાડવા માંડતા બલકે છેરછને જોરથી પુછડી હીલાવી બચાના મોંના પર પુછડીનો ફટકો માર્યો ને મારા બી આંગ પર ધસી આવી મને સીંગડુ મારવા જતો'તો તેટલાં લીમજીએ પીસતોલ ફોડી એને ખલાસ કરી નાંખ્યો. આવી બેદરકારી ને ગફલતી માટે બચાએ શાહ બબરચીને બોલાવી તેનું ડોકું તલવારના એકજ ફટકે ડીચકાંમાંથી ઉડાવી દીધું ને તે ડોકાંની મુંડીનો સુપ તરતજ કરાવી મંગાવી અમુને થયલાં અપમાનના બદલાના વેરમાં બચા સાથ અમને બી ફરજયાત પીવો પડયો. અમે લોકોએ જોયું કે તાયફાવાલાઓ બધું ખાધા ઉપરાંત પોતાની સાથે લાવેલા કોથરાઓમાં ગોસ્ત, તરકારી, અચાર વગેરે છોકરાઓ માટે ઘેર લઇ જવા ભરી લેતા'તા.

મીનુ પરના આઇટમ નંબર ટુ તરીકે ઉંદરનો સુપ આવ્યો, જે ઉંદરો આવા મોટા મોકા માટે ખાસ ચીનથી એરોપ્લેનમાં મંગાવવામાં આવ્યા'તા. હાજર રહેલાંઓએ સ્વાદ લઇને એટલા મોટા અવાજે સરકા મારીને સુપ પીવા માંડયો કે ઓરડામાં વાતચીતનો એક બોલ બી સમજી શકાયો નહીં. બચો તો ફુરરર ફુરરર કરીને એટલો જોરમાં છાંટા ઉડારતો'તો કે અમે બેઉએ કપડાંની સલામતીને ખાતર ઓવરકોટ પહેરી લીધો.

સુપ પછી ઉંટના ગોસના બદામ દરાખ સાથના સમુસા આવ્યા. બચો લીમજી પર એટલો ફીદા હતો કે શાહી તરીકતો અને રીવાજોનો ભંગ કરીને બી એણે પોતાના ગોસના સમુસા પર લીમજીને લીંબુ નીચવવા દેવાની મહેરબાની ભરેલી પરવાનગી આપી, અત્યાર વેર કોઇને નહીં મલેલું અસાધારણ માન એને બક્ષ્યું. ઈંગ્લાંડના શહેનશાહ તરફથી બક્ષવામાં આવતા "નાઇટ ઓફ ધ ગારટર" કરતાં બી આ માન વધારે કીંમતી ગણાયછ. કાબુલની તવારીખનાં પાનાં ઉથલાવતાં એવું માન પાંચસો વરસ પર શહેનશાહ બાબરે પોતાના માનીતા હજામ ને ચંપી કરનાર રાવસાહેબ હીરાસીંગને બક્ષ્યું'તું.

બચાને હવે સીરાઝી વાઇન આસ્તે આસ્તે ચઢવા લાગ્યો. એણે લીમજીની ગરદન આસપાસ પોતાના ખરડેલા હાથ લપેટી એના કપાલ પર

શુકતા ભરેલા બે બોસા લીધા ને ગગલતે સાદે પુછ્યું. "લીમજી ડારલીંગ, લીમ મારા જાન, મારા માહબોખતાર, કેહની કે તું મને હમેશ સુધી આજની માફક ચાહતો રહેશે કે? મારા વફાદાર દોસ્ત, મારા જાની રફીક તરીકે તું મને હમેશ તારો મદદ ને દીલલગીનો હાથ ને સાથ આપતો રહેશે કે?" લીમજીબી પીધેલાની ઝુમમાં આ દીલ ઉશ્કેરનારા સખુનોથી પીગલી જઇ ધસાધસ રડી પડીને બચાની છાતીપર માથું નાંખીને બોલ્યો. "મારા આકા, મારા અઝીઝ માલીક, આ અદના ગુલામ તું નામવરને જાનોજીગરથી, સરોચસમથી, માલો ઝરથી, તનો મનથી જીંદગીના છેડા સુધી ને ગ્રાંટરોડ ટરમીનસ સુધી ચાહતો રેહશે. તારા પસીનાના એકજ ટીપાં પર મારૂં કુલ બદનનું લોહી કુરબાન કરવા હું તઇયાર છેઉં. તારૂં ખાધેલું નીમક મારાં રૂવેરૂવામાં એટલું બધું પચી ગીયુંચ કે હવે હું ગોસ ચાવલમાંબી નીમક નથી નખાવતો. નીમકહલાલીની કુરબાનગાહમાં તુંજ નામવર પરથી સદકે થઇ જવાનું હું મારૂં બુલંદ નસીબ સમજશ. મારા મુરબ્બી, તારા મુસીબતોના બારીક હીંગામમાં મારી વફાદારી આઝમાવી મારી નમકહલાલીની તું કસોટી કરજે. ને તેના બદલામાં હું એટલુંજ માંગુંચ કે તું મારો પગાર પંદર રૂપીયા વધારી આંપ ને છેલ્લા ત્રણ મહીના થયા પગારનું મોંનું નથી જોયું તે ચુકવી આપ." ને બચાએ તરતજ ખજાનચીને બોલાવી પગારમાં પંદરનો વધારો કરવાનો ઓરડર આપ્યો.

બચાના વડા વજીર હાસમખાનથી લીમજીને બચા નામવર તરફથી મલતું આ અસાધારણ માન ને જાનફેસાની જોઇ શકઇ નહી. તેનું કમીનું તંગદીલ જીગર અદેખાઇનાં આતશથી જલવા લાગ્યું તે એટલે સુધી કે એનાં જલતાં જીગરમાંથી નીકલતો ધુમાડો એના નાક વાટે બહાર પડવા લાગ્યો. એની આંખમાંથી ખરતા અદેખાઇના આતશની ચીંગારી મારા દગલા પર પડીને તેમાં આંધરૂં પાડયું એટલે મારૂં ધ્યાન એની પર ખુદરતીજ ખેંચાયું ને મેં એની પર બારીક નજર રાખવા માંડી. એણે ઘણી સીફતથી ગજવામાંથી એક નાની સીસી કાઢીને બાજુએ મુકી. સીસી પરનું લેબલ વાંચતાંજ હું ચોકયો. લેબલ પરનું લખાણ મેં બારી આંખે વાંચ્યું.

"ઉંદરનું ઝહેર—ઉંદરને પકડી તેનું ડાચું ઉઘાડી એક ચમચી ઝેર, ગલતીએ ગલામાં નાંખવાથી ઉંદર બે મીનીટમાં ખલાસ થઇ જાય છે. નાહ્લાં બચ્ચાંને તેમજ બુઢ્ઢાં સાસુને અરધો ડોઝ, ઉમરે પુગેલા પારસીઓને ડબલ ડોઝ, ઝેરથી સંતોષ નહી મળે તો પૈસા પાછા આપવામાં આવશે."

હાસમખાને હવે આજુબાજુની ગડબડનો લાભ લઇ કોઇ જોય નહી તેમ એક વાઇન ગલાસ જેટલું ઉંદરનું ઝેર લીમજીના ગલાસમાં ખાલી કીધું. લીમજી પર આવી પડેલી આ અચાનક આફતથી હું હબતઇ ગયો. મારા કપાલ પર ધાસ્તીનો ઠંડો પસીનો ફુટી નીકળ્યો. શું મારો જીગરજાન લીમજુ મારાથી હમેશનો છુટો પડશે? મારી આંખે તમ્મર આવવા લાગ્યાં જ્યારે લીમજી તો પોતાની પર આવી પડેલી આ આફતથી બીનમાહીતગાર હોઇ, નાચનારીઓના નાચ પર તાલીની દાપ આપનો રંગરાગમાં ચકચુર બેઠો'તો.

મેં સમયસુચકતા વાપરી હાસમખાનનું ધ્યાન સીલીંગ પર ચાલતા કરોળીયા પર ખેંચી ઘણી સીફતથી એનું ગલાસ લીમજીના ગલાસ સાથ અદલ બદલ કરી નાંખ્યું. ને લીમજીના સર પરથી વીપત્તીનું વાદલ વીખેરાઇ ગયું ને સુજી હાસમખાનનું ગળું એનાજ નાખેલા ફાંસામાં ફસઇ ગીયું. હાસમખાને પ્યાર મોહબતનો દેખાવ કરી પોતાનું ગલાસ ઉઠાવી લીમજીને કપટથી હસીને સાલમુબારક ઇચ્છયું ને કહ્યું કે "અઝીઝ લીમજુસ, બીરાદરે મન, પેલી દુન્યામાં તું હરેક તરેહના સુખ ને ખુશીથી આબાદ રહે. ને હું ઇચ્છુંચ કે તું આજની રાત પુરેપુરી નીંદમાં ખુશાલ ઉંઘાય. ફરીથી મળ્યે ત્યાં સુધી ટન્ટાં." ને લીમજીએ પોતાનું ગલાસ એના ગલાસ સાથ અથડાવી હસીને ખલાસ કરી નાંખ્યું. હાસમખાન ગલાસ નીચે મુકે નહી તેટલાં તો એનો ચહેરો દુઃખથી ઝર્દ ને ફીક્કો મારી ગયો. એને મજબુત આંકરાં આવવા લાગ્યાં ને બે મીનીટમાં તો પેલા નોવેલીસ્ટો લખે તેમ "તેનો પાપી આત્મા પોતાની કરણીનો હીસાબ આપવા તે દાદારની દરગાહમાં ચાલી ગીયો."

જરા વાર ખુશીની મીજલસમાં ખતરો પડયો ને ગભરાટ ફેલાઇ રહ્યો. મેં તરત નાડ તપાસી મરનારની લાસપર જુરી ભરી અભીપ્રાય આપ્યો કે વીસ્કીના ગોટની અતરસ જવાથી મરનારનું મરણ નીપજ્યુચ. બચ્ચાના હુકમથી હાસમખાનનાં મુરદાંને ખુશીની મીજલસમાંથી દુર કરવામાં આવ્યું ને એક વખત ફરીથી ખાણીપીણી ને નાચ રંગ શરૂ થઇ રહ્યો. બચ્ચાએ બુમ પાડી, "ચલાવો ચલાવો. સારી મેહફીલમાં શરાબનો દોર ચાલવા દેવ. કે રંજો અલમ ને ગમમાં હમેસું ગમખાર દીલ ખુશીના ઇન્યાતમાં ડુબકી મારે."

"ક્યા બાદએ ગુલગુંસે મસરુર કીયા દીલકો
હાતા રખે આબાદ અય સાકી તેરી મેહફીલકો,
મયેં જો મય પીનેપે આવું તો સુબુ પી જાવું
ગર કોઇ મન્અ કરે, ઉસકા લહુ પી જાવું."

હીમજી કોઇ દહાડો પોતાને ખરચે અરધા પેગથી જાસ્તી પીએ નહી તે આજે દસેક પેગ અત્યાર આગમજનો નાંખી ચુકયો'તો એટલે એ બી ઘણો રંગમાં આવીને ખીલી નીકલ્યો ને મોટે અવાજે ગાવા લાગ્યો.

"મેરે જાની શરાબ, અર્ગવાની શરાબ આજ તુંજે ડાલુ પેટમે
જી મેરા આયા હય તેરી લપેટમે, તુંજે પીવું મય લેમનીટમેં

લેવ સાહેબો દારૂ તો દર્દે ગમની દવા છે. સુખ્યાઓનો એ સાથી ને દુખ્યાઓનો એ દોસ્ત છે. પેલા જાણીતા પારસી કવિ મી૦ ડોસાભાઇ લંગરાના (રફીક) દારૂ વીપે શું લખેચ?

"આસકની જુદાઇમાં, માસુકની બેવફાઇમાં;
જેર બચ્ચાંની વધાઇમાં કોણ છે ખેરખાહમાં,"

**જોની વોકરની ચોરસ બાટલી.**

હીયર, હીયર! આફરીન! મરહબાના અવાજો વચ્ચે બધાઓએ પોતાના હાથમાંના ગલાસીસમાંનો દારૂ ગલાંની ગટરમાં ફેંકી દઇ પેટમાં રેડી દીધો.

બચા નામવરને હવે એક હાથમાં ગુર ને બીજા હાથમાં કાંટાવાલી કાકરી કરડતાં ઉભો થયલો જોઇ આખી મીજલસ ચુપચાપ થઇ ગઇ. ગંભીર ચુપકીદી વચ્ચે બચાએ પોતાના હાથમાંની ગુરનો એક સરકો ચુસી ઉપરથી કાકરી અરધી કરડી બચર બચર ચાવી ગીઓ ને પોતાની પડોશમાં બેઠેલા વડા કાજીની કબળી ડગલી પર હાથ નુછી એ અડગરી ને ત્રણ અવાચી ખાઇ એ નામવરે બાગે બુલંદ અવાજે બોલવાનું શરૂ કીધું. "અય રઇયતના રકીબો ને સલતનતના સીમેંટના થાંભલાઓ, દરબારીઓ, અમલદારો, અકાલીઓ, થીઓસોફીસ્ટો, કાલીપરજો ને દેશદ્રોહીઓ તેમજ વફાદાર પારસી કોમના માનવંત તુરરાઓ જનરલ મંચુ ને લેફ્ટનંટ લાઇમજ્જુસ, આજની આ રંગીલી મેહફીલ મેં શા માટે મેલવીછ તે તમો સરવેને રોશન છે. આજે મારા વફાદાર જનાનખાનાના જુવાન જમાદાર લાઇમજ્જુસની સાલગ્રેહનો સગનવંતો દીવસ છે. પારસીઓ આપુને કંઇ અંજાણા નથી. ખરૂં પુછો તો એ લોક આપણા મુલકનાજ વતનીઓ છે. જેહાંપહેલવાન રૂસ્તમ આપણા જાબુલીસ્તાનનો રહીશ હતો એમ કાબુલની મ્યુનીસીપાલીટીના જુના જન્મ-પત્રક પરથી ખુલ્લું જણાઇ આવે છે. ને એવણના બાવા જાલેજરથી અહીં અસલ કાબુલમાં હાઇ સ્કુલમાં હેડ માસ્તર હતા ને રીટાયર થવા પછી પચીસ વરસ વેર પેનસન ખાધું'તું. એ નામદારોની પહેલવાની તોખમના ને નોસેરવાનજી આદેલના વંસોનાજ આ બે વફાદાર પારસીઓ છે. (રકાબીઓ પર તલવાર અફાડવાના ને પ્લેટો તુટવાના અવાજો) મેં કેટલી વખત મેજર સોરાબ આમજીની દફારીમાં હાથ ઘાલીને કાલાવાલા કીધા કે તું જો ફક્ત તારા કસાયલા પાંચ હજાર પારસી નફરી જુવાનો સાથ આવીને મને મદદ કરે તો હું અરધું રસીયા ને આખું પેસેસઇ ઝીની લેઉં. ને તુને બી ખોરાસાનનો ગવરનર બનાઉં. પણ ભલા આદમીઓ નાટક સીનેમા, રેસ જીમખાના ને ક્લબોમાં જતાં ને યુરેઝીયનની પોરીઓ સાથ ડાન્સ કરતા પરવારે તો ઇરાન કે અફઘાનીસ્તાન જવાનો વિચાર કરે કેની? મારા મુરખ્ખી પપ્પા ડીયર મને સમ સોગંદ ખાઇને કેહતા'તા કે પારસી બહાદરો વગર સુંબઇનો ગેટ ઓફ ઇંડીયા તદનજ લુખો સુકો થઇ જાય, ને કરંજ્યા ને

નેસાનીયા ને વાઇટરેના ૬૨ મહીનાના મેસોજ બંધ થઇ જાય. ખુદા એ ઓમને ખસ જાહોજલાલી ભરેલી રાખો. હું ઉમેદ રાખુંછ કે એ એક બીરાદરો મારી વતનનો પાયો મજબુત બનાવી રહી ખુશી સાથ પોતાનાં કુટુંબીઓને જઇ મલે લેવ સાહેબો, આય પારસી કોમની સલામતી. લોંગ લીવ હુર્રે!"

ખુદા જાણે એ બાદ કજાતેક સલામતીઓ કેટલી ને ક્યારે લેવરાવી. આ ખુશીની મીજલસ સવારના પાંચ વાગે બરખાસ્ત થઇ. મીજલસના ઘરેલા મહેમાનો તો ગાલીચા પરજ ઉંઆ ફરી ગયા'તા. મને ને લીમજીનેબી એમ્બ્યુલન્સમાં ઘેર મુગાડવામાં આવ્યાંતા એમ અમારા મસા પરોહી માઓ ખબર આપી. આજે બે દીવસ થયા અમે એક જણાં માંદે આંઇસની કોથળી ને છાતીપર રાઇનાં પલાસ્ટર મારી સુઇ રહાય.

## (૧૩)

## વળી પાછું લીમજીએ બાફ્યું.

મરફેલા-દીલ ફેરાવ મુરલ ફરાદ મરયારે દોસ્ત,
એની મોદકાનમાં મેં બહુ ઉઠાવ્યો છે LOST,
એકાએક લીમજીને વળા નવો શુરવો જોશ,
દેહને મારા વગા થાય ફેરસ્તા બેરામ સરોશ.

બચાએ ચાહ, આલમ પરવરે દો જેહાને, પોતાની તેરમી બાબીની વરેલી અયરણીની ખુશાલીમાં, ચાંદરણી રાતનો લાભ લઇ મને ને લીમજીને શાબુલ નદી પર એની બહાદરી ગાર "H. M. S. બરનસીયાલ'માં સહેલગાહ કરવા અમારી ટગરીના ટસ તોડી નાંખીને અમોને બહોંસાબરોસીનું વજન કીધું. એ નામવર અમો સાથ હવે બહુજ પલોટાઇ ગયો'તો, ને એક સુંદરી માલીક કરતાં એક બાપ જણ્યો સગો ભાઇ હોય તેમ અમારી સાથ બ્યાર મોહબતથી વરતતો'તો.

પુનમની રોશનીમણી રાત હોવાથી એ નદી પરની સહેલગાહ ખરીજ ખુશનુમા નીવડી. માહતાબ પોતાના પુર ઝલકારમાં પાણીની ચમકતી સપાટી

પર પોતાની ઠંડી રૂપેરી રોશનીની ચાદર બીછાવી રહયો'તો. આકાશના બુલંદ આસમાની ગુંબજમાં ચમક ચમક થતા તારાઓ કોઇ ખુબસુરત નાઝનીન પોતાના પ્યારા આશકને બોલાવી રહી હોય તેવો ખ્યાલ આપતા 'તા. ધીમી મંદ ગતીએ દોડતું નદીનું પાણી દીલખુશ સંગીતના સરોદ માફક ખલખલ મધુર અવાજ કરતું વહી જતું હતું. મારા ને લીમજીના દાવર ખુબસુરત બદનના ઝાંખા ઓળાઓ પાણીની સપાટી પર બોટની પાછલ પાછલ ઘસડઇ આવતા'તા. સોલે સીંગાર સજેલી નાઝનીન માફક કુદરત પોતીક્ષ પુર બહારમાં ખીલી રહી'તી. નદી પર પથરઇ રહેલી ઘોર શાંતીમાં અવરનવર દરયાઇ કુતરાઓના ભોંસવાના અવાજથી ખલલ પડતી હતી. રાજ તાજની જંજાલ ખટપટ અને કાવાદાવાથી થોડો બી વખત એમ દુર રહેવાથી અમો ત્રણે ઘણા ખુશમીજાઝમાં હતા.

ગાયનના દીલપઝીર સરોદો વચ્ચે સાકી શરાબની પ્યાલીઓ છુટથી ફેરવી રહયો'તો. હું બોટની કીનારી પર તકીયાને અઢેલી. દરયામાં જાલ ફેંકી છુટીછવાઇ મછીઓ પકરતો; જે પકડાવલી મછીઓ એક ગુલામ અંગ્રગાન્યામાં મુકેલા આતસ પર તરત ભુજી કહાડી સુફરા પર અમો સનમુખ રજુ કરતો જે પર ચટણી લગાડીને ખાતાં શરાબની લઝતમાં ઓરબી વધારો થતો. નદીમાં તરતી એ જાલમાં બે વખત મગરમછો ભેરવઇ જઇ જાલ ખેંચીને નહાસવા જતાં, હું બી બોટ પરથી દરયામાં ઘસડઇ જતો'તો; પણ લીમજી ને બચાએ મારો અકેકો ટાંટીયો પકડીને ખેંચી રાખ્યાથી, ખુદાની ફઝલથી હું એ દરયાઇ ઘોરમાંથી બચી ગયો'તો.

ધીમેધીમે શરાબની મસ્તીએ એની કાતીલ અસર બતાવવા માંડી. એ બાબદસર મારૂં પહેલું ધ્યાન, જ્યારે લીમજીએ કાંટા ને ડોકાં સાથે આખી મછી ખાઇ જવા માંડી ત્યારે ખેંચાયું. લીમજી ને બચો વધારે લીગેલ થઇ જતા, હવે એકેકના દીલ પર પાનની પીચકારી મારવા માંડી. ને બેઉ તરફના એ પીચકારીઓના Cross fire થી ગભરાતા મને છત્રી ઓઢવી પડી. બચાએ બધો શરાબી દબદબો ભુલી જઇને લીમજીના ગલામાં હાથ નાંખી મોટે અવાજે



પાંચ વાગામાં બ્યુગલ ફુક્યું કકડતી ઠંડીમાં ઉભો સીપાઇ,
દેખાવ પરથી એવું લાગેછે જાણે બિચારાને થયોછે ખડી.
પગ તો એના ગેરીયા રમેછે નાંખ છે બહુ લાંબુ,
શું છે હાથમાં નથી માલુમ, બંદુક કે બાંબુ.

( જુવો પાનું ૫૦ )

"મઝા દેતે હય ક્યા યાર, તેરે બાલ ગુંગટવાલે" નું ગાયન લલકારવા પડયો. લીમજીએબી પોતાની હુસ્યારીની ભરૂઇ હાંકી ફેંકફેંક કરવા માંડી; ને જીન પરયાં ને ભુત પલીદની વાત નીકલતાં, એણે નાલ્યું હાકયું. "બુલંદ બખ્ત ને રોશન સીતારાના નામવર શાહ, આ તારા નાચીઝ ગુલામે નાની ઉમરમાં ઘેરમાંથી ખાવા સાથે મરઇને નાહસી જઇને, ટીબેટના લામાઓના મઠમાં ને હીમાલ્યા પર્વતના ગુફાઓમાં, મહાતમા ને યોગીઓ વચે રહીને ઘણા આસમાની હુન્નરો, જાદુઇ તલેસમો ને કુદરતના છુપા ભેદ ભરમો ને એલમો હાંસેલ કીધાછ. વરસોના કીધેલા એ તપના બળથી, દુન્યાની સપાટી પર કે પાણીના ભીતરમાં મારી તુરી ચશમોથી ખુલ્લા જોઇ શકું છું. ઉડતાં પક્ષીઓ ને જંગલી જનાવરોની બાષા હું સમજીને બોલી શકુંચ." (મેં મનમાં વીચાર કીધો કે બીલકુલ જનાવર સુવોછ તે એ જનાવરની ભાષા જરૂર સમજી શકતો હશે.) નામવર સુલતાન, જે બેકીંમતી હુન્નર મેં આંબુના પહાડ પરના મહાત્માઓના વરસો વેર પગ દાબીને મેળવ્યોચ, તે એ છે કે મુવેલાં આદમીઓ સાથ હું વાતચીત કરી શકુંચ, ને તે લોકની હાલતથી વાકેફગાર થાઉંચ," એટલું બોલી લીમજીએ ઉંડો દમ લઇ દમામથી છાતી ફુલવીને મારી તરફ જોયું.

જીંદગીભરની દોસ્તી છતાં, આટલાં વરસ એના આવા હુન્નરો ને ઇલમોથી હું બેખબર કેમ રહયો હોવશ તે હું સમજી શકયો નહી! એની એ વાકચાતુરીથી બચોબી અંજઇ ગીયો. એણે હુકકાની નળી મોંનામાંથી કહાડીને તાજુબીથી પુકારયું. "વલ્લાહા મરહબા, આફરીન, મારાં બુલંદ બખ્ત છે કે તારા જેવા એક પીરાનપીર આકેલ ને ફાઝેલ પરહેઝગાર સાથ મને પીછાણ થઇછ. ગુઝર પામેલાઓના આત્મા સાથ તું વાત કરવાનો દાવો કરેચ, તો હું તારી આઝમાઇશ લેવા માગુંચ. મારા જીનતગુજીન સુરંબી બપાવા (જેવણના રૂહપર હઝાર આફરીન!) અકરમઅલી બીન ચકરમઅલી, જેવણને પંદર વરસ પર તે વખતના શાહના હુકમથી ધાડ પાડવા ને ચોરી કરવાના આરોપસર તોપને મોંને ઉડારવામાં આવ્યા'તા, તેવણ સાથ તાબડતોબ સંદેશા

ચલાવી, એવણુની હાલની હાલત ને તબીયતથી મને વાકેફ કર. એ બહેસ્તીનો મારી પર અવલથી ઘણોજ પ્યાર હતો, ને એવણુ મને હજુબી અવરનવર હૈયે ચહડી આવેચ, માટે જલદીથી તારી ચસ્મે હકીકીથી વાતચીત ચલાવી બધો ખુલાસો કર. જો એમાં જરાબી ગફલતી થઇચ કે તારો કલમ જુદો પુરવાર થયોચ, તો એ દગાબાઝોના બદલામાં તમારાં બેઉનાં ડોકાં ઉડી જવાનો સંભવ છે." કરીને બચો તો પાંચ મીનીટમાં ખુશ મીજાઝ પરથી તદન તરયા પાવપર આવી ગીયો.

અરેરે લીમજી! નહી સદે તો નહી પીજીયે. તારી લુલીની લપલપે ઝાંટાલામાં ગોસ કરી નાંખી નકામો સેહતા જીવને સંતાપમાં નાંખ્યો. લીમજી તો પોતાની આવી લાહેરીથી, એના ટાંટીઆ એનાજ ગળામાં આવી ગએલા જોઇને, ડુસકે ડુસકે રડવા પડયો કે "આ લડાઇનો રાજા તો મશકેરી જેવું કંઇ સમજતોજ નથી; ને ખરાં ખોટાંની જરાબી પારખ કરી શકતો નથી. એને મનથી તો હું કંઇબી બોલુંચ તે ભગવદ ગીતાના શ્લોકો જેટલું સાચું સમજેછ. એમ ખાધેલાપીધેલા જીવે જરા ફેંકાફેંક કરીને જીવને ખુશ નહી કરયે ને મન નહી મનાવ્યે તો કારે કરીયે. હવે એના બપાવાને શોધવા હું બહેસ દોજખ કાં ખુંદી મારવા જાઉં? બીચારો જાં પરયો હોય તાં ગુરયમાન બહેસ, તે નકામો તેને કાં ઉઠારવા ને સંતાપવા માંગેચ. દીકરા મંચા, કંઇબી ઉપાય સુચવ. એ ચકરમઅલી સાથે હું શું વાત કરીને તુટી પડવાનો હવો. આજે ખુદા આપરી શરમ લાજ રાખે તો સારૂં. હવેથી ગાલ પર તમાચા મારીને તોબા કરૂંચ કે જે ચીજમાં આપુને સમજ નહી ને જેમાં પકરઇ જવાનો સોદો હોય. તેવી ચીજ વીશે હોઠબી નહી ખોલશ."

બચો, જેને હુક્કામાંથી પીધેલો અફીણનો ધુવો ચડવા માંડયો'તો તેણે ચુંચી આંખે લીમજી તરફ જોયું. "ક્યું હઝરત લીમજુ, હમને કા ફરમાયા? તુમ હમારા મુરબીસે અપની તબીયતકા હાલ પુછો, ઔર બોલો કે કોઇ ચીઝકી તમન્ના હય તો ગ... ... હમ ઉસકા ઇનતેઝામ કરેંગે."

લીમજી બ્લુમન જેવી માફક થરથર ધ્રુજવા પડ્યો, પણ મેં મૌકો સંભાલી લઇને કહ્યું કે "હુઝુર નામવર, હમણાં કાબુલના ઘડીયાલોમાં રાતના અગીયાર વાગાછ. બહેસ્તનો ટાઇમ ગ્રીનીચ ટાઇમ માફક અહીંના ટાઇમ કરતાં ચાર કલાક આગલ હોયછ, એટલે હમણાં બહેસ્તના ઘડીયાલોમાં પાછલી રાતના ત્રણ વાગ્યા હોશે, ને બધા લોકો ખાબની મીઠી નીંદમાં ગાફેલ પડયા હોશે; તો તમારા બપાવા સાથે પંદર વરસ પછી આ પહેલીજ મોલાકાત થનાર છે, તો તેવણને હમણાં બરી બામદાદના ખુશ અને મસ્ત ખાબમાંથી બેદાર કરવા લાઝેમ નથી. નકામાં એ જીનતગુજીન નપાગાન તમારી પર ખફા થશે, કે બુઢાં આદમોને એમ કવખતે ખલલ કીધી. બેહતર છે કે આવતા આતવાર સુધી થોભી જાવ કે કોઇ અચ્છો મુબારક મૌકો જોઇ મારો બીરાદર લીમજી એના છુપા ઇલમની બરકત ને તાસીરથી એના મગજના ઇથીરીયલ ટેલીફોનથી તમારા બપાવા સાથે લોંગ ડીસટન્ટ કનેકશન કરી આપશે, ને તમે પેટ ભરીને વાત કરી શકશો.

બેનસીબી પે અપ દીલ તુ અબસ રોતા હય
લીમજી મંચા જીંદગીસે હાથ ધોતા હય
ફુલબી પાતા હય વોહી જો કોઇ કુછ બોતા હય
બોટાં નાલ્યા ફેંકવાથી કાતરયુ ગેપ હોતા હય

દર આતવારે બહેસ્તમાં બધાંને દુંબાના ગોસ્તનું ધાનસાક ને કચુંબર મલેછ, ને ઉપરથી મોવરાનું એક કોપટુંબી મલેછ એટલે તે દહાડે એવણ લહેરમાં ને ખુશ મીજાઝમાં હોય તેવે ટાકણે એવણને પકરશું, તો ઘણું નવું ને દીલ ઉશકેરનારૂ બ્યાન જાણવાનું મલશે."

બચાની નરમ રાજવંશી ખોપરીમાં મારી વાત ઝપાટાબંધ ઉતરી ગઇ. "મરહબા, દર ઇન ચે શક! તરૂં કહેવું મંચા વાજબી ને બરહક છે. આજથી છઠે દહાડે આતવારે એ બધી વાતચીતનો બંદોબસ્ત કરાવી રાખજે. હું સવાલોની ટીપ બનાવી લાવશ. ને એ વાતચીતને માટે કંઇ નવા તારના થાંભલા નખાવવા પડે તો સરકારી તીજોરીમાંથી બધો ખરચ લઇ લેજે. પણ મોટાબાવાને છટકવા ના દેતા."

હમે લોકોએ છુટકારાનો દમ ખેંચ્યો કે ઇનશાલ્લા ખુદાના હુકમથી છ દહાડાની મહેતલ મલીચ તો કંઇબી ટુકડો ઉભો કરશું.

બીજે દહાડે અમે લોકોએ મુંબઇ અરજંટ Prepaid તાર કરીને મી૦ મહાલક્ષ્મીવાલાને પુછાવ્યું કે "બાવાજાન, મોત જીવતનો સોદો છે ને અમે પારસી અમલદારો આત્મજ્ઞાનના અમારાં અજ્ઞાનપણાંને સબબે અહીં સદંતર ફસી ગયા છીએ ને અમારાં રવાન રખરી જાય એવો મામલો છે. તો મહેરબાની કરી મુવેલાંઓ સાથ સીધા સંદેસા કેમ ચલાવવા તેની થોડીક પરચુટણ વીગતો ઝટ સમજ પડી જાય તેમ વલતા તારમાં જણાવવાની મહેરબાની કરજોજી. અમે જાણવા માંગીયેચ કે જો સાત વાલ્વનો લોંગ ડીસટન્સ રેડીયો લાઉડસ્પીકર સાથે વાપરયો હોય તો મીનોઇ જેહાનમાં એ પરવારતાં બેહેલાં રવાનો સાથ ફરાગાતથી વાત થઇ શકે કે ને આપરે હીંદુસ્તાન માટેની રેડીયોની દસ રૂપ્યા લાઇસંસ ફી આપ્પેચ તેમાંજ બહેસ્તની વાત થઇ શકે કે કંઇ Extra લવાજમ ભરવું પડેચ તે બી ખુલાસાથી જણાવજોજી. નહી તો બે નાજુક ગોરા જરથોસ્તી ડોકાં ડીચકાંમાંથી ઉડી જવાનો સંભવ છે."

બીજે દહારે તારનો જવાબ મલ્યો કે "મારા સાહેબ, જેના કામ તે તે કરે. એમ થોડી ઘણી ઉપરટપકેની બાતમી મેલવીને સુંદને ગાંઠયે ગાંધી થઇ જવાનું હોશે. એ ગુપ્ત જ્ઞાન પ્રાપ્તી કરવા માટે તો જીંદગીભરનો અભ્યાસ ને અખતરાઓ કરવા જોઇયે. જે ચીજમાં તમુને સમજ નહી તેમાં ખુદાને ખાતર માથું ના મારો, નહી તો ભેજું ખસી જશે. થીઓસોફીની એક બે ચોપડી વાંચીને માહાત્માઓ સાથ વાતચીત ને સંદેશા ચલાવવાની નાદાની કરનારા બે ચાર પોરયાઓ પુનાના મેડહાઉસમાં પડેલા છે. એ મીનોઇ જ્ઞાન હાંસેલ કરવા માટે તો આદમીને તપ યોગ ને પાયશ્ચિત વગેરેના જુદા જુદા તબકકામાંથી પસાર થવું પડે છે. ને તે પછીજ એ અમરગીની ઉંચી ધવનીપરે પુગી શકવાની કાબેલીયત મેલવાયછ. હજુ તમારાં લોકનાં ડોકાં ઉડી જશે તે પરવરશે પણ આગરી ચસકી જશે તો જીંદગીભરના રદ થઇ

જશો એ મીનોઇ જેહાનને લગતી બાબદોમાં બીનસમજુ ગમારોનું કામ નથી. તમે હજુ સાધારણ ટેલીફોનમાંજ જીવતાં સગાં ને દોસ્તો સાથે વાત કરીને શુકરાના કર્યા કરો."

અરે તારી! આયં તો અહીંથીબી નહી ધારેલી લટક ને નાસીપાસી મલી ને ઉપરથી દુ:ખપર ડહામ તે ઠપકા ને તાણાજાણીના સખુનો સમજવા પડયા. લીમજીએ તો બચવાની આશા તદ્દન છોડી દીધી ને દોરાદોરીમાં પરીને વીલબી કરી નાંખ્યું જેમાં એણે દોસ્તીનો દાવો કબુલ રાખીને પોતાના બધા સદરા લેંઘા ને ખમીસ પાટલુન મારા નામપર કાધાં'તાં. એના ગભરાટમાં મેં એને હીંમત આપી કે પારસી બચ્ચો થઇને એમ હીંમત હારી જાયછ તે ખ્યાલજ ફીણપસ્તીભરયો છે. મરદ બચ્ચો તો તે જે જેમ જાસ્તી આફત આવે તેમ જાસ્તી ખુશી થાય. યાદ રાખ કે હીંમતે મરદા તો મદદે ખુદા. એ બચાના ગુજરી ગએલા ઘસેલા સગાની બરકતે આપરે બચાને અનાવશું ને ઉપરથી ખુરદોબી જમા કરશું. આપરા હાથમાં હજુ તો ચોખ્ખા ચાર દહારા બાકી છે.

મેં હવે કાબુલનાં શેહેરમાં ફરીને બહેસ્તી બપાવાની બારીક વીગત સગાંઓને પીછાણવાલાઓ પાસથી એકઠી કરવા માંડી. બહેસ્તીની બધી ચાલ તદ્દન દોલાના ઘોરા જેવી માલમ પડી. ૩૭) વરસની જુવાન વયમાં જ્યારે એવણે એવણનો પ્યારો જાન કીરતારને હવાલે કીધો યાને મરહુમ હક થયા તેટલી ટુંક ઉમરમાં તો મરનારે પચાસેક ધાડ પાડેલી ને એકસોને એકવીસ જણનાં ખુન કીધેલાં ને કંઇ સેંકડોના નાક કાન કાપેલાં. ઉસ્તાદની સરખા-મણીમાં તો બચા નામવર તો નીરદોસ દુધ પીતું કબુતર ગણાય.

કાબુલની સેકંડહેંડ ચીજો વેચનારની દુકાનમાંથી મરનારનો ફ્રેમ સાથનો ફોટોબી મળી આવ્યો જે પરથી એવણના મુબારક દીદાર ને ચેહરાનો અમુને ખ્યાલ આવી શકયો. એ પીકચરની બરકતથી અમે એક કાબુલી ફીલમ કંપનીના એકટરને લાંચ આપી તેને બચાના બપાવા જેવા ચેહરાનો ગેટઅપ કરવાની તથા તેવાંજ હથીયાર ને ડરેસ પહેરવાની તાલીમ આપી તઇયાર

કીધો ને એનો પાર્ટ શું હતો તે બારીક વીગતોથી સમજાવ્યું ને આતવારે અમારે બંગલે ડરેસ હથીયાર ને ગેટઅપનો સામાન લઇને આવવાની એલતેમાસ કીધી. વચે રહેલા દીવસો મેં ને લીમજીએ એ ક્રીયાના રીહર-સલમાં પસાર કીધા.

આતવારનો તે મુબારક રોઝ્બી હવે આવી પુગ્યો કે જે દીને અમારાં છુપા ઇલમની કસોટી થવાની હતી. નામવર બચાને અમોએ અમારી સાથ બપોરનું ખાણું લેવાની આજરખવાડી ભરેલી અરજ કીધી'તી કે જે પછી એના ગુઝર પામેલા મોટાબાવા સાથે મુલાકાત કરવા માટેની Seance યાને એકાંત મીટીંગનો બંદોબસ્ત રાખવામાં આવ્યો'તો. બપોરના બારની તોપ પડતાંની સાથે બચાએ અમારે બંગલે અમુને ખાનગી મુલાકાતનું માન આપ્યું. અમેબી એ પનોતા હીંગામને સંપુરણ શોભા આપે એવી રીતે પાર ઉતારવા ધીવાલા, ગોસવાલા, અનાજવાલાઓ પાસથી સામાન ઉધાર લઇ આવીને બધી તઇયારી કરી રાખી'તી. બે મહીનાનો ચઢી ગયલો પગાર નહી મલવાથી ત્રણ દીવસપરજ અમારી સાથ મરઇને ગારમેર દઇને ચાલી ગયલા અમારા બબરચીને લીમજી કાલાવાલા કરી, પગપર પાધરી ઉતારીને સવારનાજ પાછો લઇ આવ્યો'તો જેણે એક રાજવંશી ટેબલને જેબ ને શોભા આપે એવું ઉમદા ખાનું અમારી પર સેમપલના આવેલા તાતા કંપનીના કોકોજેમના ધીમાં લેહઝતદાર રીતે પકાવ્યું. સુફરાપર ખીદમત બજાવવા એ લીમજીના ચાયના સીલ્કના સુટમાં લીમજીનું ઘડીયાલ છેાેરો પહેરીને હાજર રહયો. એ પ્રસંગ માટે અમે લોકોએ ખાસ ઘોંડ વેરથી ફરમાસુ ઘોંડના પનીરનું માટલું વેલ્યુપેબલથી મંગાવ્યું'તું, જે પનીર બચો પહેલવહેલી વખત ચાખતો હોવાથી એને એવો ચસ્ટો લાગો કે ચાર ડજન આખાં ફુલસાઇઝના પનીર ખાધાં ઉપરાંત એ માટલામાનું બધું ખારૂં પાણી એક ટાંસે હોઠ અડાવીને પી ગીયો ને પેટ પસવારવા લાગો કે "વલ્લાહ એ દુધકી ગોલી બહોત અચ્છી હય."

કાબુલી મેવો તો એ રોજ ચાખતો હોવાથી આજે ખાસ ઉકમઇથી હીંદુસ્તાની મેવા તરીકે અમે એને ખારી ચીનાઇ સીંગ ને ભુંજેલાં કોપરાં

સાથના સુવા ખવરાવ્યા, જમવા અગાઉ ને જમી રહયા પછી અમે લોકોએ રમુજને ખાતર અમારૂં વજન લીધેલું હોવાથી માલમ પડયું કે ધોંડના પનીરની બરકતે બચાતું વજન એ ટુંક અરસામાં અઢાર રતલ વધ્યું'તું.

બે વાગે ખાનું ખલાસ થયા બાદ અમો બધા ડ્રોઇંગરૂમમાં ગયા. બચાપર એ ગંભીર પ્રસંગની લાયક અસર ઉપજાવવા અમે લોકોએ જગેજગ સુકી ખોપરીઓ ગોઠવી'તી ને બે ખુણામાં આખાં હાડપીંજરો ટાંગ્યા'તાં. તમામ ઓરડામાં કાલા મખમલના પરદાઓ લટકાવ્યા'તા. ને બે મોટાં પીતલના વાસણમાં મુકેલા રોશન આતશ પર આખો વખત લોબાન ને અગર બાલવામાં આવતું'તું. લીમજી હવે પાસેના ઓરડામાં જઈ એ ક્રીયા માટેનો ખાસ સફેદ જામો પીછોરી ને લેંધાનો ડરેસ પહેરી આવ્યો. એના હાથમાં સફેદ મોજાં હતાં જ્યારે માથે પારસી મોબેદો પહેરેચ તે ઢપની બે કાનવારી સફેદ ટોપી પહેરી'તી. ને નાકપર પદાન બાંધ્યું'તું ને કાનમાં મોટાં રૂના બે પુમરાં ખોસ્યા'તાં, જેમ કરવાની મતલબ તો એ મારો વહાલો પોતેજ સમજે !

એ હવે હાથમાં જરમન સીલવરની એક ચમચ સાથે ઓરડાની અધવચે આવ્યો ને તલવારનાં પટા ફેરવતો હોય તેમ આંખ બંધ કરીને ચમચ માથાપર ને આગલ પાછલ ફેરવી ને પછી ચમચ કમર પરની પીછોરીમાં ખોસી દઈ બે હાથે તાબડા ફોડયા ને બચા તરફ તચાકડી ફોડીને એ સકસતે સકસતે સેતાન આખી ભણી ગીયો.

આ વખતે બધાં બારી બારણાં બંધ કીધેલાં હોવાથી ને બતીઓ બુજાવી બીરની ખાલી બાટલીમાં ખોસેલી એક મીનબતી સલગાવેલી હોવાથી આસપાસનો દેખાવ ઘણોજ ગંભીર ને અસરકારક લાગતો.

દીલ મી રવદ કે દસતમ સાહેબ દીલે ખુદારા,
બરકતઅલીની બરકતથી જીવ બચયા હમારા,
દરદાંકે રાજે પીનહાં ખાહદ શુદ આશકારા,
પણ હમારાં ખીસાં પાકીટપર સજ્જડ હાથ મારા.

એના ફરમાવવા મુજબ અમે હવે બધા એક ગોલ ટેબલની ફરતે ખુરસીપર ગોઠવાયા ને અકેકનો હાથ પકરી ગોલ કુંડાલું બનાવ્યું. લીમજીએ હવે અંધારાનો લાભ લઇ ટેબલ નીચે ગોઠવેલી વીજલીની બેટરી પર હાથ મુકયો કે અમારા બધાના દીલમાંથી વીજલીનો ધીમો આંચકો પસાર થવા લાગ્યો ને અમે ધ્રુજવા પડયા. બચાએ સમજ નહી પડવાથી ગભરાઇને બુમ પાડી કે "મને તો ધ્રુજરી છુટેચ. એ શું ભુતખાનામાં તમે લોકોએ મને લાવીને ફસાવ્યોચ."

મેં એને સંધ્યારો આપયો "એ તો આપણુને ગેતીની દુન્યા સાથે કનેકશન મલ્યુંછ ને આપણે આ ખાકી દુન્યાં છોડી મીનોઇ દુન્યાના પવીત્ર વાતાવરણમાં દાખલ થયાછ તેની એ નીશાની છે," એટલે એને સંધ્યારો આવયો ને એ બોલયો કે "મારા બપાવા સાથ મુલાકાત કરવા હું ઘણોજ અધીરો ને ઇંતેઝાર બન્યોછ માટે સીતાબીથી એ બાબદનો બંદોબસ્ત કરો."

લીમજીએ એને શાંત પાડયો. "ધીરાં કામ સાહેબનાં, નામવર. એમ ઉતાવલે આંબા નથી પાકતા. એવણને બોલાવવા પહેલાં મારે જોવું પડશે કે એવણ મુરબી હમણાં શું કરેચ."

હવે લીમજીએ ડોલા મીંચી દઇ, નાક આંગલાએ ચપ્પટ બંધ કરી સમાધીમાં પડયો હોય તેમ લાકડાં જેવો સખત થઇ ગયો ને પછી કપાલપર વીચારવંત ધપે હાથ ફેરવી એણે ગંભીર ઘાડા સાદે આસ્તેથી બોલવા માંડયું. "હુજુરેવાલા, મારી નજર સનમુખ આસમાનના બધા ભેદ હવે ખુલી ગયાછ. તમારા એ પ્યારા જનતગુજીન મુરબી બહેસ્તના ચોથા ભુવનમાં છે. ને હમણાં તો એવણ તરતના સુતેલા ઉઠીને મોટા બીલોરના બાથમાં ગુસલ કરવા બેઠાછ ને પાંખવારી પાંચ પરીઓ કાચના માટલામાંથી એવણપર ગુલાબનું પાણી નાંખી રાજા ગોપીચંદની કાની એવણુને અંગોલ કરાવેછ.'

બચો એના બપાવાના બહેસ્તમાં ગીયાની વાત સમજી અજબ થઇ ગીયો. "બીસ્યાર તઆજુબ કે એ મારાં વાલીદે મરહુમ જીંદગીભરનાં કલાં-ચોરાં ને ખુન લુટફાટ પછી જીનતમુકામ મેલવવા ભાગ્યશાલી થયાછ."

લીમજીએ ખુલાસો કીધો "એવણની કરણી પ્રમાણે એવણ માટે તો બીજીજ જગા મુકર્રર કીધી'તી પણ એ ઉસ્તાદ ચીલઝરપ વાપરી, બહેસ્તના વડા મેનેજર બેરામ સરોસે ત્રણ ચાર સારા આદમીઓને અંદર દાખલ કરવા બહેસ્તના દરવાજાનું તાળું ખોલ્યું ત્યારે બેરામ સરોસની નજર ચુકાવી એ લોકની પછવાડે ભરાઇને ટીકીટ વગર દાખલ થઇ ગયા ને બહેસ્તના બોનાફાઇડ લાઇફ મેમ્બર તરીકે ઠર પડયા. ને જેમ જેમ એવણના આત્માની ઉન્નતી ને બહેતરી થતી ગઇ, ને બુરાઇ એવણના કાલબુદમાંથી નાબુદ થતી ગઇ તેમ પ્રોમોસન લઇને નંબર એકનાં બહેસ્તથી શરૂ કરી એવણનું રૂવાન હમણાં ચોથા નંબરના બહેસ્તમાં ઠર પડયુંચ."

બચાએ હવે તકલીફ ને તાકીદ કીધી કે 'એવણ મુરબીને કહો કે તમારો નબીરો બચા સાકુનો જીવ તમારામાં ભરાઇ રહયોચ ને તે તમુને મલવા માંગેચ." લીમજીએ આંખ બંધ કરી કપાલ પર ટકોરા મારી પાછી સમાધી ચઢાવી ને થોડે વારે મોહું ખોલ્યું. "નામવર સરદાર, એક દાસી સાથ તમારો એવણને મલવા માટેનો પયગામ કેવરાવ્યો પણ એવણ તો છેડઇ પડયાછ કે "એ શું કંઇ રીત છે કે અમુને રૂવાનોને શાંતીથી નાહવાનોબી કરાર નથી. પેલી દુન્યાના આદમીઓના બાપનું અમે કંઇ લઇ ખાધુંચ કે જયારે ગમે ત્યારે એ લોકની મરજીમાં આવે ત્યારે એમ ટેલીફોનમાં સંદેશા કેવરાવીને વાત કરવા માંગીને અમો મીનોઇ જેહાનમાં જઇ વસેલાં આદમીઓને સતાવેછ. એ લોકના કંટાળા ને આબદામાંથી છુટકારો મેળવવા અમે લોકો ગુજરી જઇને અહીં ચાલી આવ્યેચ તો અહીંબી સુખે જંપીને બેસવાનો કરાર નહી. ખાકી દુન્યાનાં બદીથી ભરેલાં લોકોને ગેતીની દુન્યામાં વાસો કરેલા પવીત્ર આતમાઓ સાથ નીસબત ને સનાન સુટક શું છે. તે દહારેબી હું નેપોલીયન, તુટનખાનમ ને ટીપુ સુલતાન સાથ જરા બ્રીડજ રમવા બેઠેલો ને કેવો મજેનો ગ્રાંડસ્લેમ કરવાનો ચાન્સ ઉતો તો તાંબી બે ત્રણ ટાહેલાં માસ્તર ચકરમોએ દીલ્લીથી નેપોલીયન ને તુટનખાનમને સંદેશા મોકલ્યા કે તમે કેમ છેવ ને હમણાં શું કરોચ ને બહેસ્તમાં મચ્છર છે કે ને મચ્છરદાની સાથે લાવવાની કે કેમ તે આમે લોકો ફફરી ચટકીને પાણાં ફેંકીને ઉઠી ગીયા.

એ પરવારતાઓએ તો હવે નાકમા દમ આપ્યોચ. એક બીજો દાખલો આપુંછ, ઉદવારેથી અહીં એક મારા ફ્રેંડ જામાજી કકલીયા મહીનો દહારો થયાજ આવેલા. એવણ બીચારા નવા સવા તે બધું અંજાણું ને નવું લાગે ને જેમ તેમ શરમઇને પરમ દહારે અહીંની પરીઓ સાથ આંખે પાટા બાંધી નાસેગોસો રમતા'તા તેટલાં એવણની નજઇ તરફથી સંદેશો આયો ને એવણ તરત ટેલીફોન પર દોરી ગીયા. "હલવ હલવ કોણ જામાજી કે, જોવનીજી એ તો હું તમારી નજઇ છેઉં." જામાજીએ કાંસીકુસીને હસ્ને અવાજે જવાબ આપ્યો "હા, હા નાજુ, બોલની, શું કહેચ." તે એવણના ધણીયાણીએ ખુલાસો કીધો. "જોવની જામાજી, કાલે તમારી માંસીસાની બાજમાં આપરા પંથકી બમનદારૂએ ભુલમાં કાચું પેર મુકયું'તું ને તમારી બતરીસી તો અહીં રહી ગેઇચ તો તમો જીભરાયાથી દાંત વગર પેર કરડાયું નહી હોશે તે મદઇનો જીવ કેવો કુરયો હોશે. મને અટ ને વટ થયા કરતી'તી કે રખેને તમુને અજીરણ થાય તે વીચાર કીધો કે લાવ જરા પુછીને ખાતરી કરૂં."

જામાજીએ જવાબ આપ્યો "જોની નાજાં, અહીં બહેસ્તમાં તો બધી હમા ચીજો મલે તે તું નકામું કરજ કરીને મીઠઇ મેવાના ખુમચાના પછારા ના માર, અરે બહેસ્તનું ઘી તે ઘી, ને અહીંના જેવાં કકરાં ખુરૂન પાઉં તો મેં કેડે નહી જોયલાં. ને તું જાણેચ કે મને ડાયાબીટીસ છે તોબી તું ભારો-ભાર ખાડ સાથનું જગ ભરીને લીંબુનું શરબત શાનું ભણાવી મરેચ. એ તો મારી તબીયત વધારે બગરશે."

એવણનું આ બધું સમજીને વારૂંજી વારૂંજી કીધું ને જીવ બારીને પુછાવ્યું કે "કોઇ ઓરખીતા પારખીતા તમારી તરફ આવે તો તમારો ઠંડીનો ઓવરકોટ મોકલું કે નકામા તાં ટહાઢમાં ઠઠરતા હોશો."

બમનદારૂએ ધસીને ના પાડી. "નહી નહી. તું તસ્દી ના લેતી. અહીં તો બધાંને પાંખ ઉગેછ તે મજેની હુંફ રહેચ. ને જોની નાજાં હમણાં બેહેસ્તમાં Whitewash થાયચ ને બધે રંગ ચુનો લગાડેચ તે હમે બધા કામમાં છઇએ તે મને હમણાં થોરા દહાડા બીલકુલ બોલાવતી ના. ટા, ટા," કરીને

એવણે ટેલીફોન મુકી દીધો ને પરીઓ સાથનો અધુરો રહેલો નાસોગોસો ચાલુ કીધો.

લીમજીએ આ બધો વાતચીતનો સાર બચાને કહી સમજાવ્યો ને મુવેલાં જીવતાંઓ વચ્ચે કેટલો લાંબો અંતર રહેછ ને મેલાપની કેટલી આપદા પડેચ તે બી ખુલાસાથી કહ્યું. એ સમજ્યો કે બચો હવે કંટાલીને ડપટ પડી જશે, પણ બચો તો બપાવાને મલવાને અધીરો પડયો'તો એટલે એની તરફથી એકવાર ફરીથી ચકરમઅલી નામવરને સમજાવવા અરજ કીધી. લીમજીએ પાછો Trance યાને સમાધીમાં પડવાના ઢોંગ કરી દોરા ચઢાવી દીધા.

"હવે તમારા મુરબીને જુદાજ અવતારમાં જોઉંચ. એવણુના એક હાથમા લોહીથી ખરડાયલી તલવાર છે ને બીજા હાથમાં લોહીથી ટપકતું કોઇનું તુરતનું કાપેલું તાજું ડોકું પકરયુંચ જેને એ ફાટલે ડોરે ટગર ટગર જોયચ ને મોંનામાં પકડેલું અરધું લીંબું ચુસેછ."

બચો પોકારી ઉઠયો "એજ એજ મારા પ્યારા બપાવા જાન. એવણુને ખુન કીધા વગરનો એક દહારોબી પસાર નહી થતો'તો ને એવણુને ખુન કરીને લીંબુ ચુસવાની આદત ઉતી કે મોંનામાં ખુનનો વાસ નહી રહે. એવણુને મારી તરફથી અત્રે પધારવાનું ઓજરખ્વાહીભરેલું ઇજન કરો."

લીમજીએ બપાવા તરફથી જવાબ પુગાડયો એટલે લાંબે વેર આવવા જવાનો હજાર રૂપીઆનો ખરચ થશે તે કોણ આપશે. તરતજ બચાએ હજારની નોટનો ટુકડો લીમજીના હાથમાં મુકયો જેણે બહેસ્તમાં નોટ મોકલતો હોય તેમ લાંબા ટુંકા ઉંચા નીચા હાથ કરીને સીફતથી ગજવામાં સેરવી દીધી. ને બચાને મુરબીને મલવા તઇયાર રહેવા કહયું.

અમારી ગોઠવણુ મુજબ ખુણામાં મુકેલી બેટરીમાંથી બહાર પડતા વીજલીના ચમકારા સાથે પેલા કાબુલી એકટર બરકતઅલી એક દુર ટાંગેલો પરદો હટાવી બહાર આવ્યો. એણે વીસ વરસ પરનો કાબુલી પીંડારાનો ડ્રેસ પહેરયો'તો ને હાથમાં લોહીથી ગગરતી એક તલવાર પકડી'તી. અમુને મલેલા બપાવાના ફોટાપરની સીકલની એણે આબેહુબ નકલ કીધી'તી. એ

હાલ્યાચાલ્યા વગર દુરૂજ ચુપ ઉભો રહયો. બચાએ એને ઘણાં માનથી તાઝીમ કીધી ને એવણુની તબીયતની ખબર પુછી. બપાવાએ તરાસમાંજ જવાબ દીધો. "અય નાફરમાન, નાલાયક અવલાદ, જીનતના પાક મુકામ પરથી, મારી શાંત પરહેઝગાર ઝીંદગી વચ્ચેથી આ બુરાઇથી ભરેલી નાપાક ઝમીનપર મને બોલાવવાની તારી ગુસ્તાખીનો સબબ શુ? દુન્યાંની બુરાઇ ને બદફેલી જેની વચ્ચે હું મારી નાપાક બેહયા ઝીંદગી બસર કરતો'તો તેવી કંગાલ જગા ને બુરી લાલચો વચ્ચે થોડી મીનીટો માટેબી તેં મને બોલાવીને મારી ઝેહમતથી મેળવેલી પાકીઝગીને આલુદગી લગાડીચ."

બચો કકલી પડયો. "મુરબીજી, મારી તમારી તરફની પુરાની મોહબત, મારો તમો તરફનો સાચો પ્યાર એજ મારી આ ગફલતી, ને કસુરવાર બેઅદબીનો સબબ છે. તમો પેલી જેહાનમાં હંમેશના પાછા નાબુદ થઇ જાવ તે પહેલાં એ નામચીન બપાવા, આ બચ્ચાંને એક વખત મોહબતથી બગલગીર થવાની, તમારા રૂખસાર પર બે મીઠા બોસા લેવા દેવાની મને ઇઝત ને કરમ બક્ષેશ ફરમાવો." કરીને બચો એને લાંબા હાથ કરીને ગરે વરગવા ધસ્યો પણ બરકતઅલીએ તલવાર આગળ ધરી બુમ પાડી "ખબરદાર ઓ મારા પાક ખુનના નાપાક કતરા, હવે આપણી વચ્ચે સગાઇનો તે પુરાણો સંબંધ રહયો નથી. આપણી વચ્ચે હવે નહી સંધાય એવો અંતર પડયોછ. તારી ને મારી વચ્ચે પાકીઝગીની એક બોસ્તવાર દેવાલ ખડી થઇચ જે હવે આપણુને હંમેશને માટે અલગા ને તલબગાર રાખેચ. તોબી હું મારાં અંતઃકરણના ઉંડાણમાંથી તુંને મારા આશીરવાદ આપુંછ કે મારાં પ્યારાં ફરઝંદ સાકુની તું આખેરી નીશાની છે તો અલ્લાહ પાકનો સાહયો ને મહેરબાની તારી પર હમેશ કાયમ રહેજો. તું મને તારાં આંગલાં પરની હીરાની વીટી યાદગારી દાખલ આપશે તો એ અંગુઠીને જોઇને હું દુરથીબી તું વહાલાં ફરઝંદને યાદ કરી સંતોષ પામશ."

"બીરાદર લીમજુ ને મંચા, હું અહીં આવનાર છેઉ એમ જાણતાં તમારા બેઉના બપાવાઓએ તમારે માટે મારી મારફતે પોતાનો પ્યાર ને મોહબત જાહેર કરવા ફરમાવ્યુંછ ને જો તમારાથી બની શકે તો એ બેઉ

જાણને માટે કંઇ ખરચના રૂપ્યા મોકલવા કહ્યાછ. માટે તમારા ગજવામાં જેખી નાણું હોય તે મને સોંપી દેવ. હું તે ઠાવું બેઉને પુગાડીને રસીટ મોકલી આપશ."

મેં એની નઝદીક જઇને આસ્તેથી કહ્યું. "દીકરા બરકતઅલી, તારી એકટીંગ કમાલ છે પણ હવે અખારા કર ને હીરાની વીટીપર સંતોષ પકરીને શુકરાના કર. નહી તો ઘણું ખાવા જતાં થોડામાથીબી રખડશે ને બધાનાં ડોકાં સાફ થઇ જશે."

પણ બરકતઅલી બંદો જાણતો કે અમારી મુડી એના હાથમાં છે એટલે એણે દમ કરયો. "અય બેમુરવવત ગાફેલ ઇનસાનો, દુન્યાની તુચ્છ દોલત આગલ તમે ખેશાવંદોનો પ્યાર નાચીઝ સમજોછ તે જોઇ મને અફસોસ છુટેચ. ને મારાં પ્યારાં ફરઝંદને આવા રાહબર સલાહકારો મલ્યાછ તેથી મને અફસોસ છુટેછ."

બચાએબી હવે એને ટેકો આપ્યો "મારા મુરબીને નારાઝ ના કરો ને તમારા મુરબીઓનો સખુન માથે ચરાવી તે લોકને ખુશ રાખવા તમારાં ખીસાં ખાલી કરી આપો."

અમે રૂપ્યા બીજે દહારે મનીઓરડરથી મોકલશું એમ સધ્યારો આપ્યો પણ બરકતઅલીએ બ્હોંસ કીધી કે એમ તો કેડે પોસ્ટ ઓફીસમાં રૂપ્યા અટવાઇ જાય ત્યારે આય તો એ પોતે ઠાવા હાથોહાથ પુગારશે: એટલે અમુને નાચારીએ ખીસાં ખાલી કરીને બચાની હજારની નોટ ઉપરાંત અમારા ખાનગી પાંચસો પાંચસો રૂપ્યાબી આપી દેના પડયા. એ બધો માલ જમા કરી બરકતઅલી "ખુદાહાફીઝ, ખુસી સુખી ને આબાદ રહો." બોલીને પરદામાંથી ગયબ થઇ ગીયો. ગેબ થઇ ગીયો તે ખુદ અમારા બંગલામાંથીજ નહી પણ ખુદ કાબુલમાંથી બધો હાથ મારેલો હલસો લઇને એ બહારોબહારથીજ પેશાવર જતી ત્રેનમાં ચઠી બેઠો ને ગુજરેલાં સાથ વાત કરવા ને કરાવવાનો અમારો એ અખતરો અમુનેજ ભારી પડી ગયો.

(૧૪)

હુશે દીદમ કે બચા દરે જવાહીરખાને જ'દદ
લીમજી મંચા બસરેશતંદો બંપચમાને જ'દદ
બચાએ મારી એક અતી ઉંડી હાય સરદ
એનાં પેટમાં ઢસકો પડતાં નવું ઉભરયું દરદ

બચાએ સાકુને, એના બહેસ્તી બપાવા ચકરમઅલીનાં રૂહ સાથે મુલાકાત કરાવી આપી, એક ભલી ભલાઇમાં અમે ભાગ લઇ સવાબનો તોસો હાંસલ કર્યો; પણ તેના બદલામાં અમારીજ તાલીમ ને કેલવણી પામેલું એ રૂહ, અમુને બેઉ જણને દમદાટી કરી પાંચસો પાંચસો રૂપ્યાની રૂમરી મુકાવી ગયું'તું, તે આપણે જોઇ ગયા છે. લીમજીની ફેંકોસોજીની મોહકાનમાં મેં મારા પાંચસો રૂપયા ગુમાવેલા હોવાથી, ઘેરે આવીને હું એની સાથ ઘણો ભરાયો, ને સ્મોલ કોઝીઝ કોર્ટની ડીક્રી કઢાવી એના સામન પર મેં ટાંચ લાવવાની ધમકી આપી, એટલે એણે સેતાન ડાબો કરવા, મને બાપ સુવે બમણા આપવાની હજાર રૂપ્યાની ચીઠી લખી આપી. એ વાતને બીજે દીવસે અમે લોકો હજુર તો સવારના પહોરામાં છોટા હાજરી એટલે ચાહનું કપ, તંદુરમાં ભુજેલું ગરમાગરમ નાન, અરધો અરધો રતલ કસ્તુર ને સીલાજીત ને ડજન લાલ છાલનાં કેરાં ખાઇને ઇઝીચેરમા પડી, મુંબઇથી અમારી બૈરીઓનાં આવેલાં કાગલ વાચ્યેચ, તેટલા બારણાં પર "તરરર તરરર, તુરમ તુરમ, તરરર તુટ, તુટ" ના અવાજવાલા ટકોરા પડયા.

લીમજી બોલ્યો કે બારણા પર આપરો ખાનસમા "સારેગમ" ની પ્રેક્ટીસ કરેચ; પણ મારા કસાયલા કાનોએ તરત પારખ્યું કે જરૂર કોઇ વીઝીટર હોવો જોઇએ. એટલે મેં "કમ ઇન, અંદરન બેયાઇ" નો પોકાર કીધો; ને તુરતજ શાહનો સ્પેસીયલ પેગામચી અંદર દાખલ થયો, ને ગુટણપર પડીને ભાલાની ટોંચ પર ખોસેલો બચા તરફનો એક રાજવંશી રૂકકો અમારી સનમુખ પેશ કીધો. લીમજી તો બચાના પગના અંગુઠાના છાપ ને શાહી મોહર સાથના એ રાજવંશી રૂકાને, ભાલાની અણી સાથેજ

આંખમાં દાબવા જતો'તો, પણ મેં એને એવી નાદાની કરતાં અટકાવ્યો; ને દરબારી તાજીમતવાજા પ્રમાણે હાથમાં સફેદ મોજાં પહેરી ચાંદીનાં ચીપ્યાએ તે રૂકો ઉઠાવી લઇ તે પર લોબાન ધુપાવી, પછી મેં તે ખોલ્યો. અંદર બકરાનાં તાજાં લોહીએ "પ્રાઇવેટ ને કોનફીડંસીયલ" મોટા અક્ષરે લખેલું હતું ને અમુને તાકીદ કીધી'તી કે બાદશાહી રાજમહેલ "કફે દમદમ"માં આવતી કાલે બપોરે બાર વાગતાની તોપ પડતાંજ પ્રાઇવેટ કોનફરંસમાં હાજર થવું; કંઇ અગતની બાબદપર ગુફતેગુ કરવી છે.

તરતજ મેં ટેબલ આગલ બેસી જઇ ટાઇપરાઇટર પર ટપ-ટપ વલતો જવાબ ચીતરી કહાડયો. "કાબુલ સલતનતના અય ચમકતા કોહીનુર, ઇસલામની જાહોજલાલી ભરેલી શમશીર, લુટારાઓના સરદાર ને જીન પરીઓના પાદશાહ, અય નુરે વતન ગાઝી બચા નામવર, શુમાખાતર જમાદારી ક બે વકતે દવાઝદેહ, દર રૂપીથવનગેહ, હમી હુ આરીસરાને પારસીઆન પંકચુઅલી દર ખીદમતે ખાવીંદ હાઝીર બુવ્મ. શુમા હીચ ફીકર વ ચીંતા ન કુની."

"સુરજ ચાંદ ને સેતારા થાય તારા ફરમાંબરદાર
આ ફરતું આસમાન બને તારૂં ખીદમતગાર."

એ રૂકકો મેં કાસદને સપુરદ કીધો, ને તેને પાવલી આપી કાગલ મારતી ત્રામે જઇ નામવર અમીરની ખીદમતમાં પેશ કરવા ફરમાવ્યું. લીમજી બબરવા બેઠો "વરી એ પ્રાઇવેટ કોનફરંસ શાની ભરી મરેચ? કોણ જાણે શું નવી પીડા હોશે. ખરેખર હવે તો આ કંગાલ કાબુલમાં પડી રેહતાં મને તો કંટાલો આયોચ. અહીં તો બધાં બેરાં ઢોલીવાપર મછરદાની નાંખી હોય તેમ, માથાથી પગ સુધી બુરખા નાંખીને ફરેછ, તે જુવાન બુદ્રા, ખુબ-સુરત બદસુરત કંઇ સમજ નથી પડતું. તે દહાડે અહીંના સુરઇયા બાગમાં બેંડ સમજવા ગએલો, તાં ફરવા આવેલી એક બુરખાવાલી નાઝનીનને મેં ઘણી કાલાવાલા કે "અય રોશન માહતાબ, તારો ચહેરેનમુન મુખડો બતાવી આ અધીરા આશકની તરસ છીપાવ" તે તેવણે ઘણાં શરમઇ ઘણાં નખરાં કરીને

બુરખો ઉંચકશો, તો મારા સમ મારા મમઇ કરતાંબી પાંચ વરસ મોટી નીકલશે, ને વરી નાજી બુચી માયના જેવો અવાજ કહાડીને મને નાજુક અદાથી કહેચ.

"તુમહારી તીરછી નઝર જીગર પાર કર ગઇ
હાય મય ક્યા કરૂં, મય તો દેખતેહી તુમપર મર ગઇ."

આહ મંચા, જલદી મુંબઇ જઇયે તો એપોલો પર બંધી સદીમીરીઓને મલ્યે, કે આપરાં જીગરનો કરમાયલો વેરાન બાગ પાછો સજીવન થાય.

મેં એને પટાવ્યો 'શાંતી, શાંતી, અય અધીરા જવાન, એમ અકલઇ ના જા. જરરાક ધીરજ ને શાંતી રાખ. મુંબઇ જઇ એપોલો બી ફરશું, ગ્રીન ને તાજમાં ડીનર ને ડાન્સની મજાહબી ચાખશું, ને બઇરીંઓ સાથ પીકટીંગબી કરશું. હવે આપરો થોડોજ વખત બાકી રહયોચ. પછી ફરીથી કાણુલ આવે તેને બચ્ચા સાકુના સોગંદ છે."

પણ લીમજી ઘણો બેકરાર ને રંજીદા થઇ ગીયો'તો. "તું મને જઇશું, જઇશું કરીને જુઠો સધ્યારો ના આપ્યા કર, પછી મોડેથી ગયલું શું કામનું ખરી મજાહ તો મુંબઇમાં દમણીંજ કરવાની છે. કેવો મજેનો નવ આનામાં સાહેબ શોખ ઓરકેસ્ટ્રામાં બેસીને "ચીકાજી વકટલેન" ને "ધસેલો ધનજી" જોવાનો મલેછ. દોર દોર રૂપીઆમાં બે વખતના ભોણાં સાથની આખા દહારાની ઉરનની ટ્રીપ મલેછ. આઠ આઠ દહારે પોલીસની લાઠી ચાર્જ જોવાની મલેછ. લોકો ખોબેં ખોબે રેસમાં નાણાં બનાવેછ; ને આપરે અહિં પડી રહીને બધી મજાહમાંથી બાકાત રહી જઇયેછ. અરે એ મોદકાણે દર ભેસ્પતવારનો "કેકોઉસની જાન" વાલો હફ્તો વાંચવાનો રહી જાયચ કરીને એ તો ભાંત સાથે માથું અફાડીને રડવા બેઠો. પણ મેં એને કેખશરૂ પાદશાહે પોતાના બેટા નોશીરવાનને નેક નસીહતો આપી'તી તેવી નસીહતો આપીને માહાભારત ને રામાયણમાંથી દાખલા ટાંકી બતાવ્યા, કે આપણીજ માફક પાંડવોએ પાંચ વરસ દેશવટો લાધો હતો; આપણીજ માફક રામ ને લક્ષમણ બાર બાર વરસ જંગલે જંગલ ભટકયા'તા, તે લોકો તો એમ માથે હાથ દઇને રડવા નહી બેઠા'તા વગેરે કહીને એને પટાવી લીધો.



મંચા આગ્એ ભારી ખાના સાથે જોઇશે છાંટા પાણી,
રોજ તો ઘેરમાં ખાતો'તો સુક્કા ખુમલાની વાણી.
છાંટા પાણીની વાત કર્યે તો ફુટબોલ થઇ જઇએ,
નથી લાગતું કે બૈરી આગળ સીધા પાસરા જઇએ.

(જુવો પાનું ૩૮)

બચાએ અમુને રાઉંડટેબલ કોનફરંસમાં કંઇ ગંભીર બાબદસર મસ-લેહત કરવા બોલાવ્યા હશે, એમ સમજી અમે લશકરી યુનીફોર્મ બાજુએ મુકી, જામા પીછોરીના પારસી નેશનલ ડ્રેસમાં તઇયાર થયા; જે જામા પીછોરી અમે લોકો અગવર સગવડે કામુલમાં કોઇને એટલે ઉકમણે પહેરવા કામ લાગે કરીને સાથે લાવ્યા'તા. હમે બેઉ જણે કોરો કકરનો જામો પહેરી કમર પર ટાઇટ તતરબંધ પીછોડી બાંધી, ને ખાંધપર દસ્તુરજીની માફક સુનેરી સાલ ઓઢી. લીમજીના સફાર બસે, તે રબેને પ ટલુનની ઘોલઇ આપવી પડે કરીને જામાની નીચે ફકત ચોલ્લુંજ પહેરયું. શાહી દરબારમાં એવા ગુસતાખીભરયા લેબાસમાં આવવા માટે હું એની પર છેડાયો.

"લીમજી, છેકજ ચરી ના જા. જરા તારા વડીલ બાગ્યાની ઇજ્ઝતનો ખ્યાલ કર. તું દરબારે ખાસમાં આવેછ કે જુહુ દરીયે નાહવા જાવચ."

એણે નફરટઇથી જવાબ દીધો "અરે પણ તું પાટલુન પહેરાવવાની બહેંસ શાંની કરેચ. આટલો લાંબો જામો છે, તો તેની અંદર કોણ જાણવા આવવાનું છે કે અંદર સેંઘો છે, પાટલુન છે કે ચોલ્લુંજ છે. હરવાયો તું કરકસર કરવા કયારે શીખશે? આપનો દેશ, બારડોલી ને ગુજરાત ભુખે તવલેછ, ખેડુતો પાયમાલ થઈ ગીયાછ; વેપાર વગર મુંબઈ બધું નાશ થઈ ગીયુંછ; ને તુને સરબંધ પાટલુન ને અસતરી કીધેલા કોરા કકરતા લેંઘા વગર ચ.લતું નથી. જા, જા, તેં સ્વરાજ લીંધુ ને રાજ ચલાવ્યું."

ટાઇમિસર નામવર બચાએ અમારે માટે મોટી ટ્રોલી જે રસ્તા પર પથ્થર મટોડું વગેરે લઇ જવા કામ કરતી'તી, તેને સાફસુફ કરાવી અંદર ગોદરાં તકીયા પાંથરી હમુને લેવા મોકલી. ત્રણ માઇલ વેર જવાનું હોવાથી, બચાએ અમારો ટાઇમ પાસ કરવા સાથે બે તુરકી નાચનારીઓ યાને બેલેટ ડાનસરો, બે સાજીંદાઓ સાથ મોકલી'તી; એ લોકના ચાલતી મોટર લોરીસ મધેના નાચ, ને અમારા જામા પીછોડીના વીચીત્ર ડ્રેસ જોઇ લોકો એમજ સમજયા, કે હમે કોઈ નવી આવેલી સીનેમાની ફીલમની જાહેરખબર

ફેરવતાં હોઈશું. બે ચાર દહેશ્યતુરોએ તો, મારાં લાલ ચીનઇ ખોખાંને નવી જાતનો પોસ્ટ ઓફીસનો ડબ્બો સમજીને અંદર કાગલબી પોસ્ટ કીધાં. નાચનારીઓના ડાન્સથી ખુશ થઇને, લીમજી પોતે કયાં છે ને શું કરેછ તે ભુલી જઇને પોતાના મોભાનો ખ્યાલ કીધા વગર પોતે કેવો એક ઉસ્તાદી ગાનાર હોય, તેમ બઇરાં જેવો અવાજ કહાડીને લલકારવા માંડયું.

"મર્દ બનો, તુમ મર્દ બનો
સબ હીંદુસ્તાની તુમ મર્દ બનો.

ગાતાં બજાવતાં બરાબર બે કલાકે અમારી ટ્રોલી ત્રણ માઇલની અવલમંજલ કાપી, શાહી મહેલના દરવાજા આગળ ઉભી રહી. હજુર તો અમે મહેલના કંપાઉંડમાં દાખલ થઇયેચ તેટલાં ઉપરની પહેલે માળની બારીએથી તરતનાં કાપેલાં લોહીથી ગગરતાં, અરધો ડજન ડોકાંઓ અમારા પગ પાસે આવીને પડયાં. પહેલાં તો અમે સમજ્યા કે કોઇએ પાણી પીને કવલાં નારીયેલના કોટલાં ફેંકયા હશે, પણ નઝદીક જઇને જોતાં ખરો મામલો સમજાયો. અમે તો એ અપશુકનભર્યા ખાનાખરાબીના દેખાવથી ગભરાઈ ગયા કે મારી નાખ્યા ! આજે બચાજીની સ્ટીમ ચરેલી છે. પણ એ નામવરના વડા કારભારી મનસુરબેગે મારા કાન પર પડી હલુસેથી સધ્યારો આપ્યો કે "ગભરાવાની કંઇ જરૂર નથી. એ તો નામવર સુલતાન થોડીક નવી ઇરાની તલવારો ખરીદ કરેચ, તે તેની ધાર તેજ છે કે નહીં તે જોવા ગુલામોની ગરદન પર અજમાવી જોયચ."

અમે લોકોએ મનસુરબેગને અરજ કીધી કે બાદશાહ સલામત બધી તલવારોની અજમાયશ પુરી કરી રહે નહીં ત્યાં સુધી અમારી આમદની ખબર આપવી નહીં. એ રાજાઓનો ભરોશો શું. અમે થોડો વખત દરવાજા પર પહેરો ભરતા સંત્રીઓ સાથ વાતચીતમાં કાઢી નાખ્યો. લીમજીની છટાદાર લંબાસ ને બોલીદારીનો એટલા પરથી ખ્યાલ આવશે કે એણે દશ મીનીટના ટુંક અરસામાં બીલકુલ અંજાણ સંત્રીઓને પોતાના ગળામાં પડેલા તાતા સ્ટીલના ઓરડીનરીના સો શેર સાઠ સાઠ રૂપીએ પહેરાવ્યા.

મહેલની અગાસી પરથી બાર વાગતાની તોપ ફુટતાંની સાથે અમો શાહી અયવાનમાં દાખલ થયા. દરવાજા પરના પહેરેગીરોએ અમુને નાક આગલ તલવાર ધરી સલામી આપી. નામવર બચાજી, હાથમાંની નાગી તલવારે એક મોટું તરબુચ કાપીને છાલ સુધાં ખાતા'તા, ને તરબુચનાં બીયાં પાસે ઉભેલા હજુરીઓના હાથમાં થુકના'તા. અમોને જોતાંજ એવણે તરબુચ હજુરીયાના હાથમાં આપી દીધું ને હાથના ખરડાયલા આંગળાંઓ ચુસીને સુકકાં કરી નાખ્યાં.

"ઓહો, આવો રફીકો, ખુશ આમદી, ઇનજા બેનશીની" કરીને અમુને બાજુમાં મુકેલી મખમલની ખુરસીઓ પર બેસવા કહયું, ને હજુ-રીયાની કમરમાં તલવારની અણી ભોકી ત્યાંથી ચાલી જવાનો હુકમ ફર-માવ્યો; ને તે બીચારો નાની જેવી ચીસ પાડી ત્યાંથી બહાર નીકળી પડયો. બચાએ હવે મુઠી ભરીને હરડેની ભુકીનો ફાકો મોનામાં મારયો, ને ગગલતા સાદે ચલાવ્યું, "અય મારા ગમગુસાર અને જાંનીસાર રફીકો, મેં તમુને એટલા માટેજ તાકીદથી બોલાવી મંગાવ્યાચ, કે હું ભારી અંદેશામાં છેઉ ને ગમથી મારૂં દીલ દર્દમંદ છે."

મેં બચાની દહારી મારી આંખમાં દાબીને કહયું "શાહ નામવર; તારી એ ખોફ્નાક વાત સમજીને અમારૂં દીલ ધ્રુજી રહયુંચ. કઇ ચીઝના અંદેશાથી તું આજે એટલો ગમખાર છે? શું તારા કોઠાની કબજીઆત વધી ગઇચ, યા તો તારા ઘેરવાલાએ ભારૂં વધાર્યુંચ. અગર તેમ બી નહીં હોય તો શું તું નામવરની મોટરમાં પંકચર પડયુંચ, જે હોય તે ખુલાસાથી બોલ કે હમો બી તારા દુઃખમાં શરીક થઇએ. તું સુખી તો જેહાંન સુખી, તું દુઃખી તો કુલ દુન્યા દુઃખી."

બચાએ એક નીસાસો નાખ્યો, "નહીં, એવું કંઇજ નથી. ગઇ કાલે મારા એક વીશ્વાસુ નજુમી પાસે ફાલ જોવાડતાં તેણે કહ્યું કે, નાદીરખાન જરૂર કાબુલની ગાદી પર આવવોજ જોઇએ, કારણ કે એને સાડાસાત વરસની પનોતી બેઠીચ, ને કેતુ ને રાહુ બેઉ એકજ ઘેરમાં બાહુન તરીકે

આવી રહયાય, ને બેઉની દ્રષ્ટી બચાના જનાનખાનામાં પડેલી છે, તેથી બચાને જનાનખાનાનું સુખ ભોગવવા દેય નહીં, ને તેને હેરાન પરેસાન બનાવે.'

આ દેહસતનાક ખબરથી મારા ટાંટીયા ધ્રુજી રહાય, ને તેથી હું ધ્રુજુંય કે તમે અઝીઝો તમારા નવા ઓધ્ધાઓનો તરતજ ચાર્જ લઇ લેવ; તમે લોકો મારી પાસે ને બાજુમાંજ રહો, તો પછી મને નજુમીએ કહેલી વાતનો ડર રહેશે નહી. આજે આપણા હીંદુ ભાઇઓની ધનતેરશનો પવીત્ર દીવસ છે, માટે મંચા, તું જવાહીરખાનાનો ચાર્જ લઇ, હીસાબ ગણી લઇ, બધું ધન તારે હાથે ધોઇને રેશમી કટકાએ લુછીને તેની જગાપર ગોઠવી દે. ખજાનચી, જવાહીરખાનાના દરવાજા ખોલાવી નખાવો." બચો અમોને હથીઆરબંધ ચોકી પહેરા હેઠળ મહેલના ભોંયરામાં આવેલા એક લોખંડી ઓરડામાં લઇ ગયો, જે આબાદ સેંટ્રલ બેંકની સેફ ડીપોઝીટના રૂમનો ખ્યાલ આપતો'તો. અંદર હારેહાર ચાલીસ પીતળના ચરૂઓ ગોઠવેલા હતા, જે જુદી જુદી જાતના ઝવેરાતો, હીરા, માણેક, મોતી, લીલમ, પોખરાજ વગેરેથી ભરપુર હતા, બચાએ એક લોખડના સ્ટુલ પર બેઠક લીધી, ને એવણની જાતી દેખરેખ હેઠલ એ તમામ ઝવેરાત તોલવામાં આવ્યું, ને તેની બારીક વીગતો એક મોટા ચોપડામાં નોંધવામાં આવી. શાહી તીજોરી કેટલી તર હોશે તેનો ખ્યાલ એટલા પરથીજ આવશે કે ખાલી હીરાજ ચાલીશ મણ, છત્રીસ શેર, નવટાંક ને બે વાલ ઉપર હતા એમાંથી બેત્રણ મણ જેટલા હીનાઓને ઉધઇ લાગી ગયલી હોવાથી, ખરાબ થઇ જવાથી મેં બચાને બતાવી તે રદ કરાવ્યા, ને ફેંકી દેવરાવ્યા કે બીજા હીરાઓને ખરાબ કરશે. મોતીની ખાક ઘણી તાકાતદાર ને છાતીના દરદો પર ઘણી આટસીર હોવાનું લીમણીએ કેટે વાંચેલું હોવાથી અમે બધા તોલવાના કામમાં રોકાયલા હતા, તેનો લાભ લઇ પહેરેગીરોની નજર ચુકાવી, બે મુઠ્ઠા ભરીને એક બાલદીમાં મુકેલાં સાચાં મોતી એ ખાઇ ગીયો, પણ એટ્ટી બાપને મારી ને બીજા રાજવંશીઓ માફક મોતી ખાવાની આદત

નહી હોવાથી તરત એને પેટમાં ચુકો શરૂ થયો, ને આખે દીસે ટીર ફવચ ફુટી નીકળી. મેં એને એક પ્યાલુ ભરીને જલદ સરકો પાયો ને મોતી હજમ થયાં, ત્યારેજ એની ખવરખવર નરમ પડી. અમે અંદર દાખલ થયા ત્યારે ઓરડાની ઝાંખી રોશનીમાં મને દરેક ચરૂ પર કંઇ ગંજાવર કાળી જલેબી હોય તેવું જણાયું, ને એક ગુંચરામાં તલવાર ભોંકતાં એક દહાડી મુછવાલા કાલા નાગે ફું કરીને ફેણ ઉંચકીને મારી પર હુમલો કીધો, ત્યારેજ જણાયું કે એ તો ખજાના પર ચોકી બેસનારા સાંપ હતા. એ બધા નાગોને બચ્ચાએ દુધ ને ઇંડા પાયાં ત્યારેજ એ લોક નીચે ઉતરયા, ને ચરૂને હાથ લગારવા દીધો. લીમજી જરા વારમાં એ નાગો સાથ બી પલોટઈ ગીયો. એણે તો પોતાની સાથે લાવેલી ચોકલેટ ને બીસકીટ એ લોકને ખવરાવી ને બધા નાગો એની પાછળ પાછળ ફરયા કરે. ને લીમજી એ લોકને કંઇ કંઇ વાત કરીને ખુમ હસાવે ને નાગો એનો પીછો છોરે નહી. તે છેલ્લે બધાને પટાવીને એણે અકેકી કીસ લીધી, ને Go to bed, children કરીને કહયું, ત્યારેજ એ બધા પોતપોતાના ચરૂઓ પર જઇને ગોઠવાયા. મેં હવે બધા નવા ચોપરાઓની વહી પુજાની કીરયા કરાવી, બતાસાએ બધાનું મોંનું સીઠું કરાવી ઝવાહીરખાનાની ચાવીઓના ઝુમખાનો કબજો લીધો.

ચે તદબીર અય મુસલમાનાં કે મન ખુદરા નમી દાનમ
ન અઝ મુલકે નવસારી અમ ન અઝ ખાકે ખુરાસાનમ
જનાનખાનાની જંબુરીમાં ભેજું ફરવા લાગું ચકભમ
હમો બેઉએ ભાશણ કીધાં એક એક પછી ગરમા ગરમ.

હવે અહીંથી બચો અમુને દરબાર હોલમાં લઇ ગયો, જ્યાં લીમજીને જનાનખાનાનો કબજો સોંપવાનો હતો. દરબાર રૂમને એક છેડે નામવર બચા સાકુએ ઝરીન ખુરસી પર જગા લીધી. એની સાંમેની ટેબલ પર શાહનામા જેવો એક મોટો પોઠો હતો, જેના પુઠાં પર સુનેરી અક્ષરે લખ્યું'તું–નામવર બચા સાકુના ઝનાનખાનાની ખાનગી ને કોનફીડંસીયલ વીગતો—છપાની પ્રગટ કરનાર દાઉદ સુલેમાન એન્ડ સન્સ Publishers & Aerated Water Manufacturers.

હવે એક મોટો ઘંટ વગાડવામાં આવ્યો, ને છેલ્લા ટંકારનો ગણુગણાટ બંધ પડે તે આગમજ, બચાની બધી બેગમોએ હુરમા સહીત આવીને બચાની સામે ગોઠવેલી મસનદપર જગા લીધી. બચાએ પોથો ખોલી એક પછી એકનાં નામ પોકાર્યાં, જેના જવાબમાં બેગમો ઉભી થઇ હાઝીર જનાબનો જવાબ આપતી. કુલ્લે ચારસો સીત્તેર બીબીઓમાંથી, અઢાર બેગમો જેઓ રાંધણીમાં ગઇ'તી તે સીવાય બધી હાજર હતી. હીંદુસ્તાનના રાજદ્વારી કેદીઓ માફક અહીં બી બેગમોને A. B. ને C. ક્લાસો હતા. C. ક્લાસવાલીઓને મહેલને લગતું તમામ કામકાજ કરવું પડતું હતું.

બેગમોની હાજરી લેવાઇ રહ્યા પછી, નામવર બચા સાકુએ ટેબલ પર મુકેલા સરબતની સુરાહીમાંથી બે ગોટ પી, દહાડીએ મોનું લુછી ખંખાર મારી ભાષણ ચલાવ્યું, "અય મારી જીંદગીના રંગીલા બાગની ગુલબદન ગુલછરીઓ, પરીસુરત પુતલીઓ અને નવજુવાન નાજુક નાઝનીનો, આજના મુબારક રોઝે તમારી જીંદગાનીમાં નવો સુનેરી સફો ખુલે છે. શાહી જનાનખાનાના ઇતીહાસમાં એ એક અસાધારણ, અદભુત અને અલૌકીક બનાવ નોંધાવે છે, કારણ કે આજથી તમો મારી લાડકી બેગમો અને મારી આંખની કીકી જેવી, મારી લખ્તે જીગર, ચહેરેનમુન ગાર્ડુકોની કીસમતની લગામ, મારા વફાદાર ને માન પામેલા પારસી સરદાર સારજંટ લીમજી જેવા ચુનંદા જોકીના હાથમાં સોંપુ છું. આ ફાની જીંદગીના નાપાયદાર, બેરહેમ મોઝાંઓ પર ઝોંકા ખાતી ને ડગમગ ડોલતી, તમારી હસ્તી નીસ્તીની કીસ્તીનો આજથી, એને નવો નાખોદા યાને કેપટન નેમું છું; જેની સાથે કામ પડવે મારો બહાદુર બીરાદર મંચુ સેકન્ડ એનજીનીયર ટંડેલ તરીકે કામ કરશે. જે જોખમભરેલો ઓધ્ધો, મારી પોતાની રઇયતના, મારી જાતવાલા ને માન પામેલા બુઝોગ રઇસોને સોંપવાનો હું સ્વપ્ને પણ ખ્યાલ નહીં કરૂં તે પાક ને ગંભીર ફરજ, મેં બીનદહેસ્ત એક પરાયા મુલકના, પરાયા ધર્મના પરદેશીને સોંપી છે. કારણ કે મેં મારા જાતી અનુભવ પરથી સીધ કરી જોયુંચ, કે પારસી તારૂં બીજું નામ દલેરી, વફાદારી ને જાંની-

સારી છે. (લીમજી—દીકરા છેવટ સુધી તારા એ વીચારો રહે તો સારૂં, નહી તો વરી પારસીઓને નામનું માથે હાથ દઇને રડવા ના બેસતો.) પારસી યકીનદારી ને ઇમાનદારી માટે નડીયાદનો મરહુમ સાક્ષર ને કવી દલપતરામ ડીમ્યાશંકર બી પોતાની મશહુર કવીતા "ચુસાઇ ગયલી આફુસની કેરી પર વીલાપ" માં લખી ગીયેચ કે, "આહ પારશી, પારશી, તને ફરી જતાં વાર શી." મારી વહાલી બેગમો, તમારી નઝતીક, આરથીક ને ધારમીક બેહતરીનું સુકાન હું એના હાથમાં સોંપું છું. એને મુરબ્બી માફક માન આપીને ચાલજો. એ ઘણો નરમ ને પોચા દીલનો છે માટે એનું દીલ જરા બી દુઃખાવતા ના. એમજ સમજજો કે, કે તમારા બહેસ્તનશીન થયલા બાપની જગાએ એ નવો ટેમપરરી બાપ છે.

(લીમજી—એ કમબખ્ત મને એ લોકનો બાપ શાનો બનાવી મરેછ.

"ગમે તો એ લોક ગણે મને બાપ—ગમે તો ગણે મને ભાઇ,
હું તો થઈ રેહવશ—એ લોકનાં માયનો જમાઇ.)

બચો હવે લીમજી તરફ ફર્યો, ને એના નરમ ગાલ પ્યારથી પસવારી, એના ખભાં પર હાથ મુકીને બોલ્યો, "લીમજી ડીયર, એક ચીજની માટે તુંને ખાસ તાકીદ કરવાની છે, ને ગંભીર ચેતવણી આપવાની છે, તે એજ કે જે મારા પુજ્ય પીતાજી, મારા પપા ડીયર, યાને માદર ઝબાન પરતુમાં બોલું તો મારા પીદરે બુઝોર્ગવાર, ધાંધલ કરતા અહીં જનાનખાનામાં ઉતરી પડે, કે હું મારાં વહુ દીકરીઓને બે ઘરી મલવા આયોચ, તો ઘણી સફા-ઇથી કંઇ બી ફેંકાફેંક કરીને એવણને ફોસી ને હુકકો પીવરાવી બહારોબહા-રથીજ વીદાય કરજે. કેહજે કે જનાનખાનામાં કોલેરા ફાટી નીકળોચ; નહી તો કમપાઉંડમાં હડખું કુતરૂં ફરેચ, કંઇ બી નાલીયું ફેંકજે પણ ખુદાને ખાતર એ મારા છેલબટાઉ લેહરી મુરબ્બીને જનાનખાનામાં તો પગ મુકવા દેતોજ ના. બુઢાજી નજરના ઘણા ખરાબ છે, ને જો કોઈ પરીસુરત પોટ્ટી પર ડોરો ખોબાયો તો કોઇ બી ભોગે તેને પોતાના દેશમાં લઇ જવા ચુકતા નથી. લીમજી કલેજા, એ બાપ તો મારો થાયચ, પણ મને

પોતાને બી બે વખત કડવો અનુભવ ચાખવો પડયોચ. એવણ મને બે વખત તઇવાર કરી, પોતે બી પોતાધાતા થઈ સારે ઠેકાણે છોકરીઓ બતાવવા લઇ ગયા; ને મારે માટે વેવાઇઓ સાથ વાતચીત કરી, રીત કેટલી આપશો, પદ શું આપશો વગેરે બધું નકકી કરાવી, પછી છોકરીઓને બુરખા વગર જોતાં, એવણ તદ્દન પસરીને લટ્ટુ થઇ ગીયા, ને વેવાઇ થવાને બદલે જમાઇ થઇને તે લોકને પરણી બેઠા, ને બણે વખત હું હાથ ઘસતો ને હોઠ મટમટાવતો રહી ગીયો. એવણ પોતાના ગામમાં ડપટ પડીને બેસે કરીને, મેં છ મહીના પર જંગબારના સુલતાનનો સેકંડહેંડ જનાનો પેસાવરમાં લીલાઉં થયો, તે બી વેચાતો લઇને આપ્યો, કે એવણ ઘેરે બેસીને હવે માલા ફેરવ્યા કરે. પણ ટાઢ જાય રૂવે ને આદત જાય મુવે, તેમ પંદર દહાડા પર મારા નવા નેકાહ થયા ને માયજીએ દયા ખાઇને એવણને લગનની ચીઠી મોકલી, તો તાંબી શાદીની મીજલસમાં મને કાલાવાલા કરે કે એ છોકરી પરથી પાઘરીના રૂપ્યા લઇને હાથ ઉઠાવ ને મારી ફેવરમાં રીઝાઇન થઇને મને પણવા દે. હમણાં પણવા અદરાવાનો મારો વખત છે. તું તો મોટો થઇનેબી પણસે. લીમજુ, મારા અઝીઝ વફાદાર દોસ્ત, ચાલ હવે તારા ઓધ્ધાની ગંભીર ફરજો પુરી વફાદારીથી બજાવવાના સોગંદ ખા.” કરીને બચાએ મીયાનમાંથી તલવાર ખેંચી કહારી, ઓરડામાં ફરતી એક મોટી બસરઇ મરઘીનું ડોકું ઉડારી મુકી, તેનું લોહી લીમજીનાં માથાંપર છાંટી, તેજ લોહીનો એના કપાલમાં ચાંલ્લો કરી કંઇ પસ્તુ ભાષામાં બબડયો. લીમજી બી આ લોહીના દેખાવથી ઉશકેરાઇ ગયો, ને એણે બી તલવાર ખેંચી કાઢી બાજુમાં બેઠેલી એક બકરીના પેટમાં ભોંકી દીધી, ને બે ખોબલા ભરીને લોહી બચાના ડગલા પર છાંટી, બકરીની તલ્લી બહાર ખેંચી કાઢી હાથમાં પકડીને તલવાર ઉંચે કીધી ને ઝનુનથી બોલ્યો—

કસમ છે મને વીસકી ને સ્નેપના—કસમ છે મને નેપ બ્રૅંગના
કસમ છે મને હીંદુસ્તાન મેપના—કસમ છે મને કાતરીયાં ગેપના
વફાદારીથી ફરજો મારી, જો અદા નહીં કરૂં .
બુરા મારા હાલ થાય, કુતરાંને મોતે મરૂં.

એટલું બોલીને એ પોતાના કસમની ગંભીરતા બતાવવા એક ગલાસ ભરીને ગરમ ગરમ બકરાંનું લોહી પી ગયો. મેં એ ધમાલનો લાભ લઇ, પેલી કાપેલી મરઘી એક નુસપેપરમાં લપેટી મારે બંગલે બબરચી પર મોકલી આપી, કે રાતને માટે બુડતા ઘીમાં મોટા મામલેસરી પપેટા સાથ રોસ્ટ કરજે.

હવે બેગમોનાં ટોળાં વચ્ચેથી કોઇએ બુમ પાડી, "મોંસ્યુર મોંચેર કાવાખાના for a speech." ને તેને કોઇ બીજીએ ટેકો આપ્યો કે, "હા, હા, મી૦ જાદીરાણા, કંઇ સોજું ભાપણ કરો કે આય કાપાકાપી ને ખુના-મરકીનો ડરામણો દેખાવ બંધ પડે."

આય તો દરદીને ભાવતું વઇદે ફરમાવ્યું, એટલે હું બી હા, ના, હા, ના કરીને ઉઠયો ને રૂપેરી ચંગ જેવા મારા મીઠા અવાજે ચલાવ્યું, "બાનુઓ, બેગમો, વીરાંગનાઓ, દેશભકતાણીઓ, રંડાયલી ને કુંવારી બાલાઓ, મારા અઝીઝ દોસ્ત લીમજુની પનાહ ને માનભરેલા આશરા નીચે આજથી તમો આવો છો, એ તમારાં અહોભાગ્ય છે. ગયે ભવની, પુનર્જન્મમાં કીધેલી ભલાઇઓના બદલામાં, આજે તમો આય પુણ્યશાળી માન ભોગવી રહ્યાં છો. આજથી લીમજુ તમારા સુખ દુઃખનો ભાગ્યો બને છે. દુઃખની વખતે એ શોધેલો મલશે નહી, પણ સુખની વખતે તરત આવીને હાજર થઇ જશે. વેપાર ધંધાની અગવડો ખમીને બી એ આ પરમાર્થી કામ બજાવવા અહીં રહી પડયોચ, એજ એના દરીયાવ જેવા બોહળાં ને બ્લુમન જેલી જેવાં ચોચાં દીલની ગવાહી છે. નાજુક નાઝનીનો, બચરવાલ બઇરાંઓ, ને વીપત્તીમાં આવી પડેલી વીધવાઓની ખીદમતમાં એણે પોતાની જીંદગી ઘસી નાખીચ. એના એવા ગેલાંટ ને પરોપકારી સ્વભાવને લીધે, એ અંગત અગવડ ને જંજાલો ખમીને બી, ઘણા ખાનદાની મોટે ઘેરના છુટાછેડાના કેસોમાં જવાબદાર તરીકે બહાર પડયોચ. એ મારા અઝીઝ બીરાદરને જનાનખાનામાં દેખરેખ રાખવાના ઓધ્ધા માટેજ ગોયા કુદરતે સરજ્યોચ. કારણ કે નાનપણથીજ એ બઇરાંઓમાં રમી ને ફરીહરીને ઉછર્યોચ. પરવર-

હેગારે એનું જીગર ઘણુંજ પોચું ને દયાળુ બનાવ્યુંચ ને કોઇ બી ખુબસુરત બઇરાંને જોતાંજ, એની આંખમાં ને જીગરમાં પ્યારનો ઝરો ઉભરાવા માંડેચ. ખુદાએ એના જીગરમાં પ્યારનો માવો ભારોભાર સીંચ્યોચ. જેટલો એ મયદાને જંગમાં ઝમકી નીકળેચ, તેટલોજ એ પ્યાર મોહબતના મેદાનમાં બી ખીલી નીકળેચ. મજનુન એની આગળ પાણી ભરેચ, ને રોમીયોને તો એ હેંડીકેપ આપીને મારી જાય. ડઝનબંધ બ્રીચ ઓફ પ્રોમીસના એની સામે કેસો નોંધાયાચ; ને પરણવાનું વચન આપીને હાથતાલી આપેલી છોકરીઓના અરધો ડઝન બાપો, આજેબી મુંબઇમાં ડાંગસોટા સાથે એની તલાસમાં ફરેચ. માટે તમે લોકો એની મીઠી જબાન પર ભોલવઇ ના જતાં. પ્યારમાં પડવું ને ફરી જવું એ તો એની Hobby છે."

લીમજીએ અહીં મારો ડગલો ખેંચ્યો. "કે હવે તારું ટાહેલું બંધ કરની. મનેબી કંઇ ચાન્સ આપસે કે નહી. તમેજ બેઉ સત્યાનાસના ગીયેલાઓ એમ લાંબુ લાંબુ ને કોહેલું બોલ્યા કરશો, તે હું ભાષણ કરવા ઉઠશ તેટલે તો અરધું ઓડીયંસ ઉઠીને ચાલી ગયલું હોશે."

લીમજી હવે ઉભો થયો ને પોતાની ચુંચી આંખ પર હેરોલ્ડ લોઇડના જેવો સીંગડાની ફ્રેમનો ચસમો ચડાવી, સામે બેઠેલી નાઝનીનો તરફ કમરમાંથી અરધો નમ્યો, બચાને જમીન વેરથી સેજદો કીધો, ને પછી મોબેદ રવાન આગલ ભણતો હોય તેવા ગુંગચા સાદે ભાષણ શરૂ કીધું. "યોર મેજેસ્ટી, હર સીરીન હાઇનેસ ઝરીના બેગમ અને બાદશાહી જનાનખાનાની માનવંત બેગમો, બીબીઓ, બાંદીઓ, લોંડીઓ ને સ્વીટ સેવનટીનો, નાજુક બઇરાંઓ સાંમે બોલવાનો આ કંઇ મારો પહેલો અખતરો નથી. તમારા સેવકે કંઇ સેંકડો વખત ખેતવાડીના બઇરાંઓની મીજલસો ભાષણોથી ધ્રુજની છે. ઘણી વખત મારાં દીલ ઉશ્કેરનારાં ધારમીક ભાષણો ને શાહનામાનાં વાંચણથી ઘણી ફ્રોકવાલી છોકરીઓ બેસુધ થઇ ગેઇછ. માટે તમો બાનુઓબી દરેક જણ હાથમાં અકેકો ભુંજેલો કાંદો રાખજો. કે જરાબી ફેંટ જેવું લાગે તો તરત સુંઘવા કામ લાગે. મને તમુને મુબારકબાદી આપતા હેત કે

નામદાર બચાએ તમારા રખેવાલ તરીકે, કોઇ મચ્છરડા જેવા બોસરા વાસ મારતા ને ત્રણ મહીને બી નહી નાહનારા કાબુલીને બદલે, મારા જેવા ખુબસુરત નાજુક ને એસકી જુવાનીયાને નેમી તમો નાજુક નારો તરફની પોતાની મોહબત ને દીલસોજી બતાવી આપી છે. (તાલીઓના, કીસના અવાજો) હું પોતેબી જનાનખાનાનો પ્રુરતો અનુભવ ધરાવું છું. કારણકે યંગ લેડીઝ હાઇસ્કુલમાં હું વરસો વેર ડ્રીલ માસ્તર હતો તેમજ નવી બંધાતી બીલ્ડીંગોમાં જમીનને કોબો કરનારી ઘાટણોનો હું મુકાદમ બી હતો. તમો નામવરોને જાણીને ધીરજ આવશે કે હુંબી એક પરણેલો ખચરવાલ આદમી છેઉં, એટલુંજ નહી પણ મારી સાત સાત ખુબસુરત સાલીઓ છે જેઓમી મોબેદો, અથોરનાનો ને એરવદો સાથે પરણેલી છે. બાનુઓ તમે જરાકબી બીહતા ના. જેમ સેંટ્રલ બેંકની સેફ ડીપોઝીટમાં લાખો રૂપીયાનું ઝવેરાત સચવાયલું રહેય તેજ માફક તમે બધી નાઝનીનો મારા હાથમાં સહીસલામત સચવાયલાં રેહસો. (બચા—ખચલી ખુબ ને વેરી ગુડ) તમારે માટે સોલાપુરથી ચેવડો, બીલીમોરાથી ખારાં બોર; વલસાડથી જુની લેવટીનો તીખો તમતમટો પાટીયો મંગાવવાનો ઓરડર બી હું આપી ચુકયોચ, કારણકે એ ચીજો બઇરાંઓની જીવેજાન દોસ્ત છે. મને એકજ દલગીરી ઉપજેચ કે તમો વચે હમો ઘણો લાંબો વખત રહી શકશું નહી; કારણ કે અમે મીલીટરી ઓફીસરો હોવાથી લશકરનો કબજો લેવા અમુને ઉપડી જવું પડસે. (બઇરાંઓનાં ડચકાંનાં અવાજો ને ગાયન "અરે નહી અમુને છોડી જાવો.")

લીમજીએ હવે આ મીટીંગનો છેડો લાવવા એના મીઠા હલકે પોતે નવું જોડેલું કાબુલી નેશનલ એનથમ "દંડા હમારા ઉંચા રહેગા, ખોપરી તુમારી નીચી રહેગી" બેગમો પાસ હારમોનીયમ પર ગવરાવ્યું. શાહી મહેલના શાંત સુલેહકારક વાતાવરણમાં એ ગંભીર ગીતે દરેકના જીગરપર અસર કીધી; તે એટલે સુધી કે લીમજી જેના ઘાટકી ને સખત હઇયાંનાં આદમીની આંખમાંથીબી તરતર આંસુઓ સરી પડી એના લેંઘાના પાયજા ભીજવી નાંખ્યા. એના હારમોનીયમના વગાડવા સાથે મેં તબલાનું એકમ્પનીમેંટ આપ્યું'તું. ધંધાદારી મગરૂરી બાજુ મુકતાં હું વાજબી દાવો કરી શકુંચ.

કે માઇસોર રાજ્યના રાજ ગવઇયા, કીસનુ પીતાંબરના અપવાદ સીવાય, હીંદુસ્તાનના લાઇટ વેઇટ ચેમપીયન તબલચી તરીકે ગણાવાનો મારો દાવો બેતકરાર છે. કાનપુરમાં ૧૯૨૮ માં ભરાયલા "ઓલ ઇંડીયા તબલચી કોનફરંસ" માં હીંદના ચુનંદા તબલચીઓ વચેની હરીફાઇમાં, ત્રણ કલાકમાં ૭ તબલાની જોડ ફાડી નાંખીને, શાહ તબલચી તરીકેનો મારો દાવો મેં સીધ્ધ કરી આપ્યો'તો. ખુદ નામદાર ગવરનરના બેંડમાં ઓનરરી તબલચી તરીકે જોડાવાની ઓફર મેં ઉપકાર સાથ ના પાડી'તી, કારણ કે એમ કરવાથી મારા Amateur status ને ધોકો પુગતે. કોઇ બી આબરૂદાર બેઠાબેકાર જરતોસ્તીઓ ગુજરાણના સાધન તરીકે એ હુન્નર મારી પાસથી શીખવા માંગતા હોય તેઓએ રેસ કોરસની કેરમાં મને લખી જણાવવું.

## (૧૫)

બાતોંકી ગરમીઓંસે ભુનતેં દીલેં જીગર હય,
જો ઝીન્દગીસે અપની બેઝાર ઇસ કદર હય,
હમો ઉપર નાસીર જંગતી ખાટ્ટી નજર હય,
મુંબઇ પોંહચીશું કે કાબુલમાંજ કબર હય?

છેલ્લા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે જનાનખાનાના તમામ સ્ત્રી મંડલને ટેકટું કરી, બચાએ ભાષણ કરી, એ સર્વ બાઇકો લોકોને લીમજીની દેખરેખ હેઠલ સોંપી આપ્યાં. અરસપરસનાં ભાષણો ખતમ થવા બાદ, મીટીંગ પુરી થવાની ચેતવણી તરીકે, બ્યુગલ પર Rio Rita નો ટયુન વગાડવામાં આવ્યો; ને બચાએ બુલંદ અવાજે "Company attention. Dismiss" યાને "દફે શવદ" નો ઓરડર આપ્યો; ને બધાં વીખેરાઇ જતાં'તાં, તેટલાં લીમજીએ હાથ ઉંચકીને બધાંને થોભવા ફરમાવ્યું, પણ બચાએ તેને તરતજ રોકયો.

"લીમજી, એટલી હદ સુધી તારી લાગણીઓ બતાવવાની કંઇજ જરૂર નથી. બેગમો તરફનાં તારાં માન ને અદબનો મને પુરો ખ્યાલ છે, તો લાંબે ઉભો રહીને તારે જે કંઇ કેહવું હોય તે કહી સમજાવ. તું એમ જરા જરામાં

ધસીને છોકરીઓનાં આંગપર જાયચ, તે બા મને ગમતું નથી. પાછું એક તો તારૂં હાર્ટ નબલું, તે આટલાં બધા સામટાં બઇરાં જોઇને તારો બ્લડ-પ્રેસર પાછો વધી જશે. તુંને જે કંઇ ભલી દુવાઓ ઇચ્છની હોય તે અહીં-ચીજ ટુંકમાં બોલીને આજના ખેલનો ત્રીજો અંક ખલાસ કરી નાંખ કે હવે આપરે અહીં ડ્રોપસીન નાંખ્યે."

લીમજી બબડવા બેઠો "એનું સત્યાનાસ જાય, તે કોઇ ધણોજ સાંકડા મગજનો આદમી છે. આખું ભોણું પોતે ખાયછ તેનું કંઇ નહી, ને હું જરા કુતરાંનો બુક ખાવા માંગુંચ તો તેનુંબી એની આંખમાં ઝહેર આવેચ. મંચા, મંચા, આ મને કેવું ખુલ્લું અપમાન! મારી નીતી રીતીને આ ખ્યાલે નાપસંદથી કેટલું નખોજું લાગેચ! તું તો મને નાનપણથી સારીકાની ઓલખેછ. કે હું ચાલનો કેવો આદમી છેઉં."

મેં એની તરફ દીલસોજી બતાવી "દીકરા, તારી ચાલચલણ મને કહાં અંજાણી છે. તેની જીવતી જાગતી સાહદતો ને સરટીફીકેટો તો મુંબઇની પોલીસ ફાઇલો, ને પેલા પ્યોરીટી લીગના ચોપડાઓમાં મોજુદ છે. તું અહીંથી ભરયો પુરયો આખરૂમાં માર ખાધા વગર મુંબઇ જશે તો ઘણું ગનીમત છે. મુંબઇમાં કેટલાં પરણેલાં બઇરાંઓના વરો હાથમાં સોટા સાથે હજુ તારી તલાસમાં ફરેચ, ને તું તે લોકથી નાસ્તો ભાગતો ફરેચ તે મારેથી કાં અજાણું છે."

લીમજી પોતાની આ બધી તારીફ સમજી નફટ નાખે હસી પડયો.

"મંચા દીકરા, તું ગમે તે બોલ પણ તુંજ જોશે કે હું આ જનાન-ખાનાની નોકરી છોરશ, તારે એજ બઇરાંઓ હુસકે હુસકે રડશે."

હું એની પર જરા છેડાયો "તું નોકરી છોરશે ને એ લોક રડશે તારની વાત; પણ તારી હમેશની બઇરાંઓ તરફની ગેલાંટરી આ જંગલી મુલકમાં બતાવવા જતાં, આપરાં ડોકાં ઉડશે ને ઘેરનાં પેરયાં રડશે તેનું કેમ? જરા તારી લાગણીઓ ને જુસ્સાઓ પર કાબુ રાખતાં શીખ."

અહીં ચોબદારે "દરબાર બરખાસ્ત" ની બુમ પાડી ને નામવર બચાજી

શાહી ઠાઠમાઠથી વીદાય થયા ને અમેબી આખા દહારાના થાકેલા ઘેર જઇને ઢેર પડયા.

નવા ઓદ્ધાનો પહેલ વહેલો ચાર્જ લેવાનો હોવાથી, અમે બીજે સવારે સકાલેથી ઉઠયા. કરોડાના હીરા મોતીની જોખમદારીના ખ્યાલથી હું બીહચુછ રહયો'તો. પણ લીમજી તો પરીયાંઓના મુલકમાં જવાનો હોવાથી ઘણો ઉલટમાં હતો. તેને નાહતાં નાહતાં મોરીમાં મોટે સાદે ગીત ગાઇને ઘેર ગજાવી મુક્યું. તેણે ગોદરેજનો સાબુ ચોરીને આંગ ધોયું, ને આખા દીલ પર વાઇટ રોઝનું તેલ માલીસ કરાવી, દાબીને હજામત કરાવી. આજે એણે ઘણીજ સંભાળથી ડ્રેસ કીધો. આઇસક્રીમ કલરના રેશમી ખમીસ પર બાંય વગરનું રૂપેરી ભરત કામવાલું વાસકુટ, ને ઘુંટી આગલથી ટાઇટ ને ઉપરથી બધેથી ઢીલો કસબી ભરત કામનો દુરકી લેંઘો, ને ઝરીન ભરેલાં બોસટોકનાં સ્લીપર એણે લટકાવ્યાં'તાં. કમરે બાંધેલા હીરાજડીત પટામાં એક ટુંકી તલવાર, કે જેના પર એણે કેપીટલ એલ. કે. (L. K.) નો મોનોગ્રામ કોતરાવ્યો હતો તે લટકાવી'તી. માંથા પર હાથની વણેલી બેઝવાડાની ખાદીનો સાફો બાંધ્યો'તો, જેની અંદર શાહમૃગનું પીછું નહી મલવાથી મોટું બટકનું સફેદ પીછું ખોસ્યું'તું. લેંઘાના રેસમી નારાં સાથે બાંધેલી રૂપેરી ઘુંઘરીઓ, એ ચાલતો ત્યારે છનનન છનનન કરીને મધુર અવાજવાળું મ્યુઝીક પેદા કરતી'તી જવાહીરખાનામાં મને તો સખત ચોકી પહેરા હેઠળ કામ કરવાનું હોવાથી મેં તો સફેદ ગંજીફરાક ને ટાઇટ ચોલું પહેરી લઇ ઉપર નાઇટ ગાઉન ઓરવી લીધો. લીમજીએ મોટી આરસી આગળ ઉભા રહી નાજુકઇથી હસવાની, બાઉ કરવાની, રૂમાલ હીલવવાની ને નખરાં કરીને ચાલવાની કલાકેકવેર પ્રેકટીસ કરીને મારું તદન કોહવરાવી નાંખ્યું. આ સુંગો ફારસ પુરો થયા પછી અમે અમારા નવા મુકામ પર જઇને ઓદ્ધાનો ચાર્જ લઇ લીધો.

ખરેખર, નસીબનાં નખરાં કંઇ ઓરજ ચીઝ છે. નાપાયદાર નસીબનાં વીચીત્ર નખરાં આગલ એપોલો પર આતવારે સાંજે ફરવા નીકળેલી બોબ્ડ બાલવાલી ને સ્લીવલેસ જંપર પહેરેલી નખરાંબાજ નાઝનીનનાં નખરાં તો કંઇજ

બીસાદમાં નથી. નસીબનાં એ નખરાંથી હમો બેઉ બીરાદરો કયાંથી કયાં આવી પડયા! હમારા અદેખાઇ ઉપજાવે એવા પોસ્ટ પરથી હમો કયાં ગબડી પડયા! આઝાદ મેદાનમાં લડનારા શુરા સરદારો, ને પાનીપતના જંગમાં દલેરી દેખાડનારા અમે બહાદુર બહારવટીયાઓપરથી, એક આજે કંગાલ કાબુલમાં જવાહીરખાનાનો કેશીયર, ને બીજો જનાનખાનાનો જમાદાર! હું બલાપો કરતો કે એક વખત હીંદી સરકારની ભલામણ પરથી નામદાર વાઇસરાયે મને ફીનેન્સ મેમ્બરનો પોર્ટ ફોલીયો આપવા કહ્યો, તે મેં સાફ નાં પાડી કે એવા ફોલ્યા ને કોથરા તો મારે તાં અરધો ડજન પડેલા છે. ને તેજ ધણી આજે એક કોમન કેશીયર, ને મારો કઝીન લીમજી જે એક વખત લેડીઝ ફીઝીકલ કલચરના કલાસનો મોનીટર તે એક કોમન જનાનખાનાનો ઓનરરી જમાદાર! એ નસીબનાં નખરાં નહી તો બીજું શું? પણ તકદીરની તાસીર આગલ આદમીની ફરયાદ ફુઝુલ છે. લાંબે કાં જાવોચ, એક વખત દુન્યાને ધ્રુજાવનાર સીકંદર બાદશાહ, જમાનાની ગીરદેસથી આજે સેંટ્રલ બેંકમાં શોર્ટ હેન્ડ ટાઇપીસ્ટનું કામ કરેચ. કવી કાલીદાસ શકુંતલાના ખેલમાં લખી ગીયોચ તે ખરૂંજ છે કેઃ—

"શાંતાકારમ ભુજગશયન પદનાભં સુરેશમ
વીશ્વાધાર ગગનસંદ્રશ મેઘવર્ણે શુભાંગમ
લક્ષ્મીકાંત કમલ નયન યોગી ભિર્દ્યાન ગંચમ
વંદે વિષ્ણુ ભવ ભય હરં સઇ લોકેઇક નાથમ."

યાને ઓ માનવી બાદશાહીથી તું ફુલાનો નહી, ફકીરીથી તું મુંઝાતો નહી.

મારો બલાપો સમજીને લીમજી બોલ્યો, "મંચા, તું તો કંઇ ઘણો સેનસીટીવ સુવોચ. એમ બલાપો જુરાપો કરતાં તો તારૂં વજન ઘટીને બસો એંસી રતલ પર આવી ગીયુંચ. એમ બરાપો કીધાથી શું વલવાનું છે. જામાસ્પીમાં સાફ લખ્યુંચ કે "કભી તો હય ઘી ઘણાં; કભી તો હય મુઠી ચણા; કભી તો હય વોહભી મના." તેમ કોઇ દહાડો પુલાવ બીરીયાની તો કોઇ દહાડો સુકાં નાન પરબી શુકરાના કરવા. એમાં બલાપો શાનો કરવાનો?

છટ છટ. હું તો મારા પોસ્ટ માટે ખુબ ખુશાલ ને આનંદમાં છેઉં. આહ! મંચા, જનાનખાનાની બીબીઓના હેવાલ ને હીસટરી તું સાંભળે તો તુંબી એમજ કહે કે મુંબઇમાં બૈરાં છોકરાંનું કદી નામબી નહી લેઉં. રાતના જમ્યા બાદ એવા રંગરાગ, ગાનતાન ને મ્યુઝીક ચાલેચ કે જાણે પરસતાનના પરીયાંઓમાં ઇંદ્ર દેવતા બીરાજ્યા. વલી થોડીક બીબીઓ તો ઓલખાનની નીકલીચ. બીચારીઓ અમાનુલ્લા સાથે મુંબઇ આવેલી, ને લેડીઝ જીમ-ખાનામાં મને લેડી કેટી નેકસાતખાન સાથે ટેનીસ રમતાં જોવલો તે તરત પીછાણ્યો; ને વલી પુછવા લાગાં જે તમારો પેલો નાજુક ને ખુબસુરત ફ્રેંડ હકીમ ઝાલેઝર કેમ છે? એ પરણ્યો કે હજુર છોકરીઓ સાથ ફલરટીંગજ કર્યા કરેચ? મંચા, મને તો જનાનખાનું ઘણુંજ ગમેચ જો. જાણે આખો દહાડો તાંજ પડી રહી ગાનતાન સમજ્યા કરૂં. જુહું શું કરવા બોલું. બીચારાં બૈરાંઓ મારા પર ચોરાં ચોરાં થઇ જાયચ. તે દીવસે બેગમ ઓરસેદજાન મને કહે જે હમુને કંઇ હીંદુસ્તાનની ચટાકેદાર વાણી ખવરાવો. જનાનખાનામાં મીઠાઇ મેવા ખાતાં તો હવે મોને ફીક આવેછ. સારૂં થયું, જે પકવાન પોથી સાથે લાવેલો, તેમાંથી વાંચીને તીખી તમતમતી પતરેલ ને મરચાંનાં ભજીયાં ને ચટણી બનાવી ખુબ બધાંને ખવરાવી, ને બધાંઓએ હોંસભર ચપાતી; પણ બીજે દીવસે ખબર આવી જે પોણો ભાગ બેગમોને સખત મરડો થયોચ. રખેને કામ વધી જાય કરીને, મેં બધીઓને ઠંડી કીધેલી જોરાના ઘાસની જેલી ખવરાવી શાંત પાડીચ. મંચા ડીયર, તેં અરેબીયન નાઇટસ વાંચીછ કે, આબાદ તેવોજ અવતાર ને ચીતાર, આ જનાનખાનાનો જાણી લેવો. જેટલું સુખ તેટલુંજ બીચારીઓ પર દુ:ખ. જેટલી મઝા તેટલીજ કજા ને સજા."

હું તો સમજતો'તો કે ચારસો બૈરાંઓ તપાસવાની જંજાલ ને જોખમદારીથી લીમડો લેવઇ લુટઇ જવાનો, ને એની મોટી ડુમ જરા ઝરી જવાની, ને એ ખાંમાં પચીસ પચાસ રતલ ઓસરી જવાનો. પણ એને તો આ નવો ચોકીદારનો ધંધો ઘણો માફક આવી ગયો. એ મારો વહાલો તો જનાનખાનાંમાં પોતાના ટાહુકા ટુચકા ને હસાવવાના બાવટાથી, તેમજ




પેરેશુટ બાંધી પટામાં માંગેછ વગર મોતે મરવા,
પોસ્ટ ઓફીસમાં મોકલ્યો માણસને ઐરીને તાર કરવા.
છક કરી નાખવા માંગેછ લઇ—હવામાં લુપીંગ ધી લુપ,
દરાણ બાજની ગોઠવણ કરે વગર જુરીએ ચુપચુપ.

(જુઓ પાનું ૨૩૪)

# ડૉકટર

જયારેબી તમને ડૉકટર ઓલીવ ઓઇલ કહે ત્યારે તમારે એમજ સમજી લેવાનું કે તમારે ઇટાલીયન



## SASSO
## OLIVE OIL

### સાસો ઓલીવ ઓઈલનીજ

બાટલી અથવા ટીન લેવાનું છે.

સાસોનું પ્યોર ઓલીવ ઓઇલ આખી દુન્યામાં પ્રખ્યાત છે અને ડોકટરો સાસોનુંજ ઓલીવ ઓઇલ લેવા તેમજ બચ્ચાંઓને આંગે મશલવા સખ્ખત ભલામણ કરે છે.

મુંબઇમાં દરેક દુકાન પર મળશે અથવા છુટક અને જથાબંધ

## ગ્રેટ વેસ્ટર્ન સ્ટોર્સ

હોરનબી રોડ, કોટ, મુંબઇ.

ડક પર કલગી તોરાના ખ્યાલો ને ચઝદેઝર્દ શહેરીયારના નામીચા નાટકના ટ્રેજીક ગાયનોથી, બેગમોનો ઘણો લાડકો ને માનીતો થઇ પડયો. આખું જનાનખાનું એની ભોલી બાલી ચલણથી એનીપર કુરબાન હતું. બધાં હવે એને લીમ લહેરીના લાડકાં નામથી બોલાવવા લાગ્યાં ને એણેબી એક પગલું આગલ વધીને છોકરીઓને પીલઇ, સુનઇ, નજઇ, રતી, કેટી વગેરેથી બોલાવવા માંડયું. એક દહાડો બેગમો આગલ એણે "મુંબઇની મજાહ." પર એવું તો દીલ પીગળાવનારૂં ભાશણ કીધું કે બધાં તરતજ મુંબઇ જવાજ તઇયાર થઇ ગયાં. એસીયન કલબ, લેડીઝ જીમખાનું, તેમુલજીનું સુનાવડ-ખાનું, વીલીંગડન કલબ, આતવારનું એપોલો બંદર વગેરે પર, પોતે કીધેલી મજાહ ને ત્યાં જોયલાં તરેહવાર બેણુકોટકોનો એવો તો આબાદ રમુજી ચીતાર આપ્યો કે આખું જનાનખાનું વાહ વાહ કરવા લાગ્યું. વલી એ પોતાના જરથોસ્તી ધરમનેબી ભુલ્યો નહી. પારસીઓથી જીવતી બઇરી પર બીજી મુવેલી બઇરી નહીં થાય; ગમે તેટલી સાથે ફલરટીંગ કરવા છતાં જનાનખાનું નહી રખાય; સાલગરેહને દીવસે ધાન દાર રાંધવું ને મરહુમોની બાજને દીવસે ધાનસાખજ ખાવું વગેરે પારસી રેવાજો, નાગપાંચમને દહાડે કેવરીયા નાગને દુધ પાવાની ને હોલીમાં નાલીયેર નાંખવાના ને કાલી ચઉદસને દહાડે ઘેરમાં ખાટીબટ તાડી છાંટવાના ફાયદા વગેરે પર, અસરકારક ને રૂવેરૂવાં ઉભાં થાય તેવી વાએજો એ કરતો જે સાંભલી એ કેવો આકેલ ફાઝેલ, પહરેલ ને ચરેલ છે તેની બધાં વખાણ કરતાં. એ વલી બઇરાંઓને જોઇતાં મોંઘાદાટ રેશમી કપડાં મુંબઇના રેશમી કપડાંના પાયોનીયર્સ કરંજીયા કંપનીમાંથી મંગાવી આપતો, ને તેમાંથી તીસ ટકા તે લોક એને ખાતે ઉધારતા.

હું જે પહેલાં મનમાં મલીદા ખાતો'તો, કે આખો દહારો જર જવાહીર ને હીરા મોતીમાં રમ્યા કરશ, તે હવેજ મને ઝવાહીરખાનાની જંજાલોનો ખ્યાલ આવવા લાગ્યો. મારી પાછલ આખો વખત હથીયારબંધ સંતરીઓ

દરયા કરતા. હું કંઇ હીરાઓ ભુલમાં ગજવામાં 'નકી સેરવું' કરીનેમને આખો દહારો થંડીની મોસમમાંબી ચોલ્ડાં પરજ કામ કરતું પડતું. હું હીરા કદાચ ગરી જાઉં કરીને સાંજના કામ પુરૂં થયા પછી મને રોજ એનીમા આપવામાં આવતો, ને Xray થી મારૂં નાક કાન ને ગરૂં વટીક તપાસવામાં આવતું. આ બધી તકેદારી છતાં હું બચાની આંખમાં ધુલ નાંખી શકયો. અમારા પ્લાન પ્રમાણે લીમજી મને અવરનવર આવીને દુરથી છેરે, ને હું ગુસ્સે થઇને એને સ્લીપર પગમાંથી કહાડીને છુટું મારૂં કે જેની અંદર હું આગમચથી નાની હીરાની કોથરી છુપાવી રાખતો. લીમજી મને ખુમ પડાવવા સ્લીપર લઇને નાહસી જાય, ને તેથી હું એની પુઠે ઉઘાડે પગે દોડું. પણ એ પકડાય નહી. એ અમારી સુખલા જામાસની ગતનો ખરો ભરમ સમજ્યા વગર બાજુમાં પહેરો ભરતા સીપાઇઓ પેટ પકડીને હસે ને હમે લોકો ઘેરે કોથરીમાંથી હીરા કહાડીને તીજોરીમાં મુકયે ત્યારે હસ્યે. લીમજીને હું હંમેશ કહેતો કે જો આજ પ્રમાણે ખંત ને કાલજીથી હાલની નોકરી ચાલુ રાખશું, તો ઇનશાલ્લા ચંદરોજમાં આપરે મુંબઇમાં આપરી ખાનગી હીરાની દુકાન ખોલશું. હું તો હંમેશ કહેતો આયોચ કે "Honesty is the best Policy."

લીમજીને જનાનખાનાના કીલ્લેદાર ને ચોકીબાનનો માનવંત ઓધ્ધો મલ્યાથી, બચાના એક વીસવાસુ પરસનલ ઓફીસર નાસીરજંગે પોતાનું ગંભીર અપમાન થયલું માની લીધું; કારણ કે એ અમલદારે તરકીના માજી સુલતાનના ખુલંદ ને બાદશાહી જનાનખાનામાં, એજ ખાજેસરાના ઓધ્ધાની લાયકાત મેલવવા પાંચ પાંચ વરસ વેર ખાસ તાલીમ લીધી'તી, ને કોનસ્ટાંટીનોપલ યુનીવરસીટીની એ વીષયને લગતી સઉથી અઘરી "ઇમતેહાને અસમત પરવરીશે ઓરતીયાન" નામની, પરીક્ષા ઉપલે નંબરે પાસ કરી સરટીફીકેટ ઓફ મેરીટ મેલવી'તી, ને જેને બચાએ આ ઓધ્ધા પર મુકરર કરવાનું વચન વટીક આપ્યું'તું. પણ પાછલથી અમારી ઇમાનદારીની કઠણ કસોટી કરયા પછી, એ માન ભરેલા ઓધ્ધાની ટીળી લીમજીને કપાલે ચોંટી'તી. પોતાની ઉમેદોમાં નાસીપાસ થવાથી નાસીરજંગના તન બદનમાં, લીમજી માટે અદેખાઇની આગ પ્રગટ થઇ, એને બાલી જાલી નાંખવા માંડયો. તે એટલે સુધી કે એ અમારી કંપનીમાં જો

કદાચ બેસતો, તો એના ખોફ ને ગુસ્સાની આગથી ખુરસી પરનું ફ્રેંચ પાલીસ બી પીગલી જતું; ને એક બે વખત તો એના નાક ને કાનમાંથી વેરનો ધુમારો એટલો નીકલવા લાગ્યો, કે અમે આગ લાગેલી સમજીને બુંબો બોલાવવા ટેલીફોન વટીક કીધો. લીમજીને આ ઓધ્ધા માટે ખાસ પસંદગી આપવાનું એક કારણ એ હતું કે એણે આગલ ભાગલપોરના નવાબને ત્યાં Wet Nurse નું કામ કીધું'તું. તેમજ વરોડા જેલના બઇરાંઓના વોર્ડના વડા જેલરનો ઓધ્ધો એણે ભોગવ્યો'તો. નાસીરજંગે હવે લીમજી વીરૂધ બચાના કાન ભંભેરવા માંડયા કે "અય બાદશાહ, તું દાનાવ થઇ એટલો નાદાન કેમ બની ગીયોચ, કે એક કુફરને, એક એહસાન ફરામોશ ફારસીને, તેં તારી સૌથી કીંમતી એસક્યામતનો હવાલો સોંપ્યોચ. હજુરે વાલા, એ મારે આસ્તીન, એ ડસવાવાલાં સાંપોથી ચોંકીને ચાલો, નહી તો નામવર ખતા ખાશો. હજુબી વખત છે તેટલાં એ ઓધ્ધા પરથી એ ચશમચોર પારસીને પાણીચું આપી, એ ઓધા પર મારા જેવા ધરમાતુ શખસને રાખો, નહી તો નાસીપાસીથી તુંને હાથ ચોલવાનો વખત આવશે, ને કદાચ તુંને તખત છોડી રાજા ગોપીચંદની કાની ધાસલેટના ડબ્બા પર બેસવું પડશે.

"રહેશે વફાદાર પારસી, એ છે તારૂં બેજા ગુમાન,
સમજ્યુંછ તેં કદીબી કે, કુફ્રે પકડીચ દામને ઇમાન."

જેમ રોઝબરોઝ પાણીનાં ટીપાં પડવાથી પત્થરબી ધસઇ જાયચ, તેમ આ ચાલુ ઉશકેરણી ને ફુલવણીથી કાચા કાનના બચાના મન પરબી અસર થઇ, ને અમારા પરનું એનું મુસતકીમ યકીન ડગમગવા લાગ્યું ને એણે અમારી ઇમાનની કસોટી કરવાનો ઠરાવ કીધો.

ઝીંદગી કહેતેં હંય યેહ દુન્યાંસે ગુઝેર જાને કો,
લીમજી તડપતા હય કુલરી ખાકે મર જાને કો
મયને કહા અય રફીક તું કુછ ના ગભરા ઇતના,
ખાંધયા મું બઇથી ગંગાવીશ દોઝખમે પોંહચાને કો.

બીજેજ દીવસે મકરસંકરાંતીની કાલી રાત હતી. લીમજી ને હું તરતનાજ ખરીયા ખાઇ તલના લારવાઓ મોંતું સમારતા જનાનખાનાની બહારના બાંક પર બેસીને ઘાસલેટના ડબાની ઝાંખી રોશનીમાં મુંબઇથી અમારે ઘેરથી આવેલાં કાગલો વાંચતા'તા. આ વખતે બધા સનાનના સમાચાર કાગલમાં આવ્યા'તા. લીમજીની એક બસરઇ મરઘી, તેરસો ઇંડા મુકયા પછી ખડક પડી ને સત્યાગ્રહ કરી બેઠી'તી તેનો એની બઇરી બલાપો કરતી'તી; કે હવે નાસ્તાપર પોરયાંઓને શું આંપશ. મારી મીસીસ બી લખતી'તી કે આપરા બાબાને પેટમાં કરમ થયા'તા ને ડોકટરોની ઘણીબી દવા કીધી પણ પડયા નહી ને છેલ્લે નાગ પકરવાવાલા મદારીને બોલાવ્યો તેણે એની આગલ વાંસલી વગારી ત્યારે બધા કરમ પડયા. ને આપરા સૌથી છેલ્લા બાબાને દશમો મહિનો ઉગ્યો તો બી ઓંજયાનો હજી નારયો ખરીઓ નથી તે શું કરું? પણ જે ચીજે અમુને સૌથી વધારે દલગીર કીધા તે ન્યુસપેપરમાની એક ખબર હતી, કે મુંબઇના એક પારસી રાજદ્વારી આગેવાનને પગે પુલ્લી થયાથી, તેવણ થોડો વખત રાજદ્વારી ચલવલોમાં ભાગ લઇ શકશે નહી. પારસી કોમની કમનસીબીની હદ થઇ! અમે આ બધું વાંચીને મુંબઇને લગતાં ગપ્પાં હાંકતા'તા, તેટલાં મધરડા જેવો અરધું મોંનું બાંધેલો એક પઠાણ અમારી નજરે પડયો. એણે અમારીથી થોડો દુર ઉભો રહી અમુને ખામોશ રેહવા કહી, લીમજીને ઇશારાથી પોતાની પાસે બોલાવ્યો. લીમજી ઘણો ખફા થઇને એની પાસે ગયો "કેમરે ઓ બીગાના મરદ, તું જાણેચ કે આ શાહી જનાનખાતું છે, ને અહીંયા એક મરદને દાખલ થવાનો તો શું, પણ અહીંની ઝમીન પર તેનો ઓળોબી નાખવાની સખત મનાઇ છે. તારી બેહયા ગુસ્તાખીની તુંને ઘણી સખત સઝા ખમવી પડશે. તું અહીંની રાહરસમો ને કાનુનોથી તદન બીન-માહીતગાર લાગેચ, તેથી તુંને ફકત ચેતવણી આપી જવા દેઉંચ. જો ફરીથી આ ઝમીને પાક પર પગ મુકવાની હીમત કે સરકશી કીધીચ, તો જાનથી મારયો જશે, ને તારૂં ઝલીલ ગેરત બોટીઓ કરી મોહલ્લાના રખડતાં કુતરાઓને ખવાડવામાં આવશે."

પેલાએ હસીને કબુલ કીધું. "એ તમામ વાત ને અહીંના સખત કાનુનોથી હું પુરેપુરો વાકીફગાર છું. અય ચાલાક ને દલેર જવાન, તારી ફરજ પર તું આટલો મુસતાક ને સાબુત કદમ છે તે જોઇ હું નેહાયત ખુશ છેઉં. પણ તારી નોકરી કે તારી ઇમાનદારીને ધોકો પુગાડયા વગર, જો તું પાંચ હજાર રૂપ્યા કમાવા માંગતો હોય, તો મહેરબાની કરીને જનાનખાનાની ડાબી વીંગમાં રહેતી મારી માશુક ગુલઝાર બેગમને આટલો મારી તરફનો રૂકકો પુગાડશે, તો અબઘડી હું તુંને એ રકમ સપુરદ કરશ, ને તારો જાવેદાનનો એહસાનમંદ બનશ. એ નાઝનીન ને હું એક બીજાના પ્યારમાં મરતે એલાહી ગીરફતાર છઇએ. તું મારા પ્યારનો પેગામ એ મારી ઇંતેઝાર માશુકને પુગાડી અમારી ભલી દુવાઓ હાંસેલ કર." એ હવે વધારે ટ્રેજીક થઇ ગયો, ને ઉશકેરઇને લીમજીનો હાથ લઇ પોતાના જીગર પર દાબીને બોખરા અવાજે બોલવા માંડયું "ઓ પ્યારના પેગામચી, ઓ મોહબતના મેસેનજર, એ મારાં પ્યારાં બુલબુલને મારા તરફથી મોંનેથીબી કહેજે કે—

"ઇંતેઝાર બેઠોચ, આશક તારો ઓટલા પર,
જાન વટીક કુરબાન કરશે, કાલા તારા ચોટલા પર,
અધીરો બન્યોચ નજર ફેંકવા, એ તારા દીદાર પર,
ભરોસો છે એ બીચારાને ફક્ત પરવરદીગાર પર."

એટલું બોલીને ઉશકેરાટના આવેશમાં લીમજીનેજ એ પોતાની માશુક સમજ્યો કે શું, તે બચાબચ લીમજીના ચીમરાયલા રોખસાર પર બે ત્રણ ગરમ બોસા લીધા. લીમજીએ કમકમીને રૂમાલ પાણીમાં ભીજવીને મોંનું લુછી નાંખ્યું, "એનુ સત્યાનાસ જાય એનું, તે એ કીસો કરતી વખતે ગોરપાપરી ખાતો હોય તેમ ગાલ શાંના કરડેચ." મેં લીમજીને આસ્તેથી કહ્યું. "દીકરા લીમ, એને પટાવી સટાવીને એમજ અહીંથી પાછો વીદાય કર; નહી તો બચાને જો આપરે એમ જનરલ પોસ્ટ ઓફીસની માફક જનાન-ખાનામાં કાગલ પતરો ને રજીસ્ટર પારસલો લાવ લઇ જા કરીયેછ, એમ ખબર પડશેની, તો અરધી રાતના સુતેલા હોશું તેટલાં બહેસ્તની વડી

પોસ્ટ ઓફીસમાં આપુને ટ્રાન્સફર કરી નાંખશે. દીકરા, એ બધા પરવારના રોમીયો જુલીયટો, ને ચરેલાં લયલા-મજનુનો વચ્ચે સંદેશા Broadcast કરવા આપરે અહીં નથી રહ્યા. તું એને કોઇ Matrimonial Agency નો હવાલો સોંપ."

લીમજીએ મને સધીઆરો આપ્યો "તું ફકર ના કર. હું એવું કરૂંચ કે સાંપ મરે ને લાકરી ભાંગે બી નહી. એનો પ્યારનો જુસ્સો એવો ઠંડો આઇસક્રીમ જેવો બનાવી દેઉંચ, કે એ કમબખત ફરીથી પોરીઓનું નામજ લેશે નહી."

એ હવે પેલા પઠાણ તરફ ફરયો "મુરબીએ મન, તમે મને જે કામ સોંપોચ તે બીકટ ને ધાસ્તી ભરેલું તો છે, પણ તમારા ચહેરા પરથી તમે કોઇ અશો ને પરહેજગાર મરદ જણાવોછ; ને પાકીજેહ પ્યારથી તમારૂં આંતરડું વલ ખાઇ ગીયુંછ. એટલે મને તમારી દયા આવેછ, તેથી જાનને જોખમેબી તમારૂં કામ પાર પાડવા બંદો તઇયાર છે. પણ તે પહેલાં તમે ગજવામાંનો ભાર હલકો કરીને ડાબે હાથે પેલું પાંચ હજારનું પરીકું સેરવો, કે મને કામ બજાવવા વધતી ઉલટ છુટે."

પેલાએ નોટનું બંડલ લીમજીના હાથમાં સેરવ્યું; જે નોટો લીમજીએ આંગલીએ થુક લગારીને બબે વખત ફેરવી ફેરવીને ગણી જોઇ; પછી ડાવી વાસકુટના ગજવામાં મુકીને બોલ્યો "લાવો મુરબ્બી, પેલો તમારો પ્યાર મોહબતની આગથી સળગતો રૂકકો આપો, કે હું તે તમારી મસતાન માશુકને પુગારીને હમણાંજ જવાબ લઇ આઉં." પેલા પઠાણે ચચાર મોટી લાખની સીલો લગાડેલું રજીસ્ટર કવર કહારી આપ્યું, જે લીમજીએ લઇને અમારી પાસેના બાંક પર મુક્યું. પછી એણે જોરથી તાબરા ફોડીને ગુલામને બોલાવ્યો ને કહયું, "બશ્શા લોંડા, ગરમાગરમ કેશર્યા મશાલાનાં દુધનું એક ગલાસ લાવતો," તે જઇને દોરતો કે લેઇ આયો .તેનુંજ એક ટાંશે લીમજીએ પી લઇ. એક દજન ઉઠ બેસ કરી ડગલાની બેઉ બાંયો ઉંચે ચડાવીને પેલાને ગરદનમાંથી પકડયો. "આવાજાન, તમે એક વફાદાર ધરમચુસ્ત પારસીની

ઇમાનદારી સાથ આશનાઇ કરવા, ને તે બીચારા નીરદોશને લાલચ આપી જેહનમના ગારમાં ગીરફતાર કરવા આયાય, તો એ તમારી પાક બેહસાઇ ને લાંચરૂશવતનું પરીણામ ભોગવવા તઇયાર થાવ. તમે મને રૂકકો તો આપ્યોચ. હવે એક કશરતી પારસી જવાનનો તોપના ગોલા જેવો મુકકો કેવો હોય તેનો સવાદ ચાખો. પછી હું તમને હુકકો પીવરાવી લીલુ નરીએલ ને સુકકો ગોર આપીને વીદાય કરૂંચ કે ફરીથી તમે એવો હુકકો લઇને અહીં ઉતરી પડો નહીં." એટલું બોલીને લીમજીએ તો "યથા તારી મદદ, તેમુરસ મરદારી તારો આશરો" કરીને પેલાને આખો ઉંચકીને બે વખત હવામાં ઉંચે ફેંક્યો, ને પછી એની છાતીપર ચહડી બેસી પેટ પાસરામાં મજબુત થરડ ખીસકોટ જમાડી, ધોબી કપડાંની કુંદી કરી ધોબીઘાટનો દાવ દેખાડવી આપ્યો. મેં ગભરાઇને બુમ પાડી કે "બેટી બાપ, હવે બસ કર, નહીં તો નકામી કોરોનરને તસ્દી આપશે." એણે ઘણુંજ કાલાવાલા કરીને માફી માંગી ત્યારે લીમજીએ એની અરધી ગરદન તોડી નાંખીને એને જતો મુકયો ને બોલ્યો—

"તેરે કુસુરકી ઓ બેઇમાન, તુજકો અચ્છી મીલી સજા.
પારસીકે બચ્ચેકો ફસાનેકી, એહી હય મજા."

પહાણુ જેવો છુટો થયો તેવોજ જીવ લઇને નાશી ગયો. લીમજી હવે સાબુએ હાથ ધોઇ, બોટ નીચે ઉતારી હસીને બુમ હસવા પડયો. "એ કોણ હતો તે ઓળખ્યો કે, મંચા?" મેં ના પાડી એટલે એ બોલ્યો "એ તો ભગા નામદાર આપની કસોટી કરવા આયો'તો પણ મેં એની એવી કચુમર બનાવીચ કે ફરીથી આપની ઇમાનદારી પર ગુમાનઆવરી કરવાનું ભુલી જશે. હું પોતે બી પહેલાં એના જુદા ટેરસથી ઠાપ ખાઇ ગીયો'તો પણ એના નાક પરના મોટા કાલા મસાથી તેમજ હમેશ એને ડાબી બાજુની મુછ ચુસવાની આદત પરેલી તે પરથી મેં એને તરત પીછાણ્યો ને તદન ભોંઘાજી બની જઇ જાણે કોઇ તરાહેત લુચા આદમી સામે ખુનસ ખાઇ ગીયો હોઉં, તેમ એની પાશી ખબર લીધીચ ને ઉપરથી દંડ તરીકે એના પાંચ હજાર રૂપ્યાણી જપત કીધાચ. એ મારો વહાલો શરમનો મારેલા આપુને તો એક બોલ

બોલશે નહીં. ચાલ દીકરા, એ પાંચ હજારની નક્ષ્યને આપરે એકુ બ્રાંડીની બાટલીનું લોબાન ભણાવ્યે."

(૧૬)

"ઇદ મુબારક"નો પવીત્ર હીંગામ, કાબુલની કુલ રઇયતે હસી ખુશી ને શાદમાનીમાં પસાર કીધો. એ દીવસની કુરબાનીની ઝ્યાફત માટે, અમારા મોહલ્લામાં ચારસો દુંબા કપાયા. લીમજીનો વિચાર ભવીશમાં મુંબઇ જઇને બ્રાંડીની દુકાન મોટા પાયાપર કાઢવાનો હોવાથી, એણે બસો દુંબા પોતાને હાથે પોતાની માનીતી તલવાર "બીજલી"થી જબેહ કીધા; જે વખતે લોહીથી એનું તમામ આંગ ને કપડાં એટલાં ખરાબ રીતે ખરડાઇ ગીયા'તાં, કે એનો સામટો દેખાવ ખુની ખવીસ જેવો લાગતો. એક તો ખોદાયજી ખુબસુરતી વહેંચતી વખતે એને તદન ભુલી ગયલા, તેમાં આજના એવા મેલા ઘેલા દેખાવથી એ તદનજ કદરબીહામણો ને બદસુરત લાગતો'તો. બસો બકરાં જબેહ કીધા પછી એના દેમાગમાં ખુન ને કતલનો ખ્યાલ એટલા જોશથી વ્હેવા લાગ્યો, કે હું એનો દોસ્ત છેઉં તે વટીક ભુલી જઇને, બે વખત લોહીથી ખરડાયલી નાગી તલવાર લઇને એ ઝનુનથી મને બી કાપી નાંખવા મારી પુઠે આખા શેરમાં ને મોહલ્લામાં દોડયો મેં એને ઘણો બી સમજાવ્યો ને કાલાવાલા કીધા કે "હું તો તારો ભાઇ જેવો થાનો છું." પણ એ તો ક્રીકેટ રમતો હોય તેમ તલવાર આગલ પાછલ ને માથાંપર ઘુમાવીને બુમ પાડવા લાગ્યો. "ઓ ચરબદાર ગરદનના ફરઅે ડુંબા, તારી ભેંસ જેવી જાડી ગરદન પર હું મારી તલવાર ફેરવીને લોહીનો ફુવારો ઉડારશ, ત્યારેજ મારી પ્યાસી શમશીરની પ્યાસ ને મારી કીનાની આગ બુઝાશે. તું જરાબી ધાસ્તી ના કર, હું તુંને ગીલી લાગશે તેમ ફટકો મારશ. તું પોતે જો મારાં કામથી ખુશી નહી થાય તો હું તુંને ડેમેજીસ ભરી આપવા તઇયાર છેઉં. તું મારો જીગેજાનનો દોસ્ત થઇ મને આટલી નજીવી બાબતમાં નારાજ નહી કરશે."

મેં જીવ પર આવીને દોડતાં દોડતાં વીચાર કીધો કે "ઓ દગાબાઝ દુન્યા ને બેવફા મહોબત, જેને તેં જાનથી અઝીઝ ને પ્યારો ભાઇ ગણ્યો

તેજ આજે ખુની કસાઇ બન્યોછ, ને જાનનો તલબગાર થયોચ. લીમજી, લીમજી, હું તારી ખુની શમશીરનો નીરદોશ ભોગ થઇ પડી વફાદારીની કુરબાનગાહમાં જબેહ થઇ, વફાદારોની ટીપમાં રોઝે ક્યામત તક નામ નોંધાવી જવશ. પણ દુન્યા તારા જેવા દગાબાઝ દોસ્તના નામ પર લ્યાનત નાંખશે."

સારે નસીબે મારી નજર એક કુલફીવાલાની દુકાન પર પડી, ને હું જઇને એક મોટાં કુલફીના પીપમાં સંતાઇ ગયો. તેટલાં લોકોએ લીમજીને ધરી પકડીને શાંત પાડયો. ને એની આગલ એક ઉંટ રજુ કીધું, જેના પર એણે તલવારના વીસ પચીસ કુટકા મારી તેના લોહીમાં રૂમાલ ભીંજવી, પોતાના દેમાગ પર ગલબો કીધેલા ખુની જુસ્સાને શાંત કીધો. લોકો હવે એને ઠંડો પાડીને કુલફીવાલાની દુકાનમાં લાવ્યા, ને ત્યાં અમો વચ્ચે જુની ને પુરાણી મોહબત પાછી જારી થઈ; ને તેની ખુશાલીમાં અમે લોકોએ રૂપ્યા રૂપ્યાવાલી બે મોટી પસ્તાંની ભરેલી કુલફીઓ મંગાવીને કીનો કપટ દુર થયોછ એ બતાવવા અકેકની અરધી અરધી કુલફી કરડી કરડીને ચુસી ચુસીને ખાધી. લીમજી કુલફી ચુસતો જાય ને નવધાર આંસુએ રડતો જાય, "કે મંચા, મંચા મારી હીણપસ્તીભરી ચાલને માટે મુંબરેલી દુન્યા શું ધારશે!" અરે ભઇ જેવા ભઇનુ હું મુજી ખુન કરવા નીકલ્યો! હેફ છે મને! અરે રેઝાખાન પહેલવી આ વાત જાણશે તો મારે વરે શું ધારશે? એ તો એમજ કહેશે કે

"આકેબત ગુર્ગઝાદે ગુર્ગ શવદ
ગરચે બા આદમી બુઝોરગ શવદ"

કે "આખરે વરૂનું બચ્ચું તે વરૂની ખાસીયત પરજ જશે, પછી તેને ગમે તેટલું સારાં આબરૂદાર આદમીઓ વચ્ચે કાંય નહી ઉછારો."

લોઇડ જ્યોર્જ તુંબી ચઢી વાગતું થશે કે મને તો એ ટીનપાટ પારસી માટે પહેલાંથીજ સારૂં મત નહી ઉતું ને આખરે હુંજ ખરો પડયો. હાઉસ ઓફ લોર્ડસમાં એ જરૂર મારી સાંમે ઠપકાની દરખાસ્ત લાવશે કે એ પારસી ઉમરાવ લોર્ડ લીમજીભાઈ ઓફ ચીચપોગલીને બ્રીટીશ તીજોરીમાંથી

મલતું બાવીસ રૂપીઆનુ પેનશન સદંતર બંધ કરી નાંખવું. અરે મુંબઇમાં મોટે ખાંચરેનાં જે પારસીઓ મને પોતાનો જમઈ કરવા ફાંફા મારતાં'તા તે લોક હવે મને પોતાનો બંધેવી બનાવવા બી ના પાડશે. બસ ખલાસ, હવે જીંદગીમાં મજાહ જેવું શું છે.

"આબરૂ ચાલી ગેઈ તો જીવેલું શું કામનું,
કરમાયું ફુલ તો સુંઘેલું શું કામનું"

બસ હવે તો આ કુલરી આખી ગરી જઇને આપઘાત કરૂંછ. મંચા, ડીયર બોય, ગુડબાઈ. મને મારી દગાબાઝી માફ કરજે, ને ફુરસદ મળે તો ફરવરદીન રોજ ને ફરવરદીન મહીને મારી કબર પર પાંચ મીનીટ આવીને બે ગમના આંસુ ખેરવજે ને હારમોનીયમની કારી ચાવી પર કંઇ શોકનું ગાયન ગાજે. Good bye ! Don't cry ! Don't sigh ! કરીને એણે "ટટા"નો હાથ હલાવી પતરાના ખોલાં સાથની આખી કુલરી મલઈ ગરી જવા માંગી; પણ એનો આપઘાતનો ઇરાદો હું સમજી ગીઓ, ને એક અછાટ મારીને કુલરી મેં એના હાથમાંથી ઉડાવી નાંખીને કહયું કે "લીમજી, એમ તદન બચાંસહી નાદાન ને મજનુન સહી દીવાનો કેમ બનેછ? તું આપઘાત કરીને મરી જશે તો પછી આ બેઉ કુલરીના દોરીયાં કોણ ચુકવશે? માટે ગઇ ગુજરી ભુલી જઇને દોસ્તીનો હાથ લંબાવ. મારા મનમાં કંઇબી કપટ કીનો નથી." કરીને મેં એને ગરે વરગાડ્યો, ને મારી પાઘરીના નરમ ગાભાએ એનાં આંખમાંનાં આંસુ લુંછી નાંખ્યાં, ને લીમજીની ભોંય પર પરેલી કુલરી ઉંચકીને તે સદરાએ સાફ કરી, નલ પર ધોઇને એને પાછી આપી, જે એણે બચાં જેવી હોંશથી ખાધી. ને લોકોનાં જમાં થયલાં ટોળાંના "હુરરે" ના પોકારો વચ્ચે હમે લોક હસતા હસતા હાથમાં હાથ ને પગમાં પગ ભેરવીને ઘેરે ગયા.

* * * *

પાછલી રાતના ચાર વાગ્યાનો અમલ હશે. દુધવાલો તરતનોજ પાણી ભેરેલું દુધ આપી ગીઓ'તો. ચોરો, ખુનીઓ, જુગારીઓ ને પેપરના અધીઃ

પતીઓ રાતની હેજગારીથી ફારેગ થઇ, તરતનાજ પેટમાં તકીયો દાબી નીરદોષ મીઠી ઉંઘમાં પડયા'તા; હું પોતેબી મારા બેહસ્તી મોટાબાવાની નઇયતે પપેત રવાનની ભણીને પા કલાક પરજ અલેટાયો'તો, તેટલાં હમારા મોહલ્લામાં બધી ગરબર સરબર ને હોહોકાર મચી રહયો. હું ઉંઘમાંથી ઝબકીને ત્રણ ગુલાંટ ખાઇને ઉઠયો કે ચાલ જા, કાબુલમાં કંઇ પાછુ હુલડ થયું કે શું? કે નવા વરસનું માન અકરામનું ગેઝેટ બહાર પડયું તે બધા ઉમેદવારો પોતે ખાનબહાદુર ને સર કે કે. સી. ઝેડ. વાય. થયા કે નહી તે જાણવા તુટાતુટ કરતા હોશે.

લીમજી તો કાબુલમાં કોઇ ગુલાબજાન નામની નવી ગાનારી આવેલી તેનો મુજરો સમજવા ગીયો'તો, તે છેક ત્રણ વાગે આવીને સુતેલો તે ઢોરની કાની ઉંઘમાં પડેલો; ને થોરે થોરે વખતે ટકીયાને કોટી કરીને બબરયા કરે "ગુલાબજાન, પ્યારી ગુલાબજાન મય તુજ પર દીલોજાનસે ફીદા હું. તુમ મેરી સાથ બંબઇ ભાગ ચલો."

મેં બારી ઉઘારી બહાર ડોકયું કાઢી, મારા પાસેના પડોશી સરવરખાનને પુછયું "મીયાં સરવરખાન. શું ગરબર ચાલી રહીય? બચાએ સાકુની માસી સાસુ ઘણાં સીક ને બેહાલ હતાં, તે તેવણે તાકો ઘરી કીધો તેને લીધે શહેરમાં પીકેટીંગ બેસાડી હડતાલ પડાવીછ કે? ને હડતાલ પંદર વીસ દહાડામાં પુરી થશે કે કેમ? હડતાલ વખતે પીઠાં તો ખુલ્લાં રહેશે કેની? નહી તો મારા જેવા સીક આદમીઓ કાં જશે?"

સરવરખાને ધીરજ આપી કે "ગભરાવાં જેવું કંઇજ નથી. એ તો શેરે કાબુલ અઝ બાગે બોસ્તાન પલીદન ખરીવંજે શુદ." એણે મને ખોલાસાથી સમજાવ્યું કે બાગે બોસ્તાન એટલે કાબુલના વીકટોરીયા ગારડનમાંથી એક કાબુલી સીંહ નાશી ગીયોચ, ને તે આખા શહેરમાં તોફાન મચાવેછ જેથી ગભરાટ થઇ રહયોછ.

આટલી બધી ગરબર થવાથી લીમજીબી ઝબકી ઉઠયો "હે મંચા, એ પલીદ ને સેતાન ઉતરી આયા હોય તેમ એ શોરબકોર ને કલાપીટ શાના છે.

મેં તો તુને હજાર વખત કહ્યું કે આવા સેતાનીયત શહેરમાંથી વંજો માપીએ તો સારૂં, પણ તારાં ધ્યાનમાં કંઇજ ઉતરતું નથી.”

હજી તો હમો વચ્ચે વધારે તકરાર થાય તેટલાં શાહી દરબારમાંથી બે ઘોડેસ્વારો બીજા બે ખાલી ઘોડાઓ સાથ આવી લાગ્યા, ને હમારા બારણાં ઠોકયાં. હું તરત સપાટ ને લેંઘા પરજ દરવાજા આગલ દોડી ગીયો, ને પેલા ઘોડેસ્વારોના હાથામાંથી મારે નામનો શાહી રૂકકો લીધો, જેમાં બચ્ચાએ મને ફરમાસ કીધેલી કે કાબુલના બાગે બોસતાનમાં રાખેલો સીંહ, જે દુંબા પર નાંખેલા કરને સબબે ખાટકીઓએ પાડેલી હડતાલની મોહકાણમાં, આઠ દહાડા ભુખોદાંસ પડી રહયો'તો, તે ઝનુની બની પોતાનું પાંજરૂં તોડી નાશી ગીયો છે, ને આખા કાબુલમાં નાશભાગ કરી બુમ પડાવે છે. એ સીંહ હું જયારે લાહોરમાં કરન્સી નોટ બનાવવાનો હુન્નર શીખતો'તો ત્યારે પંડીતજી બેનીપ્રસાદે મને ભેટ આપેલો હતો. હવે એ સીંહનો શીકાર કરી નાંખવા, ને કાબુલી બઇરાં બચ્ચાંઓમાં ફેલાયલો ગભરાટ દુર કરવા, આ સાથે મોકલેલા ઘોડાપર સવાર થઇ તરત નીકળી પડજો, ને તેનો બનતી તાકીદે શીકાર કરી તે મુવેલા સીંહને મારી આગલ રજુ કરશો, તો હું નેહાયત ખુશ થવશ ને તમારા બહાદુરીના ઇનામ તરીકે તેનું ચામરૂં દાંત ને નખ તમુને ભેટ કરીશ.

લીમજી તો હાથ ને પગ અફાડવા લાગ્યો. “આ રાજમાં બે ઘડી પાછલી રાતના ઉંઘાવાનોબી કરાર નથી. શું કાબુલીઓ બધા મરવા પડયાછ, કે જયાંબી જોખમનું કામ હોયચ તો આપુનેજ હોલીના નાલીએર બનાવી આગલ પાડેચ; પારસીઓને જરાબી કોઇ મસકો લગાડીને મોટા ભઇ બનાવેછ કે બસ એ લોક તદન ભીખાજી બની જાયચ. એક તો મને રાતના ગુલાબજાનનો મુંજરો સમજી આયો તેનો ઉજાગરો છે, ને મારી તમીયત બરોબર નથી, તે એવા આંઠ દીવસના ભુખા તરસીયા સીંહની સાંમે હું થવા નથી માંગતો. તારે જોઇયે તો તું જા ને જોખમ ખેડ. હું તો પાછો સુઇ જાઉંછ. એ તો એને ઢીલી દોરી મુકીછ તે બધાને ફાવતું પાયુંચ. લશકરના સરદાર પરથી જનાના દારોગા બનાવ્યા. હવે સીંહનો શીકાર કરવા મોકલેછ. કાલે

ઉઠીને કેહશે કે ગામમાં કુતરા ઘણાં રખરેચ તે તેને પકરવા જાવ, ને પરમ દહારે કેહશે કે પ્લેગના ઉંદરો મારો."

લીમજી છેરાઇ પડયો. મેં લીમજીને શાંત પાડયો કે "ગાંડા રે, આપરો બુઢાપાનો વખત સુખ ચેન ને એશઆરામથી પસાર થાય, તે માટે પઇસા કમાવાના વીચારથી તો આપુરે આપરૂં વહાલું માદર વતન અડાજન ભાઠા છોડીને આપરાં પ્યારાં બઇરી બચ્ચાંઓને આપરી જુદઇમાં તવલતાં ને તરફડતાં મુકીને, આપરે આટલે દુર કાબુલ વેર નોકરી કરવા આયાછ. આપણી પાસથી કોઇબી જાતની કફોડી ને જાન વટીક જોખમમાં નાંખે એવી ખીદમત માંગવાનો નામવર બચ્ચાને દરેક હક છે. નોકરી કહી કોણને? કર કે ના કર. બીજો ઉપાયજ નથી.

ચાકરી છે દીકરા મારા, કસોટી બહુ આકરી,
નહી કરે ચાકરી, તો મળે નહી પાઉં કે ભાખરી,
વગર ચાકરીએ બૈરી કેમ પેહરસે સુનાની સાંકરી,
નહી મલે ભાખરી, તો તબીયત કેમ રહે ફાંકડી.

તુંને નફટ નોકરી નહી પસંદ હતી ને શેકઇજ કરવા ગમતી'તી તો પછી તારી દેવલાલીની ખાંડ્યાની સાહેબ સોખની નોકરી છોડી દઇ શું ધુર મુકવા અહીં આયો, કે આજે તું તારાં આવાં બુઝદેલપણાંથી મને રાજા રજવાડાઓમાં નીચું જોવાનું નહી કરતે. લીમજી, તું શીકારી બાપનું બચ્ચું થઇ આજે ખાલી શીકારના ખ્યાલથી ડરે છે એ તારે માટે હીણપસ્તીભરયું છે. તું ડરેચ શાનો. તું લાંબે ઉભો રહીને હાથ પગ હીલાવીને સીંહને દુરથી દમદાટી કરજે. હું એને એકાદ ગોલીથી ખલાસ કરશ, ને તુ માન ખાટજે કે એ તો મેં એને પહેલેથી બુમબરાડા પાડી ગભરાવી મુકેલો તે ગોલીનો જલદી ભોગ થઇ પડયો."

લીમજી સીંહના વીચારથી એટલો ગભરાઇ ગયલો કે "એ મને પુછવા બેઠો કે તું એને ગોલીથી ખલાસ કરશે તે કઇ ગોલી? કવીનાનની, કાસકેરાની, કે વેજીટેબલ લેકસેટીવ વાપરશે?"

મેં એની અક્કલપર કપાલ કુટયું. એણે ફાંફાંવાલા કીધા "હું આવરા પણ આપરે લોકો એક માછલાં પકરવાંની જાલ્લી સાથે રાખશું, કે સીંહ ઘણો નજદીક આવે તો એને જાલમાં સપડાવીને જીવતો પકડી લેશું". મેં એને ખુશ રાખવા મછીમારોને ત્યાંથી એક મોટી જાલ મંગાવી જે લીમજીએ પોતાની કમર આસપાસ વીંટાલી લીધી, જેમ કરવા જતાં પોતેજ બે ચાર વખત અંદર ભેરવાઇ જઇને તુટી પડયો. મેં એનામાં જાસ્તી હીંમત પેદા કરવા એક ચમચો ભરીને એને કોકેન ખવરાવી દીધું. હવે રૂકકો લઇ આવેલા સીપાહીઓએ બચા પાસ પાછા ફરવાની અધીરાઇ બતાવી. એટલે અમે લોકોએ બંદુક, મશીનગનો, તીર કામઠાં, ગુરજ વગેરે આંગ પર લટકાવી લીધું. લીમજીએ પોતાના ઘોડા સાથ દોસ્તી પાડવાના વીચારથી, તેનું માથું પસવારી બુચુક બુચુક કરીને ગજવામાંથી એક પેંડો કહાડીને ખવરાવ્યો. પણ ઘોડો એવું સજાતનું ફરજંદ કે થેંકયું કેહવાને બદલે પેંડો ખાધા ઉપરાંત લીમજીનાં બે આંગલાંબી અરધાં ચાવી ગીયો, લીમજીએ ગુસ્સાની એક બાંગ પાડી ઘોડાને એક લાત ઝાડી ને ઘોડાએ એના જવાબમાં એને એક લાત કકડાવી કહાડી. મેં એ છેડાયલા જનાવરને ગાજર ને સલગમ ખવડાવી શાંત પાડયું.

અમે લોકો હવે ઘોડેસ્વાર થઇને મારતે ઘોડે શાહી મહેલ તરફ જવા ઉપડયા. ઉશકેરાયલી હાલતમાં ઘોડા પર કુદકો મારીને સવાર થવા જતાં, લીમજી ઘોડાના પુછડાં તરફ મોંનું કરીને ભુલમાં ઉંધો બેસી ગીયો'તો, તેવું એને અરધો માઇલ ગીયા પછી ઘોડાએ મોંનાપર પુછરાંના ફટકા મારયા ત્યારેજ ભાન આવ્યું. લોકો ગભરાટનાં મારયાં બારી બારણાં બંધ કરીને ઘેરમાં છુપઇ બેઠાં'તાં; ને મોહલ્લામાંથી એકાદ બકરી કે કુતરૂંબી પસાર થતાં બીકણ આદમીઓ બુમ પાડી ઉઠતા કે "સીંહ આયોરે, સીંહ આયો!" ને વધારે હીંમતવાલાઓ પુકાર કરતા "સીંહ આયો તો આવના દેવ અહીં કોણ બીએચ," કરીને ધોલીયા નીચે ભરઇ જતાં. પોતાના બચાવ માટે અમુને એમ જાનને જોખમેબી મોતનાં ડાચામાં યાહોમ ધસી જતા જોઇ, લોકો હીંમતથી બહાર ગેલેરી પર આવ્યાં, ને રૂમાલો ને વાવટાઓ ઉડારી "પારસી

ઓશીસરો ઝીંદા બાશ, લીમજુ મંચેર હાય હાય!" કરીને અમારી જય પોકરાવી.

અમે લોકો હવે રાજમહેલના ચોગાનમાં બચો બખ્તર પહેરીને દરબારીઓ સાથ ઉભો હતો, ત્યાં હાજર થઇ તેના પગ પર માથુ ઝુકાવી કુરનસ બજાવી. અમુને જોઇ બચા તેમજ દરબારીઓએ છુટકારાનો દમ ખેંચ્યો. બચાએ અમુને ગુંટણુ મંડીયે પડેલા ઉઠાડયા "પધારો મારા શુરા સરદારો, ને રસીલા રંગીલા રંગ રસીયા રશીકો, પધારો. હું જોઇને ઘણોજ મગરૂર ને શાદમાન છેઉં કે મારા રાજ્યના ગંભીર ને કટોકટ ને જીવ સટોસટના સંજોગો વખતે, તમે બહાદર જવાનો સીતાબીથી અમારી બારડુમાં હાજર થઇ જાવોછ. બીરાદરો, હઝારો લાડ ને નાઝથી પાલેલો મારો માનીતો સીંહ, આજે પીંજરાંતું બારણું તોડી નાશી છુટયોછ, ને બહાર નીકલીને તરત એના રખેવાલનોજ નાસ્તો કરી નાંખ્યો. ત્યાંથી નીકલેલો એ સીધો પાંજરાપોલમાં ગીયો, ને ત્યાંથી બે ગાય ઉચકીને આખી સીંગરાં સાથે કાચી ખાઇ ગીયોછ. અફસોસ કે પાલેલા સીંહેજ પગ કડયોચ. એ એટલાંથી હજુ ધરાયો નથી, કારણ કે અવરનવર એની ભુખથી ઝનુની બનેલી બરાડો હજુબી દુરથી સમજાયછ. એની પુઠે શોધમાં નીકલેલા બોય સ્કાઉટો ને ગર્લ ગાઇડોએ પાંચ મીનીટ પરજ ટેલીફોન કીધોચ, કે એ રાજદરબારનો રસ્તો પુછતો કલાકના ત્રીસ માઇલની ઝડપે આ તરફજ આવે છે માટે મારા શુરા સઇનીકો, તમારાં તેજ હથીઆરો મ્યાનમાંથી કહાડી તઇયાર થઇ જાવ, ને આ ભયમાંથી મારાં પાયતખ્ત કાબુલને બચાવો."

લીમજીએ સીંહની ગેરહાજરીમાં પોતાની બહાદુરી બતાવવા મ્યાનમાંથી તલવાર કહાડી માથાં પર ને આગલ પાછલ પટા ફેરવવા માંડયા જેમ કરતાં એણે ઉપર ટાંગેલા એક મોંઘાદાટ ઇલેકટ્રીક ઝુમરનો ખુરદો કરી નાંખ્યો. મેં બુમ પાડી "લીમજી, આ શું કંઇ ક્રીકેટ ગ્રાઉંડ સમજીને બાઉંડરી ફટકા મારવાની પ્રેકટીસ કરેચ શું?"

એણે હવે મોટેથી બુમ પાડવા માંડી "મારૂં ખુન જોશ પર ચડયુંછ. મારા ગુસ્સાતું બૉઇલર તપી ગીયુંછ. જે વખત જાયછ તેમાં મારો ફ્યુઝ



ટીકી ટીકીને જોઇ મને પડી ગેઇ એ રડવા,
લાગુ મનમાં એવું પહેલાં આવેછ મને કડવા.
હાથ ઉપર નીચે કરી કરવા આવી હોતી,
કરશે થોડા વારમાં મારી, ખાટી મીઠી બોતી.

( જુવો પાનુ ૧૪ )

કરતાં એક જખ્મી થયલા વાઘે સીંગરૂં મારવાથી નીપજ્યું'તું. એ બચા મારેલા વાઘનાં ચામડાંના ડગલા લીમજી હજુ બી ગવરનરની લેવીમાં પહેરી નીકળેછ. વીલીંગડન કલબના છેલ્લા ફેન્સી ડ્રેસ બૉલમાં મોંના સાથનું આખું વાઘનું ચામરૂં પહેરીને "Bengal Tiger" તરીકે જતાં ભાયખલા પર એક સાહેબને હાથે ગોલીથી શીકાર થતાં એ જરામાં બચી ગયો'તો. રેલવે હોટલમાં હમણાં દર શનીવારે જહાંગીર કાવારાણા હરનના કવાબ ખવરાવેછ તે લીમજી સાંટાકરૂઝના જંગલમાંથી શીકાર કરીને મોકલાવેછ."

લીમજીની બહાદુરી ને હીંમતનાં હું બાંકાં ફુકયો જતો હતો, ને લીમજી એ તારીફ ગાલ પર શરમની લાલી સાથે નીચી મુડીએ સમજ્યો જતો હતો, તેટલાં દરવાજા પર બધી ગરબડ ને દોડાદોડી થઇ રહી. બચાના બહાદુર પેહરેગીરો હાથમાંના હથીયારો નાંખી દઇ અંદર દોડી આવ્યા, જેમ કરતાં બે ચાર જણાઓએ બચાને જમીન પર ગબડાવી બી દીધો. દરવાજા પર "રજા વગર અંદર આવવું નહીં" એવી નોટીસનું ખુલ્લું પાટયું મારેલું હોવા છતાં, એક જંગી ઝનુની ને વીકરાલ સીંહે હવે બગીચાની દેવાલ પર દેખાવ દીધો. બચો અમારા પછવાડે ભરઇ ગીયો ને કહયું "અય ચુનંદા પારસી શીકારીઓ, આગલ પડો, ને એ બદમાશનો રસ્તો કરી નાંખો. પછી હું બી એને મારી સંગદીલ શમશીરનો સવાદ ચખાડુંછ. આજે જો એને જાનથી મારૂં તો કાલે બઇરાંઓનો ગંઆર છે તેમાં એને કપાવી ખાશું."

લીમજીનો લડાયક ઝનુનનો પારો તો આ બરાડા મારતાં સીંહને જોઇને તદન ઝીરો પર આવી ગીયો. ધાસ્તીને મારે બે વખત એનું પાટલુન કમર પરથી સરી પડયું; તોબી લાહેરી મારવા કેંકયું "દીકરા મંચેર, મને હમણાંજ યાદ આયું કે આ તો બમન મહીનો ચાલેછ, ને હું ભણનાર ગણનાર ને હું અથોરનાનનું બચ્ચું, તે મારાથી તો આજે ગોસ નહીં કપાય. તું બીચારો થડ ક્લાસ ઓરડીનરી બેહદીન છે, ને તુંને એવી કોઇબી રીતની છીટ નથી, તેથી એવું કસાઇનું કામ તુંજ કર ને એ સીંહને જબેહ

કરી નાંખ. યાર, હાથ તો એવા ચવરેછ કે આજે આખા આફ્રીકાનાં જંગલનાં સીંહોના કાપીને કટકા કરી નાંખું. પણ ધરમનો બાધ નડેછ ને અંતકરણ કહયું નથી કરતુ.

"ના કાપો ગોસ બમન મહીનામાં–ધરમનું ફરમાન છે,
દીન ધરમ પર આપું જાન–એજ મારૂં અરમાન છે."

આ કારીઓ એ બોલી રહે તેટલાં તો સીંહ દીવાલ પરથી કુદકો મારી બાગમાં ઉતરયો. લીમજીએ આંખ ચોરી સીંહને એક બે મીનીટ જોયા કીધો, ને પછી બધો ગભરાટ ભુલી જઇ મોટેથી બુમ પાડવા લાગ્યો "સલીમ, દીકરા સલીમ, આટલા વરસ તું કાં હતો? આવ દોસ્ત મને ભેટ." કરીને એ તો સીંહની નઝદીકમાં ધસી ગીયો, ને સીંહના ગળામાં બેઉ હાથ નાંખી તેને ગળે વરગવા મંડી ગીયો.

બળાપાએ બચા ઉરફે મુઝવણે લીમજી મંચા,
વરસમાં છ છ અધરણી સ્ટ્રાક ઓવર બાંઉન્ડ્રીયા,
વાહ બેટા બચા તું નહીં કાબુલી કચ્ચા,
હાંક સુલે—ગાડી. હય અલ્લાહ સચ્ચા.

લીમજીને કહાણી કીસ્સાને વિસરાવે ભુલાવે તેવા આં વીચીત્ર દેખાવનો સબબ ને ભરમ પુછ્યો. લીમજીએ તરત શંધણીમાંથી રાતનાં ભોણામાંની વધેલી ભેંસની ગુર મંગાવીને સીંહને આપી, જે લઇને તે લાંબો થઇને લીમજીના પગ આગળ ફરાગાતથી બેસીને ઘણો સવાદ લઇને ચુસવા લાગ્યો, ને ખુશાલીથી પુછડું હીલર્વા લીમજીના મોંના પરથી આંખ ઉડારવા લાગ્યો. ઇંતેજારીથી અમે બધા લીમજીની આસપાસ ફરી વળ્યાં. એણે એક હાથ ઉંચકીને અમુને ખામુશી અખત્યાર કરવા ઇશારત કીધી ને પછી ચલાવ્યું "મહેરબાન ખાને આબાદ, ગરીબ પરવર નામવર બચાજી, બુઝોરગ મુરબી મંચાજી, ને ત્રીજા વરગના અમીરો, સરદારો, ઠાકોરો, ભાયાતો ને પુટકલીયા હજુરીયાઓ, એક મુગું જનાવર બી પોતા પર કીધેલું એહસાન કેવી ઇમાનદારીથી યાદ રાખે છે, ને પોતા પર મહેરબાની કરનાર ઇનસાન તરફ કેવી સાબુતકદમ વફાદારી બતાવે છે, તે તમે આજના દાખલા ને મારા એહવાલ પરથી જોઇ શકશો. વાચા વગરનું મુગું, ને અકકલના ગવહરથી બેનશીબ રહેલું એક મીસકીન જનાવર, એહસાનફરામોશ ને નાકદર દગાબાઝ ઇનસાનોથી હજાર દરજજે આલા છે. ગ્રહસ્થો, આજથી દશ વરસની વાત પર યાને સંવત ૧૯૫૬ માં હું ને મારા ફ્રેંડો પોરચુગલના પ્રેસીડંટ "ડયુક ને ડચેસ ઓફ મતારપાંખડી" સાથે નામવર જામ સાહેબનાં ઇજનને માન આપી, ગીરનારના પહાડો ને જંગલોમાં સીંહનો શીકાર કરવા ગયા'તા. આખા દીવસની રખડ પછી એક અંધારી ગુફાના મોંના આગળ એક ગંજાવર સીંહને અમે જોયો. ડયુકે મને પોરચીગીઝ ભાષામાં કહયું. "પાંઝો સીઝેરીગો દુખુંડો મોરસ." યાને ડીયર લોર્ડ લીમજી, આ પહેલા સીંહનો શીકાર કરવાનું માન તું ખાટી જા. મેં ઉપકાર સાથે એ માંગણી ના પાડી ને કહયું "મુસકાટો પાસીટો" (પોરચુગીઝમાં થેંકયું) યૉર હોલી હાઇનેસ, તારા પગની પુનઇથી મેં તો દોઢરી બે હજાર સીંહો મારયાછ. તું આટલે દુરવેરથી આયોછ તો તુંજ એને મારીને અહીં વેરનો તારો ફેરો સફલ કર; પણ એણે મનેજ બહોંસ કીધી, એટલે હું બંદુક ખાંધ સાથે અંથડાની નીશાન લઇ બંદુકનો ઘોડો ડબાવવા જાઉંછ તેટલાં અમારી બારે

અજાયબી વચ્ચે સીંહને પુછડી પર વીંટાએલા સફેદ રૂમાલથી સુલેહના વાવટાની સીગનલ કરતો જોયો. મેં મારી બંદુક પાછી મ્યાનમાં ખોસી દીધી'ને બેદેહસ્ત હું તે સીંહ નજદીક ગયો, જે દાખલાની નામવર ડયુક ને ડચેસે તરત નકલ કરીને મારી પાછલ પાછલ આવ્યા. અમે ગુફાના મોં આગલ પહોંચ્યા તો જોયું, કે એક સાંહણ તરતના જનમેલાં ચાર બચ્ચાંઓ સાથ ત્યાં પડીને બચ્ચાંઓને ધવરાવતી'તી, ને પેલો સીંહ આ નવી પેદા થયલી ફેમીલી, ને પોતાની સુવાવડી મહોરદાર પર ચોકી કરતો'તો, ને એ લોકની નજદીકમાંજ એક મોટો અધરણીનો લાવરો પડેલોબી હમે જોયો. કુટુંબની ચોકી કરતાં સીંહથી એકબે દહારા શીકાર નહી થઇ શકેલો હોવાથી સીંહ સીહણ ઘણાંજ ભુખ્યાં હતાં. તેમને માટે અમે લોકોએ તરતજ બે કાપેલા બકરાંનો બંદોબસ્ત કીધો, ને બચ્ચાંઓને મેલીન્સફુડની કાંજી કરીને પીવરાવી. બે ચાર કલાક પછી અમે એ નવા બનાવેલા દોસ્તોથી ભારી જીગરે આંખમાં આંસુ સાથ છુટા પડયા. ને તેજ સીંહે, મારા વીસવાસુ ને વફાદાર સલીમે, આજે દસ વરસે બી મને ઓળખી કાઢી તે કીધેલા એહસાનનો ઉભરો, ભુખો છતાંબી કોઇના જાનને જરાબી અલવલ નહી આવવા દઇને વ્યાજ સીકે વાલી આપ્યોછ.

આફરીન છે જનાવરની વફાદારી પર—જે એહસાન કદી ભુલતું નથી,
હયફ છે ઇનસાન પર—જેને બેઇમાની સીવાય બીજું કંઇ સુઝતું નથી.

લીમજીની આ વાતથી અમે બધાં ડંગ થઈ ગીયા. મુંગા જનાવરનાં એહસાનથી અમારી આંખમાં ઝલઝલીયાં ભરઇ આવ્યાં. બચાએ તરતજ પોતાના ગળામાંથી Y. W. C. A. નો હીરાજડીત ચાંદ કાઢી સુનાની સાંકળી સાથ સીંહના ગળામાં ઓરબ્યો, ને પોતાના A. D. C. ને એ સીંહને બાગમાં તદન છુટો મુકી દેવા, ને રોજ એને બે રોસ્ટ મરઘીનો ખોરાક આપવાનો હુકમ કીધો. લીમજી સલીમને ગળે વળગીને છુટો પડયો, ને અમે સૌ પોતપોતાને ઘેરેબારે વાખરઇ ગીયા. લીમજીનો વીચાર સીંહનો મુંબઇ પોતાની સાથે ઘેરે લઇ જવાનો છે પણ મેં એને સમજાવ્યો કે તારાં પોરયાં એટલાં ચવીતરાં છે કે સીંહના મોંનામાં એક આખો દાંત નહીં રહેવા

દેશે. ને પરોસીઓનાં છોકરાં ગુમ થશે તો લોકો તુંને બદનામ કરશે. લીમજીએ સીંહને ઘેરે લઇ આવવા વીશે બઇરી પર કાગલ લખીને ચોખો ચાંપી જોયો હોશે, તે તાંથી તો અલટીમેટમ આવી ગીયો કે "એમ જન જનાવર લઇને ઘેરમાં આવશો તો પોરયાંઓને લઇને હું બાવાને તાં ચાલી જવશ. ને તમે ઘેરમાં એક ખાડું કરકું જેવા ઓછા છેવ કે બીજો સીંહ લઇ આવોછ." એટલે લીમજીએ એ વાત પર હમણાં પુરોજ મુકયો.

(૧૭)

શાએર સીનાફુલખાન પોતાના "ગંજે ગુલીસતાનમાં" લખી ગીયોછ કે "Suspicinum no medicinum" (સસપીસનમ નો મેડીસીનમ) યાને "વહેમની દવાજ નથી" તે ખરૂંજ છે. બચાએ સાકુને જયારથી અમે એરામ સરોસ પર લાગવગ લગાડી સાતમાં આસમાન પરથી બોલાવીને એના મોટા બાવાનું રૂહ બતાવ્યું ત્યારથી એ અવારનવાર સ્વપનામાં બીહીને બુમ પાડી ઉઠે જે "ઓ સુરબ્બી મોટાબાવાજી મને માફ કરો, મારી પર એટલા ખફા ના થાવ. હવે હું તદનજ સુધરી જવશ. હવે હું કદીબી કોઇ છોકરીને જબરદસ્તીથી જનાનખાનામાં નહીં ઉંચકી જવશ. કોઇનાંબી ડોકાં સાથે ફુટ બોલ નહી રમશ. અમાનુલ્લાને હવેથી માય જણ્યો ભાઇ સમજીને ઠેકાણે પારશ," વગેરે. અમુનેબી એ વારંવાર કહયા કરે જે "બીરાદરો, મારા બહેસ્તી બપાવા ઘરી ઘરી સ્વપ્નામાં આવી મને ધમકાવેછ ને કહેછ કે "બેટા, ખુબ સંભાલના, ઇસ ફાની દુન્યાકી માયા તુજકો આસમાનપે ચઢાકે પાતાલમેં ગીરાને ચાહતી હય. અલબત તું બહોત બહાદુર ઓર શુરા હય લેકીન અફસોસ તેરા અંજામ બહોત બુરા હય." હવે મારે સુધરી જવું જોઇએ. મનેબી કંઇ મારી ઝીંદગીનો કે મારા નવા જીતેલાં રાજપાતનો ભરોશો લાગતો નથી. કાબુલનો કબજો લીધા પછી મેં કંઇબી ભલઇનું કામ કીધું નથી, કંઇબી ભલઇ જોઈ નથી–

કર્યાં બુરાં મેં કામ ઘણાં–ધીક પડયો એ અવતાર
બચા તારાં કામથી–થયોછ દુન્યામાં હોહોકાર,"

એટલું બોલીને એ તો ઝારઝાર રડવા પડયો. લીમજીએ એની પીઠ પર બાપના પ્યારથી હાથ ફેરવીને એને દીલાસો દીધો. "નહી નામવર, એમ નહીં બોલ્યે. એ તો અપશુકન કહેવાય. તમો નામવરે કાબુલનો કબજો લીધા બાદ છ મહીનામાં ચચાર અધરણી બાંધીછ; છ છ બીબીઓ સાથ મારામારી કીધીછ; બમે નવી જેલો બંધાવીછ તે ઇનશાલ્લા એ બી ભલાઇનાજ કામ કહેવાય."

મેંબી લીમજીના બોલવાને ટેકો આપ્યો, "હા નામવર, મારો કઝીન લીમજી કહેછ તે રસ્તો દરોસ્ત ને ચુસ્તોચાસ્ત છે. હમે હીંદુસ્તાનમાં પારસીઓ ને વાણ્યાઓ ઘણી ધામધુમથી અઘરણી બાંધ્યેછ ને એટલા પર બેંડ બેસરાવીયે ને જેઓની અઘરણી થઈ હોય તે લોકને હારતોરા પહેરાવી હાથમાં નાલીયેર ને પાંચ સાત શેરનો અઘરણીનો લાડવો આપી મોહલે મોહલે ફેરવીયે, બધેબધ મીઠાઇ વેંહચીયે ને ઘણી ધામધુમ કરીયે. બાદશાહ સલામત, એ બધાં ભલાઇ ને હીંમતનાંજ કામ કહેવાય."

પણ બચાના ધ્યાનમાં એ વાત ઉતરી નહીં. "હશે, તમારા લોકની એ ભલાઇ તમુનેજ મુબારક. હીંદુસ્તાનના જેવાં જંગલી લોક અહીંયાં નથી કે અઘરણી જેવા નાચીઝ હીંગામ પર એમ પોતાના ફેરતા ફજેતી કરાવે. કાબુલમાં તો અઘરણી ઘણીજ સાધારણ ચીઝ છે. એમાં ભલાઇ ને મોટઇ લેવા જેવું છેજ શું!"

લીમજીએ બચાની ગમગીની દુર કરવા બોડકાં માથાં પર હાથ ફેરવી બે મીનીટની ખામુશી અખત્યાર કરીને સુચવ્યું. "જો તમો નામવરને ભલાઇજ કરવી છે તો ફીદવીની સલાહ છે કે આપ નામવર કોરોનેશન કરાવો."

બચાએ ડોકું હીલવ્યું. "અરે પણ શાનું ઓપરેશન કરાઉં? એપેન-ડીસાઇટીસનું ઓપરેશન કરાવ્યુંછ, ટોનસીલબી કપાવ્યા, છેલ્લે છેલ્લે હરનીયા-નુંબી ઓપરેશન કરાવ્યું, હવે તો કંઇ તો બાકી નથી રહયું!" લીમજીએ એની ભુલ ભાંગી "નામવર સરતાજ, ખુદા તુને ઓપરેશનો ને સરજ્યનોની છુરી ને ઓપરેશન,ફીના બીલોથી બચાવે. હું ઓપરેશનની વાત નથી કરતો.

હું તો કોરોનેશન યાને તાજપોશીના સંબંધમાં ઇશારો કરૂંછ. ગરીબ પરવર, આજ કાલ તો ગુજરાત ને કાઠયાવાડના નાલ્લા નવાબો ને ઠાકોરોબી કોરોનેશનની ક્રીયા કરાવેછ. જ્યારે તમો નામદાર આલમ પરવર તો ચકરવર્ટી શહેનશાહ છેવ જેના રાજપર સુરજ કદી આથમતોજ નથી, તો તમો નામવરે ઘણી ધામધુમથી એ તાજપોશીની ક્રીયા કરવી જોઇયે. એ બધો ભપકો ને ઠાઠમાઠ જોઇ રઇયતનું દીલ તમો નામવર તરફ વળશે."

રાજા બોલ્યા ને દાઢી હાલી. બચાના કવલા નારીયેલ જેવા કુમલાં ભેજાંમાં એ વાત સપ દેતી ઉતરી ગઇ. "વલ્લાહ! બીરાદર લીમજી, તેં ઘણીજ બરહક સુચના કીધીછ. આવતા જમશેદી નવરોઝના બખતાવર બુલંદ રોઝે મને કાબુલની ગાદી પર બેસાડી તાજપોશી કરવાની ક્રીયા મુકરર રાખો. મારા રાજવંશી ઓધ્ધાને છાજતી રીતે એ કીંગામ રઇયતમાં જાવેદાન યાદ રહે તેવો બંદોબસ્ત કરો, ને મારા પાડોસી ને પીછાણવાલા બીજા દેશોના રાજા, મહારાજા, નવાબો ને ઠાકોરોને ઇજન કરી બને એટલી ધામધુમ કરો. કાલ કોણે જોઈ છે ને વળી કંઇ ઘડી ઘડી ગાદીનશીન થવાતું નથી. તમે મને એ પાક ભલાં કામમાં હમશરીક થઈ મદદ આપશોની?"

લીમજી ઉલટમાં આવીને બોલી ઉઠયો. "નામવર બચા, એવી તાજપોશી ને ગાદીનશીનીની અમે ઘણી સેરીમનીઓ જોઇછિં. છેલ્લેબી અમે નવસારીના વડા દસ્તુરને એવણના વડવાઓની ગાદી પર બેસાડી આવેલા. વળી અમે લોકો કનટ્રાકટ લઇને બી તાજપોશીની ક્રીયા પાર પાડી આપ્યેછ. નેપોલીયન બોનાપાર્ટ, ઇજીપ્તના બાદશાહ તુટનખાનમ, રાજા ભોજ. ને છેલ્લા જરમન કયસરનાં કોરોનેશનનાં કામ કોન્ટ્રેકટથી પાર પાડેલાં તેનાં અમારી પાસ સરટીફીકેટો મોજુદ છે. તું નામવર અમારો મુરબ્બી છે તો અમારા ચાલુ ભાવો કરતાં તું નામવરને ત્રીસ ટકા ઓછો ચાર્જ કરશું. ને મીજલસમાં ઠંડા સોડા લેમન ને ફાલુદો મુફત પુરો પાડશું."

હું લીમજી પર છેડાયો કે એ વરી તું શું નવું તોફાન ઉભું કરેછ, ને ભુતના હાથમાં નીસરણી આપેછ. મેં બચાનું ધ્યાન ખેંચ્યું કે હમણાં તીજોરી તદન તળ્યાં ઝાટક ને ખાલી છે તેવા વખતે એવા સોભન સાભનના

ખરચ કરી રઇયત પર બોજો નાંખવો ઠીક નહી. પણ તેનો બી લીમજીએ તોર સુચવ્યો કે આપરે લાગતા વળગતામાં લીસ્ટ ફેરવશું તો બચાને નામે શરમાશરમીમાં ઠીક નાણું જમે થશે. નહી તો જીજી પાલીસવાળો મુંબઇમાં દર વરસે ગરીબ પારસી બચાંની નવજોત કરાવી આપેછ તેને લખશું તો એ ઘણો ખુશીથી ધરમનું કામ સમજીને એ કોરોનેશનનો ખરચ ઉંચકી લેશે, એટલે બચા નામવરનું કામ પાર પડશે ને જીજીને ધરમ લાગશે.

કરમ કર મેરે હાલપર અય કરીમ,
તખતપર બેસે બચા અરીમધરીમ,
તુહીં કાબુલ કંદહારકા સુલતાન હય,
જહાંમે નુમાયા પુનમકા ચાંદ હય,
ફના હોને વાલા હય યેહ સબ કારોબાર,
પીઠાં દારૂ તાડીનાં અને ટેંપલ બાર,
ઓરડર આપે જાવ તમે મંચા ને લીમ,
તાજપોશી માટે જોઇશે આઇસક્રીમ,
કરમ કર મેરે હાલ પર અય કરીમ

હવે આ તાજપોશીનો મુબારક દીગામ પુર દબદબાથી પાર ઉતારવા ધરખમ "કોરોનેશન કાર્યવ્યાહક કોઓપરેટીવ કમીટી" નીમાઇ જેના મેંમબરોને અઠવાડીયામાં બે વખત મીટીંગમાં હાજરી આપવા માટે બબ્બે ગીની મળે એવો ઠરાવ પસાર થયો. એ કમીટીના પ્રેસીડંટ તરીકે હું, ને ટ્રેઝરર તરીકે લીમજી નીમાયા. લીમજીના હાથમાં ફંડમાં એકઠા થયલા પચીસ હજાર રૂપ્યાની મોટી રકમ રહેતી હોવાથી, એને બહાર ફરવા ગયેલો આવતાં લેટ થાય તો મને ધાસ્તી ને અકરવકર થતી કે રેખે જમાં થયલાં નાણાં લઇને એ સીધો મુંબઇ ઉપડી ગીયો હોય. લીમજીનો મુંબઇમાં કલબોના ટ્રેઝરર ને બેંકોના કેશીયર તરીકેનો રેકોર્ડ કોઇબી રીતે ભરોસેદાર ને સધયારો ઉપજાવે તેવો હતો નહી. અમે લોકોએ દેશપરદેશ ને ખુદ યુરોપના પેપરો વટીકમાં જાહેર ખબરો છપાવી કે નામવર બચાની કાબુલમાં જીનીવાની લીગ ઓફ નેશન્સની બાંહેધરી હેઠળ ઓફીસીયલ કોરોનેશન થનાર હોવાથી કોઇબી

સખસને એ બાબદસર કંઇબી વાંધો હોય અથવા બચા સાંમે કંઇબી દાવો હોય તો દસ્તાવેજો સાથે કમીટી સનમુખ હાજર થઇને પોતાનો કેસ જણાવવો તો તે પર ઘટતું ધ્યાન પુગારવામાં આવશે.

માજી શાહ અમાનુલ્લાએ કમીટીના મેંમબરો પર પોતાના એડવોકેટ અમથાલાલ મફતલાલ મારફતે ધવરાવીને નોટીસ મોકલી કે બચાના કયા બાવાનું તખત ને તાજ છે કે એ બેશરં ને બચ્ચાંઓનો સરદાર ને એક હલકો રાજ્જે નફટ નાકે કોરોનેશન કરાવવા બહાર પડયોછ. હું ધણોજ દલગીર છેઉં કે કાબુલના આબરૂદાર રઇસો ને શેહરીઓ એવા એક હલકી પાયરીના રાજાને બાબર ને હુમાયુની માન પામેલી ગાદી પર બેસાડી તેના બુલંદ દરજ્જાને હલકું લગાડેછ. એ રાજ તાજનો ખરો હક્કદાર માલીક ને દાવાદાર તો હું છેઉં. બચો તો ખાલી મારી ગેરહાજરીમાં 'મોરગેજી ઇન પઝેશન" છે ને જે બી કોઇ એ બચાની પાડેલી તાજપોશીની કીયા કામમાં મદદ કરશે તેના પર કાવત્રામાં ભાગ લેવા માટે હું હાઇ કોરટમાં ફરયાદ નોંધાવશ. (જુઓ–કાબુલ પીનલકોડ કલમ ૨૨૪–પેરા વીભાગ ડી.)

બચાએ તો પોતાનો બુલંદ ખવાસ બતાવી એક વીશ્વાસુ આદમી સાથ અમાનુલ્લા પર કહેવરાવ્યું કે "તું નામવર નકામો મારી સાંમે ખુનસ ખાઇ ગીયોછ. મારા મનમાં તારી વીરૂદ્ધ જરાબી કપટ કે કીનો નથી. તું કાબુલ બીનદેહસ્ત પાછો ફર ને હું મારે હાથે જાતે તારી બધી ધરતી કીયા કામ કરી તુંને તખત પર ઠર પાડશ. મારી તો એજ ઉમેદ છે કે તુંને એક વખત ગાદી પર બરાબર ઠર પડેલો જોઉં ને પછી હું હીમાલય પહાડ પર એક ઝુંપડો બાંડે લીધોછ ત્યાં ખુદાની એબાદત કરવા રીટાયર થઇ જાઉં."

પણ અમાનુલ્લાએ એક વખત બચાને હાથનું સુખ જોયેલું તે એ બચાના ઇજનને માન આપીને પાછો કાબુલ ફર્યો નહી ને બચો બીચારો ધણો રંજીદા થઇ ગીયો ને બે દહાડા ખાધાપીધા વગર ફર્યાં કીધો ને એણે અમાનુલ્લાને માટે નવી જમીન ખોદાવેલી તે પાછી પુરાવી દીધી!

કોરોનેશનની ગંભીર ક્રીયા પુર દબદબા ને ગંભીરતાથી તેની અસલીયાતમાં પાર ઉતારવા માટે અમે લોકોએ ધરમગુરૂઓ પાસ પેપરમાં છપાવીને ટેંડરો માંગ્યા, જેમાં લકનોના મોલવી ગીયાસુદીન ને પેશાવરના દસ્તુરજી દીનદાર દીન્યારના ટેંડરો સૌથી ઓછા ભાવના હોવાથી એ બેઉ જણની નેમણુંક કરવામાં આવી ને ક્રીયાનો બધો સામાન સાથે લઇને કાબુલ આવવાનું ઇજન તેમજ થર્ડ ક્લાસની યુરેઝીયન કમપાર્ટમેંટની ટીકીટો મોકલી આપવામાં આવી. દસ્તુરજીએ આઠ દહાડા આગળથી આવીને બચ્ચાં છોકરાં સાથે અમારે ત્યાંજ ધામો નાંખ્યો. એ તકનો લાભ લઇને લીમજીએ એના બપાવાની ચાલીસમાં વરસની બાજ સીઆવ સુધાંની દસ્તુરજીનેજ ખરચે કરાવી નાંખી ને આઠ દહારા વેર બીચારાં ગોરાણીને તકલીફ આપીને સવાર સાંજ ઘીનો ગગરતો મલીદો કરાવ્યા કીધો. એ મલીદાનો અમુને એટલો ચસ્તો લાગો કે ઘેરમાં ખાવા ઉપરાંત અમે રોજ બચાની દરબારમાં મલીદો પાતરાંમાં લપેટી પાઘડીના ડાબાંમાં મુકી સાથે લઇ જતા ને ત્યાં બેઠા બેઠા પાઘડીમાંથી અરૂસે કહાડીને ખાતા. લીમજી ભર દરબારમાંથી મલીદાના ખરડેલા આંગલાં ચુસતાં જરા શરમાતો નહી. મલીદો પાઘડીમાં મુકવાની મોહકાણે અમારૂં માથું બધું ઘીથી ખરાબ થઇ ગયલું તે રાતના ઉંદરોએ ઉંઘમાં બાલ ખાઇ જઇને માથું કોરડું બનાવી દીધું ત્યારેજ માલમ પડયું.

અમારી પડોશમાં દરબારમાં બેસતા વડા વજીર અલાઉદીનની નજર એક વખતે અમે મલીદો ખાતા તે પર પડી એટલે એને દપટ પાડવા થોડો મલીદો એનેબી ચ્પવરાવવો પડયો જે એને ઘણોજ પસંદ પડવાથી બીજે દહાડે એક પલેટ ભરીને મલીદો, ઉપર ધાના જીરૂ ભભરાવીને એને ત્યાં અમે ઉકંમઇથી મોકલ્યો પણ એ મારો વહાલો તો છેરઇ પડયો ને પાછો મોકલ્યો કે શું ચણાના ઝાર પરથી કુદકો મારી જીવ બારીને ફુલયાં જેટલો મલીદો મોકલ્યો. અરે કંગાલ કંજુસો એટલો એટલો તો રોજ મારા કાનમાંથી મેલ નીકળેછ!

કાબુલનો બધો બાદશાહી સરસામાન તો અમાનુલ્લા ચાલીસ ઉંટ પર લાધીને એની સાથે ઇટાલી લઇ ગયેલો હોવાથી ખજાનામાં બાબરનું પુરાણું

બાદશાહી તાજ, હીરાજડીત તલવાર કે રાજદંડ કંઇજ રહેલું નહી હોવાથી એ જરૂરી ચીજો વગર આવા બખતાવર મોકા પર ચાલી નહી શકે એમ હોવાથી અમે વીચારમાં પડયા. છેલ્લે અમે ઇરાનના શાહને અરજંટ તાર કીધો.

Bacha's coronation-great jubilation, send head-decoration. Return after completion with compensation. Please no refusation, send with deputation. તેનો એણે જવાબ મોકલ્યો કે "ઘણો દલગીર છું કે તાજ મોકલી શકતો નથી. મને મારી તાજપોશી પછી આખો વખત તાજ પહેરીને ફરવાની ટેવ પડીછ તે જરાબી તાજ વગર ફરૂં છ તો માથામાં સરદી લાગી આવેછ. નાહતી વખતબી હું તાજ કહાડતો નથી. બીજું બચાનાં માથા પર દરાજ છે તે તાજ એને પહેરવા મોકલું તો મનેબી તે ઉડવાનો ચાન્સ રહેશે. એના સોબઇ ગોટા ને સાબુ સુકાલીયા જેવા મોંના પર હીરાનું તાજ શોભશેબી નહીં. મારી સલાહ માનો તો એક પીતલની તર્વ્યાં વગરની તપેલી લઇ તે પર સુનેરી ગીલીટ ચઢાવી તેનાથી કામ ચલાવી લેવ." રાજવંશીઓની અંદર અંદરની અદેખાઇ જોઇ ?

તાજ વગર હવે શું કરવું તેના અમે અંદેશામાં હતા તેટલાં લીમજીને યાદ આવ્યું કે વીકટોરીયા ગારડનના મ્યુઝીયમમાં દીલ્લીના છેલ્લા મગોલ બાદશાહ મહમુદશાહનું તાજ એક કાચની કબાટમાં લોકોને જોવા માટે સાચવી રાખેલું છે. અમે અમારી મુસીબતનું બ્યાન અમારા જાની દોસ્ત બાબુ ચશમાવાલા પર લખી નાંખ્યું ને બને તો અમુને અમારી આ મુઝવણમાં મદદ કરવા માંગણી કીધી. એ બીચારાએ એક બોલે એ તાજ વાપરવા મોકલી આપવાનું કબુલ કીધું. એક અંધારી રાતનો લાભ લઇ બાબુ પોતે ઉજાગરો કરીને મ્યુઝીયમની બહારના પાણીના નલ પર ચહડીને કબાટ તોડીને તાજ પીટી લાયો.

તાજની સાથે કબાટમાં ગોઠવીને મુકેલી મહમુદશાહની તલવાર, ભરેલાં સ્લીપર, રેશમી ઝરીનો લેંગો ને હીરાજડીત હુકકોબી બચાને કોરોનેશનમાં

વાપરવા કામ લાગે એ વીચારથી એ સાથે ઉંચકી આયો'તો. તાજને સંભાલથી રૂમાં લપેટી એક બાંબુના કરંડીયામાં ગોઠવી ઉપર નીચે ઘાસ પાંથરી ઉપર થોડી આપુસ કેરી મુકીને કંડીઓ અમારી પર કેરીના પારસલ તરીકે મોકલી આપ્યો. પારસલ ઘેરે લાવીને ખોલીને જોયું તો તાજ તો સલામત નીકળ્યું. પણ ગાર્ડે રસ્તામાં બધી કેરી ચુસીને ગોટલાં કાગલમાં લપેટીને મુકી દીધેલાં ને સાથે ચીઠી સાહુકારીથી લખેલી કે આપુસમાં મીઠાસ મજેનો પણ રસ બરાબર નહીં તે ચુસવાની મજાહ નહી આવી. આશા છે જે બીજી વખતે એવી ફરયાદ કરવાનું કારણ રહેશે નહી. તાજ ૧૦૦ વરસનું પુરાણું હોવાથી કાટ ખાઇ ગયલું હતું. અમે આમલીએ તેને સાફ કીધું ને કંસારા બજારમાં લઇ જઇને ઉપર બચાનું નામ ને મોનોગ્રામ કોતરાવ્યો.

બચાનું જરમન સીલવરનું તખત જે સાંધામાંથી ઢીલું થઇ ગયલું હોવાથી બેસ્તી વખતે ચુંચું બોલતું'તું તેના ઇશકોરાં ટાઇટ કરાવ્યાં ને અંદર માકર થયલા હોવાથી તે ગરમ પાણીએ ઝરાવી નંખાવી, ઉપર એક ગીલીટનો હાથ મારી ચકચકીત બનાવી દીધું. ને તખત પરનાં ગોદરાંને તડકે સુકવી નાંખી ઉપર નવી ખોલ નખાવી.

બચાએ બી વધારે ભપકો કરવા ને તાજપોશીમાં હાજર રહેનારાઓને આંજી નાખવાના વીચારથી મોનામાં ઉપર નીચેનાં આગલના છ છ દાંત પડાવી નાંખીને એણે નવા સુનાના મુકાવ્યા. એવા સોજ્જા દાંત નકામાં પડાવી નાંખવા માટે મેં મારી નારાઝગી બતાવી પણ એ તો હસવા પડયો, "દીકરા મંચા, તું હજુ નાહાન છે ને દુન્યાદારીથી બેખબર છે. એ સુનાના દાંત મુકાવવાનો તું બાતેનનો ભરમ સમજતો નથી. જેમ દુરઅંદેશ લોકો આકેબતમાં આવનારી કઝા ને મોતનો ખ્યાલ કરીને અગાઉથી સાવચેતી ખાતર વીમો ઉતરાવી મુકેછ તેમ મેંબી મારી ડામાડોલ હાલત ને ડગમગતા સીંહાસનનો ખ્યાલ કરી હમણાં સુનાનો ભાવ સસ્તો છે તેટલાં ચારસો પાંચસો રૂપ્યા એ દાંતનાં સુનામાં રોકી નાંખ્યા કે ખુદા-ન-ખાસ્તા જો અરધી રાતનાં કાબુલથી હાથમાં ખાસરાં લઇને જાન બચાવવા નહાસવું પડે તો એ દાંતમાંનું

સુનું વેચીને થોડો વખત જીંદગી નીભાવી શકાય. અમારો મશહુર શાયર ફીરદુસી તુસી રૂસ્તમ પહેલવાન સમનગાન પર ચઢાઇ લઇ જાયછ તે વખતે તેને શીખામણ દેતાં તેના પીદર જાલનાં મોંમાં નીચલી લાઇનો મુકેછ:

"જો બરગેસ્તે દહાડાની તુને લાગતી હોય ધાસ્તી
તો મોંનામાં મુકાવી લેજે સુનાની બતરીસી સસ્તી
જો માશુક સાથ પ્યાર કરવાની તુને સુઝે મસ્તી
ગાલ પર તમાચા મારી, કરી લેજે કસ્તી"

સુનાના દાંત મુકાવ્યા પછી એ ફાટેલાં દાડમની કાની જરા જરામાં હસી પડીને પહોલું મોંનું ખોલી બધાને દાંત બતાવવાની ઇંતેજારી રાખતો. એક દહાડો એનો દાંતનો ડાકટર એ બધા દાંત મુકવાનું બીલ લઇને આયો તે વાંચીને એણે એટલા જોરથી દાંત કચકચાવ્યા કે અરધા દાંત તુટી ગીયા. દાક્ટર બીચારો બબડવા બેઠો કે "મારા મુકેલા દાંત મારી સાંમેજ કચકચાવેછ! કેવો નગુણો ને બેશરમ છે!" એ કમબખત જીવનોબી ઘણો કંજુસ ને નહેસ નીકળ્યો. બે વખત સુનાના ભાવ વધી ગીયા તે જીવ પર જોરાવરી કરીનેબી બે વખત બધા દાંત કઢાવી નાંખી સુનુ વેચી નાંખ્યું ને ભાવ ઉતર્યા ત્યારે સસતાં ભાવનું સુનુ લઇને નવા દાંત મુકાવ્યા.

બચાનાં માયજી ઝરીના બેગમે પોતાના દીકરાને ત્યાંની આ પહેલી ભલઇ પુર ઠાઠમાઠથી ઉજવવા ખાસ તેડાંના કાર્ડો છપાવી અતલગના સગાંઓ ને ઓળખીતા રાજવંશીઓ પર હાથોહાથ મોકલી આપ્યા.

કાર્ડમાંનું લખાણ આ પ્રમાણે હતું:

**સાંટો સાકુરી**
બાણુ ગની બેક રોડ,
બહારકોટ–કાબુલ.

તમો મહેરબાન, કદરદાન, આલીશાન, ચતુરસેજાનને જણાવવા નીહાયત ખુશાલી ઉપજેછ ને હરખથી છાતી ફાટી જાયછ કે હમારા નેકનામ ચીરંજીવી લખ્તે જીગર પેસર નામવર, આલમ પરવર, ઉદાર ને નાદાર બચા–એ–સાકુ

ઉર્ફે અરજંગે ચીનની બખતાવર તાજપેશીનું ક્રીયાક્રમ (યાને રામ બોલો ભાયરામ) રોજ ગુસતાસ્પ માહે અફ્રાસીયાબ ફસલી સાલ ૧૨૪૪ ને વાર જુમાના પવીત્ર દીવસે (N. B. જો તેવણુ નામદારની જીંદગી યારી આપશે યાને જો તેવણ જીવતા હોશે તોજ) બપોરના બાર વાગે (ગ્રીનીચ ટાઇમ) કરવાનું નીરધાર્યું છે; માટે એ શુભ પ્રસંગે મહેરબાની કરીને બાલ ગોપાલ, વહુ દીકરાં તથા ભર ભાડુતો ને આવા બોયો સાથે હમારા કાબુલના શાહી મહેલ "મોંન પ્લેઝીર"માં કબરસ્તાન બાજુના ઓટલા પર, બડી ફજરમાં છ વાગતે કોરોનેશન ને એમબ્રોકેશનની ક્રીયામાં હમશરીક થઇ પાનગોલાબ ને સુનામખીનો જોલાબ લેવા તથા રાતે બાર વાગે હોસબામ ગેડમાં એજ-મુકામ પર પાછલી સાઇડે હમારી સાથે ખાના પર નાન કવાબ ને પુલાવ ખાવાની તસ્દી લેશો તો હમુને મોટું માન ને શોભા મલશેજી.

લી૦ આલીશાન બેગુમાન. ખાનદાને હામાન શ્રીયુત સાકુ
બીન રાજર્સ ચાકુ તથા બેગમ ઝરીના ખાતુમના
દુવા બંદગી કબુલ વ મંજુર હોજોજી.

**તા. ક.**—નામવર બચાએ સાકુ જનાનખાનામાં બેગમો સાથ તજખલ્લુ રમવામાં રોકાયલા હોવાથી તમારી સેવામાં મોંઢેમોંઢું કહેવાને બન્યું નથી માટે આ રૂકાને પેગામે અરજંટ ઉર્ફે મોતનું વારંટ સમજીને માન આપી તસ્દી લેશોજી.

આવા મંદીના વખતમાં જાહેર પ્રજાની ખાહેશને માન આપી ખાનાની ફી છાંટાપાણી વગર ફકત રૂપીઆ સાડાત્રણ રાખી છે તે આ માણસને હાથોહાથ આપી દઇ રસીદ માંગી લેશોજી. આટલી નજીવી ફીમાં મરઘી બીજી વખત પીરસવામાં આવશે નહી. પણ ચાવલ ને મકરૂમ બે વખત મુકાવી શકાશે.

Lest you forget યાને રખેને તમુને ધાકખોરાઓ સમજી બબરચીઓ ધક્કા મારી બહાર કાઢે માટે આ કાર્ડ સાથે લાવવાની જરૂર યાદ રાખશોજી.

કોરેનેશનની ટીકીટો દરવાજાપર જાસ્તી ભાવે વેચનાર વોહરાજીઓને પોલીસને સવાધીન કરવાનાં આવશે.

**તાજે કલમ પર તાજે કલમ**-રોયલ એકવેટ પછી જાણીતા ઓરીયેંટલ એમેચ્યુર્સો જો બરોબર શુધ્ધીમાં હોશે તો 'ડચેસ ઓફ ડીચફુ' નો તદન નવો ખેલ ભજવી બતાવશે. પહેલા ને બીજા અંકની વચેના ઇનટરવલમાં ખેલાડીઓ માટે ઉઘરાતું કરવામાં આવશે. એકટરોનાં કામથી નારાઝ થયલા તમાસબીનોને એકટરો પર ગોલી છોડવા દેવામાં આવશે નહી. ખેલ દરમ્યાન ધાંધલ કરનારાઓને પોલીસ સારજંટો મોટર લોરીમાં બેસાડી વીકરોલીના મેદાનમા છોડી આવશે.

બહારગામના રાજવંશીઓને ઇજન કરવા અમો લોકોએ ડેપ્યુટેશનો મોકલી આપ્યાં. બચાએ રેલવે કંપની પર લાગવગ ચલાવી બદોબસ્ત કીધેલો હોવાથી એ બધા રાજવંસીઓએ થર્ડ કલાસની ટીકીટ લઇ કનસેશન તરીકે ઇન્ટર કલાસમાં મુસાફરી કીધી. એ દરેકને પોતાની સાથે ચાલીસ રતલ સામાન લાવવાની છુટ મલતી. મોટા રાજા મહારાજાઓને બચાએ પોતાના શાહી મહેલોમાં ઉતારો આપ્યો'તો, પણ બીજા મામુલી ઠાકોરો ને નવાબો માટે તો જીમખાનાના મેદાનમાં ને પરેડ ગ્રાઉંડ પર તંબુઓ ઠોકાવામાં આવ્યા ને છેલ્લે જયારે પરોણાઓનો દરોરો ઘણો વધી પડયો ત્યારે તો અનાજની વખારો, ઘોડાઓના તબેલાઓ ને જેલો ખાલી કરાવી ત્યાં બીચારાઓના રૂવાન ઠેકાણે પાડયા.

કાબુલના છેલ્લા બે ત્રણ રાજાઓ કોરોનેશન વખતે બોંબ ફેંકવાથી ઉડી ગયલા હોવાથી બચાના બાબમાં એવી હોનારત નહી બને એવા વિચારથી સાવચેતી તરીકે બચાએ શાહી ફરમાન બહાર પાડી કાબુલમાં ગાંધીઓની દુકાને બોંબ વેચવાનું બંધ કરી નાખયું ને ચોકસ જાણીતા કેમીસ્ટોની દુકાનેજ બોંબ વેચવાના ખાસ લાઇસંસો આપ્યાં ને બોંબ વેચાણની યાને આવક જાવકની બારીક વીગતો ચોપડામાં નોંધવાનું ફરમાવ્યું. ઘણો ભાગ બોંબ તરીકે કરલા નારીયલનો ઉપ્યોગ થતો હોવાથી એણે બહારગામથી

આવતાં કવલાં નારીયલો તદન બંધ કરાવી નાંખ્યાં, તેમજ કાબુલમાં આવેલા તમામ કવલા નારીયેલો એણે જપત કરાવ્યાં.

કાબુલની ખાસોઆમ રઇયતને તાજપોશીની ક્રીયાની ખબર આપવા, મોહલે મોહલે થારી પીટી દાંડી ફેરવવામાં આવી, તેમજ રસ્તે રસ્તે ચાકે ભોંય પત્રીકાઓ લખી એ બાબદની જાહેર ખબરો આપવામાં આવી. નામવર બચા ઘણા સુગાતરા ને વહેમી હોવાથી કોઇ રંડાયલા બાઇ ભુલેચુકે કોરોનેશનની પાક ક્રીયામાં આવી ચઢે, તેના બચાવ તરીકે, કાબુલ શહેરની તમામ રંડાયલી ઓરતોને થોડા દીવસ માટે સરકારી ખરચે કંદહાર વીધવા આશ્રમમાં મોકલી દેવામાં આવી.

બચાનું આ પહેલવહેલુંજ કોરોનેશન હોવાથી, ને એના બાપ બપાવાએ બીચારાઓએ Deportation ને Execution સીવાય કંઇ જાણેલું જોયેલું નહી હોવાથી, એ કમબખત કંઇ ભાંગરા વાટીને એનો ને અમારો રકાસ નહી કરે કરીને, અમે લોકોએ એને ઓરડાનાં બારણાં બધ કરીને તાજપોશી વખત કેમ ચાલવું, કેમ ઉભા રહેવું, કેમ બાઉ કરવું, વગેરેનું રીયરસલ બનાવવા માંડયું; જેના સબબે દરબારનું રોજીંદુ કામકાજ બંધ રાખવું પડયું, ને લોકોને ખબર કરવા બહાર પાટીયાં પર મોટી નોટીસ મુકવામાં આવી, કે નવા ખેલનું રીયરસલ ચાલતું હોવાથી સનવાર આતવારના રાબેતાના ખેલો થોડા વખત માટે બંધ રાખવામાં આવ્યા છે. એ નવા ખેલ "બચાની તાજપોશી" યાને "રઇયતની કદમબોસી" પુનમની રળીયામણી રાત્રે વીજળીક લાઇટના ભપકા વચ્ચે નવી સીનસીનરીઓ સાથે, નવા તેમજ જુના ખેલાડીઓના ભેગા બળથી પુર જોરો-શોરથી ભજવી બતાવવામાં આવશે. બચા સાકુ હીરો તરીકે ચીફ પાર્ટ ભજવશે. પ્લાનો પર લીલા પેનસીલના ઠેકાઓ ઘરોઘર પડતા હોવાથી ટીકીટો જલદીથી રીઝર્વ કરાવવાની અરજ કરવામાં આવે છે. ઓપેરાની ચોપડીમાં જાહેર ખબર આપનારાઓએ જનરલ મેનેજર લીમજીને મલવું. મારા માન પામેલા પુજય વડવાઓએ સેંકડો સદી સુધી ભરૂચના નવાબો તરીકે રાજ કીધેલું હોવાથી મેં મારા ઘણા ન્યાગાનોની કોરોનેશનની ક્રીયાઓનો ધ્યાનથી તપાસી બારીકીથી અભ્યાસ કીધેલો હોવાથી,

મેં બચાને તાજપોશીને લગતી તાજીમતવાજો ને સેરીમનીઓ પુરતી ચોક-સાઇથી બતાવી.

તાજપોશીમાં તાજ પહેરાવની વખતે ગુંટણમંડીયે પડવાનું હોય છે તે ભાગના રીયરસલથી એ ઘણો કંટાલતો, કારણ કે એના રૂમેટીઝમ ભરેલા સાંધાઓ એને ઘણો હેરાન કરતા, ને ઉડતાં બેસતાં કરરર કરરર બોલતા. આઠ દહારા આગલથી થોડા દરબારીઓ ને અમીર ઉમરાવોની હાજરીમાં, ધરમગુરૂઓની સાથે બચાને કપડાં, હથીયાર, ઝવેરાત વગેરે પહેરાવી અમે કોરોનેશનની ક્રીયાનું ગ્રાંડ ડ્રેસ રીયરસલ મુકરર કીધું. બચો એ ગંભીર કસોટીમાંથી ઘણો આસાનીથી પાર ઉતર્યો. ક્રીયા લગભગ ખતમ થવા આવી હતી; ને હું છુટકારાનો દમ ખેંચી મનમાં મલકાતો હતો, તેટલાં લીમજીનો કીરો ચવડયો તે એણે મને કાનમાં ફુંક મારી "દીકરા મંચું, બધું પ્રોગ્રામ તો દરેક આઇટેમમાંથી સંતોષકારક રીતે પાર ઉતર્યું છે; પણ જયારે આ ગ્રાંડ રીયરસલજ છે તો કદાચ ખુદા-ન-ખાસ્તા કોઇ મુઇ બદમાશ એ આપરા મુરબ્બી સરતાજ પર અચબુચ ખુની હુમલો કરે, ને એ ગભરઇ જઇને ખુનીના હાથ પર કતલ થાવ, તો એવો અસાધારણ બનાવનું બી રીયરસલ કરેલું હોય તો સારૂં, કરીને હજુ તો હું એને એવા બચ્ચાંસહી ચેડાંથી બાઝ રહેવા સમજાઉંછ, તેટલાં તો એના પાટલુનના ગજવામાંથી એક તદ્દન બુઠ્ઠી પાઉં કાપવાની છરી કહાડીને યાહોમ બચા પર પોકાર મારતો ધસી ગયો. "ઓ મારા બચા, સાવધાન! રઇયતનાં રીસાયલા વફાદાર દોસ્ત, તારી હમ્મેશની અજલની ઘડી આવી પુગીછ. નીરદોષ જનાવરોનાં રેડાયલાં લોહીનું વેર લેવા હું બેહરામખાન બોલસેવીસ્ટ ઉર્ફે બેહરામ બહારવટીયો આવી પુગયોછ. ઓ પ્યારા દુશમન તારા કરપીણ કુકર્મોની સજાની મઝા ચખાડવા ખુદ કઝા તારી રૂબરૂ આવી ઉભીછ!

"નીરદોશોના લોહીથી ખરડાયાછ તારા હાથ પાપી
વેર લેઉં છું બુઠ્ઠી છરીથી તારૂ આગળું કાપી!"

એટલું બોલી એણે તો એક દીવાનાનાં ઝનુનથી નભરવસ બેઠેલા બચાની ગરદનપર હાપ મારી તેને નીચે તોડી પાડયો, ને તેની પર ચહડી બેસી પેલી બુડી છરી બચાના પેટ પાસરામાં ભોકવા લાગ્યો.

બચાને મેં સમજાવ્યું કે આ બી એક રીયરસલનોજ ભાગ છે માટે ચલાવી લેવું. બચો પહેલાં તો હસીને પડી રહયો પણ શુરપર ચઢેલો લીમજી તો ડપટ પડયો નહી ને બચાનું પેટ પીનકુશન હોય તેમ છરી ઉશકેરઇને ભોંકયાજ કીધી. મેં લીમજીનો ડગલો ખેંચ્યો "દીકરા લીમજી, ઘણું બારૂં થાયછ. ખુદાને ખાતર બસ કર નહી તો કોમેડી ટ્રેજીડીમાં બદલઇ જશે." પણ એ થોબાવેલો થોભ્યો નહી. "Don't be absurd" મંચા! જરા Realistic અસર આવવા દે. એમ ખુન પર ચઢેલો ખુની જરાવારમાં ડપટ પડી જાય કે?"

હવે બચાનું પઠાણી લોહી જોશપર ચઢયું ને એણે લીમજીને ઉડલાવી નાંખી સીપાહીઓને હુકમ કીધો કે, "એ મુજી ખુનીને થાંભલા સાથે બાંધી ડઝન ચાબુકના ફટકા મારો, કે બીજા ખુનીઓને શાહના જાનપર હુમલો નહી કરવાનો ધડો ને ધાક બેસે." ને બીચારો લીમજી હજુ પોતાની અજાયબીમાંથી હોશમાં આવે તેટલાં તો એને થાંભલા સાથે બાંધીને ચાબુકનાં બાર ફટકા ઝુરી કહાડવામાં આવ્યા. એ બુમાબુમ પાડે કે "મંચા, આ શું જુલમ?" રીયરસલ કરી બતાવ્યું તેની આ નવાઝેશ કે!"

મેં એને સધ્યારો આપ્યો કે "દીકરા, એ બી રીયરસલનોજ એક ભાગ છે. બચો કરેછ તે Realistic effect લાવવા ખાતરજ."

ફટકા પુરા થયા પછી બચાએ લીમજીને સેકીન કરી ગળે વળગાડ્યો કે "આજનું રીયરસલ ઘણુંજ કમાલ ગીયું. હવે કદાચ ખુની હુમલો ખરેખર થાય તોબી શું કરવું તે મને આવડી ગયું છ." બીચારા લીમજીથી એના આરટીસ્ટીક ટેમપરામેંટની મોંહકાણમાં અકરસાટને લીધે બે દહાડા ખુરસી પર નહીં બેસાયું તે ઉભા ઉભાજ ટેબલ પરથી ખાણું ખાવું પડયું!

(૧૮)

નસીહત માન લો મેરી, ન હો આશક કહીં યારો,
જુવો લીમજી ઉંઘમા બબડે કેવો હાથે બીચારો,
એક તરફથી આવે બચાના તેલીફોન તારો,
બીજી તરફથી કરે લીમજી પ્રેમનો બકબકારો.

## તાજપોશીની માહેતમ પોશી

તાજપોશીની ક્રીયા બરાબર પાર ઉતરે, ને એ ભલાં કામમાં કંઇબી ખલલ નહી પડે, તે માટે લીમજી ઘણો આતુર ને ફીકરમંદ હતો; જેથી એ દરરોજ રાતના બાર વાગે ઉઠી, કુવામાંથી પાણી કહાડી કુવાની પાર પર ઉભો રહીને નાહે, ને પછી એક પગે બંદગી કરવા ઉભો રહે, ને સવારના સાત વાગા સુધી ભણે, ને મોટે મોટે તંદોરસ્તીમાં બેહદીન બચાજી ઓસ્તા સાકુજીરાવનું નામ દેય ને તચાકરી ફેરે. રોજ એમ અરધી રાતના મારી ઉંઘ જવાથી, હું એની પર ગુસ્સે બી થાઉં કે તુંને એ શું ઘેલું લાગ્યુંછ? એમ રોજ અરધી રાતથી ઉજાગરો કરેછ તે તબીયત બગારશે, ને તારા જેવો પુરાણો ગુનેહગાર એમ પરવરદેગાર આગલ બચાની સીફારસ બંદગીમાં કરશે તો સામું તે બીચારાનું કામ બગરશે.

ઇનસાન જાતને કોઇબી સારી ચીજની ખુશાલી કંઇ ઓરજ છે. જેમ એક અદરાયલી છોકરીને પરણવાની ખુશાલી, જેમ સાત સાત છોકરીઓનાં બાપને આઠમી વખત સુવાવડખાનું લખાવ્યા પછી, એક બેટાનો જનમ થયલો સમજવાની ખુશાલી ઉપજે, તેજ બચાને તાજપોશીની ખુશાલી ઉનપન્ન થઇ હતી. ભલો માણસ નહી રાતના બરાબર ઉંઘાએ, કે નહી હમુને સુખે ઉંઘાવા દેય. એ ખુશાલીના હરખમાં એણે જનાનખાનાની મોજમજાહ ને એશોઆરામ બીલકુલ છોડી દીધી, ને શાહી મહેલમાં રહી રાતનાં ગમે ત્યારે ફોન કરે ને હમુને ભર ઉંઘમાંથી ઉઠાડે, "હલ્લ, હલ્લ. એ કોણ મુવોછ? કેમ તોરનો જવાબ નહી આપતો! કોણ મંચો કે?"

"હા નામવર, મારા પ્યારા સાહેબ જેવા મીઠા અવાજ પરથી જોશો કે હું મંચોજ છેઉ. નામદાર કંઇ હોકમ? કંઇ ફરમાસ છેજી? હું જરાક તમારે નામની પપેત ને ફાતીયા ભણતો'તો તે ફોન પર આવતાં વાર લાગીજી, ને સાહેબ ટેલીફોનવાળાઓએ નોટીસ આપીછ કે આ વરસનું બીલ હજુ ચુકવ્યું નથી તે તરત ભરી દેવ નહી તો ફોન કાપી નાખશું."

"વારૂં, વારૂં તેનું સૌ થઇ રહેશે. જોની મંચા, તમારા હીંદુસ્તાનના રાજા મહારાજાઓ તાજપોશી વખતે લાખોના ઝવેરાતો ગલામાં, હાથમાં, નાકમાં, કાનમાં પહેરે છે, તેમ હું બી બધું પહેરીને તાજપોશીની ક્રીયા કરાવવા માંગુચ. જો કે મને તો એ ઘરેણાં ગાઠાંથી સજ થયલા તમારા હીંદુસ્તાનના રાજાઓ, મરદાને મરદ કરતાં આસીબાયલા જેવા વધારે લાગે છે. પણ મારા બધા ફોટો તુસમાં આપવા S. Hormusji ની કંપની તરફથી લેવાશે, તેમાં બધા ઝવેરાતો દેખાશે તો મારો ભપકો ઓરજ લાગશે. રામ્સે મેકડોનલ્ડ રોજ સવારના નાસ્તા પર જામે વાંચેછ તે મારો એવો ફોટો જોશે તો એને મારે માટે જરા ઉંચું મત બેસશે. કેમ તારો શું વીચાર?"

"હા નામવર, હમણાં તો તમે પોઢી જાવ. સારાસાર થયાછ તે આપરે સવારે ફુરસદે વાત કરશું." મેં ફોનમાં કંટાલીને ઉંઘમાંથી ઉઠેલો હોવાથી જવાબ આપ્યો.

બચા નામવર તો છછણી પડયા "એ શું બોલ્યો કમબખત, પોઢી જાઉં. આવી મોતજીવતની અગતની બાબત પર વાત કરવાની તે છોડીને પોઢી જાઉં? તમે બેઉ જણા બીલકુલજ હીંદુસ્તાની સુવાછ; ને તેથીજ આલસુ ને અઇયાસી છેવ, હીંદુસ્તાનના બધાં જાણીતાં પેપરો, જામે, સાંજ, ક્રોનીકલ, ડેઇલી કયસર, ધુમધડાકા, કાતરયું ગેપ, બુધવારના વાંચા વગેરેમાં મારા ફોટો આવશે તો હું ચલકી રેહવશ, ને બધા વાહવા પોકારશે. પેલો ઇરાનનો રેઝાશાહ મને ને મારાં લશકરને અસીબાગા ને ચાલીસચોર્ કહી મારી મશકરી કરેચ, તેબી મારો હેડેરો જોઇને પોતના વીચાર બદલશે. કેમ શું ધાર્યું બીગદર?"

એ ચરેલાને ટુંકમાં પતાવવાને મેં જવાબ આપ્યો "રાસ્ત વ દરૂસ્ત મી ગુઇ, નામવર. હું સવારના પહોરમાં ઝવાહીરખાનામાં જઇને બધા દાગીના ક્લઇ કરાવુંછ. બીજો કંઇ હુકમ નામવર?"

"હા ખરા, તારો લીમજીુમ કાં છે. એ બી ગોંટઇ રહયોછ કે આટલો જલદી એક વાગામાં સુઇબી ગીયો."

બીચારો લીમજી શું કરે? એણે તો એના બહેસ્તી બપાવાની ઓનેરમાં ચરસની બાજની અશો યાદમાં વીસકીનાં ચાર પાંચ પેગ ઠોકેલા, તે ઉંઘાય નહી તો શું કરે, પણ મારે એનો બચાવ કરવોજ જોઇએ. 'નામવર સરદાર, લીમજી તો હમારા ઘેરની પછવાડેનાં કમપાઉંડમાં કુવા પર નાહવા ગીયોછ. કારણ કે રોજ રાતે બાર વાગે હાવન ગેહમાં માથું નીચે ને પગ ઉપર કરીને ત્રણ કલાક લાગટ બંદગી કરેછ તોજ દીલ હલકું રહેય ને એને ઉંઘ આવેછ. તમો નામવરનો હોકમ હોય તો કુવા પરથી નાહતો બોલાવી મંગાઉં. અધુરૂં રહેલું નાહવાનું ટેલીફોન પર વાત કરતો જઇને પુરૂં કરશે."

બચો હસી પડયો "નહી મંચા એની બંદગીમાં ખલલ ના કર, એ બીચારો મારી તાજપોશી ફતેહમંદીથી પાર ઉતરે તે માટે પાક ખુદાતાલાની બંદગીજ કરતો હશે. શાબાશ, તમો પારસીઓ કેવા વફાદાર ને દીનચાસીદાર છો. ને તેથીજ તમે લોકો રેસમાં ને આંક સટામાં ધુમ કમાવોછ. ચાલ ખુદા હાફેઝ, ચીઅરીઓ, ઑસ્વા!"

ટેલીફોન બંધ થયો ને હું બીછાનાં પર પડી વીચાર કરવા લાગ્યો કે એ બધાનો અંજામ શું આવશે. હજુ તો અરધોએક કલાક ઉંઘમાં ગીયો હોશે, કે એને સુમારે પાછો ટેલીફોનનો રીંગ શરૂ થયો. મેં પાંચેક મીનીટ તો જવાબ નહી આપ્યો, ને પછી લીમજીને એક જબરદસ્ત ચમટો તોડીને ઉઠાડયો "કમબખત ઉંઘઇ શાનો રહયોછ, નામવરનો ફોન ક્યારનો રીંગ થાયછ તે સમજતો નહી કે?" લીમજી તો કેઠો નાચરંગના જલસાનો સપનો જોતો હોશે તે એ તો ટેલીફોનની ઘંટીને કોઇ ડાંન્સીંગ ગર્લનાં પગની ઘુઘરીનો અવાજ સમજીને બોલી ઉઠયો "જાને દો મેરી ગુલાબજાન, જાને દો. વાહ

ક્યા ખુબ! હાય પ્યારી જરા ઝાંઝર ઝમકાવો, ચોકા થમકાવો! વહાલી જરા નયના નચાવો! કરીને એ તો "નયનાસે નયના મીલાવ મેરી જાન"નું ગીત ગાવા પડયો. મેં એનો કાન પકડીને બીછાનામાં બેસાડયો.

"અરે નયનોસે નયના મીલાવવા શાનો નીકલ્યોછ? બચાજીનો ફોન આયોછ તે સાંભલતો નહી કે? ઉઠ ને ફોનનું ભુંગલું કાન આગલ ધરીને શું કહેછ તે સાંભલ, નહી તો એ ભેજાફાટેલ ટેલીફોનમાંથીજ તુને ને મને શુટ કરશે."

લીમજી ગભરાટનો માર્યો છલાંગ મારીને ઉઠયો, ને ટેલીફોનનું ભુંગલું પહેલાં માનથી બેઉ આંખમાં દાબી ચુમી લઇ કાન આગળ ધરયું, "હલવ, હલવ, કોણ છેવજી? તમારો ટેલીફોન નંબર શું? શુંજી 222 ઘુ ઘુ ઘુ કોણ Your Late Lamented Majesty બચા સાહેબ? આઇ એમ યોર ફરમાબરદાર લેફટનંટ લીમજીસ છેઉ. બેઅદબી માફ છે પણ સાહેબ, એવી ભાંડ ભાષા ના વાપરો. મંચા, એ તો ગારબેર પર આવી ગીયોછ. એના બાપદાદાનું કંઇ ખાધુચ કે?"

મેં એને કહયું, "તે ગારબેર નહી હેય? પા કલાક થયો એવણુનો રીંગ ચાલુ છે. હવે માફ માંગી ને નીકાલ પતાવની."

લીમજીએ પાછું ચલાવ્યું. "હુઝુર પરવર, હું ગુનાહની તાજેશ કરેછ. શું પુછોછ નામવર? હ. જનાનખાનાની તાજી બાતમી યાને Stop Press પુછોછ? સરદાર સાહેબ, બધી બેગમ બીબીઓ ખુશાલ છે, ને તમો નામવરના હકમાં દુવા ગુજારેચ. જનાનખાનામાં હમણાં સહીયરનું જોર વધારે છે ને મેં બધાને સહીયરની રસી મુકી દીધીછ"

"જો સમજ લીમજી, આપરી બધી બેગમોને ભપકાદાર પોસાક પેહરી તાજપોશીની ક્રીયામાં હાજર રેહવા ફરમાસ કરજે."

"મુરબીજી, બધીજ બેગમોથી ત્યાં હાજરી આપવાનું બનશે નહી. અઇ કાલેજ ચાર બીબીઓ Delivery Home માં ગેઇછ. બે બેગમોએ

જોડ છોકરાં, ને બે બીબીઓએ સીંગલ છોકરાનો જનમ આપ્યોછ, ને બીજી ત્રણ બેગમો અકવાડીયાં પછી તે લોકોને રીલીવ કરશે."

"હીમજુ, સુવાવડખાનામાં દરેક બીબીને કેટલો વખત રાખેછ? ખાવાનું શું આપેછ? દરેક બાઇને એવરેજે કેટલી સુંઠ આપેછ?"

હીમજીએ કાન પર હાથ મુકયા "સાહેબ, મને સુવાવડખાનાનો કંઇજ અનુભવ નથી. અત્યાર સુધી મેં કોઇબી સુવાવડખાનાનો લાભ નથી લીધો, એટલે હું કંઇ કહી શકતો નથી."

"જો સમજ હીમજી, તાજપોશી પછી બીજી પોણોસો સો બેગમો ભેટ તરીકે જનાનખાનામાં આવવાની છે, માટે બધો પાકો બંદોબસ્ત રાખજે."

"બહોત ખુબ હજુર પણ સાહેબને કેઉં જે હમણાં જનાનખાનું ઘણું Overcrowd થઇ ગીયુંછ. તમે એકુ બીજી બ્રાંચ ખોલો તો સાર. ખુદા હાફીઝ! ટટા! યોર હાઇનેસ,"

ટેલીફોન બંધ કરીને હીમજી બબડવા બેઠો "અરે તારો દાદો મરેરે બચા. તુંને વાત કરવાનો વખતજ નહિ મલ્યો કે રાતના બે ને ત્રણ વાગે ઉંઘમાંથી ચોંકાવીને ઉઠાડેછ. મંચા, હવે એ ટેલીફોન કરે ને મારે વરે પુછે તો કેહજે કે માંકર ઘણાં કડ્યા તે એ હાથી પર ફરવા નીકલી પડયોછ. હવે ખુદા ખાતર મને ઉઠાડનો ના."

* * * *

હવે તે મહીનાઓની ઇતેજારીથી રાહ જોવાયલો મુબારક રોઝ ને શુભ બખતાવાર હીંગામ આવી પુગ્યો, કે જ્યારે બચાજી, અમાનુલ્લા પાંસેથી મારગેજ લીધેલી કાબુલની ગાદી પર તખ્તનશીન થવાના હતા. પાછલી રાતના ચાર વાગે એલારમ વાગતાંજ અમે ઉઠયા ને બચાના ઘોલ્યા નીચે એક બોંબ ફોડયો ઘોલ્યાના પગ આગલના બે પઇઆ ઉડી ગયા, પણ બચો મારો વહાલો તો ઘરોઘર ઘોરયાજ કરે. એજ વખતે હીમજીએ ખાસ મહીનાઓની તાલીમ આપીને ટેલવેલી પાંચસો બસરછ મરઘીઓએ હીમજીની સીગનલને

માન આપીને, એકે અવાજે 'કુકરેકુક, બચા ઉકરેઉક'નો કોરસ ગાયો, ને એ નામવર ત્રણુ ગેસાંટ ખાઇને ઘોલ્યા પરથી કુદકો મારીને ઉડયા. પણુ ઉતરતાં બંદુશની આંટી આવી જતાં નીચે ગોખલઇ ગીયા ! બધા દરબારીઓએ "ખમા, બાપુજીને ઘણી ખમા" કરીને એવણુને ભોંય પરથી ઉઠારયા, ને લીમજીએ ધાંધલ કરીને બરડા પર જોરમાં છાપટો મારીને એવણુની કપડાં પરની ધુર એટલી આસ્તેથી પખોડી કે બીચારા બચાંએ ત્યાંને ત્યાં બે લોહીનાં ગચકરાં કાઢયાં, ને એ લીમજી પર છેરઇ પડયો કે એ શું કંઈ ગોદરાં પખોડેછ કે.

જાન જાયે સર કટે પરવા કભી કરતા નહી,
હીંદ માટે મંચા લીમજી મરનેસે ડરતા નહી,
પણુ ખોદાય ખાતર ડોસમોરીયાંની વાત કરતા નહી,
ચમરી જાય, દમરી નહી જાય, કેહવત વીસરતા નહી.

બચાને કોઈ દહારો નહી ને આજે કારીની તલબ થઇ. સકારૂં હોવાથી ને હજુ દુધવાલો નહી આવેલો હોવાથી, લીમજી એક બાલદી ને ઇઝીચેર લઇને ભેંસના તમેલામાં દુધ દોહવવા ગીયો. અંધારૂ હોવાથી એણે ઇઝીચેરમાં બેસી એક હાથમાં વીજલીની ટોર્ચ રાખી, બીજે હાથે દુધ દોહવવા માંડયું. ઉંઘમાં સુતેલી ભેંસના મોંના પર અચપુચ લાઇટ પડવાથી, એણે વીજલી પડેલી સમજીને લીમજીને પેટમાં લાત મારીને મેલા ઘાસના ઉકરડા પર ફેંકી દીધો, ને લગામ તોડીને કમપાઉંડમાંથી નાસવા માંડયું. તરત ધારતીયું બ્યુગલ વગાડવામાં આવ્યું, ને સવારો નાગી તલવાર સાથે ભેંસની પાછળ દોડયા, પણુ એણે કોઇને મચક આપી નહી. મને હવે મરહુમ કવી સેકશપીયરની લાઇનો યાદ આવી, કે music hath charms to soothe the savage beast કે ગાયનથી હેવાનો પરથી એજબતી અસર થાયછ, એટલે મેં તરતજ હાથનું હારમોનીયમ ગળાંમાં ભેરવીને ભેંસ આગલ જઇને ભીમપલાસી રાગમાં "સમજ સમજ તું નાદાન રે, કાંય ખાલી ગુસ્સા કરતાં" વાલુ ગાયન મારા સુરીલાં કેળવાયલાં કંઠે ગાવા માંડયું. પણુ

સેકશપીયરને આ બાબદમાં મેં ખોટો પડેલો જોયો, કારણ કે હું હજી તો ઉશકેરઇને ત્રીજી લાઇન ગાતો'તો ને મનમાં ખુશ થતો'તો કે ગાયનની એજબતી અસરથી ભેંસ નરમ બકરૂં થઇ ગેઇચ, તેટલાં તો કોઇબી ચેતવણી વગર એ સજાતનાં ફરઝંદે એકદમ ધસારો કરીને મારાં પેટમાં સીંગરૂ ભોક્યું. પણ પેટ પર હારમોનીયમ બાંધેલું હોવાથી હું બચી ગીયો, ને મેં ગાયનનો અખતરો એકદમ બંધ કરી નાંખ્યો. આખરે અમુને ભેંસને કલોરોફોર્મ આપીને બેસુધ કરીને દુધ દોહવવું પડયું.

કોરી પીવા પછી બચાને અમે ગુસલ કરવાની ફરમાસ કીધી. નાહવાની બાબદમાં બચો ઘણોજ Conservative ને અસલી વિચારનો હતો. નાહવાની એને ઘણીજ છીટ ને સુગ હતી. એના વિચાર પ્રમાંણે તો આદમીને જીંદગીમાં ફક્ત બે વખત નાહવાની જરૂર રહેછ. એક જનમે ત્યારે ને બીજે બાપ મરી જાય ત્યારે! પણ આજે તો આવો ગંભીર પાક મોકડો એટલે અમે એને પટાવી સમજાવીને મોરીમાં લઇ ગીયા, ને એની મજબુત આનાકાની છતાં, એને મોરીમાં કુસ્તીનો પેચ આપી ચતો પારી નાંખીને મેં એના મજબુત હાથ પકરયા, ને લીમજીએ એની છાતી પર ચરી બેસીને આખે આંગે ચનાનો આટો ચોર્યો, ને કોપરૂં ખમણુવાની ખમણીએ એનાં આંગ પરનો મેલ ઓખળ્યો. નાહન નાહી રહયા પછી અમે એને શાહી પોષાક જે નવોજ સીવરાવ્યો હતો તે પહેરાવ્યો. એનો નવો સીવરાવેલો રેશમી નવાબી લેંઘો તો એનો દરજી પેદરૂ ફરનાનડીઝ, સ્પેનમાં ચાલતા રાજા આલફોન્સો વીરૂધના બલવામાં ભાગ લેવા એકાએક ઉપડી જવાથી, અરધો અધુરો ને વલી નારૂં પોયા વગરનો આગલી રાતનાજ આપી ગીયો'તો. સારૂં હતું કે હું ઇનડસ્ટ્રીયલ હોમમાં ભરવા સીવવા શીખેલો હોવાથી, આખી રાત બેસીને લેંઘો સીવી કહારી, ઉપર નવી ટીલીની કોર મુકી મારા જુના લેંઘાનું નારૂં પોઇ તૈયાર કીધો'તો. તમામ ઝરીન લેબાસ પર એક દમામદાર રોબ બચાને અમે પેરાવ્યો ને એના મોંના સાંમે આરસી પકરી તેમાં એની સીકલ જોઇને એનાથી ખુશાલીને મારે રડાઇ જવાયું.

લીમજી બોલ્યો "નરો Tarzan of the ape" જેવો લાગેછ. બચો હવે હારતોરો પહેરી હાથમાં નરીયેલ લઇ, બગલમાં વાઘના માથાંવાલો સુનેરી રાજદંડ મારી, કોરોનેશનનાં ફુલ યુનીફોર્મમાં, એના નામવર માદર ઝરીના બેગમ આગલ, આજના મુબારક રોઝની ફત્તેહમંદી માટે શુભ આશીરવાદ માંગવા ગયો, ને એ બુઝોરગ ખાતુન આગલ ભોંય પર તકીયો ગોઠવી તેની પર પગ ટેકવીને ગુઠણ મંડીયે પડયો. ઝરીના બેગમે એનાં ખભાં પર હાથ ને એની બગલમાં બેરોમીટર મુકીને ભલી દુવાઓ ચાહી.

"અઝીઝ પેસર, મારાં વહાલાં બચ્ચાં, તારૂં રાજ અમર તપો. તારી એકની એકવીસ બકરીઓ થાવ. ને તારાં માથાં પર બાલ છે એટલાં બચ્ચાંની તારે ત્યાં વરધી થાવ, ને તારાં રાજની હદ કાબુલથી કન્યાકુમારી સુધી ને ઉરનથી ઉજ્જન સુધી લંબાવ"

એવણે હવે બચાને ઝમીન પરથી ઉઠાડયો, ને એને ગરે વરગાવી એના કપાલ પર બે બોસા લઇ પોક મુકીને રડી પડયાં. બચો આ દેખાવથી ગભરઇ ગયો ને બોલી ઉઠયો "માદર, વહાલા માદર. આ હું શું જોઉં છું? તારી આંખમાંથી તો મોતી સમાન કીંમતી આંસુઓની ધારા વહી રહી છે. મારી તાજપોશીની ખુશાલીનો આજ મુબારક દીન, ને આવા અપસુકન. મારો પેદરે નાલાયક હજુ તો ઝીંદા છે તેટલાં તેં પાથરણું શાનું માંડયું? મને ખરૂં કહે, અય માદરે અઝીઝ, કે તું શીદને રડે છે? મને ખરૂં કહે. નહી તો મારાં ચારમનું તું બોટું ખાય.

"જોઇ તારો ગમગીન ને ઝરદ ચેહરો
વહે છે આ આંખોમાંથી પાણીની નહેરો
રડતાં મુજ માદરને જોઉંછ પહેલી વખત
શું પેદરે ઝીલાવીછ તુંને કોદરી સખત."

ઝરીના બેગમે આ સમજી ચારસા જેવા મોટા રેશમી રૂમાલે પોતાનાં આંસુ લુછી નાંખ્યા, ને બચાને ઓવરણા લઇ ફીકકું હસીને બોલી "જાને મન, મારાં લખ્તે જીગર, મારાં ફરમાંબરદાર પ્યારાં બચ્ચાં, એ આંસુઓ

દલગીરી કે અપસુકનના નથી. બેટા. એ હરખનાં આંસુ છે, કે આજે એક મહાન શહેનશાહની માદર તરીકે, તારી તાજપોશીનો ગુલઝાર હીંગામ જોવા હું જીવતી રહીછ. તારો બાપ સાકુ તો એના સસરાને પઇસે વેલાત I. C. S.ની પરીક્ષા આપવા ગયલો ને તાં ફેલ થયલો, ને તદન ભુખે મરવા લાગ્યો તે પેસાવરનાં યુરોપીયન જીમખાનામાં સ્કોરર તરીકે ને પીચ પર પાણી સીપાવા રહેલો. અમુ લોકોને એકવીસ છોકરાંઓ તે બધાનું પેટ ભરવા મને બી ઘેરેઘેરે રોટલી કરવા જવું પડતું'તું પણ તેં મારા દીકરાએ લાંબી અક્કલ દોડાવી કોલેજમાં વકીલનો અભ્યાસ છોડી દઇને બીજો અપજસભર્યો પણ ધીકતો ધંધો શરૂ કીધો તો આજે આપરૂં બખ્ત બુલંદ ને સેતારો રોશન થયોછ. ને જે મેડમ ટીચકાંઓને તાં હું રોટલી કરવા જતી'તી ને હાડમાર થતી'તી, તેજ મીજાસનાં કુતરાંઓ આજે મને ગુંટણ મંડીએ પડીને શહેનશાહબાનું તરીકે માન આપેછ. હું ખરા દીલથી દુવા ગુજારૂંછ. કે અંગ્રેજો હીંદુસ્તાનને જલદી સ્વરાજ આપી ચાલી જાય, ને તું મારો બહાદુર બેટો, એ કુફ્રેના હીચકારા દેશ પર ચઢઇ લઇ જઇ, તારા માન પામેલા મુરબી નયાગાનો બાબર ને હુમાયુની દીલ્લીની રાજગાદીનો પાછો કબજો લેય, ને આપરા મગોલોની પુરાણી જાહોજલાલી ને દોરદમામ જ્યાદા કરે. જા બેટા, એક બુઢી માદરના ખરાં દીલનાં આશીરવાદો તુંને ફલો."

બચો ઘણોજ ખુશાલીમાં આવી જઇ પોકારી ઉઠયો "માદર, માતા, માયજી, મમલી ડારલીંગ, ખુદા કરે ને એ તારી ભવીષ્યવાણી ખરી પડે, ને તારી એ પાક દુવા તારાં ફરઝંદને ફલે. જો એ મારી માનીતી મુરાદ પાર પડશે. તો હું તારા નામનો ગંગા નદીના કીનારા પર તાજ મહાલ જેવો બીજો સંગેમરમરનો "ઝરીના મહેલ" બંધાવી જાવેદાન માટે તારૂં નામ અમર કરશ."

એ હવે અમે હાથ જોડીને દુર ઉભા હતા ત્યાં આવ્યો "બોલો, મારા વફાદાર શુરવીરો ને જાનીસારો, જો કોઇ એવો હીંગામ બરપા થાય કે સ્વરાજ મલ્યા પછી હીંદવાસીઓ અંદર અંદર કપઇ-વઇ મરે તો હીંદુસ્તાન

જીતવામાં તમો બહાદુરો મને મદદ કરશો કે નહી. કારણ કે તમારી કોમની મદદ વગર દીલ્લી જીતવાની મારી ઉમેદ ફુઝુલ છે.

ઉમેદ છે એક વખત હીંદુસ્તાનનો બાદશાહ હું થાઉં,
દીલ્લીના તખ્ત પર બેસી પુલાવખુરીયાની ખાઉં."

અરે મેજર બનાજી જો મને ફક્ત એના બે હજાર ચુનંદા બહાદુર પારસી વોલનટીયરોની મદદ આપે તો હીંદુસ્તાન શું, હું આખું યુરોપ જીતી લેઉં એટલો મને એ લોકોની હીંમતમાં વીશવાશ છે. જો મંચા, તારો લાગવગ લગાડીને મને એટલી મદદ અપાવે તો હું તુને આખો સંજાન ને જાંહબોરડીનો મુલક ને અરધો બહારોટનો પહાડ ભેટ આપશ."

મેં દલગીરીથી ડોકું નીચું નમાવ્યું "બેઅદબી માફ છે. મારા અનદાતા ને સરતાજ, તારા રાજમાં તારે ખાતર જાન વદીક ફીદા કરવો, એ અમે એક મગરૂરીભર્યું માન સમજયેચ, પણ ખુદા નખાસ્તા તારા દહારાની ચાલે તુંને કંઇ ઉંધુ સુજ પડે, ને તારૂં ધ્યાન હીંદુસ્તાન પર ચઢઇ લઇ જવા તરફ દોડાવે તો તારી તરફનાં સઘલાં માન ને તાબેદારી છતાં મને કહેવા દે, હીંદ માતાના વફાદાર સંતાનો તરીકે, ભારત ભુમીની છાયામાં વધેલા ને ભારત માતાનું દુધ પી ઉછરેલા એહશાનમંદ ફરજંદો તરીકે, કે અમે પારસીઓ ભારતના બચાવ, હીંદના રક્ષણ માટે અમારૂં સર્વસ્વ સદકે કરી જાન આપી મરી ફીટશું, ને ખુદ તારી વીરૂધ લડીને હીંદે કીધેલા પારસીઓ પરના હજાર વરસના એહસાનોનો, જાનના બલીદાન ને અમારા લોહીના ફુવારાથી બદલો વાલી આપીશું. ભલે હમારાં કપાયલાં મસતકો રણભુમીમાં રખડે, ભલે હમારાં રૂવાનો સચવાયા વગર કોહીને સડી જાય પણ પારસીઓ બેઇમાન નહીજ થશે નહીજ થશે.

પવીત્ર ભારત દેશ કાજ પારસીઓ સૌ આપશે જાન
પ્યારા હમારા ભાઇઓ છે હીંદુ મુસલમાન
અંત સમયે બહાદુરીથી શુરવીરતા બતલાવશું
" બલીદાન આપી રાષ્ટ્રીય વાવટો ફરફરાવશું

મુરતી મંદીરોના બચાવ કાજ હાડકાં અમારાં ભંજાવશું
હીંદ કેરી કીરતીનો ડંકો પરદેશમાં વજડાવશું."

આટલું બોલીને ઉશકેરાટનાં આવેશમાં મેં બેધ્યાનપણે એક મુક્કો, મારાજ થોભરામાં બેસારી દીધો. બચાએ મારી મનની ઉશકેરાયલી હાલત જોઇ એ બેઅદબી ખરાં દીલથી માફ કીધી ને બોલ્યો "બચા, મારાં મનની માનીતી મુરાદો પર તારા વફાદાર લફ્ઝોથી, હીંદ તરફની તારા પ્યારની ધગ-ધગતી આગથી પાણી ફરયું છે. પણ તારી વફાદારી ને માતરભુમી તરફની તારા પ્યારની વખાણ કીધા વગર મને ચાલતું નથી."

બચો હવે એનાં માદરને પગે લાગ્યો. તેવણે બચાને નજર નહી લાગે કરીને એના કપાલ પર મેસનો મોટો ટીલો કીધો. ને સગન તરીકે બચાના મોંનામાં સાકરનો ટુકરો નાંખવા માંગ્યો પણ સાકર આજુબાજુ શોધતાં નહી મલવાથી મેં મારી પાસે ખાંડના પરવાલી (Sugar coated) કવીનીન ગોલીઓ હતી તે આપી જે એવણે બચાનાં મોનામાં મુકી ને બચો તે મોનું કુમલાવીને ગરી ગીયો ને આખે રસ્તે શુ શુ કરયા કીધું. પોતાની વહાલી માદરના નેક આશીશો મેલવ્યા બાદ, બચો તે બુઝોર્ગ બાનુને વાંકો વલીને ત્રણ વખત પગે લાગો, ને તેવણની ઝરરીન જુટીની ટોંચ પર માનથી એક બોસો લઇ તેવણની રજા ચાહી. એણે હવે શાહી સવારીને માટે રેશમી જાંબુરાં ગલબ્ઝ પહેરી લીધાં, ને નાકની ટીચકી પર મોટરના બલુ ગોગલ્ઝ લટકાવી હાથમાં સુનાની મુઠનો ચાબુક લીધો, ને કોરોનેશનની કીયા માટે ખાસ નવો બંધાવેલો મહેલ "પરસ્તાને દીલપઝીરે ફુસફુસ" તરફ જવા બહાર પડયો.

એ પ્રસંગને માટે રામપુરના નવાબે મથુરાપ્રસાદ નામનો એક ખાસ હાથી, કલાકની દસ ગીનીને નબ્બે પીસાએ ભાડે મોકલી આપ્યો'તો, કે જેને એવા શુભ મોકાઓ માટે ભાડે ફેરવવા ખવરાવી પીવરાવીને તાજો રાખવામાં આવ્યો'તો. એણે અત્યાર આગમજ મલહારાવ હોલકર, મહાદાજી સીંધ્યા અને અલાઉદીન ખીલજીની તાજપોશીમાં, તેમજ નેપોલીયન બોનાપાર્ટ ને રીશ્હુસી

તુસીની પાયદસ્તની ક્રીયામાં ભાગ લીધો'તો. બચાના હુકમથી મથુરાપ્રસાદને બચાના Royal Colours લાલ પીલા ને નારંગી રંગથી રંગવામાં આવ્યો હતો. ને બચાએ ભેજું દોરાવી એની ચામરી પર વચે વચે ખાલી જગાઓ રખાવી, તે પર મોટી રકમ લઇ જોની વોકર વીસ્કી, લીપટનની ચાહે ને કમરૂદીનના હલવાની જાહેરખબરો રંગાવી હતી. પછવાડેથી અંધારામાં મોટરો કે સાઇકલો આવી અઠડી પડે નહીં કરીને, પુછડી પર મોટી લાલ બતી બાંધેલી હતી ને નંબરનું બોર્ડ લટકાવ્યું હતું. બચાએ પોતે બી હાથી પરથી ગબડી પડી કદાચ અકસમાત થાય તો લાગે નહીં કરીને ડગલા નીચે ગેંડાના ચામડાનું કોમબીનેશન પહેરી લીધું હતું. હાથીને મહાવતે સવારથી બાલદી ભરીને સોજી ભાંગ પીવરાવેલી હોવાથી તે બી ઘણો ઉલટ ને ખુશમીજાજમાં હતો. ને ખુશાલીથી થોડે થોડે વખતે પુછડી હીલવી, પુછરીથી માહવતના કાનમાં ગીલી ઘાલી ખડખડ હી હી હી કરીને હસતો હતો. ભાંગથી એને મજબુત ભુખ લાગી હતી કારણ કે એણે અરધા કલાકમાં ત્રણ ગારાં ભરીને શેરડી ખાઇને ખલાસ કીધી'તી, ને એની નજદીકમાંજ શેરડીનાં કુચાનો મોટો ડુંગર થઇ રહયો'તો.

બચાએ મહેલની બહાર પગ કહાડતાંજ, લીમજીએ બાગે બુલંદ અવાજે કાબુલી ભાષામાં "અસમખારા કસમરો, સનનનન સુઉઉસ"નો મીલીટરી ઓરડર આપ્યો કે ઘોડેસ્વાર લશકરનાં સીપાહીઓની હજારો ચમકતી સમશીરો મ્યાનમાંથી બહાર નીકળી પડી સવારના સુરજની સુનેરી રોશનીમાં ચમકી રહી. એજ ઓરડર પર પાયદલ લશકરના સીપાઇઓ ભાલા ઉંધા કરીને ભોંય પર અકરૂ બેસી ગીયા, ને મોટે અવાજે "આલારે આલા; જાઉન દે, જાઉન દે" પુકારવા લાગ્યા. બચાના મુબારક દરશન સારૂ ભેગાં મલેલાં લાખો લોકોએ "પીટ પીટ હુરયો, ઇનકેલાબ ઝીંદાબાદ, ફ્રોનટીયરના મહાવીર બચાજીકી જય" વગેરેના ગંજાવર પોકારોથી આસમાન ધ્રુજાવી મુક્યું. જેના જવાબમાં બચાએ હસીને પાઘરી ઉંચકીને ગુડ મોરનીંગ કહ્યું, ને પસ્તુ ભાષામાં "ચુચુમચુ ચુંરૂમ ચુંન" યાને "તમારો બાપ મરે ને ખુદા તમારૂંબી ભલું કરો" કરીને એ લોકને વલતી દુવા ચાહી.

બચાને હાથી પર ચઢાવવા હવે એક મોટી નીસરણી લાવીને હાથીને અઢેલાવી. માહવને હવે મથુરાપ્રસાદને કહ્યું "બેટા, બાદશાહ સલામતકુ સીઝદા કરો ઓર સર નમાકે બયઠ જાવ" પણ હાથીએ તો બેસી જવાને બદલે ફીસી કરતો હોય તેમ ગરામાંથી "પુચ, પુચ" કરીને અવાજ કીધો, ને કંઇબી ચેતવણી આપ્યા વગર બચાની કમર આસપાસ સુંઢ લપેટીને તેને માથાં ઉપર ઉંચક્યો, ને ત્રણ વખત હવામાં ઉછારી ત્રણ વખત પાછો ઝીલી લઇને, છેલ્લે એની પીઠ પર ગોઠવેલી ચાંદીની અંબારીમાં આસ્તેથી ગોઠવીને બેસાડી દીધો.

બચો તો ધાસ્તીને મારે ફીકાફ્ક્ય મારી જઇને બેસુદ્ધ જેવો થઇ ગીયો, પણ મેં સમયસુચકતા વાપરી તરત ભેભટમાં કાંદો ભુંજાવીને એ નામવરને સુંઘારીને હુશીયાર કીધો. લીમજી પોતેબી આ ચોંકાવનારા બનાવથી એટલો ધાસ્તી ખાઈ ગીયો કે એણે Emergency માટે રાખેલા રેડક્રોસના ડેસીંગ બેગમાંથી બરાનડીનની પાઇંટ કહારી અરધી કાચી પી ગીયો ત્યારેજ એના બી ધ્રુજરીનાં લખલખાં બંધ પડયાં. મેં હાથી તરફ જોયું તો એ મને ડાબી તરફની આંખ મારીને મુછમાં હસવા લાગ્યો જાણે એમ કેહતો હોયની કે "કેમ કેવા બનાવ્યા."

બચા નામવર અંબાડીમાં ગોઠવાયા પછી લીમજીએ બરાબર પછવાડે બેઠક લીધી, ને મુંબઇથી ખાસ મંગાવેલી એની વાણીયાઓના વરઘોડામાં વરરાજા માટે વપડાતી બાવન સલયાની મોટી લાલ રેશમી છત્રી ખોલીને બચાના સર પર ધરી. છત્રી ઘણી મોટી ને ભારી હોવાથી તે હાથમાંથી પડી નહી જાય કરીને લીમજીએ છત્રીનો દાંડો પોતાની કમરે પીછોરીથી મજબુત બાંધી લીધો. એમ છત્રી બાંધી લાધેલાની મોહકાનમાં બે વખત છત્રીમાં મજબુત પવન ભરાતા લીમજી છત્રીની સાથે અંબાડીમાંથી સો ફીટ ઉંચે હવામાં અધર ઉડી ગીયો, ને તરતનો કાપેલો બકરો તફરે તેમ ઉપર નીચે લુપીંગ ધી-લુપ કરીને તફરવા લાગ્યો; પણ સમયસુચકતા વાપરી છત્રીનો પેરેશુટ તરીકે ઉપ્યોગ કરીને, આકાશની પરીની માફક હળવ હળવે ઉડીને નીચે ઉતરીને પોતાની બેઠકમાં એણે પાછી જગા લીધી.

બચાની પછવાડે ને લીમજીની જમણી ડાબી બાજુએ બે ખુબસુરત સરકેસીયન બાંદીઓ, મોરના પીંછનાં પંખાએ બચાને પવન નાંખતી ઉભી રહી. દરદીને ભાવતું'તું તેવું વઇદે ફરમાવ્યું. લીમજી જો કે સરકેશીયન ભાષાથી અંજાણો હતો તો બી આંગલીની ઇશારતથી, ને એસપેરંટો ભાષાના ભાગાટુટા બોલોથી વાત કરીને એણે પાંચ મીનીટમાં બેઉ પોરીઓ સાથ વરસોની પીછાણ હોય તેવી ધારી દોસ્તી પાડી નાંખી. બઇગંઓને હસાવવાની એનો સ્પેશીયાલીટી આ વખતે એને ઘણી કામ આવી. એણે છોકરીઓને જાત જાતના ટાહુકા ટુચકાથી એવી હસાવવા માંડી કે એ લોક કલવઇને હસતાં અંબારીમાંથી બે ત્રણ વખત ઉછલાઇને પડી જતાં જરામાં બચી ગયાં. એ પોતેબી એ બાયકા લોકો સાથની મસ્તી તોફાનમાં એટલો મશગુલ થઇ ગીયો, કે ઘણી વખત એણે છત્રીનો દાંડો બચાની ગરદન ને પેટમાં બેધ્યાનપણે ભોંકી દીધો, ને બચાએ છેરઇને ધબો મારીને એના પાવડીના આંટા એના ગરામાં ઉતારી દીધા.

બચાના બોડીગાર્ડના વડા તરીકે હું મારા અરબી ઘોડા પર સવાર થઇ બચાના હાથની જમણી બાજુએ ચાલવા લાગ્યો. મારી પાછલ મારાજ ઘોડા પર એક ગુલામ બેઠો'તો. બચાના માન ખાતર મારા સર પર છત્રી ખોલાય નહીં તેથી ગુલામે મારા માથા પર મોટું સુપરું પકડીને મને છાંયડો કીધો'તો. મેં સારા સગન તરીકે જમણાં હાથમાં લોબાન ધુપાવવાનું અફગા- નીયું પકડયું'તું, જેમાં થોડે થોડે વખતે મુઠે મુઠે હું અગર ને લોબાન બાલતો'તો.

સવારીને મોખરે એક ખટારામાં બાંધેલા ખાટલા પર, નવસારીથી ખાસ મંગાવેલું સરનાઇ સાથનું ઢોલીઓનું ટકોરખાનું હતું, જેમાં લાલ ગામઠી અમદાવાદી પાઘરીઓ પહેરી બેઠેલો ઢોલીઓ આખે રસ્તે "કુસંબી, કુસંબી રંગ હો ગયોં' નું દીલ ફશકેરનારું લશકરી મ્યુઝીક વગાડતા હતા. દસ દસ મીનીટના ગાલા પછી એ લોક ગાયન બંધ કરી, પોતાની સાથે નવસારીથી લાવેલી તાડી, ઘડીયામાંથી છાક મારીને પીતા'તા.

જે નવઇ જેવો દેખાવ જોવા સેંકડો લોકો ખટારાની આસપાસ ફરી વલતા; ને સવારીની કુચમાં ખલલ નાંખતા.

નવસારીના ટકોરખાના પાછલ, નાગપોરનું નગારખાનું હતું. જેનાં નગારાં મરાડા વગાડનારાઓ એટલા જોશથી ઠોકતા'તા કે અરધા કલાકમાં પાંચ ફાટી ગયલાં નગારાંઓ બદલવા પડયાં'તાં. નગારખાનાં પાછલ બચાએ આરમી નેવીના સેલમાંથી વેચાતી લીધેલી બાર જુની હોવીટઝર તોપોનુ નવુ ઉભુ કીધેલું તોપખાનું હતું. તોપખાનાંના ઘોડાઓએ હજુ પુરતી તાલીમ મેલવી નહી હોવાથી એ બધી બાર તોપો કાબુલ હાઇસ્કુલના બોયસ્કાઉટો ઘસરતા'તા. એ સીવાય બધી તોપો કંઇબી ઉપયોગમાં આવી શકે તેવી હતી નહી. એટલે બચાની સવારી ઉપડતાં સલામી આપવા માટે ફોડવામાં આવેલી એક-ત્રીસ તોપમાં છજ ગોલા પાધરા ફુટી શકયા, બાકીના પચીસ તો સુરસુરયાં નીકળ્યાં.

બચાના હાથી પછવાડે એનાં હજાર બોડીગાર્ડો લોખંડના બખતર સાથના અસલી પોષાકમાં હાથમાં ભાલાઓ સાથે સફ સમારી ચાલતા'તા. પહેલી વખતજ પહેરેલાં એ લોખંડી બખતરનો ભાર ખમી નહી શકાયાથી એ હજારમાંના સાતસો આદમીઓ તો સવારી અરધે પુગે નહી તેટલાં ફુટીસ મારી જઇ ઘેરે બખતર કાઢી નાંખી આખે દીસે તેલ માલીસ કરાવી સુઇ ગીયા'તા. એ ત્રણ સીપાહીઓના બખતરના સાંધાઓ જકડાઇ જઇને ખોલી નહી શકયાથી ટીનકટરે ખોલીને એ લોકને છુટા કરવામાં આવ્યા.

પોતાના સરતાજને જોવાની રઇયતમાં અજબ ઉલટ ફેલાઇ હતી; ને હજારો આદમીઓ સીસતાન, મકરાન, ખોરાસાન, આનડામાન ને જાબુલીસ્તા-નના દુરદરાઝ મુલકોમાંથી આ માંગલીક પ્રસંગની ધામધુમ જાતે જોવા આવ્યા'તા. રસ્તાની બેઉ બાજુના ઘરોની બારીઓ ઝરૂખાઓ ને છાપરાંઓ પર, તેમજ રસ્તા પરના ઝાડો, લાઇટનાં થાંભલાઓ ને ટ્રામના તારો પર હજારો આદમીઓ સવારી જોવા ઉભા'તા. નાજુક નાઝનીનો રૂમાલો તુવાલો ને ચાદરો

ઉડારીને પોતાના નાજુક મીઠા સરોદે "બચા આબાદ બાદ, શુમારા બાબા બીસ્યાર બાદ" ના પોકારો કરતી'તી. રસ્તે રસ્તે બાજટો પર બરફનાં ઠંડા કીધેલાં શરબતનાં માટલાંઓ ને આખા ભુંજેલા બકરાં ને બન્નદો સીક પર ટાંગેલાં ગોઠવી દીધાં'તાં જેમાંથી તરસ્યાંઓ પોતાની તરસ છીપાવતાં ને ભુખ્યાઓ છરીએ ગોસ્તના ટુકરાઓ કાપી ઉપર આંગલીએ રાઇ ને ટામેટાંનો સાસ લગાડી લહેર ઉડાવતા.

પણ આવા ખુશાલીની ખુશનુમાં હીગામમાંથી એક નાનો ખતરો પડયા વગર રહયો નહી. કાબુલના ટાઉન હોલ આગળ સવારી આવી પુગતાં માંજી અમીર દુશમનોની તરફેણના થોડા આદમીઓ હાથમાં કાલા વાવટા ફીલવીને "બચા બાઝબેરવી, બચા ગો બેક, બચા ગો બેક" ના પોકારો કરી સવારીની શાંતીમાં ખલલ કીધી. કાબુલ શહેરના કોટવાલે યાને પોલીશ કમીશનરે એ લોકને વીખેરઇ જવાની ચેતવણી આપી પણ એ અભાગ્યાઓ જેમાં મોટો ભાગ સ્કુલના નાદાન છોકરાઓ હતા તેઓએ એ ચેતવણી પર ધ્યાન આપ્યું નહી ને પીસી પાધરી હાય હાય ની બુમ પાડયા કીધી. કમીશનરને આખરે પોલીસો પાસ લાઠી ચાર્જ કરાવી એ તોફાની ટોલાંને વીખેરી નાખવાની ફરજ પડી જે પછી સરઘસ લોકોના હુરરેના પોકારો વચે આગલ વધ્યું.

## (૧૯)

જબ ઉસ બચા—યે—સાકુકી સવારી નઝર આઇ
મથુરા પ્રસાદકી ચશ્મોમે ખુમારી નઝર આઇ
હાથી મામાની ઝુલમ ગુઝારી નઝર આઇ
દાસીઓ બધી પુકારી ઉઠી, અગોમાજી આઇ

સવારીનો દમામ અને રૂઆબ વધારવા ભાડેથી ખાસ મંગાવેલા હાથી મથુરાપ્રસાદને પગે મીટર બાંધી, માઇલે તીસ રૂપીયાને હીસાબે ભાડું નકી કીધેલું હોવાથી, વધારે પઇસા કમાવાની લાલચે હાથીના માહવત બેનીપ્રસાદે, આગલથી નક્કી કીધેલા પ્રોગ્રામના રસ્તાઓ પરથી સીધા જવાને બદલે,

મુંબઇના વીકટોરીઆવાલાઓની માફક અમારી સખત મનાઇ છતાં લાંબો ચકરાવો ખવરાવી ગલી ગુંચીઓમાંથી ફરવા માંડયું. લીમજીએ એની પાસે બેસી હાથમાં નાગી તલવાર રાખી એના નાક કાન કાપી નાંખવાની દાટી કીધી ત્યારેજ એ મથુરાપ્રસાદને સીધા રસ્તા પર પાછો લાવ્યો.

લીમજી મહાવત પાસ દસ મીનીટ બેઠો તેટલામાં તો એણે એની હમેશની ચાલાકીથી હાથીના બેઉ કચકરાંના બહારના મોટા દાંતો કાણુસથી કાપીને ગજવાંમાં ઠેસવી દીધા. એ હાથીદાંતમાંથી બનાવેલી ખુરસી આજે બી લીમજીનાં ઘેરમાં મોજુદ છે! નામદાર ગવરનરે એ ખુરસી ગવરમેંટ હાઉસમાં મુકવા માટે લીમજીને મોટી રકમની કીધેલી માંગણી એણે ઉપકાર સાથે ના પાડી હતી.

ભેગા મલેલા લખ્ખો લોકોનાં "હુરરે ને પીટ પીટ હુરયો"ના કાનના બહેર ફાડી નાંખે એવા ગંજાવર પોકારો વચ્ચે સવારી આગલ વધી. બચો થોડે થોડે વખતે અંબારીમાં ઉભો થઇ, બેઉ હાથનાં આંગલા કાનમાં ખોસી, વાંકો વલીને પોતાની વફાદાર રઇયત તરફનાં માનનો એ ઉભરો ભારે ખુશાલી સાથે સ્વીકારતો. લીમજી એના કાન પર પડીને એને ઉલટ આપતો "કે નામવર, હું ગેરંટી આપુછ ને ખાતરીથી કહુંછ, કે તમારી પાયદસ્ત ને જનાનો નીકલશે ત્યારે તમને એથી બી જયાદા માન મલશે. આજની આય ગંજાવર મીજલસ ને લાખો લોકોની ધમાલ જોઇને મને મારા મશહુર મોટા આવા ફરામરોજ જંગની શાદીની ધામધુમ યાદ આવેછ. નામવર સુલતાન, એ મારા બહેસ્તનશીન મુરબ્બીના લગનના સરઘસમાં હજાર તો હાથી ને બે ડજન લશકરી બેંડ હતાં ને આશીરવાદ સારતી વખતે એટલી ધમાલ ને ગીરદી થયલી કે કમમાં કમ પાંચસોથી સાતસો લોક છુંદઇને મરી ગયલું ને આશીરવાદ સારનારા મોબેદો તો કયાં ગુમ થઇ ગીયા તેનો આજ સુધી પતોજ નથી."

આ સીરેપહોરની લીમજીની તોપથી બચો અજબ થઇને બોલ્યો કે

"બીસ્યાર અજબ મોટા બાવા અસ્ત. એવા મહાન મુરબી ધરાવવા માટે શુમારા મી મુબારકબાદી દેહમ."

મેં એ વાત સમજીને લીમજીના એ મોટા બાવા વીષેં ખબર કાઢી તો માલમ પડયું કે લીમજીના એ મશહુર મોટા બાવાને, બહારવટીયાઓની ધાડપાડુ ટોળીને એખલે હાથે પકડવા માટે સરકારે છારતી જીલ્લાના સેકંડ કલાસ મેજીસ્ત્રેટ બનાવ્યા'તા, ને એવણ વડોદરાના મલાહરાવ હોલકર સાથે એકજ કલાસમાં રાજકુમાર કોલેજમાં શીખેલા.

મોહલ્લાઓમાંથી સવારી પસાર થતાં રસ્તાની એક બાજુનાં ઘરોની અગાસી પરથી લોકો ખુશાલીમાં આવી જઈ, પોતાના એ માનીતા સુલતાન પર, તાજા ફુલોનો વરસાદ વરસાવતાં. જ્યારે ફુલો ખરીદવાની ગુંજાસ નહી હોય એવા ગરીબ ને મુફલીસ લોકો, સસતી લીલી તરકારી જેવા કે મુરા, સાલીટ, બીટરૂટ ગાજર વગેરે ફેંકતાં'તાં, જે લીમજી બાજુ પર એકઠી કરતો. એવી એકઠી થયલી તરકારીથી હમારૂં ખાસું પંદર દહાડાનું બજાર નીકલ્યું.

લીમજીની પહોલી પટાક મોટી ચલકતી પારસી પાઘડી ખેંચાણનું મોટું ટારગેટ થઇ પડી'તી. બે ચાર રમુજી પહાણોએ, પોતાની પાસેવારાં બઇરાંઓને હસાવવા, આબાદ નીસાન લઇ એની પાઘડી પર કોહેલાં ઇંડાં ફેંક્યાં, જે પાઘડી પર અથડીને ફાટી જઇને લીમજીને દાળ, સફેદી ને કોહેલા વાસથી ભરી નાંખ્યો, ને ગંધારો એટલો નીકલ્યો, કે બચ્ચાને અને એની સાથવાલી બાંદીઓને નાંખે રૂમાલ બાંધવો પડયો.

બચ્ચો કારણ જાણ્યા વગર લીમજી પર છેડાયો કે તુંને મેલાં મોજાં બદલતાં શું થાયછ? લીમજીએ સેતાન ડાબો કરવા એક અતરની શીશી બાંજીને આખી પોતાનાં દીલ પર રેડી, ત્યારેજ પેલી બાંદીઓ પાછી એની પાસે આવીને બેઠી. ફુલોના આ નીસાર દરમીયાન બે ત્રણ ધાવતાં બચ્ચાંઓની માયોએ ઉલટ ને ઉશકેરણીના આવેશમાં ફુલની સાથે હાથમાં પકડેલાં નાહ્લાં બચ્ચાંઓ બી બચ્ચા પર ભુલમાં ફેંકી દીધાં; પણ કંઇભી બુરો બનાવ બને, ને તે નીરદોશ બાળકો ભોંય પર પડી હાથીનાં પગ નીચે છુંદઈ જાય

તે પહેલાં, લીમજીએ ઘણીજ ચપલતાથી તે બચ્ચાંઓ છીની લીધાં; ને સરકસના કસરતબાજ ખેલાડીની માફક અંબારીનાં કટેરા પર ઉભો થઇ બાકી કરીને, ઘણીજ નાજુક અદાથી હસીને પોતાની વોકીંગ સ્ટીકનાં વાંકાં મુંડાંમાં તે બચ્ચાંની ચડ્ડી ભેરવાને લાંબો હાથ કરીને "આય બચ્ચું તમારૂં છે કે, માયજી" "આય ભુલકુ તમારૂં છે કે," કરીને તે બચ્ચાંઓને તે લોકની ધાસ્તીથી ધ્રુજતી માદરોને સપુરદ કરતો, જેમ કરવા પહેલાં એ એની હમેશની હાથચાલાકીથી એ બચ્ચાંઓનાં હાથમાંની સુનાની બાંગરી સેરવી લેવાનું ચુકતો નહી.

આ પ્રમાણે છીની લીધેલું એક બચ્ચું ભુલમાં એક કુમારી બાઇને "બાનુ, આય રહયો તમારો બાબો" કરીને સોંપવા જતા તે બાઇના બાઇઓને હાથનો માર જમતાં એ જરામાં બચી ગયો. એના આવા છબરડા પછી, મેં એક વડીલ મુરબ્બી ભઈ તરીકે એને સલાહ આપી, કે હવેથી તું સુંગો સુંગો જેમી પોરયાંઓ ઉપરથી પડે તે બધાં એક ખાલી કોથરામાં એકઠાં કરયા કર. તે લોકનાં માય બાપ આવીને તે લોકને ઓરખીને પોલીસ ચોકીપરથી લઇ જશે, નહી તો ભલઇ કરવા જતાં નક્કેમે દો જુતીયાં જેવું થઇ જશે.

અહીં કોઇ ચલીતરા છોકરાએ હાથીની પુછડી સાથે ફટાકડાની ઝુરી બાંધીને સલગાવી દીધી. પોતાના દક્ષીણ દીશાના છેડા પર અચબુચ સુરંગ ફુટવાના અવાજે સમજી, મથુરાપ્રસાદે ગભરઇને દીવાના મીસાલ નાશવા માંડયું. લીમજીએ અંબારીમાં મુકેલો પીવાના પાણીનો કુંજો હાથીની પુછડી પર ખાલી કીધો કે સલગેલા ફટાકડા બુજઇ જાય, પણ તેથી તો એ જનાવર આગ ને રેલ બેઉ સાથે આવેલું સમજીને વધારે ભડકીને નાશવા માંડયું. માહવને એને ઘણો સમજાવ્યો કે "બેટા મથુરા, મત ડરો. એ તો ખાલી આતશબાજી હય. તુમને તો મયદાને જંગમે તોપોંકે ખોફનાક આવાઝ સુની હુય. આજ ઇતના ડરપોક કાહેકુ હોતા." વગેરે કહીને એણે ઘણોબી પટાવ્યો, પણ એ ભડકેલું જનાવર શાંત પડયું નહી. એની એવી નાશભાગથી બચા ને લીમજીવાલી અંબારી, દરીયામાં મોજા પર બુચ તરતો હોય તેમ ઉપર

નીચે હીચકા ખાતી હતી. મથુરાની મોહકાનમાં આખી સવારીની રઉનક ખોરવઇ ગઇ. નગારખાનું, ટકોરખાનું ને તોપખાનું બધું છુટું પડીને બારેવાટ થઇ ગીયું, ને ઢોલીઓ ને ટોપચીઓ પોતાનો જાન બચાવવા નગારાં ને તોપો બગલમાં મારીને જે પહેલું ઘેર મલ્યું તેમાં ભરઇ ગીયા, પણ પોતાની ફરજ નીમકહલાલીથી બજાવવા ત્યાંથી બી નગારાં વગાડવાનું ને તોપો ફોડવાનું ચાલુ રાખ્યું.

બઇરાંઓની ચીચયારી, બચ્ચાંઓની ધાસ્તીની ફીકયારી ને બહાદુર મરદોના ડચકાં ખાવાનાં હૃદયભેદક અવાજોથી, ગોયા દોજખખાનું ઉલટયું હોય તેવો દેખાવ લાગતો'તો. સૌ બચાને તેની સરજત પર છોડી પોતાનો જાન બચાવવા નાશવા લાગ્યાં. લીમજીએ માહવતને હાથીને ચમટા તોડવા કહયું કે જેથી એ ઉભો રહી જાય. માહવતને એ ભલામણ પસંદ નહી પડવાથી એણે લીમજીને હાથીનું પુછરં કડવા કહયું કે જેથી હાથી ગભરઇને થોભી જાય!

બચો બીચારો ઉભો થઇ, અંબારીના બેઉ બાજુના કટેરા પકડી ઉજરેસ પુની જેવો થઇ જઇ, દરીયો લાગ્યો હોય તેમ ઉલટી કરવા લાગ્યો, ને અમારી પર છેડાયો, કે કમબખતો તમે લોકોએ અંબારીમાં એક બોઇયું યાને Life Belt રાખ્યો હોતે? હું તે પહેરીને બેધડક નીચે કુદી પડતે. મેં ત્રણ વખત જમીન પર ગોદડાં નખાવ્યાં, ને એને કુદી પડવાની ભલામણ કીધી પણ તે પહેલાં તો હાથી હમેશ સેંકડો ફીટ આગલ નીકલી જતો.

લીમજી બી બધાની છેલ્લી ઘડી આવી પુગેલી સમજીને, બચાનો માન મરતબો ભુલી જઇને એની પાસથી છેલ્લા બે મહીનાનો ચઢી ગયલો પગાર માંગવા લાગ્યો કે "મહેરબાન સુરબી સુલતાન, કંઇ ગજવામાં રોકડું હોય તો બે મહીનાનો ચઢેલો પગાર ચુકવી આપો. મને અત્યાર સુધી કંઇ એતી અધીરઇ નહી હતી પણ હમણાનાં બારીક મામલામાં તમો નામદારની ભમઇ બપઇને કંઇ કશું થયું તો હું તદ્દન બાપલા વગરનો થઇ જવશ."

બચાએ એને ધીરજ આપી, કે સૌ સારૂંજ થશે ને આપરાં મોંના હસતાં થશે; પણ એણે ઘણીજ બઓહદ કીધી ત્યારે બચાએ એને પાટલુનનાં ગજવામાંથી પોતાનો સુનાનો ઘડીયાળ છેડો કાઢી આપ્યો નેં આંખમાં આંસુ સાથે કહયું કે "લે, આ મારી આખીરી નીશાન છે, તે તું પહેરજે ને એને રોજ સવારે આઠ વાગે ચાવી આપજે ને બનતાં સુધી સ્ટાનડડ ટાઇમજ રાખજે. તું કોઇ વખને કબરસતાનમાં પીકનીક આવે તો મારી કબર પર બે ગમનાં આંસુ ખેરવજે, ને તે પર થોડીક અગરબતી બારીને બે અથાઉવેરીયા ભણજે."

લીમજીએ એને સધ્યારો આપ્યો કે, "મારા મુરબી માલેક, તું એ વિશે અંદેશો ના રાખ. હું રોજ તારી કબર પર એટલું રડસ, કે તુંને અંદર સુતેલાનેબી સરદી થઇ આવશે."

આ બંને વાતચીત વખતે મથુરાપ્રસાદ તો આંખ વીચીને આડો અવલો દોડયાજ કરતો'તો. લીમજીની બાજુમાં ઉભેલી પેલી બે બાંડીઓ, તો દેહશતને મારે રડવા પડી કે "ઓ ઝાલીમ આસમાન, અમે બેગુનાહ નવંજવાન ખોફનાક મોતે મારયાં જઇએછ. ઓ! આ અમારી આખીરી ઘડી છે. હમુને બચાવ ને પછી તું જો કે અમે બેઉ તુંને તારી મહેનતનો બદલો કેમ આપ્યેછ!"

લીમજી એ બેઉને સધ્યારો આપવા લાગ્યો. "ના ડરો, ના ડરો. હું તમારી બોરડુમાં ખડો છેઉં, તો એવા સો ગાંડા હાથીઓની મકદુર નહી કે તમારા એક બાલને બી ઇજા પુગાડે. મે મુંબઇમાં મોટે ઘેરનાં પારસી ને યુરોપીયન બઇરાંઓને એથી બી વધારે બુરી આફતે ને હાંદેસાઓમાંથી બચાવેલાં છે. આ તો મારી હીમતની એક ઘણીજ નાચીઝ કસોટી છે. બાનુઓ, તમે ના ડરો.

દુખમાં ફસેલી બાળાઓને મદદ કરવી, મારી ફરજ છે.
તમે જરા ધીરજ ધરો એવી મારી અરજ છે.

મરદ બચ્ચાના સંસ્કારની તમુને, મોટી ગરજ છે.
પઇસા હું ખરચી છુટશ, જો કે માથે મોટું કરજ છે."

હાથીને મેં લાલ વાવટો બતાવી અટકાવવાની ઘણી બી કોશેશ કીધી. રમકડાંનું ખોટું મોંતુ પહેરીને એને બીવરાવી બી જોયો, એની સુંઢ ખેંચી કહારી અંદર બે ગાંઠ બી મારયા પણ ગભરાટથી ઝનુની બનેલું એ જનાવર શાંત પડયું નહી અને નકી માન્યું કે કમબખત બચાની તાજપોશીનો મુબારક હીંગામ ગમખાર માહેનમ પોસીમાં બદલાઇ જશે, પણ તેટલાં બચાનાં નેક બાપદાદાઓના પુન આડે આવ્યાં, અને મસ્તી પર ચઢેલો હાથી રસ્તા પર પડેલી કેરાંની છાલપરથી સરી પડયો ને નીચી મુડીએ ટપકઇ ગીયો. ને બચાજી મહાવતના માથા પરથી ફુટબોલ મીસાલ ઉડી જઇને જમીન પર ચોસમોરડુ થઇ ગીયા. મેં ને લીમજીએ એવણુને ટેકો આપી ઉઠાડયા, ને બ્રશે કપડાં સાફ કરી નાખ્યા. હાથીનો પગ ભાંગી ગયલો માલમ પડવાથી હાથીને એમબ્યુલંસનાં આદમીઓ સ્ટ્રેચર પર નાંખીને હોસપીટલમાં લઇ ગીયા.

બચા નામવર એક ઘોડા પર સવાર થયા ને દરબારગઢ તરફ જવા ઉપડયા. લોકોએ પોતાના સરતાજને આફતમાંથી બચી ગયલા જોઇ તરતજ રસ્તા પર એક શુકરગુજારીનું જશન કીધું. જે કેરાંની છાલની બરકતે નામવર સુલતાન મોતના પંજામાંથી બચી ગીયા'તા તે છાલને સોનાની ફ્રેમમાં જડી શાહી દરબારમાં ટાંગવાનો નામવરે હોકમ કીધો. કેરાંની છાલના આ બનાવથી અને જાતજાતનાં વીચારો ઉપજયા કે ઇનસાને મગરૂરી શા માટે કરવી જોઇએ? જે કેરાંની છાલને આદમી તુચ્છકારથી ગટરમાં ફેંકી દેય છે તેજ છાલ બાજે વખત મગરૂર ઇનસાનને ગટરમાં ફેંકી દે છે.

ન સમજ મગરૂર ઇનસાન—કેરાંની છાલને તું તુચ્છ,
એજ છાલ પરથી ટપકાતાં નીચી પડશે તારી મુછ.

એ શાહી સવારી પોતાની મંઝીલ પુરી કરીને દરબારે ખાસના મહેલ પર આવી પુગી. અહીં દરબારમાં મુખ્ય દરવાજાના ઉંબર પર રાગન તરીકે લીમજીએ બેંય ચઢાવીને બકરો કાપ્યો. એને માઇસોરમાં મહારાજાની દશેરાની

સવારી વખતે ભોગ તરીકે પાડાનાં ડોકાં ઝટકાવવાની આદત હોવાથી અર્દાબી સોકોની તાજુબી ને અજાયબી વચે તલ્વારના એકજ ઝટકાથી બકરાનું ડોકું ઉડાવી દીધું. એણે શાણીજ મગરૂરીથી પાટલુનમાંથી ખમીશ બહાર ખેંચી કહાડીને લોહીથી ખરડાયલી તલવાર લુછી નાંખી. ચોબદારે હવે સુલતાનની નેકી પોકારી:

> દયા રહે કીરતારકી, ભરા રહે ભંડાર.
> તારા નામનો ડંકો વગાડે, કાબુલ ને કંદહાર.
> ચંદ્ર ટલે, સુરજ ટલે, ટલે પૃથ્વી આકાશ.
> સીતારો તારો બુલંદ રહેશે—
> જાંસુધી હોશે લીમજી મંચું તારી પાસ."

બચાને આઠ મજબુત ગુલામો ઘોડા સુધાં ઉંચકીને તખતની પાસે લઇ આવ્યા. બચાએ ઘોડા પરથી ઉતરી તખતને બે વખત પગે લાગી ઉપર બેઠક લીધી. આખી દરબારમાં સરકસનાં તંબુની માફક ચોતરફ ચઢ ઉતરતી પાટયાંની બેઠકો દીવાલની સાથે જડી લઇને તેના ત્રણ વરગ, ઓરકેસ્ટ્રા, ગેલેરી ને પીટ બનાવવામાં આવ્યા'તા ને તેની ત્રણ, દોઢ, ને રૂપીયાની ફી ખાસોઆમ લોકને માટે રાખવામાં આવી હતી. હવે તમામ મીજલસે અને અમીર ઉમરાવોએ પોતપોતાના દરજ્જા પ્રમાણે ગોઠવઇને દરબારમાં બેઠક લીધા પછી, એક કમનસીબ તકરાર પરથી એક નાખુશ મીનાકેસો ઉભો થયો, ને દરબારની શાંતી ને ખુશી ખુરમીમાં ગંભીર ખલલ કીધી.

હરદરાજ હીંદુસ્થાન વેરથી લાંબી મુસાફરી કરીને, પોતાના ભાંઇબંધ રાજવંશી બચાને પોતાની હાજરીથી જાતે માન આપવા પધારેલા બે રાજવંસી મહારાજાઓ બેમાં ચઢતો કોણ, કોણનો દરજ્જો મોટો ને કોણ આગલ બેસે એ બાબદ પર તકરાર કરતાં મરઇ પડયા. એ બેઉ રાજાઓને બ્રીટીશ સરકાર તરફથી સતર સતર તોપનું એકસરખું માન હતું. પણ એકનું કહેવું એ હતું, કે એવણને નામદાર શહેનશાહ તરફથી રાયબહાદુરનો બેતાબ એનાયત થયલો હોવાથી ને બીજાને ફક્ત રાવસાહેબજ હોવાથી એ

નામદારનો અંગીકાર તે દરજ્જે જાસ્તી ગણાવો જોઇયે. બીજાની તકરાર એ હતી કે ખેતાબનો સવાલ બાજુએ મુકતાં, એ બેમાંથી એ નામવરને પોતાને એબલાને જીનત ગુજીન મહારાણી વીકટોરીયા તરફથી રાતના સુતી વખતે છતરી ઓઢીને સુવાનું માન મલેલુ હોવાથી એને દરબારમાં બેમાં આગલ પડતી જગા મલવી જોઇયે. એ તકરાર વધી જતાં એ સરદારો પોતાનો શાહી દરજ્જો ભુલી જઇ હાથોહાથ થઇ ગીયા. ને એકેકને છુટી ખુરસીઓ મારવા લાગ્યા. એ બેઉના રસાલાના નોકરો પોતપોતાના સરદાર તરફથી હીમાયતે નીકલી છુટા હાથે મરાવા લાગ્યા; ને જરાવારમાં ત્યાં નાલ્લું જેવું હુલડ થઇ રહયું. બચો બુમ પાડવા લાગ્યો કે મારા લાખો રૂપ્યા ખરચેલા પાણીમાં જાયછ ને એ લોકોએ મારી તાજપોશીની માય મારી નાંખીછ. બચો બેઉનો જાની દોસ્ત હોવાથી વચે પડીને સુલેહશાંતી ફેલાવા ગીયો, તો એના પરબી એક ખુરસી આવી પડી ને એની નસકોરી ફોડી નાંખી ને રીસ્ટવૉચ ભાંગી નાંખ્યું. ને ધકાધકીમાં એની રેશમની ડગલીના કસ તુટી ગીયા એટલે એણે ડહાપણ વાપરીને તખ્ત પર આવી જગા લીધી.

આખરે બુંબાના પાણીનો મારો ચલાવીને લડાઈ બંધ પાડવામાં આવી ને બચા નામવરે કાયુની પીનલ કોડની ચોપડીઓના પાના ઉઠલાવી, દરબાર જેવી જાહેર જગામાં પોલીસનું લાઇસન્સ લીધા વગર ને Amusement Tax ભરયા વગર મારામારી કરી સુલેહનો ભંગ કરવા માટે એ બેઉ રાજ-વશીઓને ત્રીસ ત્રીસ રૂપ્યાનો દંડ કીધો ને બે વરસ સુલેહ જાળવવા સારી ચાલના જામીન લીવા. જો દંડની રકમ વસુલ થાય તો તેમાંથી ભાંગેલી ખુરસી દરસ્ત કરાવવા માટે પચીસ રૂપ્યા ખજાનચીને આપવા હુકમ કીધો. પણ એ બેઉએ દંડની રકમ તરતજ ભરી દીધાથી બેઉને દોઢ દોઢ રૂપીયો ડીસકાઉંટ કાપી આપવામાં આવ્યું.

આ મારામારી બંધ પડતાં ચોપદારે બાગે બુલંદ અવાજે પુકાર કીધો "ચુપચાપ, ચુપચાપ, મટનચાપ, પટેટાચાપ. મોંડુ બંધ કરી કામકાજ પર ધ્યાન આપો. ધાંધલ કરનારને પોલીસના હાથમાં આપવામાં આવશે."

દરબારમાં ચુપકીદી ફેલાતાં હું હવે ઉઠીને ઉભો થયો ને ખંખાર મારીને ચલાવ્યું. "મહેરબાન બાનુઓ ને ગ્રહસ્થો, (ઘણા પરોણાઓના પોકારો મહેરબાની કરીને અમુને ગ્રહસ્થ કહીને બોલાવો નહી) બહાદુર સરદારો, બુઝોરગી ધરાવનારા કાજીઓ અને મુલ્લાંઓ તેમજ ખાસો આમના કાબેલ બુદ્ધાચોર મેમ્બરો, તાજપોશીની ક્રિયાનું ગંભીર કામ શરૂ થાય તે આગમજ કોરોનેશન કારોબારી કમીટીના ઉપપ્રમુખ તરીકે હું દરખાસ્ત મુકું છ, કે આજની આ દબદબા ભરેલી મહેરીલ ને મીટીંગનું પ્રમુખસ્થાન લેફ્ટનંટ લીમજી કાવારાણા ઉર્ફે લીમ જાદીરાણાને આપવું, તેમજ આગલી મીટીંગોના કામકાજની મીનીટો મહેરબાન પ્રમુખ સાહેબે વાંચી સંભલાવવી. હું કબુલ કરૂં છ કે અહીં હાજર રહેલા ઘણા અમીરો, સરદારો ને તાયફાના મલીકો ઉમરમાં લીમજી કરતાં જયાદા હશે પણ મરાઠી ભાષામાં ફારસી કેહવત છે કે:—

"બુઝોરગી બે અકલ અસ્ત, ને બે દહારી
તવંગીરી બે દેલ અસ્ત, ને બે ફુટયાંદારી."

યાને એક આદમીની લાયકાતનું માપ તેની અક્કલ પરથી આંકવામાં આવે છે, નહી કે દહારીની લંબાઇ પરથી કે ઉમર પરથી. હું એક ચીજ તમુને ખાસ ખાનગીમાં જણાવું છ કે આ મીટીંગનું પ્રમુખસ્થાન એવણનેજ આપવામાં આવે તો આજની કોરોનેશનની ક્રીયાનો અરધો ખરચ એવણે પોતાનાં ગજવામાંથી આપવાનું કબુલ કીધું છ. (લીમજીની જોસબંધ તાલીઓ ને "હીયર, હીયર વેલડન"ના પોકારો) જો એવણુને પ્રેસીડંટ નહીં બનાવવામાં આવશે તો અહી ભાઇચારાનો ભંગ થશે ને કેટલાં સેકાવા ને કનોરાં રંગાવાની ધાસ્તી રહેશે. (લીમજી એની તપકીરના રૂમાલથી ખંજરની ધાર સાફ કરેછ!)

આ સમજી અમારી વીરૂધ પારટીના એક હરીફ ઉમરાવ ઉસમાનબેગનું પાકી આવ્યું. "ગુસ્તાખી માફ હય મી૦ મંચેર મવાલી, મગર એ તુમ બાત કરતા હય, કે વાલ ચાવતા હય? કયા તુમારા પારસી લોકકા બાપકા ઇધર અફઘાનીસ્તાનમેં કુછ દાપા હય, કે હમારી કોમકા ઇતના બડા પાક મોકકે

પરખી તુમ મજલીસકા પ્રમુખપણા એ તુમારા ભુખરી બારકસ પારસી ભાઇ-બંધકુ દેના ચાહતા હય. તુમ દોનો મવાલી આદમીકું બંબઇમે પીછાનતે કોન હય? ખાલી ઇધિર કાબુલમે આકે શાહકી ખુશામદસે ઇતની બડી ઇઝ્ઝત પાઇ હય. મજલીસકે હાઝીરે સાહીબાનકી ખીદમતમે મય એ દરખાસ્ત પેશ કરતા હું, કે ઇસ મેહફીલકા પ્રેસીડંટ વઝીર ઇમદાદખાનકું બનાયા જાય. તુમ ઇતના છોટા લઘુમતી પારસી કોમકા ઇધર કુછ દાવા ચલ નહી શકતા. તુમકો joint electorate કબુલ કરનાહી હોગા. તુમકો એ બાત પસંદ નહી હો ઓર તુમકો કુછ ફર્યાદ કરના હો તો મી૦ માણેકજી પટેલકો બોલો નહી તો રાઉંડ ટેબલ કોનફરંસમાં જાવ. (વઝીરની તરફેણવાલાઓ—વાહવા, વાહવા, બ્રાવો કયા ખુબ. એ પારસીકો ઠંડા કર દીયા.)

આ ગુસ્તાખી ભરયા સખુનોથી લીમજી છેડાઈ પડયો 'અરે તમે પઠાણો શું અમારા પારસીઓની કદર બુજતા'તાં! ધન છે સરદાર સુલેમાનને કે એવણુ સ્વરાજ મેળવ્યા પછી હીંદુસ્તાનનું રાજપાટ ને રાજની લગામ પારસીઓને સોંપી રીટાયર થઇ જવા માગેછ કે પારસીઓ રાજ કરે તો હું ખુશી મારો ખુદા ખુશી. એ તે જીગર ને એ તે લાયકની લાયક કદર! (સામી પારટીના અવાઝો—તારે હીન્દુસ્તાન જાવ અહીં શું ધુળ મુકવા આયાછ?) અહીં ગરબડ વધી પડતાં એક જણે બચાને Closure લાગુ પાડીને દરખાસ્તની બાબદમાં Poll લેવા કહયું. બચાએ પોલ લેતાં લીમજી ને ઇમદાદખાનને સરખા વોટ મલેલાં હોવાથી બચાએ પોતાનું કાસ્ટીંગ વોટ લીમજીની તરફેણમાં આપ્યું ને લીમજી આ બખ્તાવર મીજલસનો પ્રેસીડંટ વાતે માસ્તર ઓફ સેરીમનીઝ નીમાયો.

એણે જીભ બહાર કાઢીને ઇમદાદખાનની ખીજ પાડીને ટેનીસ મેચમાં સ્કોરર બેસેછ તેવી ઉંચી લાલ બનાટની પ્રમુખની ખુરસી પર બેઠક લઇ પ્રમુખના ધંદાનો ચાર્જ લીધો.

દરબાર શાંત થતાં એણે ઘંટો વગાડી દરબારનું કામ શરૂ થયલું જાહેર કીધું. એણે પ્રોગ્રામ વાંચીને જાહેર કીધું. કે આજની ક્રીયા કામનો આઇટમ

નંબર વન નામવર અમીરના માથાં પર એના મરહુમ ને મશહુર નયાગાન બાબરનું તાજ મુકવાનું છે. જે તાજપોશીની દમદબાભરી ક્રીયા અરથી કીમને કરવાનું બગદાદના વડા કાજીજી ફકરૂદીન નુરે એલાહીએ કોન્ટ્રેકટ લીધુંછ. હવે એ મીનીટમાં નુરેમંદ આફતાબ ખાબગાહમાંથી બેદાર થઇ પોતાના સોનેરી રથમાં આકાશમાં બહાર પડશે ને તરતજ ક્રીયા કામ શરૂ થશે માટે તમો મહેરબાનોને અરજ કરૂંછ કે મોતના જેવી શાંતી ને કબરસ્તાન જેવી ચુપકીદી અખત્યાર કરજો.

એણે હવે બાંગ મારી વીજલીવાલા એનજીનીયરને હુકમ કીધો કે બચા નામવરના કોહાં પર ભભુકદાર લાઇમ લાઇટ ફેંકો ને થોડી લાઇમ લાઇટ મારા પર બી આવવા દેજો કે હું બી જરા ચલકી નીકળું. મહેરબાન કાજી સાહેબ, હવે આપના મુબારક દસ્તે તાજપોશીની ક્રીયા શરૂ કરો. તરતજ તમામ હોલમાં વીજળીની રોશની ઝમકી રહી ને બચાના બદન પર ભભુકદાર તેજસ્વી અઠીસો હોર્સપાવરની લાઇમલાઇટ ફેંકવામાં આવી. કાજીજી જેવણ આટલો વખત નીચ્યાએ પોતાના બાલ હોરતા'તા તેવણ હવે પોતાની બેઠક પરથી ઉભા થયા, આખી મીજલસને બે હાથ જોરી ત્રણ વખત સેઝદો કીધો. ને અમોરાને ગાંઠ મારીને ડગલાના કોલરની અંદર ખોસી દીધો. એવણે લાંબુ ભાસણ કરવાનું હોવાથી ગલું ખખરે નહી કરીને જેઠીમધની લાકડીનો ટુકડો મોંનામાં ચુસવા નાંખ્યો ને બચાના તખતના પગથીયાં આગલ જઇ બચા સાંમે ગુંઠણ મંડીયે પડી બચાના પગ સ્લીપરમાંથી બહાર કાઢી તે પર હાથ ફેરવીને ચુંબન કીધું ને તખત નીચેની ખાક પોતાના માથાં પર ભભરાવી. એ હવે ઉભો થયો ને ઘણુંજ માન ને ઇજતથી બચાના માથાં પરથી પાઘરી ઉતારી એક ગુલામના હાથમાં પકડેલી ચાંદીની ત્રેમાં મુકી.

બચો એ પાઘડી ખાસ મોકાઓ પર વરસ છ મહીને પહેરતો હોવાથી મેં જોયું કે એ પડત પડેલા પાઘડીમાં કબુતરે માલો બી બાંધ્યો'તો. કાજીએ હવે દરબારના ખાસ હજામને બોલાવી બચા નામવરના માથા પરના બાલ ઝીરો નંબરની કલીપે હોરવાનો હુકમ કીધો. તરતજ બચાની ગરદન આસ–

પાસ હેરકટીંગ સેલુનની માફક એક મોટી અતરથી મગમગતી ચાદર લપેટી લેવામાં આવી. મેં ઘણીજ તજુમલથી સુનેરી ગીલીટની એક મોટી આરસી બચાની સામે એ મોંતું જોઇ શકે તેમ ધરી ને બેંડનાં He is a jolly good fellow ના સરોદા વચે હજામે એક તદન નવીજ કલીપે એક રેશમી બાલ એના શાહી માથા પરથી છુટો કીધો. એ બાલ બચાના હુકમથી ચાંદીની પેટીમાં મુકી તરતજ બાગમાં દાટી દેવામાં આવ્યો ને તે પર તેજ દીવસે એક કબર ચણાવવામાં આવી. હજામે હવે એ નામવરનાં માથાં પર હેરહુશ ને લાઇમજુંસ નાંખીને માથાંની મજબુત ચંપી કરી બાલનો વચમાંથી સેંટો પાડયો. કાજી સાહેબે હવે આઇસના રેફ્રીજરેટરમાં મુકાવેલું શાહી તાજ રેફ્રીજરેટરમાંથી બહાર કાઢી તેને નળની નીચે સાત વખત સનલાઇટ સોપે ધોયું ને પછી ટુવાલે નુછી સાફ કરી મેટલ પાલીશથી ચલકતું કરી તખતની સીડી પર ચઢી જઇને ઘણીજ તાઝીમતવાજેથી બે હાથે તે બચાના માથા પર મુકયું.

તાજ માથા પર ગોઠવ્યા પછીજ માલમ પડયું કે બચાના નલીયેર જેવા માથા કરતાં તાજ બે નંબર નાંનુ હતું. અધુરામાં પુરૂં બે દહાડો આઇસમાંની પેટીમાં મુકી રાખેલું હોવાથી એ જરા સંકોચાઇને સાંકડું થઈ ગીયુ'તું. બચો જરાબી હાલતાં તાજ એના માથા પર ઉંચે નીચે ડોલ્યા કરતુ'તું. બચાએ ચીરડઇને તાજને ઘુંટણમાં ભેરવીને બે હાથે ખેંચીને પહોંલું કરવા માંગ્યું પણ ફોકટ. લીમજીએ તરતજ ઉંઘાડે માથે સરદી લાગી આવે એ ધાસ્તીથી બચાના માથા પર કલીંગરતું કોટલું પહેરાવી તરતજ પોતાના ઘડીયાલના છેડામાંથી સ્ક્રુડ્રાઈવર કાઢી તાજના બેઉ તરફના બન્ને ઇસકોરાં ઢીલાં કરીને તાજ બરાબર માથા પર ફીટ બેસાડી આપ્યું. એકસોએક તોપ તરતજ ફોડવામાં આવી ને આખી મીજલસે ઉભા થઇને એકે અવાજે ઓરગન પર પસ્તુ ભાષામાં God Save The King નું રાજગીત ગાઈ સંભલાવ્યું.

શાંતિ ફેલાતાં કાજી સાહેબે આંખ પર ચશમાં ચઢાવી બે હાથ જોડી કાળા આસમાન તરફ ઉંચકીને દુવા ગુજારી, "ઓ ગેબી ને ગીનોઇ જેહાનના

કદીમ એના તાજો તખ્તને, તું કરજે આબાદ
રાખજે તે સાથ જોડાયલાં, ઇનસાફ ને દાદ
ફ્રરાખ કરજે તું ઝીયાદા શાહનું યકબાલ
ઉફ્રત એકલીમમાં રાખજે એને ખુશાલ
ગમખારી દુખ દરદ કરજે સંધા દુર
રાખજે સર્વેને ખુશાલીથી સદા ભરપુર.

તેલ પુરજે કે અંદર માકર નહી થાય. એ તાજ પહેરીને ક્લબમાં કે હોટલમાં ના જતો, નહી તો એને બદનામી ને બેઇઝતીનો દાઘ લાગશે. તારા શાહી દરજ્જા ને બુલંદ ઓધ્ધાની નીશાની તરીકે આ સુનાનો ચરખો અમારી તરફથી કબુલ રાખ કારણ કે ચરખાથીજ દેશની ને રઇયતની ઉનંતી છે. એજ ચરખાએ ગુલામીનાં બંધનમાં કેદ પડેલી કોમોને આઝાદી અપાવી છે. તે ને તારી રઇયતે "ચરખા ચલા ચલાકે લેંયગે સ્વરાજ લેંગે" પ્રભાત ફેરીમાં ચાલુ ગાઇને દુશ્મનોને કાબુલમાંથી નસાડયાછ. દીન ધરમનો તું બચાવનાર ને નેગેહબાન થજે ને મોહલે મોહલે મસજીદો, મંદીરો ને અગીયારીઓ બંધાવજે. પણ બપાવા, એ બધું બંધાવે તો સાથે નીભાવ ફંડનોબી બંદોબસ્ત કરજે, નહી તો હીંદુસ્તાનમાં એમ નીભાવ ફંડ વગર બંધાવેલી ઘણી અગીયારીઓ ને મંદીરો પૈસા વગર સબડેછ.

સરફ્રરાઝીભર્યા બુલંદ સીતારેનાં બાદશાહ, હફ્તકેસ્વર જમીન પર તું પાદશાહી ભોગવજે. તારા સઘલા દુશમનો ઉંધા પડજો ને તે લોકને પેટમાં પથરી ને ગળામાં કેનસર થજો. તું સદાકાલ અમન ચમનમાં ખુશાલ જીંદગી ગુજારજો. તું પાના રમવા બેસે તો તારાં પાનામાં હંમેશ જોકર આવજો. આપ નામવર માટે નીચલી પહેરામણીઓ જાહેર થઇછ.

(૧) તમારી ગરીબ રઇયત તરફથી કોસમેટીકના ડબા નંગ ત્રણ ને બીમો છુંદવાનું મસીન નંગ એક.

(૨) મુંબઇની બઝારગેટની જાણીતી કાવારાણા ને વાસનીયાની કંપની તરફથી ચીનઇ હોજરયાંનાં પંદર દાબડા ને સેલ્યુલોઇડના બાબા ડજન ચાલીસ.

(૩) દમણના વડા પાદરી તરફથી પાપટ નંગ બસો ને આલફ્રોન્સો આપુસ નંગ ત્રણસો.

(૪) મુંબઇમાં બંધ પડી ગયલી "હિંદ દેશી સમાજ નાટક કંપની" તરફથી સ્ટેજ પર વપરાતી પતરાની તલવારો, ભાલાઓ ને ખંજરોની એક પેટી.

(૫) ઇરાનના શાહ રેઝાખાન તરફથી જરદાલુના કોથરા છ ને નવરા ગોખરૂની ગુણુ દશ.



ધભરઇ હમે જોવા લાગાં બધાં દોરા ફારી,
ઉભ્ભી પુછડીએ ઘોડો નાઠો લઇને હમારી ગારી.
પૈડાં બધાં ચું ચું બોલે કોચમેન ખરખર હસે,
ફીકર હમોને એટલીજ હતી બૈરી રંડઇ જશે.
(જુવો પાનું ૬૧)

કાજીજીએ હવે બચાનાં જમણું હાથ પર બેઠક લીધી ને બચાનાં માદર ઝરીના બેગમે હવે ઉભા થઇ બચાને એક મોતીનો હાર પહેરાવી હાથમાં ગુલાબનાં ફુલનો ગજરો આપી ઓવરણા લઇ કરાક દઇને કટકા ફોડયા ને બોલ્યાં "બેટા બચા, મારા લાડકવાયા સપુત, મારા તાજદાર શહેનશાહ, એસીયા ખંડમાં તારો સેતારો બુલંદ હોજો ને તારો વાવટો ચોગરદમ ફરકતો રેહજો. આ નોશીરવાન આદેલજી તરફથી ઉતરી આવેલું માનવંતું તાજ તારાં માથાં પર સદા કાયમ રેહજો. બેટા, તારૂં માથું ખભાંથી દુર થાય તો ભલે પણ આ તાજને તારા સરથી છુટું પડવા દેતો ના. એક ઝઇફ માયની તુંને ખરાં દીલની દુવા છે કે

તપે તુજનું રાજ ને તાજ સદાકાળ
કરે નહી તુંને હેરાન, તારા દહાડાની ચાલ
દુરથી ચાલજે જો જોય રસ્તે કેરાંની છાલ
રઇયતનો પઇસો સમજજે તારા બાપનોજ માલ
આફતો વગર રેહવા માંગતો હોય તું ખુશાલ
બીછાવવા ના દેતો રંડાયલી બઇરીને તારાપર જાલ"

બચો તરત તખત પરથી ઉતરી પડયો ને માનોઇઝતથી ઝરીના બેગમને સલામ કરી બોલ્યો "માનવંત માદર, નામવર શહેનશાહબાનું મારી તાજપોશીની ક્રીયામાં કાબુલના લેડીઝ જીમખાનાના પ્રેસીડન્ટ તરીકે પહેલી મુબારકબાદી તમો બાનુ તરફથી મળેલી જોઇ હું ઘણોજ ખુશ ને અહેસાનમંદ છેઉં. હું એટલીજ દુવા ચાહુંછ કે મારો બુઝોર્ગ બાપ યાને તમારો પ્યારો શોહર જે રૂમેટીઝમથી અકરી ગયલો હોવા છતાં આવી ગંભીર ક્રીયા વખતે બી છોકરીઓને પાંસળામાં આગલાં ભોંકીને હસાવે છે, તે હવે બહારનાં લફરાં છોડીને તમુનેજ સાચી મોહબત ને વફાદારીથી જીંદગી સુધી વલગી રહે."

બચાનો બાપ સાકુ બીન કાસુ એના કાન પર પડીને બોલવા લાગ્યો, "દીકરા બચા, આવી હશીખુસીની મીજલસમાં તારી માયને ફફડાવી મુકી,

તું નકામો રંગમાં ભંગ કરાવેછ. તું જાણેછ કે મેં જ્યારથી ઉરાંગઉટાંગ વાંદરા મંગાવી પેલા રશીયન સરજન વેરોનોફ પાસે ઓપરેશન કરાવ્યુંછ ત્યારથી મને જવાન છોકરીઓ વચેજ ફરવા હરવાનું ઘણું ગમેછ, ને તારી બુઢી માયનો સ્વભાવ ને મોંહડુ બી જોવા નથી ગમતું. હવે મારી તબીયત ઘણી મઝેની લાગેછ, તેથી સર્વ બુઢી બીબીઓને તલાક આપી જાહેરખબર છપાવી હું નવો જનાનો ઉભો કરવા માંગુંછ. હું તો એ નવાં થોડાં ખુલસુરોને લઇને કોહેકાફના પહાડ પર નવું ગુલીસ્તાન ઉભું કરવા માંગુંછ. થોડા વખતમાં તો બચ્ચાં છોકરાંથી ઘેર ભરઇ જશે. પાંચ પંદર વરસ જીવવો જોઇએ."

બચ્ચાએ પપા ડીયરની આવી નફટ વાત સમજીને કપાલ કુટયું ને ઝરીના બેગમે પોતાના ખાવીંદ પર ડોલા કકરાવ્યા કે "મુવા તું ઉભો રહે, તું ઘેરે આવ, જોની હું તુંને નાહવાનાં પાણીને વરે કેવી તતળાઉંછ તે?"

હવે સુલતાન સાહેબ બચાજી તખત પરથી નીચે ઉતર્યા, ને હાજર રહેલાંઓની ગરબડ શાંત પાડવા હવામાં બંદુકનાં ત્રણ બાર કીધા. પાસેની ટેબલ પર પડેલા કુજામાંથી એક ગોટ બરફનું પાણી પી એવણે હવે ભાષણ શરૂ કીધું. "અય મારા અઝીઝ અમીરો, સરદારો, જમાદારો, દફેદારો ને મેમબરાને અંજુમને ઇસલામ ને સાહિબાને સલતનત, ખુદાતાલાની મેહેરથી તેમજ તમો નામવરોની રઝામંદીના ટેકાથી હું આ પાક તાજ બાખુશીથી સર પર ચઢાવું છું. અફગાનીસ્તાનના રાજપાટ સાથની જવાબદારી, જોખમદારી, કરજદારી ને મારામારી તમારા હોકમ ને ઇચ્છાથી મેં સર પર ઉઠાવી લીધી છે; ને તેને હું દરેક રીતે લાયક નીવડવાની મારી બનતી કોશેષ કરશ. હું જોઇને ખુશી છું કે આ ખુશાલીની બઝમમાં મારા અઝીઝ દોસ્તો હીંદુસ્તાનના રાજાઓ ને નવાબો ઉપરાંત ચીંચપોગલીના નામવર સુલતાન ને સાબરમતી જેલના વડા જેલરે અહીં પધારી આ મેહફીલની રૂઉનક વધારી મને બેહદ માન આપ્યું છે. મારી આજની તાજપોશીની ખુશાલીમાં હું નીચલી નવાઝેસો મારી વફાદાર રઇયત માટે જાહેર કરૂં છું.

(૧) મારાં રાજમાંથી દુંબાના ગોસ્ત ને સેકટાની સીંગ પરનો કર હું કાઢી નાંખું છું.

(૨) મારી રઇયતમાં શાદી રામસનીતું બજાર ઠંડુ થઇ ગયલું હોવાથી કાબુલમાં દરીયા કીનારે એક રેકલેમેશન ઉભું કીધુંછ ને ત્યાં દશ દશ કદમે બાંકો મુકાવ્યાછ ને બતીઓ ધીમી રાખવાનો ઓરડર આપ્યોછ. જુવાન છોકરા છોકરીઓમાં પ્યારનો જુસ્સો ઉશકેરાય તે માટે બાંક પર બેઠેલાં લોકો આગલ પ્રોફેસર ઇસફહાની રોમ્યો જુલીયટ ને શીરીં ફરહાદના નામી કીસ્સાઓ પરશીયન ગઝલોમાં ગાઇ સમજાવશે.

(૩) સરકારી સુવાવડખાનાનો લાભ લેનારી બાઇઓને દરેક બચાં દીઠ એકેકી રેશમી સારી ભેટ આપવામાં આવશે. જોડ બચ્ચાંને જન્મ આપનારી બાઇને અઢાર કેરેટનું સુનાતું રીસ્ટ વોચ ભેટ મલશે.

(૪) હું રૂપ્યા પાંચસોનાં સરકારી બોંડ કાબુલની અંજુમનને એવી શરતે ભેટ આપુંછ કે વ્યાજમાંથી દર આતવારે શહેરનાં આંધળાંઓને દોધીનો હલવો મફત વહેંચવો. જો હલવા પર ભાવ વધી ગયલા હોય તો લેવરી વહેંચવી.

મીજલસના મહેરબાન સાહેબો, આ ખુશીની મીજલસમાં મારા અઝીઝ રફીકો કરનલ મંચેર ને લેફ્ટનંટ લીમજીએ મારી પર કીધેલાં અહેસાનોની જાહેરમાં ઉપકાર માનવાની મને તક મલેછ તે માટે હું ઘણો ખુશી છેઉ. અય મહેરબાન દોસ્તો, તમો બેઉ મારી નજદીક આવો.”

એ શાહી ફરમાનને માથે ચઢાવી હું ને લીમજી શરમાતા બચા આગલ આવી ઉભા.

બચાએ હવે ખજાનચીને હોકમ કીધો કે આપણાં શાહી તોશાખાનામાંથી બે કીંમતી ઝરીન સરપાવ લાવી દરબારમાં હાજર કરો. તરતજ બે ખુબસુરત બાંદીઓ પોતાના માથા ઉપર ચાંદીના ચોખા ચુંટવાના બે મોટા ખુમચાઓ લઇને હાજર થઇ જેની અંદર મોંઘાદાટ કીંમતી શાહી લેબાસો મુકેલા હતા.

એ હવે લાગણીથી ઉભઇ જતાં જીગરે ગદગદીત અવાજે બોલ્યો, "બહાદુર કયાની તોખમના, ફરેસ્તાઇ ખસ્લતના દલેર જરથોસ્તીઓ, મારા પર તમો લોકનું હદથી ઝીયાદા અહેસાન થયું છે. બે પારસી જવાનોએ આખી અફ્ગાન કોમને પોતાના મરદાઇભર્યા કામોથી જાવેદાન તલક ઉપકારના બોજા નીચે દાબી નાંખીછ. તમારી મહેરબાની ને વફાદારીનો પુરેપુરો બદલો વાળવા સેવક કમતાકાત છે લેકીન તમુને શાહી સરપાવ એનાયત. કરૂંછ તે નાચીઝ બખશેશ મારી તરફથી કબુલ રાખો." એટલું બોલી એણે અમુને બેઉ જણને ઘણા પ્યારથી બગલગીરી કીધી.

આ તકનો લાભ લઇને લીમજી જેને સરકમ થયો'તો ને રૂમાલ ઘરે ભુલી આયો'તો તેણે બચાની રેશમી ડગલીએ સફાઇથી નાક સાફ કરી લીધું. હવે હમે લોકોએ સીરપાવનો સ્વીકાર કીધોછ એ બતાવવા ખુમચાને વાંકા વલી બાઇઝઝત હાથ લગાડી બાજુ મુકવા જતા'તા તેટલાં વજીર ઇમામુદ્દીને કાનમાં ફુંક મારી કે કાબુલના શાહી તરીકા પ્રમાણે બાદશાહે ભેટ આપેલો લેબાશ દરબારમાંજ જુનાં કપડાં કાઢીને નવાં પહેરી લેવાં જોઇએ, નહી તો શાહનું અપમાન થયેલું સમજી જાન જોખમમાં આવી પડશે.

અરરરર ! આય શું રકાસ ! તરતજ વઝીરે તાલી ફોડી કે ચાર નવજુવાનો રેશમી ચાદરો સાથ હાજર થઇને ચાદરો ખોલી તેના છેડાઓ હાથમાં પકડી લઈ તેનો કામચલાઉ ઓરડો બનાવી અમારી આસ-પાસ ફરી વલીને "ધનધન તે દાહારોરે આજનો"નું ગીત ગાવા લાગા. ને અમે એ ટેમપરરી તંબુની અંદર ભરઈને ભર કકડતી ઠંડીમાં બધાં જુનાં કપડાં આંગ પરથી કહાડી નાંખી નવાં ઝરીન કપડાં પહેરી લીધા.

લીમજીનો રેશમી લેંઘો તંગ હોવાથી પગ પર ચરાવવા જતાં અડધો પાયજો એક બાજુનો ફાટી ગીયો ને એ બોલવા બેઠો કે હું હવે મરતાં આવા ફાટેલા લેધાં સાથે પરદાની બહાર નહી નીકળશ પણ મેં એના લેંઘાને બે ચાર સેફ્ટી પીન મારીને દરૂસ્ત કીધો.

મને ભેટ મળેલા ઝરીન જોરાની અંદર કેકો વીછુ સંતાયલો તે મને

પગનાં અંગોઠા પર કરડયો ને હું દરદથી તકડવા લાગ્યો પણ લીમજીએ તરતજ અંગોઠો ચુશી લઇને ઝેર હુકી નાંખ્યું.

પેલા ચાર નવજુવાનોએ પુછયું કે હવે પરદા હઠાવી લેવાની હમોને રજા છે? ને નવા ડ્રેસથી ખુશમીજાઝમાં આવી ગયલા લીમજીએ બાંગે બુલંદ અવાઝે પોકાર્યું "હાં હાં ઝુરૂર હટાવ. ઇસ તમાશેકા બાબ પહેલા ખતમ હુવા અબ બાબ દુસરા સીન પહેલા શુરૂ હોતા હય." તરતજ પડદા હઠાડી લેવામાં આવ્યા ને હમે લોકો દાબડાના ભુત મીસાલ બહાર નીકલી આવી શાહ નામવરને તેમજ આખી મીજલસને નમીને કુરનસ કીધી, ને ઓડીયંસે ખુશાલીની તાલીઓ પાડી એનકોર વનસમોર, "એક દફા ઓર હોને દો"ના પોકારો કીધા. લીમજી છેડાઇ પડયો કે "એ સત્યાનાસના ગેયલાઓ ભર ઠંડીમાં એનકોર કરીને એ વખત કપરાં શાનાં બદલાવવા માંગેછ. ન્યુમોનીયા થશે તો એ લોકનો કયો બાપ સારવાર કરવાનો છે!"

હવે વલતા નઝરાનાં તરીકે મેં મારી તરફથી Battle of Jutland માં મારા માસા એડમીરલ પેસતનજી કરકરીયાએ વાપરેલું દુરબીન બચાને નઝર કીધું જે એના ઇતીહાસીક બનાવને લીધે એણે ઘણીજ ખુશી સાથ કબુલ કીધું. લીમજીએ એને પોતા તરફથી નવું પુઠું ચશવીને ઉપર ગીલીટના અક્ષરે બચાનું નામ પડાવી બી. બી. એન્ડ સી. આઇ. રેલવેનું ૧૮૭૭ નું રેલવે ટાઇમટેબલ ભેટ કીધું કે બચો કોઇ વખત હીંદુસ્તાન આવે તો ટ્રેનોનાં ટાઇમ જોવા કામ લાગે.

તાજપોશીની કીયા કંઇબી બોંબ ફેંકવાના યા ગોલા છુટવાના કે બીજા કોઇબી અકસમાત વગર સહીસલામત પાર ઉતરેલી હોવાથી બચો ઘણોજ ખુશીમાં આવી ગીયો હતો. એણે વઝીરને હોકમ કીધો કે રાજને ખરચે શહેરના તમામ ભઠીયારખાનાઓ ને લંગરખાનાઓ ખુલ્લાં મુકી દેવાં, ને રઇયતનાં તમામ ગરીબ ગુરબાં લાચારો ને ફકીરોને લાગટ આઠ દાહાડા, નાન, પુલાવ, બીરીયાની, કોફતા, ગુરદા, ભેજાં, ખરીયા જેબી માંગે તેની છુટે હાથે ઝીયાફત આપવી, ને જમી રહીને દરેકને વેનીલાનો હલવો ને પસ્તાંની કુલફી ખવરાવી ઉપરથી બબે જોલાબની ગોલી આપી દેવી.

લીમજી તો આ સમજીને હાથ ને પગ અફાળવા લાગો કે એવું પહેલેથી ખબર હતે તો આપરાં ગરીબ સગાંઓને તેમજ આપણાં ફ્રેંડો દીનસી જમીનેગી બોલાવતે તો બીચારાઓ ખાઇને આપુને દુવા દેતે, ને આપરૂં નામ વધતે. બચો એટલાંથીજ ધરાયો નહી. એણે વળી જાહેર કીધું કે મારી વફાદાર રઇયતના નાવારસ ને ઠંડીમાં ઠંડતા મુફલીસ લોકોને માટે મેં મુંબઇનાં બજારગેટના જાણીતા વેપારીઓ વાસનીયાં એંડ કંપની મારફતે ખાસ જાપાનથી ડબલ સુતરનાં વણેલા એક લાખ ગરમ ડબલ બ્રેસ્ટેડ (double breasted) ગંજીફ્રાકો ચદ્દીઓ ને ધોતીયાંઓ મંગાવ્યાંછ. મારા પોતાના વરસોના એ માલ વાપરવાના અનુભવ પરથી કહુંછ કે, એ જાણીતી ને વખણાયલી પારસી કંપનીના ગંજીફ્રાક ને ચદ્દી જેવી મજબુત ને ટકાઉ ચીજો મેં કેહેં જોઇ નથી. બસ wash wash and become wood થાય એવો એ માલ છે. એ બધો સામાન ગરીબ લોકમાં વહેંચવાનો હોવાથી વાસનીયા કંપનીના લાયકીવાલા ભાગ્યાઓએ મોટું દીલ દેખાડીને લખ્યુંછ કે, જાવ, એ માલ પર જે સખીની ટીકીટો ને વાસનીયા કંપનીનો છાપ આવેછ તે મફત મારી મોકલીશું: તેનો કંઇબી Extra ચાર્જ લેશું નહીં. એ લોકની દુકાનના પાટયાં પર Under the Patronage of His Highness Amir Bachai Saku લખવાની મેં છુટ આપીછ.

બચાજી હજુ ભાષણ પુરૂં કરે તેટલા મુંબઇમાં એ દીવસે કેઠો વરસાદ ઘણો પડતો હોવાથી ને અરેબીક સમુદ્રમાં તોફાન ઘણું જોશમાં હોવાથી મુંબઇનું એક મોટું પાણીનું ભરેલું વાદળું પવનના મજબુત ઝપાટા સાથે કાબુલ પર ધસરઈ આવ્યું; ને વાયરલેસ સ્ટેશનના ઉંચા થાંભલા સાથે જોરમાં અથડવાથી વાદલું ફાટી જઇને ધોધમાર વરસાદ પડવા લાગ્યો. કાબુલમાં વરસાદ કદાચજ પડતો હોવાથી ને દરબાર હૉલનું છાપરૂં ઘણા વરસથી ચરાવેલું નહી હોવાથી, દરબારમાં પાણી ધોધમાર ગરવા લાગ્યું, ને બચા નામવર ભીંજાવા લાગ્યા. તરતજ સીપાઇઓએ તખત બાજુ પર ખસાડયું પણ પાણી બધેજ ગરતું હોવાથી વરસાદ બંધ પડયો ત્યાં સુધી મને બચાના માથા પર મોટી કથરોટ પકડીને ઉભું રહેવું પડયું. લીમજી આ તકનો લાભ

લઇને તરત કાબુલના બજારમાં દોડી ગયો, ને બધી દુકાનોમાંથી પાંચસોએક જેટલી છત્રીઓ એક હાથ કીધી, ને એ બધી છત્રીઓ દરબારીઓ ને લશકરીઓને ભેટ આપી. ભર દરબારમાં છત્રી ખોલીને બેઠેલા ભીંજાતા દરબારીઓને જોઇને કવોડરેંગ્યુલર મેચ વખતના મેદાનનાં વરસાદના દીવસો યાદ આવતા'તા.

(૧૮)

દીલ–મી રવદ કે દસતમ સાહેબ દીલાં ખુદારા
લીમજીએ એરોપ્લેનમાંથી અદ્ધર કુડકા મારા
દરદાં કે રાઝે પીનહાં ખાહેદ શુદ આશકારા
આપણે સમજ્યા એના ભરાઇ ચુકા દહારા

તાજપોશીની ક્રીયા પુર ગંભીરતા ને દબદબાથી ખલાસ થયા બાદ મને બચાએ કાનમાં ફુંક મારી કે "દીકરા મોંચેર, ક્રીયા તમામ ખલાસ થઇછ. હવે મીજલસ બરખાસ્ત થશે પણ આ પરોણાઓ તો મારા વહાલાઓ સસરયા વસરયા વગર ચુપ ચાપ બેસી રહયાછ તે એ લોકો એમજ સરી જવા માંગેછ શું ! તું જરા તારી ચાલાક જબાનથી ચાલ્લો કરવા ને કંઇ નઝરાનુ પગ આગલ ધરવા ઇશારો કર."

મેં ઉઠીને મીજલસનું ધ્યાન ખેંચવા તાબડા ફોડયા કે ક્રીયા કામનો એક તબકકો ખલાસ થયોછ ને બીજો તબકકો શરૂ થાયછ, જે શુભ હીંગામ શાહ નામવરનાં પાક કદમોમાં નઝરાનુ પેશ કરવાનો છે. માટે પહેરામણી કરવાવાલા સાહેબો ઉલટથી બહાર પડો ને તમારી લાયક ફરજ બજાવી તમારી વફાદારીનો દાવો પુરો કરી બનાવો. આ એવો મોકકો છે જે પર શાહ નામવરની રઇયતનો અદના કે આલા, અમીર કે ફકીર, જુવાન કે બુઝોર્ગ રઇસ પોતાની તાજ તરફની કુરબાની ને એહશાનમંદીનો ઉભરો ને જુસ્સો જાહેરમાં પ્રદર્શીત કરી શકે છે. શેઠયાઓ, જીંદગીમાં આપેલું લીધેલુંજ કાંમ લાગશે. ઇસ હાથ લે, ઇસ હાથ દે, સવદા હય નકદ ભલાઇકા. દોલત, જોર, જવાની, ખુબસુરતી બધું અહીંનું અહીં રહી જશે તમારી સાથે જો ચીનવતપુલ પરથી બહેસ્તમાં આવશે તો ફકત નેકી ને ભલઇ !

'મંદીરો શોભે મુરતીથી, આદમી શોભે ભલઇથી,
રાત્રી શોભે ચંદ્રથી, ને બાજું શોભે મલ્લઇથી,

આય દુન્યામાં જે લોકો બાદશાહોને નઝરાણું ને મોબેદ બ્રામણોને આશીર્વાદ ને દક્ષીણા આપે છે તેને પરવરદીગાર પેલી દુન્યામાં દસ ગણું પાછું આપે છે ને ઉપરથી ૭ ટકા બ્યાજબી આપે છે. માટે બહાર પડો, ને તમારો ખુશાલી ને વફાદારીનો ઉભરો બતાવો, ને આ ને પેલી જીંદગીનો ડબલ સવાબ હાંસલ કરો. મહેરબાની કરીને બધા ટોલું થઇને સામટા ના ધસી આવતા; પણ એક પછી એક અદબથી આવીને શુંજાસ મુજબ બાદશાહની ખીદમતમાં જે તમુને મલે તે પેશ કરજો."

મેં ધાર્યું કે મારા બોલવાની ઘણી અસર થશે ને મારી અપીલનો ઘણો લાયક જવાબ મલશે પણ એકબી આદમી તેની જગા પરથી સરક્યું નહિ ને હું તદન ખસીયાણો પડી ગયો. ફક્ત બે ચાર જણે ઉઠીને ફંસીફુસીને પાંચ પાંચ રૂપ્યાની જુની ફાટેલી નોટો નઝરાણાં તરીકે એનાં પગ આગળ મુકીને એને પગે લાગ્યા. જે નોટોબી બચાએ કદાચ એ લોકો પોતાનો વિચાર ફેરવીને પાછી ઉંચકી લેય ધારી ઝપાટામાં ઘડી કરીને પર્સમાં મુકી દીધી. બચો બબરવા લાગ્યો "સત્યાનાસ જાય એ મખીચુસોનું, તે એ લોકની પહેરામણીનાં પડીકાંઓને ભરોસે ધુમ છુટે હાથે મેં નાણું ખરચ્યું કે ખરચ નીકલતાંબી બે દોઢીયાનું મોનું જોવશ તો આય તો આય લોકને જમારવાનો ખરચબી માથે પરવાનો! હું જોઉં છ બચ્ચાજીઓ, કે તમે બીજી વખત મારી કોરેનેશનમાં કેમ ભાગ લેવા આવોછ."

લીમજીએ બધા આગલ ટોપી લઇ જઇને ફરીને ઉઘરાણું કરવાનો વિચાર જાહેર કીધો, પણ બચાએ પોતાનો વધારે રકાશ થાય કરીને એ વાતને ઉત્તેજન નહી આપ્યું. એટલે લીમજીએ મોટું દીલ બતાવીને એને પોતાનો સહી કીવા વગરનો રૂપ્યા પચાસ હજારનો સેંટ્રલ બેંકનો ચેક આપીને ભર મીજલસમાં પોતાને, તેમજ બચાને સારું લગાડયું.

હવે બધું કામ ખલાસ થતાં શાહની સવારી અસલ રસ્તેથી પાછી ફરવા ઉપડી. અમે લોકોએ થોડાજ વખત પર મુંબઇમા થયલા મોટે બાંચ-

રેનાં પારસી લગનની સાઝવારીનો રસીલો હેવાલ પેપરોમાં વાંચ્યો'તો કે પરણતાં જોડાં ઉપર ઉંચે એરોપ્લેનમાંથી હાર તોરા નાંખવામાં આવ્યા હતા. જે શુભ એરીસ્ટોક્રેટીક દાખલાની નકલ કરવાની લીમજીને ચુર થઇ આવી, એટલે મારી ઘણી સમજાવટ છતાં એણે એ અખતરો અજમાવવાની હઠ લીધી. કાબુલમાં બચાનાં છોકરાંઓને ઇસકોલમાં લાવ લશ્કા કરવા માટે રાખેલાં એક એરોપ્લેનના પાઇલટ દીલાવરખાં જીનાદારને સમજાવી હાર તોરા નાલીયેર લઇને એ એની સાથે એરોપ્લેનમાં ઉડયો. શાહની સવારી જેવી કાબુલના મુખ્ય ચોગાન "કાસીનો ડ માસીનો"માં આવી કે એણે પાઇલટને કહીને વીમાન ઘણું નીચે ઉતરાવ્યું, જેના ગંજાવર અવાજથી સવારીના બધા હાથી ઘોડા ભડકવા લાગ્યા. એણે હવે એરોપ્લેનની બેઠક પર ઉભા થઇ બાજુનો કટેરો પકડી, ડોકું બહાર કાઢી લાલ વાવટો હીલવી, બચાનું ને લોકોનું ધ્યાન ખેંચ્યું કે હું હાર તોરા નાંખવાની રજા માંગું છ. બચાએ હસીને હાથ હીલવીને રજા આપી. લીમજીએ હવે મોહના આગળ મેગેફોન પકડી બ્રાહ્મણની માફક મોટે અવાજે નીચલા શલોક બોલવા માંડયા:

"પુન્યતમ પ્રભાતમ, લંઘુશંકા વીસારમ
આરોગ્ય વરધમ, આનંદ ઉપાસક ચીકારમ
પુત્ર દાન, વીદયા દાન, કરૂક્ષેત્ર ત્રીપાથીઅમ
સકુનમ ગુરૂત્વા લક્ષમ, વીજયધ્વજ ફરકાટમ."

એણે હવે બંદગી રૂપે હાથ ઉંચા કીધા ને "જય અંબે, જય ભવાની,"ના ગંજાવર પોકારો કરી હાર તોરા બચા પર નાંખવાને બદલે ધ્યાનમાં ને ધ્યાનમાં પોતેજ પહેરી લીધા ને સગન તરીકે બચા પર છ નરીયેલો ને ચોખાની ગુણ ટપકાવી.

અરે ખુદા, કાબુલ છોડવા પહેલા એ મારા છમરડા માસ્તર દોસ્ત અમારો બેઉનો કોઇ દહાડો ડબો ગુલ કરાવશે! સારે નશીબે ચોખાની ગુણ અરધે રસ્તેજ ફાટી ગેઇ ને લોકોને આટાથી રંગી નાંખ્યા. છમાંના બે નરીયેલ હાથીના દાંત પર પડી કરાકરી બીસકોટ માફક બેઉ દાંત તોડી નાંખ્યા ને એક નરીયેલ ખુદ બચા નામવરની કોલાહ પર પડી ત્યાંથી ગબરીને

બચાના ખોલામાં આવીને પડયું. આ અકસ્માતથી જરાબી ગભરાયા વગર બચાએ છરીએ આંધરૂં પાડી, પાણી પીને કોટલું હાથીને ખાવા આપ્યું. લીમજીએ આટલાંથી નહી ધરાતાં લોકો પર છેલ્લી કાતીલ અસર ઉપજાવવા એરોપ્લેનમાંથી બહાર નીકલી તેની પાંખ પર ચઢીને પેરેશુટ પછવાડે બાંધીને પાંખ પરથી ગુલાંટ ખાઇ ને નીચે કુદકો માર્યો. અરધે રસ્તે આવતાં એણે પેરેશુટની છતરી ખોલવા દોરી ઘણીબી ખેંચી પણ તે ખુલી નહી ને એ તો આસમાન પરથી ખરતા પુછરીયા તારાની માફક નીચે આવતોજ ગીયો.

મેં કમકમીને આંખ બંધ કરી લીધી કે "યા પરવર, છેલ્લી ઘડીએ ગળે વરગીને મલી લેવાની કે પ્યાર મોહબતની બે વાત કરી લેવાની આખેરી તકબી અમુને નહી મલી તે નહીજ મલી ને એ બીચારો હજારો હોંશનો ભર્યો મીનીટ બે મીનીટમાં આટો લસન ને નરમ ચટણી થઇ જવાનો; પણ નહી ખુરાઓ ને મગજના પોચાઓ પર ખુદાનો અણદીઠ હાથ હોય છે, તેમ અહીંબી એ ઘરાર કરતો મોટી હોવીટઝર તોપમાંથી છુટેલા ગંજાવર ગોળા મીસાલ એક ગોસ્તવાલા ખાટકીની દુકાનનું છાપરૂં ભાંજી અંદર કાપીને મુકેલાં ભેંસનાં ગોસ્તની લટાંગરીઓ પર આવીને ચટાપાટ પડયો, તે તમે માનશો, એક બી હાડકું ભાંજવા વગર એ તરત ગોસ્ત ને લોહીનો ખરડાયલો ઉઠીને ઉભો થઇને બહાર આવીને બચાના હાથીની પુછરી પકડી એક કુદકો મારી હાથીની પીઠ પર હાર તોરા સાથે બચાની બરાબર પછવાડે એની અસલ જગા પર પાછો ગોઠવાયો ને બુમ પાડી "સરકસકુ આગે જાને દો."

બચાએ એને પેરેશુટ વગર લુપીંગ ધી લુપ કરવા માટે મુબારકબાદી આપી. લીમજીનો આ રેકોર્ડ હાઇ જંપ હતો પણ એ Experiment પાછું નહી કરવાની મેં એને સલાહ આપી.

* * * *

## ખાણાંનો જલસો.

કોરોનેશનની ખુશાલીમાં રાતના એક Royal Banquet યાને શાહી જીયાફત શાહી મહેલમાં આપવાની ગોઠવણ રાખવામાં આવી'તી. લીમજીએ

બચાને સલાહ આપી કે એક સુધરેલા રાજવંશી તરીકે યુરોપના સુધરેલા મુલકોને પગે ચાલીને એ જીયાફત ટેબલ ખુરસી પર છરી કાંટાના ઠાઠમાઠ સાથે આપવી. બચાનેબી એ ખ્યાલ ગમ્યો કે મારૂં રાજ સુધરેલા મુલકોની હરોલમાં આવશે ને હું કોઇ વખતે યુરોપની મુસાફરીએ જાઉં ને એમ પ્રેક્ટીસ પડેલી હોય તો લંડન કે પેરીસના State Banquet વખતે કંઇ બફાટ ને રકાશ નહી થાય, પણ મેં એને સમજ પાંડી કે કાબુલની મવાલી એસોસીએશન ને પેશાવરની ગોલડન ગેંગના ઓનરેબલ મેમબરોબી એ ખાણાંની મીજલસમાં પધારનાર હોવાથી એના ચાંદીના છરી કાંટામાંથી એકબી જોર ખાણાંની આખેરીએ રહેવા પામશે નહી, તેમજ તાયફાવાલાઓ પહેલ વહેલી વખત છરી કાંટા વાપરનાર હોવાથી અરધા અરધ આદમીઓ જીભમાં કે હોઠમાં છરી કાંટા ભોકી દઇને જખમી થઇ પડશે. એટલે એણેબી ડહાપણ વાપરી છરી કાંટાની ઇંગ્લીશ એટીકેટના અખારા કીધા ને ભોંય પર એકજ સુફરે ગાદી તકીયે ખાસો આમના મેમબરો સાથે જમવાનું કબુલ કીધું.

ખાણાંને લગતું કેટરીંગ તાજમહેલ હોટલના શેફ ઉર્ફે શાહ બબરચી મોંસુર લીઓ પૉમ પૉમને સોંપવામાં આવ્યું'તું. મી૦ પૉમ પૉમ છેલ્લી લડાઇ વખતે બલગેરીયન લશકરનો વડો જનરલ હતો, પણ જમાનાની ગીરદેશને તાબે થઇ હમણાં પકાવવાનો ધંધો અખત્યાર કીધો'તો. એને મદદ કરવા ખાસ મુંબઇથી પારસી પાવરી પોતાના બસો બબરચીઓની ફોજ સાથ હાજર થયા'તા. મોગલાઇ ખાણા ઉપરાંત થોડીક ડીશો ફ્રેંચ સ્ટાઇલ પર બી બનાવેલી હોવાથી એ વાણીઓ ફ્રેંચ ભાષામાંજ લખવામાં આવી'તી, કે જેનો મીનીંગ ઉઠલાવી વાણીઓ શું છે તે પારખવા ભેજું કસવાથી જાસ્તી ભુખ લાગે.

આ રહયું તે મીનું.

સુપ મેરીંન્ગો આલા અકબર અલી—ખરીયાનો રસ.

પોચાંસો ડી ગારસો—મુરાના પાતરાનાં ભજીયાં.

ફીલે સોબોરીયાં વોન ડીફ ટોંગ—મસુરના કટલેસ.

ડીઝે રેપાસાં કાસકેરીયા—વેંગણાંની છાલનું પુડીંગ.

ઘૉન દુલ આલા ફારસી—મોળું ધાન દાળ.

કોરોનેશનની ક્રીયા ને તેની સાથનાં લંબાણુ ભાશણોથી વખત પણો નીકલી ગયલો હોવાથી બાદશાહી ખાણું ખાવાના જીવ પર બે દહાડા આગસથી જોલાબ લઇને અપવાસ પાળેલા તાયફાવાલાઓ ને શહેરીઓ તદન ભુખા ડાંસ થઇ જઇને ખાઉંકરડું જેવા બની જઇ, રાતના સાત વાગેથી બબરચીખાનાના કટેરાની બહાર સેંકડોતી સંખ્યામાં એકઠા થઇ, અંદરથી નીકલતા સુગંધીદાર પકવાનોનાં વાસ એ બીચારાઓ નાકનાં ફીફરાં ફફડાવી ઉંડાં દમથી અંદર ખેંચતાં'તા, ને કેટલાક અધીરા પડી ગયલાઓ તો લાંબા વાંસને છેડે દોરીથી બેયોનેટ બાંધી રંધાતાં તપીલામાંથીજ લાંબો હાથ કરીને ગોસનાં ફારચાંઓ, બામલેસરી પપેટાઓ ને આતશ પર ભુંજાતા કવાબો, ઉંચકી લઇને ત્યાં ઉભા ઉભાજ Ala Carte જમી જતા'તા. એવા દાખલાનો ચેપી રોગ આગલ ફેલાય ને લોકો કદાચ ધસારો કરીને ચુલા પરનાં તપીલાંઓ ત્યાંજ સાફ કરી નાંખે, એવો સામલો આવી પુગેલો જોઇ પાવરીએ મને અરજંટ ટેલીફોન કીધો કે પહેલી પાંટ બેસાડી દઇએ તો સારૂં, નહીં તો ફુલ્લડ થાય ને અમારાં સુપરાં સાફ થઇ જાય તેવો મામલો છે.

આ ગંભીર મામલાની ખબર મેં મારતે ઘોડે જઇને બચાને આપી, જે આખા દહાડાની હેજગારી ને થાકથી કંટાળીને અર્ધો ડઝન પંજાબી ચંપીવાલાઓ પાસ આંગ પર બદામનું તેલ મસરાવી ચંપી કરાવતો'તો. એના હાથ પગના આંગલાંનાં કટકા ફુટવાના અવાજો મશીનગનમાંથી છુટતી ગોલીઓ મીસાલ અવાજો કરતા'તા. એ માતેલા પાડા જેવા છ પંજાબી મલો, જે રીતે બચાની સામટી ચંપી કરતા'તા, તેવી ચંપી જો આપણા મુંબઇનો કોઇ પારસી કરાવવા જાય તો કલાકેકમાં તેનો સચકાર કરવો પડે. ને કોરોનર અભીપ્રાય આપે કે કાબુલી ચંપીના ચેડાં કરાવવાં જતાં મરનારનું અકસ્માત મરણ નીપજ્યું.

બચાએ મને એની જગાએ કપડાં કહાડી ટેબલ પર સુવાની ને અસદાદી ચંપીની મજાહ ચાખવાની ઓફર કીધી. પણ મેં ગભરાઇને તરતજ એ ઓફર ઉપકાર સાથે ના પાડી કે મને જીંદગીથી કંટાલીને મરવા અમસે ત્યારે હું બે તોલા અફીણુજ લપને આપઘાત કરશ.

મેં હવે એને બબરચીખાનાં પરનાં લોકોનાં ટોળાનાં ધસારાની વાત કરી ને સલાહ આપી કે તમે નામવર હમણાં ચંપી ને ગુસલના અખાડા કરી જઇ, પહેલાં સુફરો બીછાવવાનો હોકમ આપો તોજ ભુખથી પરેશાન થતી રઇયતના પેટમાં ભાર ને જીગરમાં સંતોષ ફેલાશે.

બચાએ એ વાત કબુલ રાખી ને તરતજ ખાણું કહડાવવાનો હોકમ આપતાં મેં ધાસ્તીનો ઘંટ વગડાવી, પાંત બીછાવવાની નામવર પાવરીને ફરમાસ કીધી. ને એ ખબરને ભુખથી આજેઝ થયલાં લોકોનાં ટોળાંએ "મી૦ પાવરી ઝીંદાબાશ, મી૦ પોમ પોમ ઉમર દરાઝ બાશ" વગેરેના પોકારોથી વધાવી લીધી.

તરતજ શાહી અયવાનમાં જમીન પર કીંમતી ગાલીચાઓ બીછાવી દેવામાં આવ્યા. પોમ પોમ તપીલાંઓમાં કરછો મારીને દાળ ઘુંટવા ને ખરીયાના સુપમાં પાણી નાખવા મંડી ગીયો. એ કમબખ્ત દરેક તપીલાંમાંથી તરકારી કે ગોસ કે કટલેસ આંગલીએ બહાર કાઢી તોડીને ચાખી જોય ને પાવરીને કહે "મસ્તું પાવલી, પોંઆંસો ત્રે ઝોલી. સીઓરે ડાં લાં ઝારડાં આવેક ઉબલીય" ને બીચારો પાવરી મારા જેટલું પરાપર ને ફરાફર ફ્રેંચ જાણે તે વગર સમજવે ડોકું ધુણાવી ખભાં ગદાવીને જવાબ આપે "વી, વી સીનોર, નો નો નેનેટ."

હવે એવણે એક મોટી વીસલ વગાડી કે તરતજ સદરા લેંઘા ને બદીયનના ફુલ યુનીફોર્મમાં સજ થયલા બસો આદમીઓની ફોજ ખોંહે ચઢાવીને પીરસવા બહાર પડી. પાવરીએ લશકરી ઢપે ઓરડર આપ્યો Soldiers of the 49th Parsi Babarchi Battalion એટેનશન, રાઇટ હેડ સેલ્યુટ, એડવાન્સ, સ્ટેંડ ઇઝી! ને એ બધા હુકમો એ બબરચીઓ જાણે અફલાતુન હુઝર્સ રેજીમેંટની ગોરી પલટણ હોય તેમ એક સાથે અમલમાં મુકયા.

મેં હવે મી૦ પાવરીને પાસે બોલાવી ગંભીર ચેતવણી આપી કે આવો મોટો શાહી ખાણાનો મેળાવડો છે, માટે તમારે ખુબ ચાલાકી ને હુસ્યારીથી કામ લેવું. જો આજનું કામ સંતોષકારક પાર ઉતારસો તો બે મહીના પછી

'ઇટાલીના રાજાની ત્રીજી છોકરી પોરચુગલના રાજાના ભાણેજ સાથે પરણેછ તેનું ખાવાનું કોંટ્રેક્ટ લાગવગ લગારી તમુને અપાવીશ. માટે મારી ને તમારી આબરૂ રહે ને નાક નહી જાય તેની ખુબ સાવચેતી રાખજો. કદાચ હજાર બે હજાર આદમી ધારવા કરતાં વધીબી પડે તો બેલાશક દાળમાં પાણી નાખજો ને બબરચીઓને ઉંધે ચમચે પીરસવા કહેજો. ને કંઇ ઘટી પડે ને વધારાનું કંઇ જોઇયે તો આજુબાજુના ઇરાનીના હોટલોમાંથી ઇંડાં, મસુરની દાળ, ઝીભ, ખરીયા, જેબી જોઇયે તે તરત મંગાવી લેવું ને આપણી આબરૂ રાખવી, કે લોકો બબરે નહીં કે બચાએ ટાંચું ખવરાવ્યું.

એવણે મને છાતીએ હાથ આપ્યો કે તમે ફીકર ના કરો, મારા મુરબ્બી. આય ખાણું શું બીસાતમાં, એના કરતાં દસ ઘણાં ભુખા ડાંસ પારસીઓને અલાહીબાગમાં ધંબારો ખવરાવેલા છે. મેં એકસ્ટ્રા હુંબાઓ ને ચાવલની ગુણો ને તરવાની ચરબીના ડબા રાખી મુકયાછ. જરાબી કંઇ ઘટી પડે તેવું લાગ્યું કે તરતજ હુંબા જબેહ કરી દશ મીનીટમાં ગરમાંગરમ પુલાવ બીરીયાની બનાવી નાંખશ. કદાચ મરઘી ઘટી પડશે એમ લાગેછ કારણ કે મોટો ભાગ બધી મુવેલી મરઘીઓ હોરાઓના હોટલમાં વપરઇ ગેઇછ એટલે મારે ફ્રાલે ઘણી થોડી આવીછ, તોબી મેં મારા એસીસ્ટંટ મંચુ મરઘીચોરને બે આદમીઓ સાથે મોહલ્લામાં ફરબે મરઘી ઉંચકી લાવવા મોકલ્યોછ, એટલે એ ખાલી હાથે તો આવશેજ નહીં. અત્યાર સુધીમાં એણે ચાર તુના ભરીને મરઘીઓ મોકલી આપીછ. મેં તમારે ને લીમજીને વરે ખાસ મરઘીની કલેજીઓ બદામ દરાખમાં તરાવીને તઇયાર રાખીછ તે જરા છાંટા-પાણી સાથે રાંધણીમાં આવીને લઇ લેવ નહી તો મારો બબરચી રમારી નાંખશે. ઘણી બહોંસા બહોંસ કરાવીને હું ને લીમજી પાવરીના ઓરડામાં ગીયા ને જૉની વૉકરને ખુદા સલામત રાખે તે તેની બરકને વાતચીતમાં અમે ત્રણ જણ વચે બે વીસકીની બાટલી પુરી કીધી ને ચાલીસ મરઘીની કલેજી જેરા ઉપર ઉપરજ ઉછારી ગીયા. લીમજી કેટલો ભોલો હોશે કે એણે એની જીંદગીમાં આજેજ પહેલી વખત જાણ્યું કે મરઘીનેબી કલેજી આવેછ ને બીજી જીવતી દશ મરઘીઓ કાપીને તે લોકની એને કલેજી બતાવી તારેજ

એની ખાતરી થઇ. કાપેલી મરઘીઓનાં એકઠાં થયલાં પીછાંનો ઢગ એણે પીછાંના તકીયા બનાવવા ઘેરે મોકલી દીધો.

સબ હમારે લીયે જંનઝીર લીયે ફીરતે હંય
હમ સરે ઝુલ્ફ ગીરેહ ગીર લીયે ફીરતે હંય
બાપરે મુછ કે ઘડીયાળકે કાંટે ફીરતે હંય
ઉત્તરસે દખ્ખણ પૂરવસે પછ્છમ લીયે ફીરતે હંય

અમે બેઉ જણા હવે અટકાર ખાતા ને ઘીનાં આંગલાં ચુસ્તાં પેટ પસવારતા બહાર પડયા. લીમજીને મરઘીની કલેજીનો સવાદ એટલો લાગ્યો કે એ બોલવા બેઠો કે જો આય આઇરીસ હોસ્પીટાલવાલી સોરતીનો પહેલો ઘોડો લાગે ને રૂપ્યા ત્રીસ લાખનું ઇનામ મલશે તો જરૂર દર આતવારે મરઘી કપાવીને ખાવશ ને મેં એની આશા અને ઉલટને ખરા દીલનું આમીન ઇચ્છ્યું.

એ એમ દર આતવારે સોરતી લાગ્યા પછી મરઘી કપાવે તો ત્રીસ લાખનો ફનાફાટયો કરી નાંખશે! બેટી બાપ હાથનો છુટોજ ઘણો! ખરેખર ખાનાર પીનાર તેને સાહેબ આપનાર. આંઠનો ટકોરો પડતાંજ ગુંબજના મીનારા પરથી ખાણાંનો ઘંટ વાગ્યો. બચાતું રાજ Democratic હોવાથી ને રઇયતનો હરેક ઇનસાન એકજ દરજ્જાનો ને ભાઇ ભાઇ મીસાલ ગણાતો હોવાથી નાત જાત કે કોમી ભેદભાવ કે પઇસા કે દરજ્જાનો ખ્યાલ કીધા વગર એક સામાન્ય સુફરો બીછાવવામાં આવ્યો'તો. પાવરીએ હાજર રહેલી મીજલસ આગલ જઇ "ખાણું તઇયાર, જમવાના હોય તે ચાલો સાહેબો"નો પોકાર કીધો ને હજુ તો વાકય આખું પૂરૂં નહીં થાય તેટલાં તો ભુખું ડાંસ ચયલું ટોળું પાવરી ને બબરચીઓને ઉકલાવી નાંખી અંદર ધસી આવી સુફરા પર ગોઠવઇ ગીયું. જેમ કરતાં કેટલાઓની પાઘડી ઉડી ગઇ અને કેટલાઓના જોરા જતા રહયા! હવે બધા આદમીઓને દશ દશનાં ટોળાંમાં વહેંચી નાખવામાં આવ્યા જે દરેક ટોળાંની વચ્ચે અકેકો જમણનો થાલો મુકવામાં આવે એવો બંદોબસ્ત રાખ્યો'તો.

મેં ને લીમજીએ બબરચીખાનાની નજદીકનીજ બેઠક પર બીજા મોટા અમલદારો ને વડા વજીર સાથે જગા લીધી કે ગરમ ગરમ ને સોજું ખાણું

પહેલું અમુને મલે ને વધેલાં ધરેલાં પર શુકરાના કરવા નહી પડે. બચો આજે પોતાનો મોટો દીન હોવાથી કુલ મીજલસની સાંમે ઉંચા પાટલા પર એકલો બેઠો'તો. અમારી ટોળીમાં તુરકસ્તાનનો રશીયન બોલશીવીકોને હાથે હાર ખાઇને પદભ્રષ્ટ થયલો ગાઝી તાતારીખાન જંગીસખાનમી બેઠો'તો. એ બીચારો ગાદી છોડીને નાશી આવીને અમાનુલ્લાના વખતથી કાબુલમાંજ ઠર પડ્યો'તો ને બચાગે એને રીકા પાડવાના પોતાના કારખાનામાં વડા ઓવરસીયર તરીકે નીમ્યો'તો. એના કારખાનામાં આવ્યા પછી એણે નોટો પાડવાનું ને ચેકો બનાવવાનું નવું ખાતું ખોલીને એણે બચાની આવક વધારી આપી'તી. બહારની મોબાદાર કંપનીમાં જમવાની એની સ્ટાઇલ વીસમી સદી કરતાં દશમી સદીને વધારે મલતી આવતી'તી. જ્યારે ખાણાંના ગાલીચા પર બધા બુટ કહાડી પગ ધોઇને બેઠા ત્યારે બીજાઓ માફક બુટ કહાડીને બાજુ મુકવાને બદલે એ પોતે પહેરેલાં ઘુંટણ સુધીનાં ચામરાંનાં બુટ સુધાંજ પલાઠો મારીને બેસી ગીયો.

અમારી સાથે સુફરા પર જમવા બેસતાંજ એણે ડગલા ને કુરતાંની બેઉ બાંયો ખભાં સુધી ઉંચે ચહડાવી દીધી. ને બુટમાંથી કાનસ કાઢીને પોતાનાં આંગલાંના વધારી દીધેલા નખ ઘસીને ધાર કહાડીને તેજ બનાવ્યાં કે હાડકાં પરનું ગોસ્ત કાપવા ને ઓખવવા કામ લાગે. એણે હવે બબરચી પાસે તસ મંગાવી ગુલાબના ગરમ પાણી ને સાબુએ હાથ ધોયા ને પાણી મોનામાં લઇ ગરરર ગરર કરીને કોગરા કરીને તસમાં થુક્યો. સાબુથી ચીકણા થયલા એના હાથમાંથી હીરાની ચાર વીંટીઓ સરીને તસમાં પડી ગેઇ જે લીમજીએ એજ તસ અંદર હાથ ધોવાને મસે તસમાંથી કહાડી લીધી ને સાહુકારીથી તરત આંગલીએ લટકાવી દીધી ને બબરચીના હાથમાં ફારીયું પકડાવી દીધું.

જંગીસખાને હવે ગજવામાંથી એક રેશમી કોથરી કહાડીને દોરીએ બાંધેલું તેનું મોઢું છોડીને એના હકીમે ભુખ લાગવા માટે બનાવી આપેલી "ભુખ પ્રકાશક અજીરણ વીનાશક હીંગરાસન ચુરણ" એક ચમચો ભરીને ખાધું ને અમુનેબી એકેકો ચમચો મધ સાથ મીક્સ્ડ કરીને ચટાડ્યો. બહેસ્ત. મીચારો તે હકીમને, ને તેનાં રૂહ પર હજારો આફરીન હોજો. તે ચુરણ

ભુખની બાબદમાં એટલું તો અકસીર માલમ પડયું કે પેટમાં તો ગોયા આતીશની ભઠી સલગી હોય તેમ માલમ પડયું !

ભોણું પીરસવાને હજુ પાંચ મીનીટનો વાર હતો તેટલાં તો અમુને એટલી જબરદસ્ત ભુખ લાગી આવી કે અમારાથી નહી થોભાતાં હું ડગલાનું અસતર કહાડીને ખાઇ ગીયો ને લીમજી બેઉ બુટનાં માંજમ કહાડીને ચાવી ગીયો; જ્યારે જંગીશખાન તો પોતાનીજ દહાડી પર મેલ ખાંડ ભભરાવીને તેજ મોનામાં લઇને ચુસવા લાગ્યો, ને ધ્યાનમાં ને ધ્યાનમાં અરધી ચાવી બી ગીયો. ભુખથી એ એટલો આજેઝ થઇ ગીયો'તો કે એણે પોતાનાં પટામાંથી ખંજર કહાડીને તેની તેજ ધાર પર આંગળી ફેરીને ફાટેલા લાલ તસ તસ થતા ડોળાએ લીમજીના ભરાવદાર ટેટાંજ જોયા કરનો'તો ને અવર નવર ને ઝનુનથી હાબીને મનમાંજ બબરતો, 'ખયલી ખુબ. માલે હુલ હુલ અસ્ત.'

મેં લીમજીને ચેતાવ્યો; "લીમજી દીકરા, એ મગોલથી ખસતો બેસ. નહીં તો એ આજે હાથમાં ખંજર છે ને ભુખો ડાંસ છે તે કાંઇ નવું જુનું કરી નાંખશે. આપણે હમણાંજ પેપરોમાં વાંચ્યુંચ કે આફ્રીકામાં જંગલી માણસખાઉ આદમીઓ બે ગોરાઓને કાપીને રાંધીને ખાઇ ગીયાછે. હું એ વાત નહી માનનો'તો, પણ આ જંગીસબી આફ્રીકાનો આવેલો છે ને એ જંગલી જો તેનો કીસ્સો અહીં રજુ કરે ને તુંને રોસ્ટ બનાવીને જમી જાય તો હું અજબ નહી થાઉં."

લીમજી તો નેતરના ઝાડની માફક એની પર તવઇ આવેલી સમજીને ધ્રુજવા પડયો કે કંઇબી કરીને તું ભોણું આવે તેટલાં એને વાતમાં નાંખીને કાંઇ હસાવ બોલાવ કે મારી પરથી એનો ડોળો દુર ખશે.

મેં સમયસુચકતા વાપરીને આજુબાજુ ફરતી બીલાડીને ઉંચકીને જંગીસખાનના હાથમાં મુકી દીધી ને એણે તેનું ગર ચીરીને ઉપર મોંનુ લગાવીને ઠંડો બીર પીનો હોય તેમ ટેસ્ટ લઇને લોહી પી ગીયો ને પછી ધરઇને તકીયાને અઢેલો મારીને બેઠો ને લીમજીનો બરડો હસીને પસવારવા

લાગ્યો. લીમજી બબડ્યો ફરીથી તારો દીકરો હોય તે તારી સાથ જમવા બેશે.
અમુને પાછલથી માલમ પડ્યું કે એ તાતાર સરદાર પાક્કો Cannibal
ઉર્ફે માણસખાઉ હતો ને લડાઇમાં પકડાયલા કેદીઓને રોસ્ટ કરીને ખાવાની
એને આદત હતી. એટલે લીમજી પરતું આજે વખત ખરેખર વીતી ગયું.

હવે ખાણું પીરસાયું. પરોણાંઓ મોંઘી વાણીઓ જાસ્તી ખાય નહી,
ફરીને પાવરીએ પહેલે બધાંને રોટલી કચુંબર ને અચાર મુકાવ્યાં ને બધાને
દશ દશ મીનીટ તે પછી બેસાડી રાખ્યા કે પાંચ મીનીટમાં તો બધાના પાતરાં
સુકાં સટ !

લીમજી તો મારો વહાલો બાજ ધરયા ને Grace ભણ્યા વગર જમે
નહીં. મેં એને સમજાવ્યો કે આજની આ બધી ધુંપછાવ ને ભુખરીઆરકસ
શરીફ મેમબરોની કંપનીમાં બાજ ધરવાના અખારા કરી જા, પણ એ માને
શાનો? એણે તો ડોળા બંધ કરીને કંઇ તાઉસચા તાઉસચા યારમેતસી જાઉ
સચા જેવું કંઇ બબરીને ભણવા માંડયું પણ તેટલાં તો અમારી સાથના
બધા ભુખાડાંસ મેમબરો રોટલી અચાર બધું પુરૂં કરી ગીયા ને જંગીસ-
ખાને લીમજીની આંખ બંધ જોઇને એના ભોણામાંથી બધું ચપાટી જઇને
પલેટ સુકી કરી નાંખી. પાંચ મીનીટે આંખ ઉઘાડી લીમજી ખંખાર મારીને
બોલ્યો, બનામે ઇજદ કરો સાહેબો, કરીને એણે એની પલેટમાં હાથ નાંખ્યો
પણ પલેટ તદન સુકી સટ જોઇને બબરચીને બોલાવીને દમ ભરાવ્યો કે બચાજી
તું જાણી જોઇને મને સતાવવા મને પીરસવાના અખારા કરી ગીયોછ. પાવ-
રીને કહીને આજનો તારો રોજ ખારો કરાઉં છ.

બબરચી કેઠો લીમજીને મુંબઇનો ઓળખતો દેખું તે તદન એના આંગ
પર આવ્યો "અરે જારે, ખારો કરાવનાવાલા મફતનું ભોણું જમી જઇને
ઉપરથી દાટી કરેછ. બચાજી, મેં તુંને મુંબઇમાં આલબ્લેસ બાગમાં લગનોમાં કેટલે
વખત વગર તેડે ધાડ મારવા માટે બહાર કહારેલો તે ભુલી ગીઓ કે? તુંને તો મેં
સાંમો ઉમજાન જાણીને હમણાં ડબલ ભોણું સુકેલું. જાં છે તાં તું ખાઇ
ભલી ગીયોછ નહી તો ભોણું કોઇને વેચી નાંખ્યું છ."

મેં વચે પડીને સમાધાની કરાવી ને લીમજીને સમજાવ્યો કે ખાવા પીવાની નીચ બાબદમાં એવી હોજતોજી ઘણી નખોજી છે. બબરચીને બી મેં સમજાવી લીધો કે તું હેવાન ને બુજ્જેગ આદમી થઇને નાહનતે એમ કેમ મોંને લગારેછ.

હવે ચાંદીના કાંસ્યામાં ગરમ ગરમ મરઘીનો સુપ આવ્યો. મને ને વડા વજીરને રાજવંશી ખાનાંઓમાં હાજરી આપવાની આદત હોવાથી અને બાંસુની પોકલ સલી (Straws) મંગાવીને ઘણી નાજુકથી સુપ પીધો. પણ તાયફાવાલાઓ ને ખાસ કરીને લીમજી ને જંગીસખાને મોટેથી ફુક મારીને ફુરરર ફુરરર કરીને એટલા મોટા અવાજેથી સરકા મારીને સુપ પીવા માંડ્યો કે નજદીકમાં વાગતો બેંડનો અવાજથી તદન દબાઇ ગીયો ને વાતચીતનો એક બોલબી સમજાયો નહી ને એ બેઉ જણની બાજુમાં બેઠેલાઓ અમે લોકો સુપના છાંટાથી તદન ભીંજાઇ ગયા.

લીમજીને સુપ એટલો ટેસ લાગ્યો કે એણે બે વખત પાછો મંગાવીને પીધો ને છેલ્લે કાંસીયાનું તળીયુંબી આંગલીએ લોખવીને આંગલું મોંનાંમાં લઇને ઘણા ટેસ્ટથી ફેરવી ફેરવીને ચુસ્યું.

જંગીસખાનની સીટંદરી મુછ એક છેડાથી બીજા છેડાવેર ચાલીસ ઇંચ લાંબી હતી. આપણે થોડા દીવસ પરજ રેઉટરનાં તારમાં વાંચ્યું'તું, કે જાણીતી ઇંગ્રેજ બાનુ વીમાની એમી જોનસન લંડનથી ટોકીયો ઉડીને જાપાન ગઇ, ત્યારે એને ટોકીયાના એરોડ્રોમ પર ઉતરતાં, પહેલો આવકાર આપનાર જાપાનીસ જનરલની મુછ દુન્યાંની કોઇબી મુછ કરતાં રેકોર્ડ લાંબી યાને વીસ ઇંચની લંબાઇની હતી. પણ જંગીસખાનની મુછ જોવા પછી મને એ રેકોર્ડ લંબાઇ માટે શક લાગવા માંડ્યો ને જંગીસખાનને વાતમાં નાંખી રૂલરે એની મુછની લંબાઇ માપતાં, તે બરાબર ચાલીસ ઇંચ જણાઇ. એટલે હાલને કાજ તો સૌથી લાંબી મુછ રાખવાનો દાવો જંગીસખાન જરાબી હરીફાઇ વગર કરી શકે. ને તેના મારી પાસે ફોટો સાથના પુરાવા મોજુદ છે. એમ તો મારે ઘેરના પંથકી મેરવાનશાહ મોરચાબાદીની મુછ સાઠ ઇંચ લાંબી હતી, ને નીચા કુવામાંથી એવણ દોરડાં વગર મુછે પાણીબી ક્હાડતા'તા;

પણ તેવણુને બહેસ્ત પામ્યાને આજે પાંચ વરસ થયલાં હોવાથી, એવણુની હરીફાઇથી જંગીસખાનને કંઇબી બીહવાનું નથી.

જંગીસખાનને પોતાની મુછના બેઉ છેડા એકી વખત જોવાને માટે, એનાં આંખનાં ડોરા નાટક કે સીનેમાના (Villain) ઝીગોમારની માફક ઉપર નીચે ફેરવવા પડતા'તા. એણે મુછના બેઉ છેડાને બારસોપ સાબુ લગાડીને વીટ આપીને અણી કહાડી'તી, ને તે વીટ ખોરૂઇ નહી જાય, કરીને એ થોડે થોડે વખતે બેઉ છેરા પર ભોંણામાંની ચરબી લગાડયા કરતો'તો. હું ને લીમજી એના બેઉ હાથ પર બેઠેલા હોવાથી, એની મુછના લાંબા આંકડાઓ એ જમતો'તો ત્યારે જરાજરા વારે અમારા કાનમાં ભોકાઇ જતા, ને તેની ગીલી લાગવાથી અમારાથી હસાઇ પડાતુ'તું. લીમજીએ તો વારે ઘડીએ ગજવામાંથી રૂમાલ કાઢવાની જંજાળમાંથી બચવા, પોતાનો રૂમાલ ઓરણની માફક એની બાજુની મુછના છેડા પર નાંખી મુકયો'તો, ને કામ પડતાં ત્યાંથી ઉંચકી લેતો'તો.

એની કમરના પટામાં બે તલવાર, ત્રણ મશીનગન, ચાર ખંજર, ને બે રીવોલવર ઉપરાંત ત્રણ મોટી બકરા કાપવાની છરીઓ બી હતી. ગોયા જીવલેન હથીઆરોનું એ ચાલતું હાલતું એકઝીબીશન હતું.

લીમજી આ બધો કાપાકાપીનો સામાન જોઇને હસવા પડયો, કે સતાનાસનો ગયલો બે તોપોબી કમર પર બાંધી લાયો હોતે, તો એકઝીબીશન પુરૂંજ ગણાતે. મેં એને એવા ઝનુની ને કત્લેઆમ આદમીનાં સંબંધમાં ભુલે ચુકેબી ઠઠ્ઠા મશકેરી નહી કરવાની ગંભીર સલાહ આપી. એ ઝલકતી તેજ છરીએ ભોણાંમાંથી આખી ગોસ્તની લટાંગરી ઉંચકીને રતલ બબે રતલનાં બોટાં કાપતો, ને તેની પર ચમચો ચમચો ચરાવેલી રાઇ નાંખતો ને તેના ચમચમાટ ને ઝણઝણાટથી અમારી આંખમાંથી પાણીની ધાર ચાલે!

અરધા કલાકમાં તો એણે ત્રણ ત્રણ રતલના બે મોટા રાંઇનાં દબા ખલાસ કરી નાંખ્યા. દર બબે ચચાર બુકે, એ પેટ દાબીને "બોઇયાં" કરીને રૂવે રૂવાં ઉભાં થાય તેવા ગંજાવર ઓટકારો ખાય, ને ખંજરની અણીએ દાંત

વચેથી બોટાનાં ટુકડાઓ કહાડે, ને તે ગલીચા પરજ સાફ કરે. એને આ પ્રમાણે દુકાલ્યા માફક ખાતો જોઇને અમુને વીચાર આવ્યો કે આ ખાણાં પછી એનો એકવીસ દહાડાનો અપવાસ પાલવાનો વીચાર હોશે.

એણે દસ મીનીટમાં પાંચ મોટી પલેટો સાફ કરી નાંખી, ને લીમજીના ભોણાંમાંથી બીલારીનાં માથાં જેવા બે મોટા કવાબો ખંજરે ઉઠાવી, મોહનામાં નાંખીને ચાવવાની મેહનત લીધા વગર જોલાબની ગોળી ગરતો હોય તેમ પાણીના ગોટ સાથે ગલી ગીયો.

લીમજીનું આ પાક બેહદથી ઘણું કોહી ગીયું. તોબી એનો ખુની ને લડાયક અવતાર જોઇ એણે નમનતાઇથી સમજાવ્યું "એસક્યુઝ મી, કોમરેડ જંગીસખાન, પણ તમુને ટીકરીએ બરાબર ઝારતું હોય તેમ લાગતું નથી. ખાવાની બાબદમાં નીચઇ કરવી મને ગમતી નથી, પણ એક પ્રીનસીપલને ખાતર હું પ્રોટેસ્ટ કરૂંચ, કે તમે હમણાં મારી પ્લેટમાંથી મેં લીંબુ નીચવીને તઇયાર કીધેલા બે હરણનાં કવાબો, તમારા બાવાનો માલ હોય તેમ સાહુકારીથી ઉંચકીને દપાટી ગીયાછ. આય કંઇ સારા આદમીની રીત નહી. હું Nasty થવા માંગું તો હમણાં કાબુલી પીનલકોડની કલમ ૧૧૪ પેટા વીભાગ (ભ) ની રૂએ તમુને ટ્રેસપાશ યાને પારકી જગામાં ઘુસવાના ને Breach of Promise ના ચાર્જ સર પોલીસને સ્વાધીન કરી શકું. પણ હું આ ખુશાલીની મીજલસમાં કંઇબી ખતરો કરવા માંગતો નથી. તમે આ શોર્ટ સાઇટનો કંઇ ઇલાજ કરાવો, નહી તો કોઠે લગન કે ગંબારમાં ઠોકઇ જશો. હવે મહેરબાની કરીને મને મારા કવાબો પાછા ફેરવશો તો હું ગઇ ગુજરી ભુલી જઇ દોસ્તીનો તમારી તરફ હાથ લંબાવશ."

જંગીસખાન તો સસેકા તીન પાઉં કરવા લાગ્યો. "કવાબ! કોણસા કવાબ? કયસા કવાબ? હમ નવાબકુ કવાબશે કયા મતલબ. હમ લેંયગે એ કવાબકે ઇલઝામકા જવાબ. તું મારી પર એક જુઠું બોહતાન જોડી કહાડેછ. શુમા દરગ મી ગુઇ. જો મને તારાં સુરબી મોંચેરની શરમ નહી હોતે તો હું તારાં મોંઢા પર કેહતે કે તું જુઠો ને લબાડ આદમી છે.

"અપમાન કરે છે એ મુજ, એક આલીશાન નવાબનું,
જુઠો ઈલઝામ લગાવેછ મારી પર, ચોરેલા કબાબનું,
જવું છે મને એક દીન, દાદગરની દરબારમાં,
જુઠા એ બોહતાનનો, જવાબ આપીશ હું નકારમાં."

"ઓ કમીના ઝલીલ કુત્તા, એક સરફરાઝ ને બુઝોરગી પામેલા hereditary નવાબનું તું આવી ગુસ્તાખીથી અપમાન કરવાની હીંમત કરેછ? દાવતમાં તુને મારી સાથે એક સુફરા પર બેસાડી ઇઝઝત બખશી, તેનો આવો નાલાયક બદલો? ખુદાનો કહેર ને શ્રાપ તારી પર ઉતરજો, ને દફન થયા વગરની તારી કંગાલ લાશ જંગલોમાં રખડજો ને રાહદારીઓની ઠોકરે ખાઇ ઝલીલ થજો. તારી નીચ ઝબાનથી મારા શાહી દરજ્જાને લાગેલો અપમાનનો ડાગ તો તારા લોહીથીજ ધોવાશે. હું કીનાના મેદાનમાં ઇનતેકામ યાને વેરનો ઘોડો દપટાવવા માંગુંચ."

એટલું બોલીને એણે ચેલેંજ તરીકે પગમાંથી બુટ કહાડીને લીમજીનાં મોઢાં પર છુટું મારયું. હવે લીમજીનું અસલી ઇરાની, ને હમણાંનું પાણી ભેરાયલું કયાની લોહી ઉકળી આવ્યું. "બચ્ચા જંગીસખાન, તું નવાબ હોય તો તારે ઘેરે રહયો. એ તું બધી તારી લાહેરી ને પતરાજીથી જનાનખાનામાં તારી બેગમોને બીવરાવ્યા કરજે. અહીં ઘણી ટેટું કીધીછની તો તલવારના એકજ ઝટકાથી તારૂં ડોકું ડીચકાંમાંથી ઉડી જશે, ને તુને માથાં વગર ઘેરે જવું પડશે. દીકરા, તું મારા અઢી રતલ ગોસ્તના કબાબ ખાઇ જઇને ઉપરથી મનેજ દમદાટી કરેછ? તું કીનાનાં મેદાનમાં વેરનો ઘોડો ડપટાવવા માંગેછ તો હું દાદાગીરીના મેદાનમાં બહાદુરીની મોટર દોડાવી એ તારા વેરના ઘોડા સાથે કોલીઝન કરવા માંગુંછ? તું મને કાંઇ ભુલેશ્વરનો વાણઓ સમજીને તારૂં ગુંડાપણું બતાવીને બીવરાવવા માંગતો હોય, તો લે. આ તારી ચેલેંજનો જવાબ" કરીને એણે માથાપરથી બજારગેટમાં મંડાવેલી પાઘડી કહાડીને જંગીશખાનના મોઢા પર મારી, કે "ચાલ છોકરી, હીંમત હોય તો ડ્યુઅલ રમવા તઇયાર થઇ જા."

હાય! ક્વાબ તારૂં ખાતું ખરાબ! કેટલી નજીવી બાબદ પરથી શાહી રંગમાં ભંગ પડયો. ખાણાંની મીજલસમાં આ બોલાચાલી ને તડાતડીથી સનસનાટી ફેલાઇ રહી.

જંગીસખાનની મદદમાં દુર જમવા બેઠેલા એના અરધો ડજન હજુરીયાઓ, નાગી તલવાર સાથ અમો તરફ ધસી આવ્યા. અમારી ચઢતી જોઇ અદેખા પડેલા ઘણા અમીર ઉમરાવો બુમ પાડવા લાગ્યા "મારી નાંખો એ પારસીઓને, એ બદમાશો હમણાં હમણાં ઘણું માથું ઉંચકીને ફરેચ, ને આપણી કોમના માન પામેલા મુરબીઓ ને વડીલોનું અપમાન કરવાની શેખી કરેછ. મારો, કાપો, ટુકરા કરો, બોટી કરો, ખીમો કરો, પેટીસ કરો." વગેરેના દીલ ધ્રુજાવનારા પોકારો અમારી ચારો તરફ થઈ રહયા. મને વીચાર આવ્યો કે બીચારા લલુભાઇએ તો વાતમાં ને વાતમાં ખાલી ભરૂચ ખોયું'તું, પણ અહીં તો અમે લોકો ક્વાબની તકરાર ને બોલચાલમાં જાન સુધાં ખોઇ દેશું એમ લાગેછ. પણ નહીં, ઇનસાફને ચાહનારા, Chivalry માં માનનારા થોડાક સ્પોર્ટસમેનોબી અહીં હાજર હતા. અમારા તરફથી કાણુલની યંગ લેડીઝ ફીઝીકલ કલચર એસોસીએશનના વડા ઇન્સટ્રકટર તઇ-મુરઝ તરકારી ને અફઘાન વાનર સેનાના કેપટન ગફુરદઉલા મ્યાનમાંથી ભાલાંઓ કહાડી ઉભા થઇ ગીયા "ખબરદાર, બેગુનાહોનું બેતકસીર લોહી રેડાતું અમો સાંખી શકશું નહીં. અહીં બે ગ્રહસ્થો તરફથી અરસપરસ આક્ષેપો ને હુમલાઓ થયા છે, ને સામસામી અકેકને ચેલેંજ અપઇ સુકી છે, તો ઇનસાફને માટે બેહતર રસ્તો તો એજ છે, કે એ બેઉ શેઠીયાંઓ જેઓ સરકારી અમલદારો બી છે તેઓએ મજલીસની હાજરીમાં ડયુઅલ રમીને એ ઝઘડાની પટાવન કરવી.

એઉ રીસપેકટેબલ જેનટલમનો બેઉ પ્યારા ખુદાના લાલ છે,
પટાવો ઝઘડો તલવારથી—આબરૂનો અહીં સવાલ છે.

"મસ્તુર લીમજી, તુંને આ સુદાદો પસંદ છે?" લીમજીએ એની હાંફણુથી ઉંચકાતી છાતી પર હાથ મુકયો "હા. કબુલ છે બાપના બોલથી. આ મારી છોતેરમી ડયુઆલ છે, હું રીવોલવરે ડયુઅલ ખેલશ."

મેં એને બાજુ પર લઇ જઇને સમજાવ્યો કે તું રીવોલવરે શાનો લડવા નીકલ્યોછ. બઇરી છોકરાંને પાછું મલવુંછ કે નહીં? તું કોણની સામે ગોળીબાજી કરવાનો છે તે તુંને ખબર છે કે? સમજ એ જંગીસખાન તો ઘણો ચુનંદો શોટ છે. મેં સમજયુંછ કે અંડુસ ખાઇને ઠરીયા ઉપર હવામાં ફેંકેછ ને તે ઠરીયાઓ નીચે પડે તે આગમજ રીવોલવરની ગોલીથી તોડી નાંખેછ. તું એમજ કહે કે હું પાસાથી ડયુઅલ ખેલશ. જેનાં આંકડા જાસ્તી પરે તે જીતેલો ગણાય. તેં છેલ્લી રીવોલવર કવીન વીકટોરીયા ગુજરી ગયલી તે દહાડે ફોડેલી, ને ત્યાર પછી તું બીલકુલ પ્રેક્ટીસમાં નથી, માટે તું તાલતલાવટથી હઠી જા."

પણ એ એકનો બે થયો નહીં કે 'જ્યાં આબરૂનો સવાલ હોય ત્યાં જાન શું બીસાદ છે.'

હવે જંગીસખાનનું મત પુછતાં એણેબી હામાં હા મેલવી. "ઘણો બરહક ચુકાદો છે, ને મેંબી મજલીસનો હુકમ માથે ચઢાવ્યોછ, પણ મારાં આંગલાંને રૂમેટીઝમ થયલું હોવાથી હું કુસ્તી ખેલશ."

હું સમજ્યો કે લીમજી એનું મારી ગોટલાંબાજ આંગ જોઇને ધ્રુજી પડીને કદાચ પાછો હઠી જશે. પણ નહી. આણી બાજુ આફતની કસોટી પર પડેલો પારસી બચો હતો. સુનાની કસોટી આગમાંજ થાયછ. હીરાને કાનસથી ઘસેચ ત્યારેજ તેનું ખરૂં પાણી ને ઝલકાટ જણાયછ. બહેસ્તી તાલીબ લખી ગીઓછ.

ઉત્તમકી ઘટતી નહી, સખ્તીસે તાબ,
હીરા ચર્ખપે ચઢકે, બતલાતા હય આબ,

તેમ મારો ભોલો ભલો પણ બહાદુર લીમજીબી આફતને મુસીબતની આગમાંથી પસાર થઇ એક મરદ બચોજ પુરવાર થયો. એ જાંગ ઠોકતો બોલી ઉઠ્યો "કબુલ છે, કુસ્તીબી મને કબુલ છે. મેં સીરાબજાર આરીયાની તાલીમમાં વીસ વરસ ઝોરી ફેરવીને દંડ પીલીને અમથા નથી કહાડયાં. વરી બેહેસ્તી રસ્તમ યઝદસ્ત જેવો મારો ઉસ્તાદ ઉતો કે જેણે કલકત્તાવાલા ગંગા-

રામ ચોંબાને કુસ્તીમાં માહાત કીધો હતો એટલે એ। ધીના ચરબદાર ઉબ્બા, હું તુંને પાંચ મીનીટમાં ધોબી પછાર આપીને ભોંય પર ચતોપાટ ટપકાઉ નહીં તો મારું નામ લીમકુ બેહુદીન ભીમકુ નહી."

બચાને બી બે બહાદુર નવજવાનોની કુસ્તીનો વીચાર ઘણો પસંદ પડયો ને એણે એ કુસ્તીના અખાડા માટે ખાણાંની અધવચ્ચે દસ મીનીટનો વીસામો રાખ્યો. હાજર રહેલા લોકોનેબી વગર ફીએ મફતનો તમાશો જોવાનો ચાન્સ મલતો હોવાથી બધાં ઘણાં ખુશીમાં આવી ગયાં.

(૨૧)

શહેરમાં હાલી પીટાવીને તેમજ રેડીયોમાં બ્રોડકાસ્ટ કરાવી ખબર આપવામાં આવી કે શાહી મહેલમાં દંગલ થવાનું છે એટલે ત્યાં જમવા આવેલા પરોણાઓ ઉપરાંત હજારો શહેરીઓની મેદની મળી. હોલમાંથી ગાલીચાઓ, ખાણાનાં ખુમચાઓ ને શરાબના શીશાઓ તરતજ ખસાડીને બાજુ કરી નાંખવામાં આવ્યા ને એક બાજુ કુસ્તી ખેલાતી હોય તેટલાં કોઇ ભુલાચુકાઓ ચુલા પર મુકેલાં ખાણાંના તપેલાઓ સાફ નહી કરી જાય એટલા માટે બબરચીખાનાની ફરતે હથીયારબંધ સીપાઇઓનો પાહરો મુકી દેવામાં આવ્યો ને તપેલાંઓ પર ઢાંકણો ઢાંકી તેને સરકારી સીલો લગાડવામાં આવ્યાં.

હોલની વચેના ભાગમાં કુસ્તી વખતે મારબલની ફરસબંદી પરથી પગ સરી જાય કરીને મેં કાબુલની નદીમાંથી સો ગલેફ ભરીને રેતી મંગાવીને પાંથરી દીધી. એ જગાને ચારે ખુણે મજબુત ચવલી બાંબુઓ ઠોકી ચાર દોરડાં બાંધી લેવામાં આવ્યા. રેફ્રીઓ તરીકે એક ખુણામાં પીતલનાં ઘંટ ને હથોડી સાથે હું પોતે અને બીજા ખુણામાં નામવર બચા પોતે હાથમાં મોટું સુનાનું ટાઇમપીસ લઇને ઉભા. હવે બેઉ દમનબરદો પલેટફોર્મ પર હાજર થયા ને બેઉ જણુ તુમાખથી મુછ પર તાવ દેવા લાગ્યા ને જંગીસ-ખાને તો ઉશકેરાયલી હાલતમાં એની મોટી જાડી મુછને દોરડાંના જેવો વળ આપીને તેનાથી લીમકુના મોંના પર ફટકો મારયો જેનાં જવાબમાં લીમકુએ એની દહારીનાં છેડા પર બારીક અણી કાઢી તે જંગીસખાનના ગાલમાં ભોકી દઇને લોહી કાઢ્યું.

ભેગાં મળેલાં ઓડીયંસે પોતાના રૂમાલો, લાકીટો ને પાઘડીના સાફાઓ ઉડાડી "હુરરે, હાઇપ હાઇપ હુસહુસ, મરાસીડો ગોસીયાંઝો," વગેરેના કાણુતી પોકારો કરી એ બેઉ યોદ્ધાઓની ઝીંદાબાદ પોકરાવી. જેનો એ બેઉ દલેરોએ હસીને ત્રણ ત્રણ ઉંધી ગલાંટો ખાઇને સ્વીકાર કીધો.

ભીમજી ને જંગીસખાને હવે પોત પોતાના ખુણામાં મુકેલી ખુરસીઓ પર બેસી જઇને કપડાં કહાડવા માંડયાં, જે શરૂઆતની ક્રિયાઓ એકઠાં થયલાં લોકો ઇંતેજારીથી જોતાં ઉભાં. ભીમજીએ આંગ પર ફકત એક આસમાની રંગની રબ્બરની ચડ્ડી રેહવા દીધી. જેના પાયજા પર મોંઘી સ્પેનીસ લેસ સીવી લીધી હતી ને નાડાંને બદલે લેફામાં બલ્યુ રીબન પોયલી હતી જેને છેરે ચાવીઓનો ઝુમખો લટકતો હતો ને એની દરેક હીલચાલે ખનનનનન ખનનનનન નો રૂપેરી અવાજ કહાડતો'તો. અને ચડ્ડી પર ધરાસના મીઠાંના અગર પર પાડેલી ધાડ વખતે પોતાને બહાદુરી બતાવવા મળેલા "અખતરે હીંદ"નો સુંનાનો ચાંદ, ને આખાં હીંદુસ્તાનની તીજોરી ફાડવાની હરીફાઇમાં ઉતરીને ચેમપીયન તરીકે મેલવેલો "ખુરશીદે ઝરનીગાર"નો કોપરબરાસનો ચાંદ એણે ચડ્ડી પર ડાબી બાજુએ ટાંકી લીધા'તા. એવું રૂપાનાં પતરાં જેવું ગોરૂં આંગ કંઇબી ખામી વગરનું હતું, સીવાય કે પેટ પર સુપ પીવાની પલેટ જેટલી મોટી એક લાલ લાંછન હતી જે એને એના બાવા ને બપાવા તરફથી ઓધે ઉતરી આવેલી હતી. એ લાંછન એટલી ઝલકાટ ભરેલી હતી કે રાતના બતી વગરબી એ લાંછનનાં ઉજાસથી નુસપેપર વાંચી શકતો હતો!

વરસોની ચાલુ તાલીમથી તેમજ છેલ્લાં ચાલીસ વરસની અંદર મુંબઇમાં થયલાં હુલ્લડો ને તોફાનોમાં ભાગ લીધેલો હોવાથી તેમજ પીલાઉસની નાટકશાળાઓમાં પીટના દરવાજા પર ડોરકીપર તરીકે કામ કરી મવાલીઓ સાથ ચાલુ પંજો મેળવેલો હોવાથી એનું કસાયલું આંગ બાવળની ગાંઠ જેવું મજબુત ને ગોટલાંબાજ હતું. જંગીસખાનેબી કપડાં કાઢી એના પેહેરા લેંગાના પાયજા જાંગ સુધી ચઢાવી દીધા. એને આખે દીલે કાનકસુરા જેવા મોટા કાળા બાલ હોવાથી એનો દેખાવ એક રીંછને વધારે મલતો આવતો હતો. છાતી પરનાં એના બાલ ખરા છે કે ખોટા બાલની વીગ છે તેની

ખાતરી કરવા મેં પંદર વીસ બાલનો ઝુમખો જોરમાં ખેંચી જોયો તો એણે દુઃખની એક ગંજાવર બુમ પાડીને મને પેટમાં લાત મારીને ફુટબોલ માફક ઉડારી દીધો, તે પરથી મારી ખાત્રી થઇ કે બાલ એના પોતાનાજ હતા. એણે હવે દોરડાંની બહાર ઉભા રહેલા એના હજુરીઆઓને સુચના કીધી કે જો લીમજી કુસ્તી જીતી જતો માલમ પડે તો બેલાશક લીમજીની જાંગમાં ખંજર ભોંકી એને જીતતાં અટકાવવો. આ બદમાશીની વાત સમજીને મેંબી લીમજીના હાથમાં મરચાંની ભુકીનું પડીકું સેરવ્યું કે દીકરા લીમ ચડ્ડીની ઓટીમાં આ પડીકું ખોસી રાખ; જો જમાનો તુંને યારી નહી આપે ને જંગીસખાન તારી પર ફાવી જતો માલમ પડે તો આ મરચાંની ભુકી એની આંખમાં છાંટજે. એની આંખ ચચરશે તો એમજ સમજશે કે તારી હુકના છાંટા ઉડયા હોશે. પણ લીમજીએ ઘણાંજ ધીક્કારથી એ પડીકું મારા મોંના પર છુટું માર્યું. "તું શું એમ સમજેછ કે બજારગેટનો એક ધરમચુસ્ત પારસી એવું કમીનાપણું બતાવશે? દગાઆજીથી હરીફને માહાત કરશે! દીકરા મંચા, તું આદમી ભુલ્યો. અરે હરીશ્ચંદ્રની મિસાલ ઇમાનદારી સાચવવા બઇરી છોકરાંને વેચી નાંખવા પડે તો આ તારો નાચીઝ–પણ ઇમાનદાર સેવક તઇયાર છે!

"આફત પરે, તારા ખરે, રાજાબાઇ ટાવરનું ધડીયાલ બંધ પરે,
ધરમચુસ્ત પારસી ઇમાનદારીથી નહી ફરે, તે નહી ફરે!"

મેં એની ઇમાનદારી પર આફરીન કીધી પણ એની એવી નાદાની પર અફસોસ બી કીધો.

લીમજીએ હવે બુટ કહાડી નાંખ્યાં ને મોજાંને લીધે પગ સરી નહી જાય કરીને મોજાનાં તલીયાં પર પાવડર ચોપડયો. જંગીસખાને બુટ કહાડવા સામે વાંધો લીધો પણ બચાએ કાબુલની કુસ્તી એસોસીએશનના ૧૫૧ મા કાયદાની પેટા કલમો ટાંકીને બતાવી આપ્યું કે જરથોસ્તી ધર્મમાં બુટ સાથની કુસ્તી રવા નથી. જામાસ્પીમાંબી લખ્યુંછ કે બુટ સાથની કુસ્તી રમનારને દોજખમાં બસો વરસ ઉંધા ટાંગવામાં આવેછ.

લીમજીએ હવે આંખ પર સુનાની ફ્રેમનો ચસમો લટકાવ્યો ને હાથમાં સફેદ ગ્લવ્ઝ પહેડી લીધાં, અને એનાં બહેસતણ બપઇએ મોતનાં બીછાંના પર એને આપેલો પોતાના ફોટા સાથનો બ્રુચ ગળાંમાં ઓળંગ્યો જે આપતી વખત મરનાર પોતાનાં છેલ્લાં દચકાં સાથ બોલ્યા'તાં કે "દીકરા લીમુ; આ બ્રુચ તારા આંગ પર હોશે તો તુંને બંદુકની ગોલી કે તોપનો ગોલો વીક કંઇ બી ઇજા કરી શકશે નહી."

કુસ્તીની શરૂઆત થઇ તે આગમજ લીમજી એક ખુણામાં જઇ એન બેઉ ઘુંટણનાં સાંધાઓ ચાલુ રૂમેટીઝમથી અકરી ગયલા હોવા છતાં ગુંટણ મંડીયે પડીને બંદગી કરવા લાગ્યો કે "ઓ બેઉ જેહાનને પેદા કરનાર સુરબી બાપ, આ કમીના બંદા પર રેહમ કર ને જેમ રૂસ્તમ સોહરાબની કુસ્તીમાં તેં રૂસ્તમની બંદગી કબુલ કરી તેને બુલંદ કુવત બખસ્યું'તું તેમ તું મને બી દશ હાથીનું જોર ને તાકાત બક્ષ કે જેથી આ હેરેમંદની ઓલાદના તુરાનીનું સર બેઇઝતીની ખાકમાં પટકું ને એની બાલ વગરની ખોપરી પર પછી તબલા વગાડું! તું તો બક્ષેસોનો સાહેબ છે તો તારા બંદા પર એટલી એનાયત કર કે કુસ્તી ચાલતી હોય ત્યારે જંગીસના આંતરડાંમાં અમરાવીને વળ આવે એવો બંદોબસ્ત કર. જો હું આ કુસ્તીમાં ફતેહમંદી ને શીરોઝગીરીથી બહાર આવશ તો હું બાપના બોલે બંધાઉંછ કે હું મુંબઇ જઇને દર આતવારે બઇરાંઓનાં ગંબાર જમારશ; ને પરવરદેગાર, હું તુનેબી નહી ભુલશ. તારી નઇયતે હું પાંચ પાંચ ફુટની લંબાઇના એકવીસ તુકરાની હાથીદાંતની માંચી ચહડાવશ."

હું એની બાજુમાંજ ઉભો રહીને એની બંદગી સમજતો'તો એટલે મેં લીમજીને સલાહ આપી કે "એ તું છેલ્લે પાટલે બેસીને શું બધી કબુલાતો આપેછ. તું એ વચનો તારાથી પાકાં પાર ઉતરે એવી રીતે જરા હાથ ખાંચીને આપ. તું એકવીસ ટુકરાની હાથીદાંનની માંચીની કીંમત સમજેછ કે? પાંચથી દસ હજાર રૂપીઆની માંચી થવા જશે!"

લીમજીએ પોહલું પટાક દાચું કરીને હસીને જવાબ આપ્યો. "દીકરા, મેંબી દેશ ખાઇને દરવાજા બાંધ પર બાંધ્યાછ. બરા હાથીદાંતની માંચી

ચરાવેછ કોણ કે તેની વાત. એ તો જરા ખોદાયજીને લાલચ બતાઉંછ કે એવણ ખુશ થઇને આપરી ફેવરમાં રહે. એક વખત આપરૂં કામ પાર પરી ગીયું કે મારી દુકાનમાં બનાવટી હાથી દાંત છે તેની સોન્જી માચી બનાવીને ચરાવશું. આટલી બધી રોજ ઉદવાડે માચી ચરેછ તે એવણ કાં તપાસવા બેસવાના ઉતા કે ખરી છે કે ખોટી. અરે જરૂર પડે તો ખુદાયજીને ખુશ રાખવા આખું સુનાતું આતશબેહરામ બંધાવી આપવાની કબુલાત આપું એટલી મારામાં હીંમત ને નફ્ફટઇ છે."

લીમજી જ્યારે બંદગી કરતો'તો ત્યારે જંગીસખાન એનાં આદમીઓ પાસ ગોદરેજના કારખાનામાં ઘાણીમાં તરત પીલાવેલું ચોખું તલનું તેલ આખે આંગે મસલાવી ચંપી કરાવી હાથ પગનાં કટકા કોડાવવા બેઠો. એ તેલ ચોપડવા ૧૯૨૭ માં સુધારવામાં આવેલો કુસ્તીનો કાયદો મંજુરી આપે છે. એણે લીમજીનેબી પોતાનાં આંગ પર ને પાંસરા પર કોડલીવર ઓઇલ, નહી તો ઘી લગરાવવાની ભલામણ કીધી; પણ લીમજીએ પોતાના હરીફ પર એવો ગેરલાભ લેવાની મોટાં દિલથી ના પાડી કારણ કે આંગ પર તેલ ચોપડાવેલું હોય તો હરીફની ચુંગાલમાંથી સરી જઇને છટકી જવાનું ઘણું આસાન બની શકેછ ચંપીમાંથી ખલાસ થઇને જંગીસખાને પાનનાં બીડાંની તલપ કીધી, ને હજુરીયાઓએ તરતજ ચાંદીનો મોટો પાનદાનનો ડબ્બો ખોલી મોટાં પતરેલનાં પાતરાં જેવાં બાર કાબુલી પાનનું એક બીડું બનાવ્યું ને તેમાં જંગીસખાનને કુસ્તી વખતે ખાસ તાકાત આવે કરીને અંદર ચમચો ચમચો કોકેન, અફીણ, ચરસ, ભાંગ, ગાંજો ને ઝેરી કચુરો નાંખ્યો ને એ ગંજાવર પાનનું બીડું બે હજુરીયાઓએ લાકડી લાકડીએ એના મોનામાં ધકેલ્યું.-

જંગીસખાનનું આંગ ને મોંહું કેટલું ગંજાવર હોશે તેનો ખ્યાલ એટલા પરથીજ આવશે કે એ અકેકી પીચકારીએ આખી તસ બરી નાંખતો'તો. એ આદમી જો મુંબઇમાં પાન ખાઇને ફરવા નીકળે તો પચીસ પચાસ આદમીનાં કપડાં રોજનાં ખરડી નાંખે. હવે અરધી લુગે ઉઠેલા લોકો

ટાઇમ નકામો જતો જોઇને ઘણાં અધીરા થઇને ગરબડ કરવા લાગ્યાં કે કુસ્તી શરૂ કરો નહી તો અધુરૂં રહેલું ખાણું પુરૂં કરી નાંખો.

ઘડીયાલમાં આઠનો ટકોરો પડતાં ને ઓજીરન ગેંગ શરૂ થતાં મેં ઘંટો વગાડી Time નો પોકાર કીધો. એટલે લીમજી ને જંગીસખાન ઉઠીને ઉભા થઇ ગીયા ને પોતાની તાંબાં જેવી બાજુ ને જાંગ ઠોકવા લાગ્યા, જેનો સામટા અવાજથી કોઇ ઘેર પડી જાય તેવું લાગતું'તું. ઓડીયંસમાં હવે ભારે ઉલટ ને ઉશ્કેરણી ફેલાઇ ને સૌ પોતપોતાના ખ્યાલ ને fancy પ્રમાણે બેટીંગ લેવા લાગ્યા. લીમજીના one to two ના ભાવ બોલાતા'તા. લીમજીના જોર ને ચાલાકીમાં મને ઘણો વિશ્વાસ નહી હોવા છતાં એક પારસી તરીકે મેં એની તરફેણમાં પાંચસો રૂપ્યા લગાડયા. હવે બેઉ હરીફો પ્લેટફોર્મની વચ્ચે આવ્યા ને એક એકના ગાલ પર કીસી લઇ સેકીન કરી એકેકના ગળામાં હાથ ભેરવી જાણે કેવાક પ્યારા ભાઇ હોય તેમ એકેકની ગરદન ભચડી તોડી પાડવાની યુક્તી અજમાવવા લાગ્યા. ચોતરફથી એ એઉના દોસ્તો ને વખાણનારાઓ જાત જાતની ઉલટ આપનારી બુમો પાડવા લાગ્યા.

"આંટી માર, ગળું દાબ, આંખમાં આંગલી ભોક, નાક કરડી ખા, લગાડે બાઇકે થાબરેમ," વગેરે.

લીમજીને લડાઇમાં ઉલટ આપવા મેં એની આગલ ડા. ધનજીભાઇ પટેલે જોડેલો "જંગે વરીયાવ" નો પારસી બાઇઓનો બહાદુરીનો કીસ્સો ગળાંમાં હાથનું હારમોનીયમ ભેરવી તે પર સંગીતના આકારમાં ગાઇ સંભળાવ્યો. જેની અસર તોડવા જંગીસખાનના ભઇ કલીગરખાને એની આગલ રૂસ્તમ સોહરાબની જગ મશહુર કુસ્તીનો કરૂણારસ ભાગ શાહનામામાંથી દાસ્તાનના રૂપમાં તબલાંના ઠોકા સાથ લલકારવા માંડયો. એ દાસ્તાનથી ખુદ ઓડીયંસમાં ઝનુન ફેલાઇ રહયું, ને પાંચ દશ ટોલકી એ સમજ્યા પછી હાથોહાથ થઇ ગઇ.

રૂસ્તમ જ્યારે સોહરાબને જમીન પર પટકેછ તે ભાગ પર આવતાં ફકીગરખાન પોતે ખુદ એટલો બધો ઇસ્કેરઇ ગીયો કે એણે હાથમાંનો તબલો મારા માથામાં મારીને ભાંગી નાંખ્યો ને શું બનેછ તે મને કંઇ સમજ પડે તે પહેલાં તો એણે મને આંટી આપીને તોડી પાડયો ને મારી છાતી પર ચઢી બેસી પગમાંથી સ્લીપર કાઢી મને જાણે કલેજામાં ખંજર ભોકી દેતો હોય તેવો દેખાવ કીધો. અસલ કુસ્તી પરથી લોકોનું ધ્યાન બહાર જતું જોઇ બચાએ હમુને બેઉને દાસ્તાન ને સંગીત બંધ કરવા કહ્યું અને લીમજી ને જંગીસ્ખાનને જલદી કામ આટોપી લઇ કુસ્તી ખતમ કરવા ફરમાવ્યું. લીમજીએ જંગીસની બગલમાં ગીલી ઘાલીને એને પાડી નાંખવા માંડયો પણ જંગીસે એ મસકરીથી છેડાઇને પેટમા માથું મારીને એને ગુલાંટ ખવરાવી દીધી, ને ભોંય પર અબરૂ પડી જવાથી એનાથી મુકો ભરીને નીચે પાંથરેલી ફ્લુર ખવઇ ગઇ. હું મનમાંજ દુવા ગુજારવા લાગ્યો કે અય પરવર, આ બારીક મોકા પર પારસીને તુરાની પર ફતેહ આપી પારસી-ઓનું સર આ પરાયા મુલકમાં મગરૂરીથી ઉંચું રાખજે ને મેં એના પર લીધેલી શરતના પાંચસો રૂપ્યા સુધ્ધ નકી જાય એવો બંદોબસ્ત કરજે. ઓ પરવર, તેં નોહાની કીસ્તી તુફાનમાંથી બચાવી'તી, તેં યુસફને મચ્છીના પેટમાંથી બચાવ્યો'તો, તેં દ્રોપદીની ભરી સભામાં લાજ બચાવી'તી, તેંજ શાપુરજી સકલાતવાલાને વેલાત આવવાની પાસપોર્ટ અપાવી'તી; તો આજે પ્યારી કોમની આબરૂ સાચવી તેની કીરતી વધારજે.

ગુલાંટ ખાઇ ભોંય પર પડેલા લીમજીને હવે ચટો કરવા જંગીસખાને એનું ગળું ભચરવા માંડયું; પણ લીમજીએ સીફતથી એની ચુંગાલથી સરી જઇને જંગીસનાં ટેટામાં મજબુત બાચકું ભર્યું. જંગીસ તો કુતરું ચીચ-વાય તેમ ચીચવાવા પડયો. એણે એમ કરડવા સામે સખત વાંધો લીધો પણ લીમજીએ તદન નિર્દોષતાથી ખુલાસો કીધો કે "હું તો બગાસી ખાઇને મોંતું બંધ કરવા જતો'તો તેટલાં એણે મારા દાંત વચ્ચે ટેટું મુકી દીધું ને તે મારાથી એકસીડંટલી કરડાઈ ગીયું, ને એ બીચારો L. B. W.

Leg before wicket થઇ ગીયો. બાકી રેડું ફેરવવાની તો હું પોતે સખત વીરૂધ છેઉં."

ભોંય પર પડેલાઓ એ બેઉ જણાં એક એકને વળગીને ચટા પાડવાની પા કલાકની કોશેશથી એટલા થાકી ગીયા કે આખરે બેઉ જણાં ભર ઉંઘમાં પડયા ને ઘરોઘર ઘોરવા લાગયા! આખરે બેઉ જણનાં માથાં આગળ થાળી વગાડી એ લોકોને ઉઠાડવા પડયા કે બાવા આ તો લડાઇનું મેદાન છે. કંઇ તમારા બંગલાનો બેડરૂમ નથી. એટલે એ લોકો ભડકીને ઉઠીને ઉભા થયા. જંગસખાને હવે લીમજીને છેડયો કે "કયું બે તોપચી! તું માફ માગીને સો ઉઠબેસ કરશે તો હું તુને જીવતો જવા દેવશ!"

બસ થઇ ચુકયું. લીમજીની આંખમાંથી આતશની ચીંગારીઓ નીકલવા માંડી; એની નસકોરીમાંથી ઉશકેરાટથી લોહીની ધારો છુટવા માંડી; ને એ છેડાયલા ગોધા મીસાલ એકદમ જંગીસના આંગ પર ધસ્યો ને એના લેંઘાના બેઉ ઉપર ચઢાવેલા પાયજા મુઠીમાં પકડીને તેને ઉપર ઉંચો ઉઠાવ્યો. લોકોએ આફરીનના પોકારો કીધા. પોતાની હાર થતી જોઇને જંગીસખાને વાંકો વલી લીમજીની દુટીમાં અંગોઠો ખોસી દીધો. મેં foul, foul નો પોકાર કીધો તેટલાં તો જંગીસના નખથી પોતાની દુટી ચીરાઈ જવાથી છેડાયલા લીમજીએ એને ધોબીના ગાંસરા માફક નીચે પટકયો. જમીન પર પટકાતાં જંગીસખાનના લેંઘાનું નાડું તુટી ગીયું, ને એણે તરત બેઉ હાથે લેંઘો પકરી લઇને બુમ મારી કબુલ કીધું કે "મય હારા, ઔર ઉસતાદ લીમજી તુમ જીતા!" લીમજીએ એની છાતી પર ચઢી બેસી ગજવામાંથી માઉથ ઓરગન કાઢી તે પર ફતેહની ખુશાલીમાં 'સંજાન માર્ચ' વગાડી. બચાએ વીસલ મારી કુસ્તી લીમજીની ફેવરમાં આવેલી જાહેર કીધી. લીમજીએ જંગીસખાનને હાથ આપી ઉઠાડયો ને બેઉ હમનબરદોએ એકેકને કોટી કીધી ને મીજલસ પાછી અધુરૂં ખાણું જમવા બેઠી.



આવતો હતો જમશેદ અહિયાં ઘડીઆળને ચાવી આપવા,
ગયેલો જેલમાં ત્રણ ચાર વખત લોકોના ગજવા કાપવા.
રાખતો હતો ગજવામાં હમ્મેશ ગામથી દારૂની બાટલી,
હવે જો- આયોજી કાબુલ પાછો જામ થશે એની કાટલી.

(જુઓ પાનું ૧૫)

આપણે અહીં એક મહાન દેશભક્ત, સલતનતના સાચા સપુતના તાજ પારાના દીલ ધ્રુજાવનારી પુરી થયલી ક્રિયા માટે શુક્રગુઝારી બતાવવા હાજર થયા છઇયે. નામવર બચો એક એવો પનોતો પુત છે જે આજે દફેદારની નોકરીની નાની શરૂઆત પરથી પાયરી દર પાયરી આગલ વધીને સારાં કાબુલનો સરદાર ને માથાંનો મુગટ બનવાના મહાન દરજ્જા પર પહોંચ્યો છે, જેને જો એનાં બુલંદ બખ્તે ને વફાદાર દોસ્તોએ બારીક મોકા પર મદદ નહીં આપી હોતે તો અત્યાર આગમજનો ફાંસીને લાકડે ખીરાજતે. એ મહાન નર મોંઢાંમાં રૂપાનો તો શું પણ એલ્યુમીનમનોબી ચમચો લીધા વગર જનમ્યા હતા. એવણના માય બાપની કેટલી નાચાર હાલત હોશે તે એટલા પરથીજ માલમ પડશે કે એવણ જનમ્યા ત્યારે એવણનાં અંગ પર ઝભલું કે પાટલુન તો શું પણ ફાટેલાં કપડાંનો એક ટુકડોબી હતો નહી. ફકત એવણનં આંખ પર તે વખતે સુનેરી ફ્રેમનો એક ચસમો હતો, ને આજે તમે જોવોછ કે અહીં ભલા ભલા તાજદારો ને રાજવંશીઓ વટીક એવણની કદમબોસી કરવામાં ભગરૂરી લેયછ.

'તુમાબ્બી તાજદારો ઝુકાવેછ સર એના કદમોમાં,
દરજ્જો એનો ઉંચો છે, ભાયખલાની મડમોમાં.'

ખુદ વલભભાઇ પટેલ ને ગવરનરો વટીક એવણ પર 'માઇ ડીયર બચાજી' કરીને કાગલો લખવામાં માન સમજે છે. એ બધી મોટાઇ, સરફરાઝી ને ઇઝઝત અફઝાઇ એવણને શાથી હાંસલ થઇ? મારા પ્યારા ભાઇઓ, મારા જાની મીત્રો ને હેતના કટકાઓ, એ બધો બુલંદ માન મરતબો એના શરૂઆતના મીસકીન પીતપાતના ધંધાને આભારી છે! એવણ કંઇ યુનીવરસીટીના બી. એ. કે જી. જી. બી. સી. નથી પણ પોતાની કુદરતી વલણને પેચ પડતો ધંધો એવણે શોધી કહાડયો ને ભલાં ને પરહેજગાર માયબાપની ચાલુ સલાહ ને ઉલટ ઉત્તેજનથી ને નાનામાસાની તાલીમથી એવણ થોડા વરસમાં અફગાનીસ્તાનના સૌથી ચુનંદા ઝીગોમારના માનવંતા એલકાબથી ઓલખાવા લાગ્યા. એવણ ખોટી શરમ ને હલકા ધંધાનો ખ્યાલ બાજુએ મુકી આજે આ બુલંદ મરતબે પહોંચ્યા.

હું ઉમેદ રાખુંછ કે એવણુનાં આસ્થાળી હાથબાની નકલ કરી બીજાં માયબાપોબી પોતાનાં બચ્ચાંની કુદરતી વલણુ જોઇ તે લોકને ભણેલા બીખારી ને બેલ બેકાર ડાક્ટર વકીલો નહી બનાવતાં લુટફાટના, ખીસા કાતરવાના કે બોટી નોટ બનાવવાના ધીકતા ને ઓછી રોજગારીવાલા ધંધાઓમાં નાંખી દઇ પોતાનાં બચ્ચાંઓનું ભવિષ સુધારી તે લોકના ભલાં આશીસ મેલવશે. હજુબી પોતપાતના ધંધામાં ઘણું સારૂં શીલ્ક પડેલું છે તે અમારા મુંબઇના આગર દેવા ને બાબુ ચશ્માવાલાની ફતેહમંદ કારકીર્દી પરથી માલમ પડશે. જો એ ધંધો આબરૂદાર ખાનદાની ડીરેક્ટરોની દેખરેખ હેઠલ સરકારી ગેરંટી સાથે મોટાં રીઝર્વ ફંડો ઉભાં કરી જો લીમીટેડ કંપની તરીકે ચલાવવામાં આવે તો હજુબી ઘણું સારૂં ડીવીડંડ આપી શકે એમ હું છાતી ઠોકીને કહી શકું છું! એમ તો કેટલીક દેશી વીમા કંપનીઓ, બેંકો ને બીલોના શેરોનાં કામકાજ એજ ધોલે દિવસે શેરહોલડરોને લુટવાનાં ધંધા પરજ સારા નફાથી ચલાવવામાં આવેછ; તે તમુને અજાણુ નહી હોશે. જે પારસી માબાપો પોતાનાં છોકરાંઓનું શું કરવું એ ખ્યાલથી મુઝાયછ, તે લોકોના ઉત્સાહી ઉધરતા છોકરાઓને અલીબાબા ચાલીસ ચોર માફક ટોલીઓ થઇ લુટફાટનો ને ધાડ પાડવાનો ધંધો કરવાની હું સલાહ આપુંછ. લેવ સાહેબો, આજના નામાકીત પરોણા બચા સાહુની સલામતી! કાબુલી બીબ્રીની સલામતી!! શાહી જનાનખાનું આબાદ રહે તેની સલામતી!!!"

## (૨૨)

કતલે આલમ કીસી માશુકશે કુછ દુર ન થા
વિસ્કી બ્રાન્ડી બાદ પીકેટીંગ જરૂર ન થા
દીલ ન થા કોઇ કે શીશેકી તરહે ચુર ન થા
ટબલા હારમોન્યમ તંબુરા બેસુર ન થા

તાજપોશીને ખુશાલીને લગતું ખાસોઆમ મહેફલ શાહી ખાણું પુરૂં થયા બાદ બીજે દીવસે બચા નામવરે અમારી સલાહ ને આપદને માન

આપીને એક Fancy Dress Ball યાને નાચનો એક જંગી મેલાવડો પોતાની શાહી મેહેલમાં કરવાનું મુકરર કીધું જેને માટેના ઇનવીટેશનો કાબુલના એરીસ્ટોક્રેટીક કલાસના સોસાયટીના મોટે ખાંચરેનાં ધપધપીયાં ફેમીલીઓને મોકલવામાં આવ્યાં'તાં.

આ શાહી ઇજનતું માન મેલંવવા છેલ્લી લડાઇનાં કંટ્રાકટમાં હાથ મારી નવાં ઉગી ને ઉભરી નીકલેલાં ઇચમજી દોરીયાવાલાઓમાં ઘણી તીક્ષણ હરીફઇ થઇ રહી. અને લીમજીને Master of Ceremonies નેમવામાં આવેલો હોવાથી ને એ કાર્ડો મોકલવાનું એના હાથમાં હોવાથી એણે લાગતા વળગતાઓમાં અકેકો કાર્ડ સો સો રૂપીએ વેચી ઠીક કમાણી કુટી કહાડી'તી. એણે એ કમાયલા પઇસામાંથી મને પચીસ ટકા ભાગ આપવા માંગ્યો પણ મેં એવાં હરામ કમઇનાં દોરીયાં લેવા તુચ્છકારથી ઇનકાર કીધો ને મને પચાસ ટકા ભાગ મલે નહીં ત્યાં સુધી એમાંની એક અરધીને ચીપીયાએખી અરકવા મેં ધસીને ના પાડી ને મારાં મત સાથે એ મલતો નહી થવાથી એણે very sorry કરીને બધી રકમ ખીસામાં સેરવી દીધી.

એ કાર્ડો બહારથી વેચાતા લઇને કોઇ વોહરાજીઓ દરવાજા પર મોંઘા ભાવે વેચે નહી તેની દેખરેખ રાખવા છુપી પોલીસના માણસો મહેલની બહાર જામા પીછોરીના છુપા લેબાશમાં હાજર રહયા'તા. એ સાવચેતી ઘણી કામ લાગી કારણ કે ડાન્સની રાતના બે પકાણો મહારાણી વીકટોરીયાના કોરોનેશન વખતના ને ત્રણ તાયફાવાળાઓ ગીએ વરસની આલબલેસ બાગના તેડાંની લગનની ચીઠીઓ બતાવી અંદર ઘુસી જતા પકડઇ જવાથી બીજાઓને નસીહત ને દાખલો બેસાડવા તે લોકોને તરતજ મહેલના ચોગાણમાં ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા. બચો એ લોકોને ફકત દંડ કરીને છોડી મુકવાની તરફેણમાં હતો પણ લીમજીએ એને સમજાવ્યો કે રઇયતને છ છ મહીના થયા ફાંસી જોવાની મલી નથી તેથી ઘણીજ છેડાયચ તેથી રઇયતને ખુશ રાખવા બચ્ચાને આય ઉપાય ફરજ્યાત લેવો પડયો.

અમાનુલ્લાની રોમ બદલી થયા પછી ઘણે વરસે આ Ball યાને શાહી નાચનો જલસો થનાર હોવાથી કાબુલના માલેતુજાર વર્ગમાં તેમજ ત્યાંની યુરોપીયન વસ્તીમાં ઘણું ઉલટ ને ઉત્સાહ ફેલાયા'તા ને બધાં યુરોપીયન એલચી ખાતાનાં એલચીઓ, તે લોકની મહોરદારો ને ફુલ સ્ટાફ સાથ હાજર થનાર હતા.

બચો પોતે ઘણો અચ્છો ડાનસર હતો કારણ કે નાની ઉમરે પેશાવરની ચાહની દુકાનોમાં રાતના ઘરાકો આગલ મોડેથી એ જુના અફઘાન ડાન્સો હાથમાં નાગી તલવારો સાથે કરી બતાવી થોડાં દોરીયાં કુટી કહારતો'તો ને કાબુલનો કબજો લીધા પછી એણે મુંબઇથી ચુનંદી નાચનારીઓ બોલાવી પોતાનો એ જુનો શોખ પુરો પાડવા દેશી ને યુરોપીયન ડાન્સીંગ શીખી તે પર બેહદ કાબુ મેલવ્યો'તો.

અમે બેઉ જણા બી કોરોનેશન ટાંકણે થનારા એવા ડાન્સની વકી રાખીને મહીનાઓ આગમજથી વેલાત ને પેરીસથી ટપાલ મારફતે જાણીતી ડાન્સીંગ સ્કુલના Postal Courses મંગાવીને, ઘેરમાં રાત ને દહાડો 'One step, two steps, ten steps સ્પેનીશ ટાંગો, પોરચુગીઝ પાંગો, ડેનીશ ડાંગો વગેરેની ઘણી પ્રેકટીસ પાડીને આઠ દશ જોરી બુટના સોલો ઘસી નાખ્યા'તા. મરહુમ રૂડોલ્ફ વેલેનટીનો પછી જો કોઇબી આરટીસ્ટને મે ટેંગો તેની પુર ઝમક ને અસલીયાતમાં નાચતો જોયો હોય તો એ મારો લાડકો લીમજીજ છે. એને એજ એના હુનરને ખાતર પેરેમાઉંટ, ફ્રોક્સ, મેટરો ગોલ્ડવીન જેવી ધરખમ ફીલમ કંપનીઓએ લખોના કોંટ્રેકટે રાખવા માંગ્યો'તો પણ એણે એ બધી માંગણીઓ ઉપકાર સહીત ના પાડી'તી કે ખુદાએ બક્ષેલી એ ખુદઇ ને નાદર હુનરમાંથી એ કંઇબી કમાણી કરવા માંગતો નથી.

બચાએ આ ટાંકણાં માટે બે મોંઘાદાટ ઇનામો એક લેડી ને એક જેનટલમેન માટેનું સોથી સરસ ફેન્સી ડ્રેસો માટે જાહેર કીધું'તું. મેં ને લીમજીએ એમાંથી બેઉ યા એકબી ઇનામ કંઇ ઓરીજીનલ ડ્રેસ માટે જીતી જવું એવા પાકકા ઠરાવ પર આવીને સુખડ લોબાન મુકીને કસમ બી ખાધા.

શાહી મહેલના ડાન્સીંગ હોલની ફ્લોરીંગ દીવસો આગમનજથી કેરાંની છાલે ઘસી ઘસીને લીસી ને સફાઇદાર બનાવવામાં આવી'તી ને તેની દીવાલો પર કીંમતી પીકચરો, સુનેરી ગીલીટના આરસાઓ, ટેપેસ્ટ્રીઓ તેમજ અફઘાન રાજ સાથ સંબંધ ધરાવતા બધા દેશોના વાવટાઓ લટકાવવામાં આવ્યા'તા. જેમાં અમે બેહદ મગરૂરી સાથ જોયું કે આપણાં માદર વતન મધર ઈંડીયાનો ભગવા રંગનો ને ચરખા સાથના છાપવાલો સ્વદેશી રાષ્ટ્રીય ધ્વજ ઘણી આગેવાની ભરી જગા રોકતો'તો ને તેની નીચે આખો વખત ફીરમજી સાડીમાં સજ થયલી હીંદુસ્તાન સેના દલની બે સેનીકાઓ ચાલુ લોબાન ને અગરબત્તી બાલ્યા કરતી'તી.

આ માંગલીક પ્રસંગ માટે કાબુલની નદીમાં લંગર નાંખી પડેલા ઇરાની કાફલાની બે ક્રુઝરો S. S. એગ્રેમેન્યુસ ને S. S. સ્પેંથેમેન્યુ પરનાં બે નેવલ બેંડો ઇરાનની એડમીરલ લોહરાસ્પ બીન દોરાસ્પની મહેરબાનીભરી પરવાનગીથી ડાન્સનું મ્યુઝીક પુરૂં પાડવા હાજર થયા'તા. જેને મદદ આપવા કાબુલની વાનર સેનાનું જાઝ બેંડ એના બેંડ માસ્તર શ્રીયુત શાહબુદીન ગોરીના સરદારી હેઠળ બહાર પડયું'તું. ને કદાચ કોઇ નાચનારાંઓને હીંદી મ્યુઝીક ને હીંદી નાચનો શોખ થઈ આવે તે માટે મેં ભેજું વાપરીને એક વધારાનું નાનખટઇ બેંડ આઠ આદમીનુ પાયધુની પરથી મંગાવેલું એના મ્યુઝીકલ ડીરેકટર નનુમીયાં કોકેનવાલાની સરદારી હેઠલ આવી પુગું'તું. એ લોક આઠ દહારા ફક્ત કાબુલ રહયા તેટલા ટુંક વખતમાં રસ્તે ચાલતા આદમીઓ ને છોકરાંઓ મોહલામાં "દીલદાર યાર છયલાસે નયના લગાય જાયંગે" ને "મઝા દેતે હય કયા યાર તેરે બાલ ગુંગરવાલે" ચાલુ ગાવા લાગ્યાં.

અમે લોકો પુર દરયાફ્ત કીધા પછી એવા ઠરાવ પર આવ્યા કે મારે મરદના ને લીમજીએ લેડીના કોઇ ફેન્સી ડ્રેસમાં ડાન્સમાં હાજરી આપવી. લીમજીએ આટલા વખતમાં રસીયન કોનસલ પર અવરનવર સેવ, પાપડ, ધરભ, તરેલા છમણા વગેરેના પારસલો મુંબઇથી મંગાવીને ચાલુ મોકલ્યા કીધેલા હોવાથી એની સાથ ઘણી ઘાડી દોસ્તી માંડી'તી. એટલે એણે એને

પટાવી સમજાવી એ કોનસલની મહોરદાર મેડમ પોરોચીસ્કીનો ઇવનીંગ ડ્રેસ પુરો મેલવી લાગ્યો ને એક હેરકટીંગ સેલુનમાંથી બઇરાંની સુનેરી બાલની શીટ થતી વીગ ભાડે લઈ આવ્યો. એનું પગનું કાલબુદ અઢાર નંબરનું હોવાથી એની સાઇઝના લેડીઝ શુઝ તો ખાસ મંડાવવાં પડયાં. મેં પોતે જાણીતી ને મશહુર માદન લીમીટેડના ડીરેકટર મારા ફ્રેંડ ખાનબહાદુર અરદેસર બીલીમોરયા પર લાંગવગ લગારી એ લોકની કંપનીના પ્રખ્યાત "યઝદેઝર્દ શહેરીયાર" ના ખેલ વખતે વપડાયલો શાહ યઝદેઝર્દનો આખો શાહી લેબાસ વીગ તાજ તલવાર વગેરે સાથ પુરો મંગાવ્યો જે એવણે એક બોલે પાંચસો રૂપીયા ડીપોઝીટ લઇને મારી પર મોકલી આપ્યો ને લખ્યું કે 'બીરાદર, તારી હાથ ચાલાકીનો મને પુરતો અનુભવ છે તેથી તાજમાંનાં નાલામોટા બધા હીરા ગણી લીધેલા છે. પાછળથી કંઇબી વધઘટ થવી નહી જોઇએ.'

ડાન્સને માટે લીમજીએ સાંજથી મોટા પાયા પર તઇયારી ને ધધુખર કરવા માંડી. બે કલાક આગમજથી એ ડ્રેસીંગ રૂમમાં ભરાયો ને ઘણીજ તજુમલથી એણે દહારી મુછ બોરવા માંડી. બે વખત અસતરાનો સીધો હાથ લીધો ને એટલાથી નહી ધરાતાં દહારીપર સેન્ડ પેપર ઘસરયું ને છેલ્લે કાનસબી ફેરવીને દાહરીની ચામરી સેટીન જેવી સુંવાલી ને મસકા જેવી નરમ બનાવી દીધી. એણે હવે આખે આંગે સુખડનું તેલ બે નોકરો પાસ માલીસ કરાવ્યું ને નાહવાના પાણીમાં બે બાટલી સેંટ નાંખીને તે મઘમઘતાં પાણીએ નાહયો ને ફરીથી આખા આંગ પર વીનોલીયા પાવડર છાંટયો. ને આંગલી આંગલીએ ગાલ ને હોઠ પર (Rouge) લાલી લગાડીને ખીલતા ગુલાબ જેવું મોતું બનાવી દીધું. ઘણી સંભાળથી એણે હવે રૂશીયન કોનસલની બઇરીનો ભાડે લાવેલો ઇવનીંગ ગાઉન ને લેસનો ભરેલો પેટીકોટ પહેરી જાંગ સુધી પુગે તેવાં બઇરાંનાં મોંઘાં જાલીના રેશમી મોજાં ને સાટીનના બુટ લટકાવી દીધાં ને વીગ પહેરવાનું છેલ્લી ઘડી પર રાખી પસીનાથી કપરાં ખરાબ નહી થાય કરીને પંખા નીચે બેસીને આઇસક્રીમ ને ફાલુદો ખાવા લાગ્યો મેં એને ચેતવ્યો

કે "પંખા નીચે બેશીને ખાયચ તે તદન ઠંડોગાર થઇ જશે ને ન્યુમોનીયા થઇને ઓક્સીજન પર રાખવો પડશે."

પણ મારા જેવી મુરબ્બી દોસ્તનું એ માનેછ કેદારે, એટલે એણે મારી બહોંસ પર પોલીસના ડીંગોરા જેવી મોટી બીજી છ કુલ્ફી ખાધી.

મેંબી હવે કબટના કાચ સાંમે ઉભો રહીને ચઝદેઝર્દ શહેરીયારનો ડ્રેસ પહેરી લીધો. તાજ દાદી સરકારીના માપનું હોવાથી મારાં માથા પર મુકતાંની સાથે તદન નાખ પર ઉતરી પરયું. લીમજી હસવા પડયો કે "તું તાજ પહેરવાના અખારા કર, તાજને નકામું ખરાબ લગારશે. તું માથા પર આઇસની કોથરી બાંધીને નહી તો તરકારીની ટોપલી મુકીને જા, તે તારા મોંના પર વધારે શોભશે."

પણ એના એવા પટપટારાની મેં જાસ્તી કનવાર કીધી નહી. પણ તાજની અંદર રૂની નાલી ગોદરીઓ મુકીને તે ફીટ બનાવીને પહેરી લીધું. કમરના પટામાં તલવાર ખોસીને હાથમાં ચાંદીનો ગાવીયાની ગુરજ લીધો. મારી માસે સેંટ નહી હોવાથી મેં રૂમાલ પર બરખી પાઇંટ સાજનપુરી રમ છાંટી લીધો જેના બેહકાટથી ઓરડામાંનાં મચ્છરોબી બધાં બહાર નાશી ગીયાં.

મને હવે તઇયાર થયલો જોઇ લીમજી બી ઉઠયો ને માથાં પર પેલી બઇરાંની વીગ પહેરી લીધી. પણ વીગ ઘણી ટાઇટ હોવાથી એનું માથુ ધધની આયું ને હાટહુસ કરવા લાગ્યો. એણે ખભાં પર મોટી રેશમી ફુલની ભરેલી સ્પેનીસ શાલ નાંખી, છાતી પર ફુલનો તોરો પીન કરી લીધો ને હાથમાં શાહમુરગના બાવન પીછાં સાથનો ગંજાવર પંખો લીધો ને આરસીમાં છેલ્લી નજર નાંખી પોતાની તસવીર જોઇ હું દઇ હસી પરીને "Come on મંચા, everything is O. K. Quick March" કરીને મારી બગલમાં હાથ મુકીને ઘણી નાજુકાઇથી ડાન્સ હોલ તરફ ચાલુ સુકયું.

આટલી ઉમરેબી આ બધા ગેટઅપ ને મેકઅપથી એ તદન નવજુવાન ને ભલા સાધુનું દીલ પીગલાવે તેવી નાજુક છોકરી જેવો લાગતો તે એટલે સુધી કે એક અંધારૂં ખુણું આવતાં મારાથીબી કુદરતી એને કીસ લેવાઇ

ગઇ ને એ વરી પોતાની નવી કેરેક્ટરને જેબ આપે તેમ અકરયો કે "એક જુવાન કુમારી છોકરીના આંગ સાથે એવી નખોજી છુટ લેવા માટે તમારે શરમાવું જોઇયે. તમારા વીશવાશ પર તો મારા મમાએ મને તમારી સાથ ડાન્સમાં મોકલીચ ને જ્યારે તમેજ એવી ગેરવરતણુંક ચલાવોચ તો મારે કોણનો ભરોશો કરવો? યા ખુદા! મારી પાકદામનનો બચાવનાર તુંજ એકલો સાહેબ છે, તો મને આ મુજીના ઝાલીમ દસ્તમાંથી છોડવજે." એ તો હજુ નાટકી સ્ટાઇલે જાસ્તી બોલવા જતો'તો પણ મેં એને એક ઠોબરામાં મુકી દીધી ત્યારેજ એ ડપટ પડયો.

ચાંદરણી રાત હોવાથી દીલપઝીર રાત્રીની ઠંડકમાં અમે લોકો ગાંડીમાં નહી જતાં પગેજ મહેલ પર ચાલીને જવાનું પસંદ કીધું. હું લીમજીનો હાથ મારી બગલમાં લઇને દમામદાર ગંભીર અદાથી વાત કરતો છાતી આગલ કાઢી ચાલુ ખરો, પણ તે કરતાંબી લીમજીનાં નખરાં ને નાઝો અદા ઘણાંજ વખાણવા લાયક.

એક ઇરાની બાદશાહની બગલમાં એક ખુબસુરત યુરોપીયન નાઝનીનને બુરખા વગર ફરતી જોઇને લોકોની ઇંતેઝારી વધી ગઇ. એ દેહકાનીઓ ફેન્સી ડ્રેસની ખુબી ને નોવેલ્ટી સમજતા નહી હોવાથી આપસઆપસમાં અમે સમજ્યે તેમ ઘુસઘુસ ને ટીકા કરવા લાગ્યા કે "એ ઇરાની નવાબ કોઇ મડમકી છોકરીકુ ભગા લે જાતા હય. બોત શરમકી બાત હય કે એક સગીર વયકી બાલાકુ એ શેતાન ફસાતા હય. વગેરે વગેરે."

મેં લીમજીને ચુપચુપ ચાલ્યા કરવા કહ્યું પણ એને તો વળી નવી એકટીંગ બતાવવાનો મોકો મલેલો હોવાથી એ ડપટ પડયો નહી પણ પોતાના પંખાથી નઝદીકના પહાણોના મોંના પર ફટકા મારવા માંડયા ને નાજુક મડમની માય જેવોજ અવાજ કહાડીને બોલ્યો "જાવ ચલા જાવ. તુમ બોત બેશરમ આદમી હય, કે અચ્છે શરીફ આદમીકુ સતાતા. એ તુમ લોકને કયા સરવસ નીકાલા. કયા તુમારા બાપકા શાદીમે જાતા હય. એ હમારા શવહર હય ને

હમ દોનો નાચમે જાતા હય. ખબરદાર જો મુવા તુમ લોક હમારા પીછારી પીછારી આયા તો."

આય નાચની વાત સમજીને કોઇ દોઢચતુરે ભમરડો ગુમાવ્યો 'વલ્લા વલ્લા સચ હય. એ તો અપના કેપીટોલ સીનેમામે વોં નાચ કરનેવાલા નયા ઓરત આયા હય વો મીસ હીરા હોયગા. વલ્લાહ કયસી ખુબસુરત વો નાઝો અદાસે ભરી હુંઇ હય, અબે કાસમ ઉસકી કમર તો દેખ કયસી નાજુક ઓર છોટી હય."

મેં જોયું કે અહીં જે વખત જાય તેમાં નાતું જેવું હુલ્લડ થશે એટલે તરત એક પસાર થતી ટેક્સી બોલાવી લીમજીને અંદર આંચકો મારીને ફેંકી દીધો ને ટેક્સીને પુર ઝડપથી શાહી મહેલ પર હંકારી જવા હુકમ આપ્યો. મહેલનાં ચોગાણમાં પુગતાંજ અમે બેઉ જણા ઉશ્કેરાયલી હાલતમાં બેધ્યાન-પણે ભારું ચુકવ્યા વગરજ સગેમરમરનાં દાદર પર ચઢવા માંડયું. પણ આણી બાજુ વળી કાબુલી ચોંઇ હતો. એણે બમે ફાંડીએ કુદકા મારી દાદરની અધ-વચેજ મારો શાહી ડગલો ખેંચ્યો "કેમ એઇ સકરગંદેરી, એમ ભારું ચુક-વવાનાબી અખારા કરેછ તે તારે આ બધો શાહી ઠાઠમાઠ ને દોરદમામ તદન પોકલ ને બનાવટીજ છે કે? ગજવામાં દોરીયાં નહી ઉતાં તો ટ્રામમાં કાંય નહી આયો? તું મુવો રાજાનો થતો, આય સને તું સાંમુ ખરાબ લગારેછ."

મેં જોયું કે આજુબાજુ ઉભેલા આફીસરો ને અમલદારોમાં અમારૂં નાક કપાયછ એટલે મેં બી મોટાં દીલે પણ મનમાં ગારબેર દઇ ને મારાં આંગલાં પરની મારી લગનની વીંટી કહાડીને એનાં આંગ પર ફેંકી. જતાં જતાં એ મને દમ આપતો ગીયો કે "બચાજી, જો આ વીંટીબી તારા બધા ડ્રેસની માફક બનાવટી હોશે તો તુંને પાછા ફરતી વખતે આ મોહલ્લાના નાકા પર ઘેરીને મારૂં નહી તો મારૂ નામ મમદુ પોસાગીર નહીં."

અમે હવે ડાન્સીંગ હોલની બહાર આવી પુગ્યા ને દરવાજા બહાર ઉભેલા ચોબદારે અમારી આમદ જાહેર કરવા અમારાં નામ માંગ્યાં તે અમે છપાવીને તઇયાર રખાવેલા અમારા સુનેરી કાર્ડો એનાં હાથમાં મુકયા તે પ્રમાણે

એણે અમારી માનવંતી પધરામણી જાહેર કરવા ચોબદારનો દંડ જમીન પર ત્રણ વખત ઠોકી અમારાં નામ બાગેબુલંદ અવાજે પોકારયો કે 'નામવર મડામ ધુપછાંવુસ્કી ડ લા મોસ્કો ને હીઝ લેટ હાઇનેસ યઝદેઝર્દ શહેરીયાર ધી ફોર્થ ઓફ જાબુલીસ્તાન પોતાનાં મુબારક કદમોથી આ અયવાન પાવન કરે છે' અમે બેઉ જણ બકીંગહામ પેલેસમાં શાહી બોલ વખતે જેમ શહેનશાહ ને શહેનશાહબાનુ દાખલ થાયચ તેવા ટેક ને ઠસ્સાથી અંદર દાખલ થયાં.

અમારા આવ્યાથી હોલમાં ચાલી રહેલી વાતચીતનો ગણગણાટ જરા વાર બંધ પડી ગયો ને સેંકડો ઇંતેજાર ચશમો અમારા ચહેરા પર વખાણ ને તાજુબીની નજરથી ઠડી રહી. અમુને અમારા આય નવા લીબાસ ને ગેટ-અપમાં કોઇ પીછાણી શકયું નહી. અમારા આવ્યાથી તે શાહી અયવાનમાં એક જાતનું સેનશેશન થઇ રહયું. ત્યાં હાજર રહેલાં બીજાં ખુબસુરત બઇરાંઓની ગોયા હસ્તીજ ભુલઇ ગઇ ને બધાંની આતુર ચશમો લીમજીના ગુલાબી રૂખસાર ને સીતારા જેવી ચમકતી ચશમો પર ટીકઇ રહી. દરેક જણ પુછવા લાગ્યું કે આ કયા પરેસ્તાનની પરીસુરત નાઝનીન છે? પાંચ મીનીટમાં તો મને ચાર પાંચ જણા પુછી રહ્યા કે મીસટર, એવણ જો કુંવારાં હોય તો એવણનો ટપકો અમારી પર મોકલશો. રાસ આવશે તો તરત લગન કરી નાંખશું. અમે ધીમે કદમે ટટાર ચાલીને બધાંને સલામ ને નમન કરના બચાની સામે આવી ઘણુંજ નમીને કમરમાંથી ઝુકીને કુરનસ બજા લાવ્યા. બચો નામવર જે આ વખતે સરકામાં ભીજવેલો એક મુરો ચાવતો'તો તેણે અરધો કરડેલો મુરો બાજુ ફેંકી દીધો ને ઘેલાની કાની લીમજી તરફ બે મીનીટ ટગર ટગર જોયા કીધું. "ખુશ આમદી, મારાં અઝીઝ મેહમાનો, ખુશ આમદી. વલ્લાહ ગોયા આકાશ પરથી થોડા વખતને વાસ્તે નીચે ઉતરી ચાંદ ને સુરજ બેઉ મને માન આપવા અહીં હાજર થયા હોય એમ લાગેચ. અય રોશન દીદારની ચેહરેનમુન બખ્તાવર બાનુ. ભલે પધારો. તું નાઝનીનની અહીં તશરીફઆવરીથી, તારી બ્યાન નહી થઇ શકે એવી દીલ ચાક કરનારી ખુબસુરતી ને હોસાનથી મારી મીજલસની રૂઉનકમાં ઓર ઝમક આવીછ. મારી નાચીઝ મહેફીલને તેં બડી ઇઝઝત સરફરાઝી બખશીછ."

લીમજી તો આ બધી તારીફથી શરમાઈ ગીઓ હોય તેમ પંખાની પાછલ ડોકું નીચું નમાવી શરમાઇને નીચું જોતો ઉભો ને બચાને પોતાનો હાથ કીસ કરવા દેવા તેના આગળ લાંબો કીધો; જેણે તે નાજુક હાથ બેઉ હાથમાં લઇ વાંકો વળી તે પર ઘણાં માનથી કીસ કીધી ને પછી પેપરમીટ ચુસતો હોય તેમ દરેક છુટી છુટી આંગલીબી મોંનામાં લઇ તે ચુસી.

મેં લીમજીને આસ્તેથી કહયું "બચ્ચા, તારા હાથ પરના બાલ મેં સવારનાજ અસતરાએ ઓખવી ઓખવીને કાહરયા તો હમણાં તારી આબરૂ રહીછ ને તું નાજુકમાં ખપેછ, નહી તો તારો ભરમ તરત માલમ પડી આવતે ને તુંને અહીંથી કપરાં મુકીને ઉભી પુછડીએ નહાસ્વું પડતે."

લીમજીએ હવે ઘણોજ નાજુક અવાજ કાઢી રૂપેરી ચંગ વાગતો હોય તેમ બોલવા માંડયું. "ગરીબ ગુરબાંનાં બેલી ને નાચાર વીધવાઓના મુરબી સરતાજ, રઇયતના દાદખાહ ને બહાદુર લશકરના બહાદુર ને ઝનુની સપેહસાલાર, તું બુલંદ બખ્તનો આ કદીમ તાજોતખ્તનો માલીક ને આલીશાન રીયાસતનો જાહોજલાલીભર્યો શહેનશાહ એક ગરીબ ગુલામડીની આટલી બધી તારીફ ને કદર કરીને તેની ઇઝઝત બેહદ વધારી દેયછ તે માટે હું સરોચશ્મથી તારો શુકરગુઝાર કરૂંચ ને ઉપકાર માનુંછ કે સુલેમાન પાદશાહના જેવી આ દાવતમાં તેં એક કમીની પરદેશી નાચાનારીને તેડાં કે ઇજન વગર આવવા દેવાની ઇજાઝત બખસીછ."

બચો તો લીમજીની આ શીરીન ઝબાનની ગુફ્તારથી પાણી પાણી થઇ ગીઓ ને પુછયું "અય નુરે નઝર, ઇલ્મીશ આસમાનના અય ઝલકતા સીતારા, તું કેઇ રીયાસતની પયદાશ છે ને વતનથી દુર હજારો માઇલ દુર તું એક નાજુક નાઝનીન શું સબબથી આવીચ તે ખુલાસાથી જણાવ."

લીમજીએ હવે પુર બહારમાં એની એકટીંગ કરવા માંડી. એણે ઢોંગથી રૂમાલે આંસુ લુછયાં ને એક ધીમો નીસાસો નાંખીને ગલગલતા સાદે બચાને બનાવવાનું ચાલુ રાખ્યું "શાહનું બખ્ત બુલંદ થાવ કે તું એક મારા જેવી નાચીઝ કનીઝમાં આટલો ઇંતેઝારીભર્યો રસકસ લેય છે. અય ગરીબોના

નેગેહબાન, મારી કેફીયત ઘણીજ દુઃખભરી છે. નસીબનાં નખરાં ને તકદીરની તારાઝીથી હેરાન પરેશાન થયલી હું એક દુઃખી ને લાચાર કમનસીબ અબલા છેઉં. એક વખત હુંબી જાહોજલાલીની ટોંચ પર બીરાજમાન થયલી હતી. બાદશાહ સલામત, હું રશીયાના મરહુમ ઝારના માસીના દીકરા ગ્રાંડ ડયુક ઓફ ઓરેન્ફુસકીનું એકપુરૂં લાડકું ફરઝંદ આઇવી, ડચેસ ઓફ કોનસરટીના છેઉં. રશીયામા જાગેલા છેલ્લા બળવા પહેલાં મારો પ્યારો પેદર ઝારના સાઇબીરીયાના લશકરનો વડો જનરલ હતો જે લશકરમાં મારો નાનો ભાઇ રૂડોલ્ફબી એસીસટંટ હદ્દેદાર હતો. હું હઝારો લાડ ને પઇસાની ચહેલ મહેલ વચ્ચે ઘણી સંભાલ ને પ્યારથી ઉછરી'તી. પણ બલવો ફાટી નીકળતાં મારો અઝીઝ પેદર ને ભઇ એ બદમાસ બલવાખોરો સાંમે ઝાર તરફથી લડતાં કપઇને કટકા થઇ ગયા. અમારા કરોડોની જાગીરો લુટી લેવઇ. હું તદન મુફલીસ હાલતમાં મારી એક બુઢી વીશ્વાસુ દાસીની મદદ ને લાગવગથી છુપા વેશમાં પેરીસ નાસી છુટી. ને હાલમાં હું એક ઇંગ્લીશ મ્યુઝીકલ કોમેડી કંપની સાથે ડાન્સર તરીકે પેશાવર આવીછ ને ત્યાંથી થોડા દિવસની રજા લઇ તુંજ નામવરની તાજપોશીમાં ભાગ લેવા આવીચ. ઓ આલમ પરવર, આ મારી દુઃખી કેફીયત છે! અફસોસ કેવી નાચાર હાલત! નથી હવે મારે માટે એક પેદરનો પ્યાર કે ભાઇનો લાડ ને મોહબત કે નથી કોઇ દીલસોઝ દયાલુ પડોશીનો માયાલુ સંથ્યારો ને આશરો. વતનથી બેવતન તુટેલે દીલે મારી કમનસીબ ઝીંદગીના કંગાલ દીવસો ખતમ કરૂંચ. ઓ હવે મારૂં શું થશે? દુન્યાની આફતો ને જંજાલોથી મને કોણ બચાવશે?"

બચાએ એનો બાલનો ભરેલો હાથ એના જીગર પર મુકીને ઘણા દીલસોજ અવાજે પુછ્યું "ઓ સૌભાગ્ય સુંદરી, ઓ મારા જાન, હું બાર હાથનો ને બે માથાંનો તારો પાલનહાર તારે માથે વાસે જીવનો બેઠેલો છેઉં છતાં તું પુછેછ કે મારૂં શું થશે ને હું કોણને આશરે જવશ? ઓ અભાગણી ઓરત, દુન્યાનાં દુઃખ દરદો ને ગમ તું હવે હમેશને માટે ભુલી જા. હવેથી તારે માટે સુખનો સુરજ જાવેદાન ઝલકતો રેહશે. તું હવે મારી આંખની કીકીમાં સમઇ સચવઇને રેહશે. મારાં જીગરમાં હમેશની પનાહ

ને શાંતી ભોગવશે. બસ ગુઝરી ગયો છે આફત ને હાડમારીનો ઝમાનો. હવેથી મારી પોસ્તોપનાહમાં તું રાજ કરતી રાણીની જાહોજલાલીથી સુખી ઝીંદગી ગુજારશે. હું તુને પેનશન બાંધી આપશ ને મારી બેગમોને પીયાનો શીખવવા રાખશ. હવે તારી હાજરી વગર ઝીંદગી મને લુખી ને અંધકાર લાગશે." ને એણે ઉશકેરઇ જઇને લીમજીના હાથમાંના ગંજાવર પંખાના પરદાનો લાભ લઇ એને હાથ પર લીધી ને લીમજી શરમાલ અદાથી બબડયો "જેવો તું નામવરનો હોકમ. હું તારા ઉપકારમાં દબાયલી એક અદના કનીઝ છેઉં. તારી ખુશીમાં હવેથી મારી ખુશી ને મોજ છે. મારો પીદર તો ગુઝર પામ્યોછ. પણ હવેથી હું તુંનેજ મારો બાપ સમજશ ને તુને પીદરનાજ વહાલ ને મોહબતથી નવાજસ."

બચો આ વાત સમજી જરા ફફડી પડયો "નહી, નહી, પેદર ને ફેદર શું બરયુંચ? હું શું કંઇ છેકજ મારીયા પર નાંખી દેવા જેવો બુઢો છેઉં શું કે મને તારો શેકંડહેંડ બાપ બનાવવા માંગેચ. નહી નહી, મને તારો માનીતો સમજ. તારો ચાહનાર, તારા પ્યારનો તલબગાર દીવાનો મજનુન સમજ. મારી જીંદગીના કરમાયલા બાગને તારા હેતનું પાણી સીંચી તેને પાછી સજીવન ને લીલીતરીવાલો બનાવ. હું ફરહાદ તું શીરીન, હું રોમીયો તુ જુલીયટ બન. આપરાં બે જીગરો હવે એક તરીકે ધપકવા દે."

લીમજીએ આ સમજતાંજ નખરાં કરીને બચાની છાતી પર માથું નાંખીને બબડયો "કબુલ છે. મારા સરનાં તાજનો એકજ બોલ મારે માટે શાહી ફરમાન છે. હવેથી તારૂં ને મારૂં જીગર સાથેજ તારા નામના ધપકારા લેશે. તારા પસીનાનાં એક ટીપાં પર મારા તમામ બદનનું લોહી રેડાવવા હું તઇયાર છેઉં. તારી દોસ્તીમાં, તારી મોહબતમાં મને ગુઝરેલી જીંદગીના દુ:ખી ખ્યાલો ભુલી જવા દે.

આપ્યુંચ મેં તુંને જીગર ને દીલ,
જાનખી લઇ લે ઓ ખુની કાતીલ.

બચુ, મારા લવ, દુન્યાની નઝરમાં તો તું પરાયો છે પણ મારી નઝરમાં ને ખુદા પાકની નઝરમાં તું મારો હવે કબુલ્લાયલો શવહર છે તો મારા પાક પ્યારની એક અદના નીશાની તરીકે આ અંગુઠી કબુલ રાખ." કરીને એને મેં બૉલને માટે વાપરવા આપેલી મારી મોંઘીદાટ હીરાની વીંટી એણે આંગલી પરથી કહાડી બચાને પેહરાવી દીધી. મેં એને ઇશારતથી ઘણુંબી ના કહયું કે કયા તારા બાવાની વીંટી કે એમ છુટે હાથે તું બખસેસ કરેછ પણ એકટીંગની ધુંધમાં આવેલો એ માને શાનો? લીમજી ઘણો કમાલ એમેચ્યુર એકટર છે પણ કોઇ વખતે એ બેટીબાપ ઉલટમાં આવીને આજની માફક Overact કરી નાંખેચ.

બચો લીમજીના આ પ્યારની ગવાહીથી ઘણો ખુશ થઇ ગીયો એણે એ વીંટી પર સેંકડો કીસો લીધી. હું મનમાં વીચારવા લાગ્યો કે, "યા પરવર, લીમજીની આ નવી મસ્તીની મોહકાણનો શું અંજામ આવશે ને એણે અસુને આ મુકી દીધેલા કફોડા સંજોગોમાંથી કયારે છુટાશે. લીમજીએ હવે નજદીક ઉભેલા સીપાહીને બ્યુગલ વજાડી ડાન્સ શરૂ કરવાનો ઓરડર આપ્યો.

## (૨૩)

શાહી મહેલના આલીશાન બોલરૂમમાં નાચ હવે તેના પુર બહારમાં ાલી રહયો. નાઝનીનોના દીલચશ્પ દેખાવ ને ખુમારી ચઢાવનારી ખુબસુરતીથી ામજ મરદાનગી ભરેલા દલેર મરદોના દમામદાર દેખાવથી ગોયા બહેસ્તમાં ાજા ઇંદ્રની દરબારનો અખાડો હોય તેવો દેખાવ લાગતો'તો. નઝદીક બસો જેડાંઓ ડાન્સની મજાહ ચાખવા બહાર પડયાં, જેમાંનાં પોણા ઉપર ભાગને ચાપ જનમમાં ડાન્સ કરવાની આજે પહેલી તક મળી'તી. વળી ઉલટમાં આવેલા પહોણો ને તાયફાવાલાઓ ડાન્સીંગ શીખેલા નહી હોવાથીજ ડાન્સમાં ભાગ નહી લેય એવા તો શરમાલ હતાજ નહીં. ઇરાની દરીયાઇ કાફલાની મનવારો પરનાં બે મીલીટરી બેંડ ઉપરાંત મુંબઇથી બે ગામડી નાનખટઇ બેંડો ને બે પહાણી બેગ પાઇપ સાથનાં બેંડો હાજર રાખ્યા'તાં. એ બધાં

જુદાં જુદાં બેંડો હૉલની ચારે દીવાલો તરફ ગોઠવઇ જઇને પોતપોતાની મરજી મુજબના જુદા જુદા રાગો એકી વખતે વગાડતા'તા, એટલે ડાન્સીંગમાં ડીસીપલીન કે હારમની જેવું કંઇ રહયું'તુંજ નહી; ને દરેક બેંડ બીજા બેંડો સાથે વધારે મોટો અવાજ કાઢવાની હરીફાઇમાં ઉતરેલું હોવાથી ગોયા મેડ-હાઉસમાં ડાન્સનો મેળાવડો હોય તેવો દેખાવ લાગતો'તો. લોકોને પહોળા ગંજાવર કાબુલી લેંઘાઓ ડાન્સ વખતે પવન ભરઇને ફરફર ઉડતા રેહવાથી નદીમાં જાણે સઢ સાથની બોટો ફરતી હોય તેવો ભાસ આપતું'હું. પી ધરઇને તઇયાર થએલા એ મારા વહાલાઓ તો પોતીકાં બઇરાં પાર્ટનરો સાથે જાણે કુસ્તી રમતા હોય તેમ તે લોકોને ગરદન ને કમરમાંથી આખાં ઉંચકી નાંખીને ચકરડી ખવારતા, જેમ કરતાં ડજનબંધ બાઇરાંઓ દરયો લાગ્યો હોય તેમ ઉલટી કરવા પડયાં. દરેક ડાન્સ પછી એ કાબુલીઓ ને જાબુલીઓ ખુરસી પર બેસી જઇને ગરદન પર બાંધેલાં દીલતુછનાં છોડીને ખમીસની અંદરથી ખુશાલ પસીનો લુછતા ને બુટ કહાડીને તેનાથીજ પગનાં તળ્યાં સાફ કરતા. એ લોકમાંનો મોટો ભાગ પાનના દબુસા મારીને આયા'તા ને બેધડક જરા બી શરમાયા કે અચકાયા વગર એ જેનટલમેનો થોડે થોડે વખતે ડાનસીંગ ફ્લોર પર કે આજુબાજુ ઉભા રહેલા કે નાચનારાંઓના કપડાં પર બેધડક પાનની પીચકારી મારતા. એ લોકની એવી નીરદોષ રમુજ વીરૂધ કોઇ પ્રોટેસ્ટ કરવાની હીંમતબી કરી શકતું નહી.

નામવર બચાએબી મડામ ધ્રુપછાંવુસ્કી—યાને ૪૫ વરસના નાજુક લીમજી—પર કુરબાન થઈ જઇને તેને વધારે આંજી નાંખવા પોતાનો ખાસ રચેલો કાબુલી કેકવોકનો ડાન્સ "પેશાવરી પેંગો" કાબુલી ધોલકાં ને જાબુલી સારંગી સીતારના એકમ્પનીમેંટ સાથે બેઉ હાથમાં નાગી તલવાર સાથે પટા ફેરવતા જઇને પોતાના કાબુલી બુટનાં ધમધમાવી નાખનાર અવાજથી ધરતી ધ્રુજાવી નાંખી. હાજર રહેલા દરબારીઓ ને પરોણાઓએ બ્રાવો, વેલડન, મરહબ્બા, "બચા—તેં બી તારૂં નામ રાખ્યું." વગેરે ખુશાલીના પોકારોથી એને વધાવી લીધો.

હવે ચારે તરફથી લીમજીને ઓજરખાહી ભરેલી ફરમાશ થઇ

કે રશીયાની એ જગમશહુર ડાન્સર જેણે યુરોપની શાહી દરબારોમાં નામના મેલવી'તી, તેણે પોતાનો અડંગ ડાન્સીંગનો હુનર બતાવી હાજર રહેલી મીજલસને ખુશ કરવી.

મેં મનમાં ગાંઠ મારી કે લીમજી અહીં તરાપો ડુબાડશે, પણ એણે તો પોતાની શૉલ ને પંખો મારા હાથમાં આપતાં કહ્યું, "દીકરા, તું જરા જોતો ખરો, હું કેવું સેનસેશન કરૂં છ તે!"

એણે હવે બાજુમાં બેઠેલા પ્રોફેસર દેવવરના હીંદી ઓરકેસ્ટ્રાને મલહાર રાગ વજાડવા કહ્યું ને પોતાની નાકની ટીચકી પર અકેકની ઉપર એમ ત્રણ સોડાની બાટલીઓ ગોઠવી ને સૌથી ઉપરની બાટલી પર વેફરની પલેટ બેલેંસ કીધી. એણે હવે બેઉ હાથમાં સલગેલી મસાલ પકડી કમાલ બેલેંસ રાખીને ધીમાં દીલ ઉશકેરનારાં મ્યુઝીક પર "મોરલી"નો ડાન્સ નાચવા માંડયો.

આખી મીજલસ એની એવી ચાલાકી ને હુનરમંદી પર આશક પડી ગઇ ને "મેડમ હુપછાંવુસ્કી કી જય"ના ગંજાવર પોકારોથી મકાન ધમધમી રહયું. આ શાબાશીથી એનું લોહી વધારે ઉકલ્યું, ને એણે ઉલટમાં આવી જઇને મારી આસપાસ મસાલ ફેરવીને પગના અંગોઠા પર અતરંગ નાચવા માંડયું; પણ બેલંસ ખોઇ દેવાથી એક સલગેલી મસાલ મારા મોંઢા સાથ અફડવાથી, મારી હજારો લાડથી પાલેલી ને વરસોની મહેનતથી પાણી ને મોંઘું ખાતર નાંખીને ઉગાડેલી દહારી ઘાસની માફક ચરરર કરતી સલગી ગઇ; પણ મેં તરતજ સમયસુચકતા વાપરી આગ સાંમે બચાવ તરીકે દીવાલ પર ટાંગેલી પાણીની બાલદી મારા માથાં પર આખી ખાલી કીધી. મારો કીંમતી ઝરીન લેબાશ ભીંજાઇ ગયો; પણ દહારી અરધી સલગેલી બુઝાઇ ગઇ. લીમજી તો આ અકસમાતથી ગભરાઇને સફેદ પુણી જેવો થઇ ગીયો; કારણ કે એ જાણતો'તો કે હું, મારી લાડકી દહારીને પેટનાં બચ્ચાં કરતાંબી જાસ્તી ચાહતો'તો, ને દહારીને કંઇબી અલનલ આવે તે પહેલાં મારો જાન પટકી નાંખવાનું વધારે પસંદ કરૂં. એ દહાડીની વીફાઝત ને પ.સબાની ખાતર

'તો હું દર મહીને સેંટ, કોલનવાટર ને ફલીટ પાછલ પાંચસો રૂપીઆનો મોટો ખરચ કરતો હતો. પણ હું તો એની મોહબતમાં મરને એલાહી ગીરફતાર થઇ ગયલો હોવાથી હુ તો ગુસ્સે થવાને બદલે સાંમો હસવા પડયો કે "દહારી હમણાં હમણાં ઘણી વધી ગયલી હોવાથી ને મને ચાલતાંબી અવરનવર દહારીની આંટી આવતી હોવાથી હું સલુનમાં જઇને એને બૉબ કરાવવાનોજ હતો, તેટલાં તેંજ મારી એ તકલીફ બચાવી લીધી. ફકત અફસોસ એટલોજ છે કે હું એ દહારીએ ઘેરમાં ચીમની સાફ કરતો'તો, તે હવે બની શકશે નહી. વળી એ દહારીથી તો હું બૈરાંઓના પગનાં તલીયાં પર ગીલી ઘાલી તે લોકને ધુમ હસાવતો'તો. પણ તે વાતનો મને ગમ કે મુઝાકો નથી.

લીમજીના કમાલ ડાન્સીંગથી હું છક ને હેરત થઇ ગીયો, ને મેં જયારે એ વીષે અજાયબી બતાવી ત્યારે એણે મને કહયું કે પચીસ વરસની વાત ઉપર એના જીનતગુજીન પેદર સાથ એ યુરોપની મુસાફરીએ નીકલ્યો હતો ત્યારે રશીયાના પાયતખ્ત સેંટપીટર્સબર્ગમાં બેલેટ ડાન્સીંગના ઉસતાદ પ્રોફેસરોનાં હાથ હેઠલ મોટી ફીઓ ખરચીને એને "બૅલે" ડાન્સીંગ ને કલાસીકલ ડાન્સીંગનો પુખ્ત અભ્યાસ કીધો' તો. એનો વિચાર હવે મુંબઇ જઇને મોટે પાંચરેનાં પારસી, ભાટીયા ને ખોજાઓ માટે સાયંટીફીક બૅાલરૂમ ડાન્સીંગની મોટી સ્કુલ યાને એકેડમી કાઢવાનો છે. જો હું પોતેબી થોડું ઘણું ડાન્સીંગ શીખી લેઉં તો એ એકેડમીમાં મને Sleeping Partner બનાવવાનો છાતીએ હાથ આપ્યો.

ચઢતાંઓથી હાંફ ચઢી આવે એટલે કોઇ જુવાન ને નાહાન કુદકા ભુસકા મારતી મસ્તીખોર છોકરીને ડાન્સ માટે પકડવા કરતાં મારી ઉંમર ને મારા આંગને પેશ પડતી કોઇ અધોર ને આસુદા આંગની બાઇ મેં શોધવા માંડી; ને તેવી બાઈ મને કાબુલમાનાં જરમન કોનસલની મેડમ ફ્રો એમેલી ગુસ્તાક્ષ્યન જણાતાં મેં તેવણુને ડાન્સની ઓફર કીધી, ને એ બાઇએ મારા ડ્રેસ પરથી મને કોઇ ઇરાની ઉમરાવ સમજી ઘણી ખુશીથી મારી સાથે Frog Dance કરવા કબુલ કીધું. પણ અહીં મારો ચઝદેઝર્દ શેહેરયારનો ફેન્શી ડ્રેસ મને ઘણો ભારી પડયો. આખો વખત એક હાથ બાઇની કમર પર રાખવાનો હોવાથી ને બીજા હાથે મને ગુરજ સાચવવાનો હોવાથી મને ડાન્સમાં ઘણી ખલલ થવા માંડી. મારી કમરે બાંધેલી લાંબી લટકતી ને ભોંય પર ઘસડાતી તલવાર આજુબાજુ ડાન્સ કરતાં જોડાંઓનાં પગમાં ભેરવઇ જતાં ઘણાં જણાં તે પરથી આંટી ખાઇને ટપકઇ ગીયાં.

મેં મીસીસ કોનસલને ડાન્સ ચાલે તેટલો વખત મારે બદલે તલવાર ઉંચકીને ફરવા કહ્યું, પણ એવણુ તો છીકી પડયાં કે "તલવાર સચવાય નહીં તો શું ધુળ મુકવા પહેરી નીકળ્યાછ? પટામાં છરી ખોસીને આવવું હતું, તલવાર ઉઠાવવું મરદનું કામ છે, નહી કે ઓરતનું!"

હું સીધી લાઇનમાં ડાન્સ કરતો હોઉં ત્યાં સુધી તો ગુરજ મને નડતો'તો નહી પણ જરાબી ફરવા જતાં કે બાજુએ ટર્ન લેવા જતાં એ લોખંડી ગુરજે ઘણા જણાંના કોકાં સેકી નાખ્યાં ને પછી તો મારી દશ કદમની અંદર કોઇ આવવાની હીંમત કરીજ શક્યું નહીં. મેં ગુરજ બાજુએ મુકી દઇને નાચવાનો વિચાર કીધો, પણ મોંઘેલાટ ચાંદીનો ગુરજ ને હમણાં ચાંદીના ભાવબી ઘણા વધી ગયલા, એટલે કોઇનીબી દયાનત બગડે ને રસારી જાય એ ધાસ્તીથી મેં અગવડ ને અડચણ ખમીનેબી ડાન્સ ચાલુ રાખ્યો.

એ વખત એ ગુરજે મારા પસીનાનાં ભીણા હાથોમાથી સરી પડીને એમેલીના પગના અંગોઠા છુંદી નાંખ્યા, ને મારા એવા કઢંગા ડાન્સીંગથી તેણીબી ખુબ ક્યવાવા લાગી. તેટલાં મારા કમનસીબે સારાં મીલીટરી બુટ

ર જડેલા Spurs યાને ઘોડાને મારવાનો કાંટો, મેડમના કીમતી ડ્રેસમાં રવઇ જતાં તેના મોંઘાદાત ડ્રેસના ચીરયાં થઈ ગયાં, ને તે બીચારી પોતેબી જમીન પર તુટી પડીને ઘસડાવા લાગી. મેં મહામુસીબતે તે ઘાઘરો મારા બુટમાંથી છુટો કાધો ને તેને હાથ આપીને ઉઠાડી.

આ કમનસીબ અકસમાત માટે મેં દલગીરી બતાવી બેહદ માફી ચાહી કે "બાનુ, હોનારતમાં કોઇ ડાહ્યું નથી, માટે ગઇગુજરીનો ગમ કરવામાં કંઈ સાર નથી, મડામ." પણ મડામ તો તદન ખોરી બદામ બની ગઇ ને પોતાનો મરતબો ભુલી જઇને વીછણની માફક છેડાઇ પડી ને પોતાના હાથમાંનો પંખો મારા માથામાં મારીને ભાંજી નાંખ્યો.

"મુવા ચોર, તારાં કરતાં તો વીકટોરીયા ગારડનનું રીંછબી વધારે સારૂં ડાન્સ કરતું હોશે! મુવો ડાન્સ કરવાને બદલે પીધેલાની કાની લપેરા ખાતો'તો! તું આવા શાહી નાચના મેળાવડા કરતાં પીઠામાં વધારે શોભે! હવે કીયો તારો બાપ આ ઇવનીંગ ગાઉન ફાટયો તેની કીંમત આપશે? વેલાતથી મંગાવેલો ને સાચવી રાખેલો આજેજ રેફ્રીજરેટરમાંથી કહાડયો મુવા જંગલી ઇરન, હું મારા વરને કહીને જરમનીને ઉશકેરીને ઇરાન પર લશકરી ચઢાઇ મોકલું તોજ તમે ઇરાની હોટેલવાલાઓની શુધ ઠેકાણે આવશે!"

મેં માદર વતનને થયલું આ અપમાન લોહીનો ગોટ ગલી જઇને સાંખી લીધું. "બાનુ, હું દલગીર છેઉં કે એક ગ્રહસ્થ શરીફ આદમી ને એક લશકરી ઓફીસરની તમે માફી સ્વીકારવાને બદલે એમ માછણની માફક છેડાઈ પડોછ." મેં એના આંગ પર હવે પચીસ રૂપીયાની નોટનું બંડલ ફેંકયું કે આ પચીસ રૂપીયામાંથી તમે પહેડયાંછ તેવા સુતરાઉ બાર બાર રૂપીયાના બે ઘાઘરા આવશે, તમે સસતું સેકંડહેંડ કોહેલું કપડું પહેડયું નહી હોતે તો મને આજે નાહેકની બદનામી મળતે નહી."

હવે જરમન કોનસલ જે છેલ્લાં બે કલાક થયા રીફ્રેશમેંટ બારમાં પડી રહયો'તો તેને ખબર પડતાં ત્યાં લટરપટર થતો આવી લાગ્યો. મારી નઝદીક આવીને એણે બુમ પાડી "કાં છે! પેલો નાપાક ઇરન બચ્ચો 'ઇરકે-ગર્ઝ

ભેરવાર!' એ નાપાકની મકદુર શું કે મારી બઇરીનું દીલ ચીરી નાંખે! હું તલવારના એકજ ઝટકાથી એના બદનના ચાર ચીરીયાં કરી નાખશ!! ચોબદાર! ખુંટી પરસે મેરી સુનેરી તલવાર લાવ?"

મેં એ ગરગરને સમજાવ્યો કે બાવા, મારૂં નામ પઝદેઝદ શેહેરીયાર છે, નહી કે 'ઇસ્કે-મર્ઝ ભેરવાર,' ને મેં કંઇ તમારી બૈરીનું દીલ ચીરવાની ગુસ્તાખી કીધીજ નથી; એ તો અકસ્માતથી એવણનો લાંબો ગાઉન મારાં બુટની એરીમાં ભેરવઇને ચીરઇ ગીયોછ."

એ હવે એની બઇરી પર છેરાયો "અરે તારૂં ખચ્ચર થાયરે એમીલી! મેં તુંને હઝાર વખત કહયું કે એ લાંબા લબરતા ઘાઘરા મુકી દઇને હમણાંની Flappers ની માફક મજેની જાંગ સુધીનાં ટુંકા સ્કર્ટ પહેડ કે કપરામાંથી એ દોરીયાંનો ફાવદો થાય પણ કમબખત હુજ્જતી તે નહીંજ માનતી!"

હવે અમારી આસપાસ રશીયા, બલગેરીયા, ઝેકોસ્લાવીયા, નારગોલ, જહાંબોરડી વગેરેના કોનસલ જનરલોનું ટોલું ફરી વલ્યું, ને સમજાવ્યું કે નાહેકનો રાજ્ય રાજ્ય વચેનો ઝગડો જગાડવા કરતાં એ કેસની સુનાવણી ને ચુકાદો લીગ ઓફ નેશન્સ પર છોડવો; પણ મેં રશીયાના એલચીને એ ઝગડાની અહીંજ પટાવટ કરવા કહેવાથી, તેણે ગાઉનની ડેમેજીસ તરીકે પચાસ રૂપ્યા મારી પાસથી લઇને બાઇના વરને આપ્યા, જેણે તે રકમ 'થેંક્યુ મસ્યુ' કહીને ખીસામાં સેરવી દીધા. મેં રશીયન કોનસલના હાથમાં દસની નોટ સેરવી કે તમે ઇનટરપ્રીટર તરીકે મેહનત લીધી તેના બદલામાં આ રાખો. જેથી એ બીચારો બી ખુશ ખુશ થઇ ગીયો, કે આજે ઘેરમાં દાળ ચોખા ભરાવવા કામ લાગશે. મેં હવે પૈસા ચુકાવ્યાથી ગાઉનની માલેકી મારી થઇ એમ જણાવી ગાઉન મને સપુરદ કરવાની માંગણી કીધી; પણ બધાઓએ મને પાછો સમજાવી લીધો, કે એવણ ઘેર જઇને બદલીને મોકલી આપશે. હવે ફાટેલા ઘાઘરા પર સ્ટીકીંગ પ્લાસટર લગાવીને બાઇ બીજા સાથ ડાન્સ કરવા પડયાં.

* * * *

મોડી રાત સુધી ડાન્સ ચાલવા પછી બધા થાકી જવાથી બચાએ ડાન્સીંગ બંધ કરાવ્યું, ને શાહી મહેલની પછવાડે આવેલા પોતાના ફુલફલાદી ને તાડીનાં ઝાડોથી ભરેલા 'બાગે બકાવલી' તરફ રીફ્રેશમેંટ લેવા આવવાની બધાંને અરજ કીધી. લાઇટ રીફ્રેશમેંટ તરીકે આઇસક્રીમ, વેફર, પોપટજી, પનીર, ફ્રુટ, ભજીયાં, ચટણી, ચેવડો, વગેરે નાની ટેબલો પર ગોઠવી દીધેલું હતું. તેમજ પડાણોના પખાલ જેવાં હોજરાંનો ખ્યાલ કરી, ખરચ બચાવવા બચાએ પોતાના બે સીક પડી ગયલા હાથીઓ કપાવી નાંખીને તેના ગોસ્તનાં સેંડવીચીઝ બનાવી કાંદાની કચુમરને સરકા સાથે સુનેરી રકાબીમાં ગોઠવી દીધા'તા.

તાયફાવાલાઓનો પહેલો ધસારો એ સેંડવીચની ટેબલ પરજ હતો. હાથીના ગોસની સેંડવીચ તે કેવીક હોશે તેની ટ્રાયલ લેવા મેં એક સેંડવીચ મોંનામાં મુકીને ચાવી જોઇ, પણ મારા બે ત્રણ દાંત પડી જવા છતાં સેંડવીચ પર કંઇબી અસર થઇ નહી. એની સરખામણીમાં ડનલાપનું ટાયર તો માખણ સમજી લેવું. પણ તાયફાવાલાઓ તો બબે સેંડવીચ ડબલ લઇને બચર બચર ચાવી જાય, ને આંગલાં ચુસીને બટાકા મારે કે ગોશ્ત તદન મરઘીની માફક ચરી ગીયું છ.

લીમજીએ હવે બાજુ જઇ બધાંની નજર ચુકાવી બ્લાઉઝમાં સંતાડેલી ફ્લાસ્ક કહાડીને કાચોજ વીસકી ટાંસી લીધો, ને ભુખ લાગેલી હોવાથી સેંડવીચના હથોરીથી તુકરા કરી ચાવવા લાગો. સેંડવીચની એક પ્લેટમાં હાથીનો એક દાંતબી ભુલમાં રહી ગીયો હતો જેને લીમજીએ પીધેલાંની ઝુમમાં ગુર સમજીને ટેબલ પર દશ મીનીટ ઠોકયા કીધો, ને ટેબલમાં મોટા ગોબા ને આંધરાં પાડયાં. મેં એને સમજાવ્યો કે એ સંગીન નલીમાંથી ગુર નીકલે તેમ નથી પણ એ સમજે શાંનો? એ તો મારી પર છેડઇ પડયો "જા-જા, બાયલા તું શું ગુર ઠોકીને ચુસી જાણુનો'તો! એમાંથીજ ગુર નીકળશે ને ધુરનો બાપબી નીકળશે; દીકરા ધીરજના ફલ મીઠા છે!" ને છેલ્લે ટેબલ પર ગુર ઠોકવાથી એકઠો થયલો વહેરનો ભુકો એ હોંશે હોંશે ગુર સમજીને ખાઇ ગીયો ત્યારેજ એ દપટ પડયો.

મારે માટે આજનો દહારોજ અવર હોશે કે શું તે મારે હાથે વલી નવું બક્ટાટ થઇ ગીયું. બલગેરીયાના એલચી ને તેવણનાં બાનુ સાથે મને તરતનીજ ઓળખાણ થયલી હોવાથી હું ટેબલ પર બેઠેલાં એ જોડાં આગલ આઇસક્રીમ ખાતો ઉભો રહીને વાત કરતો'તો, તેટલાં કરક આઇસક્રીમને ચમચી ડાળીને તોડવા જતાં આઇસક્રીમ ઉછલીને એ બલગેરીયન બાનુના વાંકા વલેલા ખભાં પરથી સરીને એવણના ધીલા ડ્રેસમાંથી પીઠ પર ઉતરી પડયું, ને એ બાઇથી એ ઠંડક નહી ખમાયાથી મેલેરીયાની એબાર ચઢી હોય તેમ એઅંદાઝ ધ્રુજવા પડી. હું મારો રકાસ થતો જોઇને ભુલમાં ને ભુલમાં પછવાડેથી ડ્રેસમાં હાથ નાંખીને આઇસક્રીમ કાઢવા જતો'તો, તેટલાં એલચીએ તલવાર કાઢી બુમ પાડી. "ખબરદાર! જો એક પગલું બી આગલ વધ્યોચ તો! બદમાશ, મને લાગેછ આ મશકેરી તેં મારી બાનુના બદનને હાથ લગાડીને અપમાન કરવાના વીચારથીજ કીધીછ!"

પણ મેં એને નવાં આઇસક્રીમની પ્લેટ લઇને એ હોનારત કેમ બની'તી તે પ્રત્યેક્ષ પુરાવાથી બતાવી આપ્યું એટલે એ બી હસી પડયો, ને તેટલાં તો બાઇએ કમરનો પટો ઢીલો કરવાથી તે અરધું પીગલેલું આઇસક્રીમ એવણના પગ આગલથી સરી પડયું. મેં તેજ વખતે કસમ ખાધા કે સખત આઇસક્રીમ સાથે હવેથી આસનાઇ કરવી નહી.

હવે બચો ફરતો ફરતો અમારી કંપની નઝદીક આવી લાગ્યો ને લીમજીના કાન પર પડી હરસેથી કહયું, "અય નાઝનીન, મેહજબીન, તું જો મારી સાથ બાગની સફર કરવા આવશે તો અહીંના ટાવર પરથી હું, તારા સેતારાઓ ને મંગલ ને શુક્રના ગ્રહો બતાવી તુંને નવીજ દુન્યામાં ફેરવી લાવશ, તુંને એ ગમશે કે?"

લીમજી હસી પડયો. "મારો મુરબ્બી માલેક ને અનદાતા પોતે તકલીફ ઉઠાવી, જ્યારે મને આસમાનનો ભેદજ બતાવવા માંગે તો હું શા માટે શાદમાન નહી થાઉં. Astronomy પર તો મને બચપણથી શોખ છે; પણ

મને પેલો હેલીનો ધુમકેતુ (Comet) બતાવશો તો વધારે ખુશી થવશ. મેં કોઇબી તારાની હજુ સુધી પુછડી નથી જોઇ."

બચો ખુશ થઇ ગીયો. "બતાવશ, મારા જાન-હેલીનો ધુમકેતુ બી બતાવશ; પણ તે તો રાતના બે વાગા પછીજ બહાર નીકલેછ, એટલે તેટલો વખત તુંને ઠંડીમાં ઠઠડતાં થોભવું પડશે."

લીમજીએ નખરાં કીધાં "થોભશ, મારા દલેર, બે વાગા સુધી થોભશ, તારી હુક્ષળી ગોદમાં તો હું, કયામત તલક થોભી શકું!" કરીને એણે બચાની બગલમાં હાથ મુકીને તેની સાથ ચાલવા માંડયું.

મેં એને ઇશારતથી કહયું કે દીકરા, હવે થર્ડ એકટનો છેલ્લો સીન બતાવીને આ કોમેડી ખેલ બંધ કરી નાખ, નહી તો પકડાઇ જતાં એ કોમેડી ગંભીર ત્રેજીડીમાં ફેરવઇ જઇને આપુને ડોકાં વગરનાં નહી કરી નાંખે. કારણ કે બચો જો જાણે કે એની આ બધી બનાવટ ચાલેછ તો અમારી જીવતાં જીવત બદન પરથી ચામડી ઉતરાવી નાંખે.

એણેબી મને ઇસારતથી જવાબ આપ્યો કે આજે એકટીંગના ફોર્મમાં છેઉ તો મને મારો પાર્ટ છુટથી બજવવા દે. તુંને કંઇ ધાસ્તી લાગે તો તરત ડ્રોપ સીન નાંખી દેજે. મેં જોયું કે એ ચડેલા સાથ માથું ફોડવું નકામું છે, એટલે હું બી એ લોકોની પુઠે પુઠે જઇને એક ઓથામાં ભરાઇ ગીયો.

બાગમાં થુવર ને ગુલાબના ઝાડોની ગીચ ઝુમખા વચે આવેલા એક રૂપાંના બાજટ પર બેઉ જણે જગા લીધી. લીમજીનો ધટમદાર, ગોરો પણ ગોટલાંબાજ હાથ પોતાની આંખોમાં દાબી, બચાએ મોહબતના દાસ્તાનનું હવે દફતર ખોલ્યું. "અય અલાહની પસંદગી પામેલી પરેસ્તાનની હુર, મારા જનાનખાનામાં તારા પગની પુનઇથી નાંખી દેતાં ચારસોથી પાંચસો બેગમો ને નાઝનીનો છે; પણ તે બધો સ્વદેશી ને દેશી માલ છે. વીદેશી માલનો તેમાં એક કતરોબી આમેઝ નથી. અત્યાર સુધી હું એમજ ધારતો'તો જે દેશી માલમાંજ બધી ખુબસુરતી છે; પણ વલ્લાહ! આજે હું શું જોઉછ? વીદેશી માલમાં આટલી બધી ખુબસુરતી, આટલાં બધાં નાઝો નખરાંનો મસાલો,

આટલો બધો ખુબસુરતીનો હારગોળો! બસ બસ, તુંને મારા જનાનખાનાની સરદાર બનાવી હંમેશની મારી હુંફાલી ગોદમાં રાખવા હું તલબગાર ને ઇંતેઝાર છેઉ. બોલ, ઓ કોહેકાફની સુંદરી, કે તું "પસંદે કરદમ" બોલીને મને દુન્યાનો સૌથી ભાગ્યશાળી ને સુખીમાં સુખી મરદ બનાવશે કે નહી? મારા પ્યારથી ઉંચકાતી આ છાતી જો! મારી આંખમાંથી તાનસાના ધોધની માફક વહી જતા મોહબતના જોશને જો! બોલ-બોલ, ઓ બોલસેવીક બુલબુલ ઓ સોવીયેટ સુંદરી, તું મને ચાહી શકશે કે નહી? તું જો મને ના કેહશે તો હું એમજ સમજશ કે તારી છાતીમાં જીગર નથી પણ એક બન પાઉં છે!"

લીમજીએ હવે શરમાઇને બચાની છાતી પર માથું નાંખી દીધું. "બચા, બચુ ડારલીંગ, મને તારી છાતી પર માથું નાંખી આરામ કરવાની રજા છે? અરે, એવું મન થાયછ કે આખી રાત એ મરદાનગી ભરેલી ને અતરથી મગમગતી છાતી પર આરામ કરી રાજાનું સુખ ભોગવું!"

બચાને તો આ નાજુક નાઝનીનના આવાં પ્યાર ભરયા સખુનોથી ગીલી ગીલી લાગવા માંડી, ને એ તદન પાણી પાણી થઇ ગયો, ને લીમજીનાં ઝુલફાં પ્યારથી પસવારી આંખમાં દાબ્યાં ને બોલ્યો, "મારી જાન, આ દીલાવર છાતી પર માથું નાંખી નાંખીને સેંકડો છોકરીઓએ એ બાજુની પાંસરીઓ ઘસી નાંખીછ! પણ તારાં કોણીયનાં દડા જેવાં નાજુક માથાંએ તો મારી છાતીની રવિનકમાં ઓરબી વધારો કીધોછ! તારો એકજ હા નાનો જવાબ મને સુખના સાગર કે દુઃખનાં દરીયામાં ડુબાડી દેશે!"

લીમજી હવે બચાના પેટમાં જાસ્તી ઘુસ્યો, ને બચાના માથાનાં સફેદ બાલ શોધી શોધીને ઝટકો આપીને તોડવા માંડયા, ને બચો દરેક બાલ તુટવા સાથે "ઓ બાપરે" કરીને બુમ પાડી ઉઠતો. પણ કદાચ યુરોપ તરફની લવ કરવાની એ નવી ફેશન હોશે કરીને હોઠ કરડીને ચુપ બેઠો. લીમજીએ દહારી પસવારતાં ચલાવ્યુ "બચા ડારલીંગ, તુંને જોયા પછી તારી તરફના પ્યારથી મારંબી આંતરડું વલ ખાઇ ગીયુંછ; તો હવે તારી સુખ દુઃખની ભગીપની ભાગયણ બનવાનું હું ખુશીથી કબુલ કરંછ.

શીકારી છો, તમારાથી હૃદયની પાયમાલી છે
ચલાવો તીર નયનોના, હવે મયદાન ખાલી છે.

બચુ ડારલીંગ, મને શાદીનો વાંધો નથી, પણ મારી મમી ડારલીંગ એકલી પડી જશે તો મારા વગર ઝુરઇને મરી જશે."

પણ એવાં બાહનાથી બચો અટકે શાનો? "લાવ, તારી સાથે એ તારી મમી ડારલીંગ, એ બુઝોર્ગ માદરનેબી જનાનખાનામાં સાથે લઇ આવ. બેગમોનાં શાહી લીસ્ટમાં એનું બી નામ ઉમેરશું. બબે વીરેશી નાનખટાઇઓથી મારાં ઝનાનખાનાની શોભા ને મોભ્ભો વધશે.

મેડમ ધુપછાવુસ્કીએ બચાની છેલ્લી કસોટી કીધી, "પણ જીગર, તારી રઇયતને એ આપરાં જાત પરજાતનાં "સીવીલ મેરેજ" ગમશે કે? તું જાણેછની કે મુંબઇમાં ખાલી એ નાટકની અંદર એ સવાલની ચરચા થઇ તો ગરબડ સડબડ થઇ ગેઇ. તારા લોકોની બા મને તો બીક લાગેછ કે રખેને લગન વખતે કંઇ વાંધો કારે."

બચાએ એને ગળે વલગાવીને સધ્યારો આપ્યો, "તું એ વીષે બેફીકર રહે. મારી રઇયત જો એવા ઘેલાં ચેડાં કાહડે તો તોપને મોંહઢે ઉડારૂં. 'જ્યાં ધણીધણીયાણી રાજી વહાં કયા કરે મોબેદ ને કાજી?' સીવીલ મેરેજમાં વાંધો લેવા જેવું શું છે? પેલો Byron કહેછ તેમ "Civil marriage is like a motor garage" તમે એ ગેરેજમાં કોઇબી મેકરની કાર લાવીને રાખી શકો. બસ આપરે કાલને કાલ કાજીને બોલાવી શાદીના પવીત્ર ગાંઠથી એક થશું, ને બચ્ચાં છોકરાથી ઘેર ભરી નાંખશું. વડા છોકરાને કાબુલની ગાદી આપશું; વચલાને એક મીલનું ઠોબલું લઇ આપશું; નાલ્લાને નાટકના ધંધામાં નાંખશું. છોકરી આવશે તો વેલાત બેરીસ્ટર થના મોકલશું."

લીમજી હવે બચ્ચાની ગોદમાંથી છુટો થયો ને બચાના માથા પર પેલો ઓસ્ટ્રીચ ફેધરનો પંખો મારીને કુદીને ઉભો થયો. "ચાલ બચુ, આપરે નાસો ધોસો રમ્યે, મને પકડ જોઉં." કરીને ઘાઘરો ઉંચકીને મોટી મોટી ફલંગે ગોળ ગોળ દોરવા માંડયું.

બચાઓ બી વાઘની માફક છલાંગ મારીને એને કમરમાંથી પકડવા એની પાછલ પાછલ દોડવા માંડયું. હું, આ બધી બનાવટ બાજુના ખુણામાંથી તપાસતો હતો, મને હવે મામલો ગંભીર થતો લાગવાથી, ત્યાં ઝગઝગી રહેલા ઇલેક્ત્રીક લાઇટનો ફ્યુઝ ઉડારી મુકયો, ને એક સેકંડમાં બાગમાં સીહા અંધકાર ફેલાઈ રહયો. હું લીમજીનો હાથ પકડી તેને બાગની બહાર ઘસડી ગીયો ને એનો કાન ચીમટયો, "અકલના ઓથમીર ને ઉજબખ ગધેડા, તું એને કેમ બનાવતો'તો. એક પાંચ મીનીટ વધુ થતે તો તારૂ ને મારૂં સર કોણ જાણે કયા ખુનામાં ગબડતું થતે! કંઇ સમજવા-નીબી અકક્લ ઉતી કે નહી કે કેવા મગરૂર ને ઝનુની રાજવંશી સાથ તું આવી બેઅદબ છુટ લેતો'તો. ચાલ, મહેલના કલોક રૂમમાં જઈ આપરી ત્રંકમાથી બીજો ડ્રેસ પહેરી લઇ, ડાહ્યા દોહરા થઇ પાછા આવ્યે!"

લીમજી બી હવે પોતાનું પોઝીશન ચેતી જઈ ગંભીર થઈ ગીયો, "હા મંચા, જરા કાચુ કપાયું ખરૂં, મેં બી હદ કીધી; પણ એકટીંગની ખુમારી મારા મગજ પર એટલી ચઢી ગયલી કે હું મને ખરેખરજ બાહરૂં સમજવા લાગો'તો. સારૂં થયું કે તેં વખતસર ફ્યુઝ ઉડારી મદદ કીધી."

હમો બંનેએ કલોક રૂમમાં જઇ ડ્રેસ બદલી નાંખી હમારા અસલી મીલીટરી ડ્રેસ પહેરી લીધા અને બાગમાં દોડયા. ત્યા હજુ અંધારૂંજ હતું. ઇન્જીનેરો ફ્યુઝ ગોઠવવાની દોડાદોડીમાં હતા. બચો તો એવો દીલપઝીર શીકાર હાથમાંથી છટકી ગયલો જોઇ ખુની બની જઈ આસપાસ તલવારના પટા ફેરવતો'તો, ને બુમ પાડનો'તો "કાંહ ગેઇ, કાંહ ગેઇ મારી વહાલી દીલદાર!" ને અંધારામાં દીવાનાની કાની જેબી મલે તેને પકડીને રડવા માંડયું-

"ઇશ્કનો વાયદો આપીને, દીલરૂબા તું ગઈ ચાલી,
નિશાન તો મેં લીધી આબાદ વાર મારો ગયો ખાલી,
બાગ બધો ઉજડ બન્યોછ, ચાલી ગીયોછ માલી,
પોપટ મારો ઉડી ગીયોછ, પીંજરૂં પડયુંછ ખાલી"

મેં ફ્યુઝમેનને મદદ કીધી ને ઝટ વારમાં પાછી બચ્ચે દીવસનાં જેવી વીજળીની રોશણી તોરણોમાં થઇ રહી. હું ને લીમજી કંઇ જાણુતાજ નહી હોઇએ તેમ બચા આગલ રજુ થયા, "નામવર જહાંપનાહ, કંઇ હોકમ, કંઇ ફરમાશ ?"

બચાએ એક ભુખો વાઘ, જેના હાથમાથી ગાય છટકી હોય, તેવી બરાડ મારી "બદમાશો, નાપેકારો, જફાકારો. દુર જાનો! બસ દુર દુર!! તમે લોક આટલો વખત કાં મરી ગયલા હતા?" મેં બેઉ હાથ જોડીને નમનતઇથી ચલાવ્યું નવાબ નામવર લીમજીના ફુઇ ને ફુવા મસુરીથી તુ નામવરની તાજપોષીનો તમાશો જોવા આવવાનાં હતાં તે તેવણુને સ્ટેશન પર લેવા અમે લોકો ગીયા'તા. પણ એ લોક ટીકીટ વગર મુસાફરી કરતાં ઝીલાયાં તે પેશાવર પરજ ઉતારી પાડયાં."

બચાએ બરાડ પાડી "નીમકહરામો! તમો લોકને આટલો મોટો ચાકરી જેવો પગાર આપુંછ તે શું એમ રખડવા માટે, કે રાત દીન મારી ખીદમતમાં રહેવા માટે! જુઓ મારી ગોદમાંથી એક રશીયન માશુક દગાથી ઉંચકઇ ગેઇછ ને એ દીલબર કોઇ કાવતરાંનો ભોગ થઇ પડીછ; માટે મારૂં તમામ લશકર, પાયદલ, ઘોડેસવાર ને તોપખાનું, પોલીસખાતું, બંબાખાનું, બધું લઇને જાર ને શહેરના ખુને ખુનામાં તલાશ કરો, પેપરોમાં મોટી જાહેર ખબરો આપો કે 'ગુમાઇ છે, શાહી મહેલ ને રેલવે સ્ટેશનની વચેના રસ્તા પર એક ખુબસુરત નાઝનીન. લાવી આપનારને મોટું ઇનામ આપવામાં આવશે.' જાવ કંગાલો! તમારી કાળી સુરત મારી આગલથી દુર કરો ને તે નાઝનીનને જીવતી લીધા વગર મારી હજુરમાં આવવાની હીંમત ના કરતા!" એણે હવે "હાય દીલબર! હાય ધુપછાંવુસ્કી! હાય સોડા વીસ્કી!" કરીને હાય મારી ને ફેર આવવાથી નીચે તુટી પડયો!!

(૨૪)

દુન્યા પર ફરી વળેલી બેકારી ને વેપાર ધંધાની મંદીના મોજાની અસરને લીધે તેમજ તાયફાવાલાઓ સાથની ચાલુ લડાઇઓના સબબે બચાની તીજોરી

તદન ખાલી થવા આવી હતી. જો કે બચાને તો હજુ એવોજ ધખારો હતો કે એની પાસ કારૂનનો ખજાનો મોજુદ હતો, પણ એની એ બેખબરીની નીંદમાંથી એને ઘણું જલદીજ જાગવું પડયું.

જમશેદી નવરોઝના મુબારક રોઝની એણે એક દબદબાભરી દરબાર ભરી હતી જેમાં દેશ પરદેશના હઇયાત તેમજ માજી રાજાઓ અને મુલકે મુલકના એલચીઓ ઉપરાંત, હીંદુસ્તાનના કોંગ્રેસના પ્રતીનીધી તરીકે માંડવી વોર્ડની કોંગ્રેસ કમીટીના છઠા ડીરેકટર સગુજી ગુનાજી પોતે શુધ્ધ ખાદીના ડ્રેસમાં બીરાજયા'તા. આવા મહાન પરોણાંઓને પોતાના દબદબાથી આંજી નાંખવા એણે મહેલના ચોગાણમાં આવેલો ગંજાવર હોજ ખાલી કરાવી તેમાં મોંઘાદાટ અત્તરો નંખાવી પોતાની ખાસોઆમ રઇયતમાં તે અત્તર લુટાવ્યું.

મેહફીલને સંગીત તેમજ નાચની મોજ ચખાડવા એણે દીલ્હી ને લખનો વેરથી પ્રખ્યાત ગાનારીઓ બોલાવી'તી. એ લોકનાં નાચ ગાણાંપર સારી મીજલસ કુરબાન થઇ ગઇ ને બચાએ વાહવાહના પોકારો સાથે બુમ પાડી "ખજાનચી, ઇન નાઝનીનોકુ તીજોરીમેસે મુઠા ભર ભરકે હીરા મોતી દે દો." રાજા બોલ્યા ને દહારી હાલી. આ તરફ ખજાનચી બી પોતાની ફરજો બજાવતાં તદન જીવ પર આવી ગયેલો હોવાથી એણે હાથ જોડી નમન કીધું. "નામવર સુલતાનની ઉમર દરાઝ થાવ, ને જાહોજલાલી ને અયશ-આરામમાં તરકકી થાવ; પણ આલા હઝુરને હવે ચેતવણી આપવાની મારી ફરજ છે કે મુઠે મુઠે હીરા મોતી વહેંચવાના દહારા હવે ભુલી જાવ. તીજોરી તદન સફાચટ થઇ ગેઇછ ને તમે નામવર બીલકુલ તરીયાં ઝાટક થઇ ગીયાછ. હવે તો બાવરચીખાનામાં જોઇતો કરતો સામાનબી કોઇ ઉધાર આપતું નથી."

બચાનું તો આ સનાનના સમાચાર ભર દરબારમાં સમજી ને ફુલસુંઘનું ગયું ને એનું મોન થઇ ગયું. એણે ઝનુનથી પોતાની તલવાર બહાર ખેંચી કહાડી. "બેઅદબ ગુલામ! કમીના કુત્તા! તું જુઠું બોલેછ. દશ દહાડાની વાત પર મેં મારે હાથે ગણીને દશ કરોડની નોટો તીજોરીમાં મુકી'તી તે કહાં છે?"

ખજાનચીને પોતાની નોકરી જવાની હોવાથી એ બી હવે જીવ પર આવીને બોલ્યો. "તમો નામવર બાપલાખ ચાલીસની કાની બધાને છુટે હાથે અપાવો, દાગીના લુટાવો, લશ્કરને બાદશાહી પગારો આપો, મેહરીશો ભરો, જયાફતો આપો તે દશ કરોડ પુગ્યાજ કરે શું ? દશ કરોડમાંથી હવે તો ફકત પાંચ પાંચ રૂપ્યાની નોટના બે ટુકડાજ રહી ગીયાછ ને તેમાંબી એક નોટનો ઉંદરે નંબર કરડી ખાધોછ તે તે નોટ તો ચાલશેબી નહીં."

હવેજ બચાંને પોતાની ખરી હાલતનું ભાન આવ્યું. એણે ઘણાંજ ગમખાર દીલે ને તુટેલે જીગરે તરતજ દરબાર બરખાસ્ત કરવાનો હુકમ આપ્યો. ને બાદશાહી ખાણાની ખુશાલીમાં હોઠ મટમટાવતા આવેલા દરબારીઓ ને રાજવંશીઓ નાશીપાશ થઇને સઘળા વીખેરઇ ગીયા, ને ઘરે જઇ ઇંડાની અકુરી પર શુકરાના કીધા.

બચો તો મહેલમાં જઇને મમગીનીના બીછાને પટકાયો. અમુને બોલાવીને એ કહેવા લાગ્યો કે મારી ચાર દહાડાની રાજવંશી જાહોજલાલી ખલાસ થઇ. હવે મને આ શાહી મહેલો વેચી નાંખી કેઠે ચાલી પર ભાડે રેહવું પડશે, ને અસલ મારો બાપીકો પેશો પાછો અખ્તીયાર કરવો પડશે. કારણ કે પગાર વગર લશ્કર બી બેદીલ ને બેવફા થઈ ફરી બેસશે ને મને દગો કરશે.

એને અમે ઘણી ધીરજ ને સારી શીખામણો આપવાથી એ જરા શાંત પડયો ને ઉઠીને મોરી પર જઇને મોંઢા પર પાણીના ફટકા મારીને જમવા બેઠો ને અરધો ડજન હાંસ ને મરઘી ખાધી નહી ખાધી કરીને સુંદીને ઉઠી ગીયો.

અમારી સખત ભલામણ પરથી એણે રાજના ખરચમાં ઘટાડો કરવાની સુચનાઓ કબુલ કરી. એને સલાહ આપવા માટે મુંબઇ વેરથી જાણીતા નાણાં શાસ્ત્રીઓ જમનાદાસ મેહતા, સામદસાની, અવરદસાની તેમજ જાણીતા ટાહેલા માસ્તર અંને અર્થશાસ્ત્રી ક. ખ. ગ. ને મારતી મોટરે બોલાની તે અનુભવી ઉસ્તાદોની એક રીટ્રેંચમેંટ કમીટી બેસારી, જે લોકોએ રાજને લગતા

બધાં ખાતાઓની બારીક વીગતો મેલવી રીપોર્ટ ઘડી કહાડી નીચલી સુચનાઓ નામવર બચા આગળ પેશ કીધી.

(૧) નામવર બચાના જનાનખાનામાં ખપ ઉપરાંત પુષ્કળ Extra ફાલતુ બેગમો હોવાથી પાંતરીસ વરસ ઉપરની બેગમોને ફરજીઆત પેનશનપર રીટાયર થવાની ફરજ પાડવી. ને પાંચ વરસ તલક, રાજની નાણાં સંબંધી હાલત સુધરે નહીં ત્યાં સુધી કોઇએબી નવી બેગમો પરણવી નહી તેમજ Birth control ને લગતું સાહીત્ય વાંચી તેનો અભ્યાસ કરી તે પર ગંભીર ધ્યાન આપી બચ્ચાંનાં જનમ પર પુરતો કાબુ રાખવો.

(૨) લશ્કરી સીપાઇઓની બ્રીચીસના ખસતકમાં હવેથી ડબલને બદલે સીંગલજ અસતર વાપડવું ને તે પર ૭ ને બદલે બેજ બટન ટાંકવા.

(૩) દરબારમાં રોજ પાનગુલાબ વહેંચવાના ને અત્તર છાંટવાના ખોટા ફુઝુલ ખરચોને બદલે દરબારીઓને ફક્ત ખોટાં કાગલના ફુલો સુંઘારવા ને અત્તરને બદલે સરકો છાંટવો.

(૪) લસ્કરની સંખ્યા અરધી ઘટાડી નાંખી તેની જગા બોયસ્કાઉટો ને ગર્લ ગાઇડોથી ભરવી.

## પગારમાં વાંધા.

દર્દ દીલ કીસસે કહું કોઇબી ગમખ્વાર નહિ,
ત્રણ ચાર મહીના થયા મલે પસમગાર નહિ,
યા ખુદા તેરે સીવા કોઇ મદદગાર નહિ,
હજામબી કહે હું હવે દાઢી બોહું ઉધાર નહિ.

આ ફાકાફુકીની મોહકાણમાં અમુને પોતાનેબી છેલ્લાં ત્રણ ચાર મહીનાના પગારના વાંધા પડયા'તા. દર મહીનાની પહેલી તારીખે અમે લોકો દરબારમાં એને સલામી ભરવા જઇયે ને દયામણું હાચું કરીને વાંકા વળીને ટપલી ઝાડયે. એની સાથની વાતચીતમાં અમથા અમથા ડગલા, પાટલુનના, ગજવાંબી ઉલટાવી નાંખ્યે કે એ જોય કે બીચારા તદન કડકા છે પણ એ

મારો વહાલો હસી હસીને તદ્દન સસેકા તીન પાઉ કરી જાય ને અમે ખાલી
હાથે ને ખાલી ગજવે પાછા ફર્યે.
અમારે એઉને ઘેરથી હાથની ધરતીઓની પ્યાર પત્રીકાઓને બદલે હવે
ખાઉં કરહું કાગલો આવવા લાગ્યા કે ત્રણ ત્રણ મહીના થયા પગાર મોકલ-
વાનાં અખારા કરોછ તે ઘેરમાં અમે લોકો ને છોકરાંઓ શું તમારૂં કલેજું
ખાઇયે! કોણ જાણે ત્યાં એખલા બેઠા બેઠા મજા મસ્તી કરીને નાચ મુજરા
ને ખાણીપીણીમાં નાણાંનો શું દારવાટલો કરી નાંખતા હોશો। તમારા એકલપેટા
જીવસે મજા કીધી એટલે તમુને બળ દરકાર કે બઇરી છોકરાં મરેછ કે જીવેછ?
મારા ગરીબ ને સાલેસ સાલાઓએ મને રજીસ્ટર કાગળમાં અલટીમેટમ
મોકલ્યો કે બચ્ચાજી કોણના જીવ પર બઇરી પોર્યાં રખડતાં નાંખીને ગીયોછ-
એ લોકનો ટવલાટ અમારાથી નથી જોવાતો. જો આઠ દહાડામાં મનીઓર્ડરથી
દોઢીયાં નથી આયાં તો કાબુલ આવીને તારાં હાડકાં પાસરાં ભાંજી નાંખશું
ને એ તારી સાથવાલાઓને આખા ઉંચકી લઈ જઇને કબરમાં દાટી દેશું;
જો છે તો તમે બેઉ જણાઓ વટલી જઇને નવું ઘેર કરી બેઠેલા લાગોછ."
આવા ચારુ ધડકધુજારાથી કંટાળી જઇ અમે લોકોએ આવકનાં નવાં
સાધનો શોધવા માંડયાં. લીમજીએ ઉપાય બતાવ્યો કે "મને ચાપટ, સાંધરાં,
પોપટજી, પતરેલ, વરધવરા વગેરે બનાવતાં આવડેછ તે વેચીને ગારૂં ગબડાવ્યે-
પણ એજ પાછો વમાસણમાં પડી ગીયો કે મચા, તું એટલો ખાધરો છે કે
એ બધું ચુલા પરથી ઉતરશે નહીં તેટલાં તો અરધું તુંજ ચગરી જશે
એટલે નફાની મારજીન જેવું કંઇ રહેશેજ નહીં."



જ્યુબીલી સેલીબ્રેશન કમીટી બેઠી પાસ કરાવ્યું બજેટ,
હોશે જો તીજોરીમાં ગાબડું પડશું આપરે ફજેત.
દરબારી ને રાજવંશીઓને હાજર રહેવાની કીધી અરજ,
આવવાની તસદી લેવી નહિ હોય જો માંથે મોટુ કરજ.

( જુવો પાનું ૩૩૩ )

સાધુ થઇ જઇને દેશપરદેશ ફરી હરીને દુધપાક માલપુરા ખાઇને મજા કરતે. અમે લોકોએ ભેજું કસીને કોઇ નવી હીકમતથી નવાજ ધંધામાં પડવાનો વીચાર કીધો કે જે ધંધાના બરકતે લોકોના ખીસામાંનો ભાર હલકો થાય ને તે અમારા ખીસાંમાં આવીને પડે.

* * * *

## ભુરીયા બાવાકી જય

રામ નામકી લુટ લગી હય, લુટ શકે તો લુટ,
નજર ચુકાવી આતશબેહરામમાંથી તફડાવજે ખુટ,
અલ્લાહને બનાથી જોડી લીમજી બટક મંચો ઉંટ,
ભુરીયા બાવાને ભેટવા પડે લોકોની ટુટાટુટ.

લાંબો વીચાર ને ગંભીર દરયાફ્ત પછી લોકોને પવીત્રાઇનો મારગ બતાવનારો ને કમીશનથી ખુદા સાથે મેલાપ કરાવી આપનારો સદગુરૂ યાને પારકે પઇસે પરમાનંદ અને પરમહંસ થવાનો ધંધો અમુને ઓછી મેહનતનો ને આવકની દ્રષ્ટીએ ફાયદાકારક લાગવાથી તેમજ તરત વેળા એ ધંધામાં બીલકુલ હરીફાઇ થવાના ચાન્સ નહી હોવાથી અમે લોકોએ "ખુદા રસીદ" થવાનો એ ધીકતો ધંધો ચાલુ કરવાનો ઠરાવ કીધો.

મેં એને દાખલા દલીલ સાથે બતાવી આપ્યું કે પુજ્ય ગુરૂજી ને પરમભકત મહેરબાબા ને કરાંચીવાલા પારસીઓના ઉસ્તાદ પીરાન પીર જેવા નામચીન હરીના ભકતોએ એ ધીકતો ધંધો બાહોશીથી ચલાવી થોડા વખતમાં એ ધંધાની પાધરી ને ગુડવીલ વેચી નાંખી તેને લીમીટેડ કંપનીમાં ફેરવી નાંખી લોકોનાં માન ઇજ્જત વચે રીટાયર થઇ, આજે પેરીસ ને વેલાતમાં બંગલા લઇને આસાયસ લેતા પડયાછ. વળી એ ધંધામાં શરૂઆતમાં ચાપ-ણુંબી કાંઇ કામ નહી. થોડા ભગવત ગીતાના શ્લોકો, વંદીદાદના ફકરાઓ ને હરીશ્ચંદ્ર, ગોપીચંદ બેઓના કાશીઆઓ મોંને કીધા કે ગાડું ગબરતું થઇ જાય."

પણ લીમજી અહોંની બુજી ધપકી પડયો. "મંચા, તું એમ ધરમ સાથે ચેડાં ના કહાડ. પારકાં બઇરાં સાથે ચેડાં કહાડશે તે પરવડશે; પણ ધરમના

નામ સાથે છુટ લેતાં બાઝ આવ. તું મહેરબાબાની નકલ કરવા માગેછ પણ જો એમ લુચ્ચાઇ ને છુપછાંવ કરતાં પકડાઇ ગીયા તો પકાંણોને હાથે કટકા બુકલા થઇ જવાનો ચાન્સ છે."

સદગુરૂનો ધીકતો ધંધો લઇ બેસવાના પક્કા ઠરાવ પર આવ્યા પછી અમારા બેમાંથી ગુરૂજીનો ખેતાબ ને માન કોણે ધારણ કરવું તેની નબોજી તકરાર ચાલી. મારી ઇમાનદારી, યકીનદારી, દીનદારી ને સમજદારી જોતાં એ સવાલ પર તકરાર ઉઠવીજ નહી જોઇતી'તી. પણ લીમજીએ પોતાની બુઝોર્ગ ઉમર ને માથાનાં સફેદ બાલ પર મુસ્તાક થઇને પોતાનો દાવો એ ગુરૂપદ માટે રજુ કીધો. ને પોતાનો દાવો મજબુત કરવા એનાં માયજીના બોલો ટાંકી બતાવ્યા કે "જીભરૂ મારો લીમ દીકરો જીવશે તો બીજો નેર-ચોસંગ ધવલ નહી તો કારડીનલ વુલસી નીકળશે." એણે વળી નાનપણમાં ગુજરાતી ચોથી ચોપડી શીખતી વખતે લખેલા રસાલા "રૂવાનોની ચીનવત પુલ પરની મુસાફરી ને ત્યાં વેટીંગ રૂમ વગર પડતી હલાકી" માટે એને મી૰ એરચશાહ ગોળવાળા તરફથી મળેલો રૂપાનો ચાંદબી મને બતાવ્યો.

પણ મેં એના દાવાને મચક આપી નહી કે "એ ધંધામાં તો ઘણી ફુનેહ હીંમત હીકમત ને ફરેસ્તાઇ દેખાવ જોઇએ, જે દરેક ચીજની તારામાં કોટાઇ છે. વળી હું આતશબેહરામના ઓટલા પર વરસો સુધી સુખડ વેચવા બેઠેલો એટલે ધારમીક વાતાવરણમાં ઉછરીયોછ એટલે એ માનને હુંજ વધારે લાયક છેઉં. જો તું બું ગુરૂ થઇને બેઠોછ તો લોકો તારી પુજા કરવાને બદલે તુંને ગંદેરી ને કોહેલાં ટાંબોટાં મારશે, ને આઠ દહાડામાં ધંધો બંધ કરવો પડશે.

લીમજીએ વળી નવો ઉપાય સુચવ્યો "તારે કાંય નહી કજીયાતું મોંહું કાળું કરવા આપરે બેઉ જણાઓ સદ્ગુરૂઓ બનીને "લીમ બાબા, મંચી બાબા એન્ડ કંપની લીમીટેડ, સદગુરૂઓ ને ટપકા જોનારાઓ" કરીને સાથે બેસી જઇયે?"

એની વાહીયાત વાતો સમજીને મને એ નાદાનની અક્કલ પર હસવું બી આવ્યું પણ આખરે મેં એને સમજાવી લીધો. આખરે એમ નકી થયું કે

મારે સદગુરૂના એલકાબ સાથે મોચીરબાબા તરીકે આ નામચીન ધંધાની શરૂઆત કરવી ને લીમજીએ મારા મુખ્ય ને માનીતા ચેલા ને એડવરટાઇઝીંગ એજંટ તરીકે કામ કરવું.

* * *

## બાવા બનવાની તઇયારી

આસતા વેચયા, બાસતા વેચયા, વેચયા બંગલા વારી
નોકર બન્યા, શેઠ બન્યા, બન્યા સરકારી દરબારી
દુન્યા ભરના ધંધા કીધા, છતાં શુખરી હાલત હમારી
ત્યારે સાધુ બાવા બ્રધર્સ નામે નવી કંપની કાહરી

ધંધાનું કોંત્રેકટ ને એગ્રીમેંટ નક્કી થયા પછી અમે બચા પાસે રીતુર કરીને રજા માંગવા ગીયા કે અમારી તબીયત તદન લથરી ગેઇછ ને ખાધેલું બરાબર હજમ નહી થતું હોવાને લીધે પીતનું જોર ઘણું વધી જવાથી દરબારના વડા તબીબ હકીમ બયરસલાએ અસુને શીકારે જવાની ને આંખો દીવસ હરણ પછવાડે દોડવાની સખત તાકીદ ફરમાવેલી હોવાથી અસુને બે મહીના ચાલુ પગારે જવાની રજા આપવી.

અમારાથી ટુંક વખત બી છુટા પડવાના ખ્યાલથી બચાની આંખમાં આંસુ આવી ગયાં તો બી હોઠ કરડીને મન અકકમ કરીને એ બોલ્યો "મારા ખયરખવાહ દોસ્તો, તમારી નાદરૂસ્ત તબીયતની મોહકાણમાં તમારાથી થોડી મુદત બી છુટા પડવાનો મોકો આવેછ એ મારે ને મારી સલતનતને માટે આફત સમાન છે. હું કેટલો વખત થયાં જોઉંછ કે મંચુ ચાલુ ઠાંસ ઠાંસ કર્યા કરેછ ને લોહીના ગચકરાં કહારેછ ને લીમજીના બેઉ પગ પર સોજા ને મોંઢાં પર થોથરો આવી ગીયોછ તો હકીમની સલાહ અનુસાર તમારે હવા ફેર કરવોજ જોઇએ. તમે ચાલુ પગારે રજા પર જવા માંગોછ પણ ચાલુ પગારે કે કપાતા પગારે જાવ એ બધું મારે મન સરખુંજ છે, કારણ કે આજે છ છ મહીના થયા કોઇના પગાર ચુકયાજ નથી. પણ એમજ સમજજો

ને ફતેહ કરીને શાદમાની ને પુર તંદોરસ્તી સાથ પાછા ફરજો." બચો હવે હમારા બેઉના ગલામાં હાથ નાંખીને અમોને પેટના બચ્ચાં માફક પેટમાં દાબીને ગગલતા સાદે ગાવા લાગ્યો—

"જાવો સીધારો મેરી જાન, તુમપે ખુદાકી હો અમાન,
બીછડે હુવે મીલેંગે હમ, ખાલીકને ગર મીલા દીયા."

અમે હવે બચાના હાથ પર માનથી બોસા લઇ એને સેઝદો કરી ડચકાં ખાતાં પાછલા પગે પાછા હઠયા. જે ગંજાવર ડચકાંઓનો ગુંગલાતો ગંભીર અવાજ તે શાંત મહેલની ચુપકીદી ને ગંભીરતા વચ્ચે માઇલો તલક દુર દુર સમજાતો હતો.

અમે લોકોએ હવે એ ધોલે દીવસે લોકોની આંખમાં ધુલ નાંખવાનો ધંધો સરંજામ પાર ઉતારવા માટે તેને લગતો સામાન ને સીનસીનરી એકઠો કરવા માંડયો. દહાડી ને માથાના બાલ ઉગાડતાં તો ઘણો કીંમતી વખત નીકલી જાય એમ હોવાથી મારા માપની અધકચરી પેટ પર પંથરઇ જાય તેવી મોટી દહાડી ને મુંબઇમાં નાટકમાં રાજાઓ પહેરે તેવી માથાની લાંબી કરચલીવાલા બાલની વીગ ખરીદી. લીમજીએ અહીં બી એસકી દેખાવાના વીચારથી હુંમકી ફ્રેંચ સ્ટાઇલની ઇમ્પીરીયલ દહારી ને કસબી બોબ બાલની સ્ટાઇલની ટુંકી વીગ ખરીદી. બીજા પરચુટણ સામાનમાં એક ચાંદીતું અફ્રગનીયું, ફકીરો લઇને ફરેછ તેવો લાંબો લોખંડનો ડબલ ચીપીયો. લોખંડના ચીતલો, સાધુની ભગવા રંગની ડગલીઓ ને ઝોલીઓ, પગમાં પહેરવાની લાકડાંની પાવરી ને એક મોટો તંબુ વગેરે ખરીદ કીધું. ભોંય પર પાથરવા હરણનું ચામરું જોઇતું'તું તેને માટે લીમજીનો દોરો અમારા પડોશી ગુલામ જીલાની સાહેબનાં પાલેલાં હરણમાં ખોભાયો. મને એ વીચાર પસંદ પડયો નહી પણ લીમજી બોલવા લાગ્યો કે પડોશી ને માય બાપ બરાબર. અગવડ સગવડે અકેકની ચીજ વાપરયે નહી તો પડોશી થયલા શું કામ લાગ્યા. એની એવી દલીલથી મારૂંબી દીલ પીગલ્યું ને રાતના જીલાની સાહેબ ગરમીને લીધે ફેમીલી સાથે છાપરાં પર જીઓ કરી ગીયા, તેનો લાભ લઇને હરણના મોઢાંમાં

દુચા ખોસી તેને ઉંચકી લાવીને રાતોરાત વેતરી નાંખ્યું. બીજે દહારે હરણ ચોરાયલુ જાણી જીલાનીએ અમુને પુછયું ને લીમજીએ નિર્દોષતાના દેખાવથી કહયું કે એ રાતના બાર વાગે બંદગી કરતો'તો ત્યારે એ હરણ કોઇ લાંબી દહારીવાલા પઠાણ સાથ રમતું'તું ને પઠાણ તેને ચોકલેટ ખવરાવતો'તો ને માથું પસવારતો હતો; એટલે જીલાનીએ હરણના નામ પર પુરો મુકયો.

વીસમી સદીના આ આગલ વધેલા જમાનામાં કોઇબી નવો ધંધો જમાવવા ને તેને ફતેહમંદ રીતે લોકોની નજરમાં નીભાવી રાખવા માટે ચાલુ જાહેર ખબર ઘણુ બલવાન સાધણુ છે, એ ડોંગરેના બાલામૃત ને કમરૂદીન મીઠાઇવાલાના હલવાની ફતેહમંદ જાહેર ખબરોથી મુંબઇવાસીઓ સારી રીતે માહીતગાર છે. કાબુલ નગરીમાં થનારી એ નવા મહાત્માની પધરામણીની ખુશ ખબર રૈયતમાં જાહેર કરવા ને તેને માટે પુરતો ઉલટ ને ઉમંગ ફેલાવવા કાબુલના જાણીતા પેપરોમાં રંગીલી રસીલી જાહેર ખબરો અમોએ પહેલા ફુટના છ આના ને બાકીના દરેક ફુટના અઢી આનાને હીસાબે બુધવાર ને શનીવારના અંકોમાં મૃત્યુકની કોલમ નીચે છપાવવા માંડી. સાથે સાથે મારી ખુદા રસીદા મહાત્મા તરીકેની દહાડી ને વીગ સાથની સમાધીમાં પડેલાની સબીઓ સાથના દસ હજાર હેંડબીલો છપાવીને નાનખટઇ બેંડ સાથે દરેક મોહલે મોહલે વહેંચવામાં આવ્યા. અમે લોકોએ ચાલુ ઉજાગરા કરીને ઘણું ભેજું ઘસી નાંખીને એ જાહેર ખબર ઘડી કાઢી'તી.

### એક વધઇ, એક નવઇ.

"પધારે છે કાબુલમાં સદગુરૂ, અલ્લા હનો પ્યારો,
આપશે દુખીઓને રાહત, પાપીઓને સધ્યારો,
ફરમાન ખુદાનું બજા લાવી, ગયબ એ થઇ જશે,
છુપી પોલીસ પુઠે પડશે, તોબી શોધેલો નહીં મલશે.

આવે છે, આવે છે ફકત ટુંક મુદતને વાસ્તે શહેરે કાબુલમાં, અલ્લાહના પ્યારા ને ફરેસતાઓના માનીતા, આસમાન ને જમીનનો ભેદ જાણનાર સદગુરૂ ને મવલા પીર મહાત્મા મોંચીબાબા. દુન્યામાં બદી, લુચઇ

અને બદમાશી ઘણી વધી જવાથી ગુમરાહ ઇનસાનોને ખુદાઇ રાહ પર પાછા ફેરવવા એવણ હીમાલય પર્વત પરના બરફથી ઢંકાયલા ગુફામાંથી તપ છોડીને ખુદા પાકના ફરમાનથી અહીં આવે છે. વરસો વેર એવણે રૂસી મુનીઓના પગ દાબીને તેઓની પ્રીત સંપાદન કરીને આત્મીક જ્ઞાન ને બસારતોનું બળ પ્રાપત કીધું છે. મોંચીબાબા કાંઇ હીંદુસ્તાનની બજારોમાં રખડતા 'એક પૈસા લેઉંગા ઓર સો ગાલી દેઉંગા' બોલીને ભીખ માંગનારો મવાલી ફકીર કે સાધુ નથી પણ સતાણું ટચનો મહાત્માઓ વચ્ચે તાલીમ લઇ ઉધરેલો પરહેજગાર ને પવીત્ર સદગુરૂ છે, જે એવણને રૂસીમુનીઓ ને પયગમબરો તરફથી મલેલી સર્ટીફીકેટો વાંચવાથી માલમ પડશે. બહારગામથી સર્ટીફીકેટની કોપીઓ મંગાવનારાઓએ બે આનાની પોસ્ટની ટીકીટ બીડવી.

પોતાનાં મીનોઇ જ્ઞાનની બરકતથી મોંચીબાબા દર રાતના સમાધીમાં પડી સાતમાં ભુવનમાં પહોંચી જઇ બેહરામ સરોસ પાસથી હજુ બી ઇલ્મે હકીકીની તાલીમ લેય છે. એવણનો ફરેસ્તાઓમાં લાગવગ ઘણો બોહલો છે ને ખુદ ખુદાયજી સાથબી એવણને ઘેરવટ જેવું છે.

પોતાના ગેબી જ્ઞાનની બરકતથી એવણ રેસની વીન પ્લેસની સધર ટીપો ને આંક ફરકની પાકી ખબર આપશે. આવતી આફતોથી બચવા માટે, નવી નોકરી મેલવવા માટે અથવા નોકરીમાં પગાર વધરાવવા માટે, વગર બચાંવાલાઓને બચાંની પેદાયશ કરી આપવા, આશક માશુકને મેલવી આપવા માટે. ઘણી મહેનતથી બનાવેલાં તાવીજો રોકડે પૈસેથી વેચાતાં મલશે. ચેકો સ્વીકારવામાં આવશે નહી. બૈરાંઓને દસ ટકા ડીસકાઉંટ કાપી આપવામાં આવશે. દુશમનોને મુઠ મરાવી નાબુદ કરવાનો નુસખો બી અમારી પાસે મોજુદ છે.

મુવેલાં સગાંવહાલાંઓને મધ્યમ ફી લઇ બહેસ્તમાં અંદેશો પુગાડવાનો બંદોબસ્ત કરી આપવામાં આવશે. એ બાબદસર અમારાં કામથી ખુશ થયલા ઘરાકો તરફથી મલેલી સર્ટીફીકેટોમાંની નીચલી એકજ વાંચો—

"ચોરી લુટફાટ ખુન વગેરે કરપીણ કામો કરી ફાંસી ચઢેલા ને દોજખના અઝાબમાં સબડતા મુરબ્બી પીતાશ્રી બાબર દેવાને તમે લાગવગ લગાડી સીધો બહેસ્તમાં ટ્રાન્સફર કરાવી આપ્યો માટે તમારી મહેરબાનીનો આભાર માનવા મારી પાસ ઉપકારના પુરતા શબ્દો નથી. આ બીજો હજાર રૂપીયાનો મનીઓરડર મોકલ્યોછ તે સ્વીકારી અમારા દાદા દેવા ઉકરસીનેબી એમજ નરકના કારાવાસમાંથી સ્વર્ગમાં મોકલી અપાવવા કૃપા કરશોજી.

લી૦ આપનો હીતેચ્છુ બાબર દેવાના ચીરંજીવી
ધરમસી બાબરના રામ રામ વાંચજોજી."

મોંચીબાબાના દરશન માટે ઘણી ધમાલ પડવાની વકકી છે માટે નભરવસ નહી રહેતાં પહેલાંથી ટીકીટ રીઝર્વ કરાવો. પ્લાન ખુલ્લો મુકયો છે ને અત્યારથીજ બહુ પેનસીલના છેકા પડતા જાયછ માટે ઉતાવલ કરો, નહીં તો રહી જશો.

## (૨૫)

ખુદ શાહી મહેલમાંથી બચ્ચાં વગર બેનસીબ રહી ગયલી બેગમો તરફથી પુછપરછ થવા માંડી કે ક્યારે આવશે, અમારી મુરાદો ને ઉમીદો પાર પાડનાર તે ખુદા રસીદા આલીમ કયારે પધારશે, ને અમારાં મોઢાં હસ્તાં કરશે? લીમજીનો ત્રીચાર તો હજુ લોકોને ટીંગાવી રાખી જાસ્તી તનલાવવાનો હતો પણ મેં ફાઇનેન્સ મીનીસ્ટર તરીકે આવક જાવકનું બજેટ બતાવીને ખુલ્લું કહી દીધું કે નાણાં બજારની તંગીને લીધે હાથમાં કુલ્લે સીલક દહોઢ રૂપ્યો હતી, જો કે અમારી પચાસ પોણોસોની બીજાઓ પર ઉઘરાણી નીકલતી હતી; પણ એ બધા સખીના લાલો પાસેથી હાલમાં અરધી બી છુટે તેમ નહી હોવાથી એ રકમ Bad debt તરીકે લખી નાંખવી, ને નાણાંભીડ મટાડવા માટે નવી આવકનું નક્કી કીધેલું સાધન ઉતાવળે અમલમાં મુકવું, નહી તો અમારી કંપનીનું કાચુ દીવાલુ નીકલશે.

લીમજીએ અહીંબી એની હમેશની નફ્ફટાઇ બતાવી "દીકરા, તું દીવાલાંનાં નામથી એટલો ભરકેછ શાનો? આજે તો સારા સારા ને ખાનદાની

આદમીઓ બી બધેથી હાથ મારેલું ઉંચુ નીચું કરી નાંખી લાહ લેયછ. ને તેમાં ચાલાકી સમજેછ. એમ તદન આબરૂદ.ર થવા જઇયે તો ભુખે મરીયે. આજે મુંબઇમાં મોટરમાં ફરનારા અરધા અરધ વેપારી ને શેઠયાઓના નામ જુના નાદારોની ટીપમાંથી મલશે. માંગનારાઓને રડાવવા એ તો ઉમદા હુન્નર છે."

અફઘાનીસ્તાનના શહેરે અવ્વલ કાબુલમાં શ્રીયુત મોંચીબાબા પ્રગટ થવાનો તે મહાન ઇતીહાસીક દીવસ આખરે આવી પુગ્યો. અમે લીમજીના બાવાની બત્રીસમી બાજનો બખ્તાવર દહારો નકકી કીધો. એ દીવસે અમે સગનનું મોરૂં ધાન, દાળ ને સેવ રંધાવીને છાંટાપાણી સાથે જમી લીધું. ને અમારી મુબારક આમદની કંઇબી ચોકકસ નોટીસ આપ્યા વગર અંધારી રાતનો લાભ લઈ અમારા નવા ધંધાને લગતો સામન, જેવો કે તંબુ, પાવરા, કોદાળી, ખાટલા, પાટલા, હરીકેન બતી, માટલાં વગેરે ખટારામાં નાખી અમે પરવરનું નામ ઝબાન પર લઇ, દાંડીની યાદગાર કુચ મીસાલની અમારી માર્ચ શરૂ કીધી. શહેરને પાદરે વહેતી કાબુલ નદીની નજદીકમાંથી પસાર થતા બે ધોરી રસ્તાના સંગમ પર આવેલાં આમલીનાં એક ગંજાવર દરખ્ત નીચે અમારો મુકામ નકી કીધો. આજુબાજુની તમામ જમીન પરનું ઘાસ ને કચરો કાઢી નાંખી, જમીનને પાણી સીંપી રોલર ફેરવીને સપાટ બનાવી દીધી ને એ તઇયાર થયલી જમીન પર ઝાડ નીચે અમારો તંબુ ઠોકયો. તંબુથી થોડે દુર અમારી સાથે લાવેલા છાણાંનો ઢગ ગોઠવી તે પર પેટરોલ નાંખીને ફકીરની ધુંણી સળગાવી, જેની નઝદીક મને બેસવાને માટે મોટો પાટલો મુકયો. ધુંણીની સામી બાજુએ બાબાને મળવા આવનારા ભાવીક ભકતો ને પુંજારીઓ માટે મુંબઇની અગ્યારીમાંથી પીટી લાવેલી એક મોટી શેતરંજી પાથરી. અમુને કોઇબી રીતની અગવડ ખમવી પડે નહી માટે સાવચેતી રાખીને ફરૂટ, ગોસ, તરકારી, બીર વગેરે ઠંડુ રાખવા એક સેકંડહેંડ રેફ્રીજરેટર બી તંબુમાં ગોઠવી દીધું.

ખુદા નખાસ્તા જો અમારી ચાલાકી પકડઇ ગેઇ તો અધરાત મધરાતે નાસવું પડે કરીને મોત ચેતીને બે સાઇકલોબી તંબુમાં છુપાવી રાખી. બધી

ગોઠવણ પુરી થતાં ભારે જેહમત ને મેહનતથી થાકીને અમે તંબુમાં સુઇ ગીયા. લીમજીએ પાંચ વાગાનું એલારામ માંડયું'તું તે ટાઇમસર વાગતાં એ ખભરીને ગુલાંટ ખાઇને ઉઠયો. હું તો બહેસ્તમાં હુરો ને પરીઓ વચ્ચે અમનચમન કરૂંછ એવા સુખી સ્વપ્ના જોવા પડેલો તે મને તો એલારામ કંઇ સમજાયું નહીં. એટલે લીમજીએ લાયકી બતાવી પહેલાં એનું સ્લીપર ને પછી તકીયો ફેંકયો. ને જ્યારે તેની બી અસર નહીં થઇ ત્યારે એણે કુંજામાંનું બરફ જેવું ઠંડુ પાણી મારા આંગ પર ખાલી કીધું ને બુમ પાડી "મંચા ઉઠ, મંચી બાબા, મારો બાવો કરૂં, ઉઠી જા. પાછળી રાતનો મરધો બી વાસ્યો. ઉઠો બેટા, પેગમબરોને એમ મોડેવેર સુઇ રેહવું છાજે નહી. બાબા-જાન, ભોલીજાન, મંચી મારા જાન, હવે ઉઠો નહી તો ઘોલ્યો ઉથલાવી નાંખશ."

મેં કાર વારીને એને કહ્યું "નાદાન લીમ, નીરદોષ આદમીની મીઠી ઉંઘમાં ખલલ કાંય કરેછ? એક ભર ઉંઘમાં પડેલાં આદમીને ચોંકાવીને જગાડવો એ નાહનમાં બેડેલા મોબેદનું નાહન ભાંગ્યા જેટલો અજીમ ગુનાહ છે, ને બાબા ને કાકા શાનો કરી મરેછ? હું કંઇ નાહ્નો બાબો નથી કે તું એવું કોમીક કરેછ!"

લીમજીએ મારી કંગાલ યાદદાસ્ત શકતી પર કપાલ કુટયું "મંચા, તુને થયુંછ શું? તું હીંદુસ્તાનનો પહેલો સીનીયર રેંગલર ને એક રાતમાંજ તું આજે શું પાર્ટ કરવાનો છે તે ભુલી ગીયોછ! તું બાબા ને પીર નહી થવાનો હોતે તો આવી કકડતી ઠંડીમાં અહીં શું ધુળ મુકવા ધકેલા ખાતે!"

હવેજ મને આજે શરૂ થનાર નવા નાટકમાં મારે હીરો થઇ ચીફ પાર્ટ ભજવવાનો હતો તેનું ભાન આવ્યું. "ઓ એમ છે? ત્યારે તો તારી ગુસ્તાખી ને બેઅદબી હું તુંને ખરાં દીલથી માફ કરૂંછ. હું તો ખુશ સ્વપ્ના-ઓની લહેરમાં એ બધી ઉપાડી લીધેલી જોખમદારીની વાત ભુલીજ ગયલો. ચાલ, હું જરા નદીમાં નાહી આઉં તેટલાં તું તારા પુજ્ય મુરબ્બી માટે ચાહે નાસ્તો તઇયાર કરી નાંખ" કરીને હું રાતનાં કપડાં પર ગાઉન પહેરી

લઇ ખાંધ પર દીલતુછનું નાંખી વીસલ મારતો મારતો નદીપર ચાલી ગીયો, ને લીંમજીને કોમીસરીયેટ ડીપાર્ટમેંટ એટલે રાંધણીના ચાર્જમાં સોંપી ગીયો, ને એને ચેતવણી આપતો ગીયો કે બચાજી, એકલો પડેછ તેનો લાભ લઇને ખાંડના ફાંકા ને કાચા ઘીના દચુસા ના મારતો. એમ ચોરી છુપીથી તેં મીઠું ખાઇ ખાઇને બેટી બાપે તારી મીઠી પીસાબ વધારી દીધીછ."

નદી પર જઇ એક મોટા પથર પર કપડાં મુકી પાણીમાં હોમાવ્યું. પાણી તદન બરફ જેવું ઠંડુ હતું ને મેં તરતજ બહાર નીકલી જવાનો વીચાર કીધો, પણ નાહવા ગયેલો પારસી ઠંડા પાણીથી ડરી પાછો આવે એવો હીચકારો તો હોયજ નહી, એટલે મેં દાંત પીસીને થોડીક અછાર પછાર ને હુસાહુસ કરી, ને ઠંડોગાર થઇને બહાર નીકલી પડયો, ને જોઉંછ તો કોઇ ભલાં આદમીનું ફરજંદ મારા કપડાં લઇને ફુટીસ થઇ ગયલું. કપડાં વગર તો મારાથી તંબુ સુધી જઇ શકાય નહી, કારણ કે છુટાંછવાયાં આદમીઓની આવનજાવન શરૂ થઇ ગઇ'તી, તેમજ નદીમાંબી કલાકો વેર પડી રહેવાતું પરવડે તેમ હતું નહીં, એટલે ભેજું દોરાવી કીનારા પરના ઝાડ પરથી બે મોટી ડાંખલીઓ ભાંજી તે આગલ પાછલ પકડીને તેની વચે ભરાઇને ચાલવા માંડયું. તંબુ નજદીક આવતાં અંદર ભરાઇ છુપાઇને ઘુસવા જતાં લીમજીની મારી પર નજર પડી ને એણે મને આવા મારા બૉલના ફેન્સી ડ્રેસમાં ઓલખી નહી શકવાથી ચોર ચોરની બુમ પાડીને ગોદરાં પખોડવાની લાકડીએ મને ઝુરવા માંડયું; ને મેં જ્યારે ડાંખલીઓ વચેથી ડોકું બહાર કહાડીને મને ઓલખાવ્યો ત્યારેજ એનું લડાયક ખમીર દપટ પડયું. ને મારો રકાસ જોઇને એ પેટ પકડીને હસવા પડયો.

"કોણ! ભચો! અરે તારો દહારો બરેરે! એ વળી શું નવો ઢોંગ લઇને આયો? બાબા થવાનો છે તે અત્યારથીજ કપડાં વગર ફરવાની પ્રેક્ટીસ કરેછ શું! મારા બાપ, હું તો હસતાં હસતાં હવે મરી જવશ. મારા મોટા બાવા દાદર પરથી પરી ગયા ને બીચારાના બેઉ પગ ભાંગી ગયા તારેબી એટલું તો નહી હસેલો!"

હવે અમે બેઉ જણાં ખમન યસ્ત ભણીને સુફ્રો બીછાવીને નાસ્તો કરવા બેઠા.

આજના મુબારક પ્રસંગની ખુશાલીમાં એણે ઘણી તજુમલથી સોજો રવો તઇયાર કીધો'તો; પણ તંબુમાં બતીનાં ઝાંખા ઉજાસમાં એની શોર્ટ-સાઇટની મોહકાણમાં એણે ઘીને બદલે કોપરેલ વાપરી દીધેલું હોવાથી મેં બબરી ફ્રફરીને તે રવો પુરો કીધો. અમે નાસ્તો કરતા'તા તેટલાં અફ્ઘાન છુપી પોલીસના બે જમાદારો ત્યાં સાઇકલ પર આવી લાગ્યા, ને આ એકાંત જગામાં પહેલીજ વખત તંબુ ઉભો થયલો જોઇ અમે કોણ છઇયે ને સરકારી જમીનપર તંબુ કાંય ઠોકયો તે જાણવા માંગ્યું. લીમજીએ ઉક-માઇથી મારી ઓલખ આપી કે દુઃખીઓનો દુઃખ નીવારણ કરનાર, નીરાશ ને ગમખાર જીગરમાં આશાના અંકુર ફેલાવનાર ને પાપીઓને પાપી રાહથી હટાવી પરેઝગારીના ફુટપાથ પર ચઢાવનાર, કાબુલમાં જેની પધરામણી જાહેર થઇ રહીછ, તે પુજયમાન પીતાજી ને બખતાવર બાવાજી, તેજ એવણ પોતે. ખુશી થાવ કે આ પવીત્ર ભુમી પર એ પરાક્રમી પુરૂષનું પહેલ વહેલું દર્શન કરવાનું તમારૂં બુલંદ બખ્ત છે."

પણ એ જમાદારોએ તો ખુશી થવાને બદલે ગજવામાંથી ડાયરી કાઢી અમારાં નામ અંદર લખી લીધાં. ને અમારા અંગોઠાનો છાપ લઇ આગલ અમુને કેડે જેલની સજા થયલી કે કેમ તે પુછવા માંડયું. તેમજ બાબા થઇ બેસવા માટે સરકારી લાઇસંસ કઢાવ્યું હોય તો તે જોવા માગ્યું.

લીમજી તો છેરઇ પડયો. "લાઇસન્સ! નોનસન્સ! એ શું એવણે કંઇ તાડીનું પીઠું ખોલ્યુંછ કે લાઇસન્સ માંગોછ? હું આલાહઝુરની ખીદમતમાં એક પરહેઝગાર મરદની આવી બેઇઝતી કરવા માટે તમો વીરૂધ એક અરજી પેશ કરશ ને તમુને જમાદારની પદવી પરથી ડીગ્રેડ કરાવી હવાલદારની પંકતી પર ઉતારી પડાવશ. તમે ભોંસીયાઓને ભાન નથી કે કેવા નામીચા નરો સાથ વાત કરવાની તમે ખુશનસીબી હાસેલ કરોછ!"

પણ પેલાઓના પેટમાંનું પાણી બી હીલ્યું નહી. તે બેમાંનો વડો નમનતાઇ સાથ બોલ્યો "તમે પીર મરદો હશો તે વાત પર હું શક નથી લઇ જતો;

પણ આ રાજ્યનો કાયદો દરેક ચીઝને માટે લાઇસન્સ લેવાની સખ્ત તાકીદ કરે છે. અમારાં અફ્ઘાનીસ્તાનમાં તો જનમવાને માટે બી લાઇસન્સ ને મરવાને માટે બી આગલથી લાઇસન્સ કઢાવવું પડેછ. પરણતી વખતનું બી લાઇસન્સ ને છુટાછેડા લેવાનું બી લાઇસન્સ. એ બાબદમા કાયદો એટલો સખત છે કે ખુદ ખુન કરવા માટે બી સ્પેશીયલ લાઇસન્સની સખ્ત ઝુરૂરત છે. લાઇસન્સ વગરનું ખુન કાયદાસર ગણાતું નથી. આય આમ બાબદ છે તે છતાંબી જો તમે મળી સમજીને કામ લેશો તો અમે એ બાબદમાં છુટછાટ મુકશું."

અમારી પાસે એ લાલચુ પોલીસને ઝટવાનું રોકડ કશુ નહી હોવાથી લીમજીએ હાય અફ્સોસ કરીને એનું રીસ્ટ વૉચ એ લોકને આપ્યું જે લઇને એ અમુને સલામ કરીને સાઇકલ પર સવાર થઇ રસ્તે પડી ગયા.

પોતાના ગુરૂપદના ગંભીર ઓધાનો ચાર્જ લેવા પહેલા મેં શરૂઆતમાં લીમજીને મારા પગ પાસે બેસાડી ઘણી માયા ને મમતાથી એનું જુથી ભરેલું માથું પસવારનો જઇને એ નાદાનને મેં નીચલી શીખામણો દીધી. "બેટા લીમજી, આપરી જીંદગીની કેતાબનું આજથી નવું પ્રકરણ યાને સફો શરૂ થાય છે. આજથી આપરે બેઉ જણા આ ક્ષણભંગુર દુન્યાની લોભ લાલચ, મોહ માયા છોડીને પવીત્રાઇ ને પાકીજગીની દુન્યાના ઉંબરમાં પગ મુકયેછ. હવેથી જાહેરમાં આપણો સંબંધ પુજ્ય ગુરૂજી ને તાબેદાર ચેલા તરીકેનો રેહશે, માટે આજથી તું મને તારો મુરબ્બી, ગુરૂ ને રાહબર ફરેસ્તો સમજીને માન ઇઝત ને તાબેદારીથી મારી તરફ વરતતો રેહજે. યાદ રાખજે કે "ગુરૂ બીન નહી આવે જ્ઞાન." ગુરૂનો દરજ્જા પીતા કરતાં બી આલા છે. કારણ કે બાપ જ્યારે બચ્ચાંને પેલી દુન્યામાંથી આ દુન્યામાં લઇ આવે છે, ત્યારે ઉસ્તાદ ગુરૂ તો આદમીને જ્ઞાન ને ઇલમ હાંસેલ કરાવી, ઉન્નતીની જલતી ઝગમગતી જોત પ્રગટાવી આ ખાકી દુન્યામાંથી મીનોઇની મોતેબર દુન્યાના ચઢતા તબકકા પર લઇ જાય છે. માટે મારી ખીદમત ને સેવામાં તારૂં માથું ને તન બદન નમનતાઇથી ઝુકાવેલું રાખજે. મારાં કોમળ હ્રદયને કે મારા નાજુક દીલને તારી નાલાયક ચાલથી કોઇ બી વખત દુખવતો કે રંજીદા કરતો

ના. નહી તો એ અજીમ ગુનાહના બદલા તરીકે ખોદાયજી તુંને પેલી દુન્યામાં પચાસ વરસ ઉંધો ટાંગી રાખશે ને દેવો પાસ ચાબકાના માર મરાવશે. મારી સેવા ચાકરી ને પગ ચંપી કરીને મારાં મનને સંતુષ્ટ રાખજે. મને પહેલાં જમાડી ભોજન કરાવી મારાં વધેલા અજીટા ભોણાંમાંથી જમી લેજે. તથાસ્તું. ઉમીદ છે કે એક વડીલ બાપ તરીકેની આ શીખામણ પર તું હંમેશ અમલ કરશે, તો મારી ભલી દુવાઓથી તુંને બહેશ્તનું સુખ હાંસલ થશે."

લીમજીએ તો મારાં મોઢાંમાંથી ટપકતાં આ દાનાઇના દાણા ને અકલના ગવહરો અદબથી સમજવાને બદલે ઉપરથી મને ધબો મારીને હસવા પડયો "જોરે મંચા, એ તારી વાયજી, ને ઉબક આવે તેનો ઉપદેશ કોઇ બીચારો પોણીયો હોય તેને સમજાવ્યા કરજે.એ તારા ફીતુર મારી આગલ નહી ચાલશે. ધંધાની ફતેહ ખાતર ચોકસ હદમાં રહીને લોકોને ઉલ્લુ બનાવવા ખાતર જેટલું વાજબી હોશે તેટલુંજ તુને માન આપશ. બાકી એ ચંપી ફંપી ને અજીઠું ખવડાવવાની વાત તો સદંતર ભુલી જજે. ઘણી લાહેરી કરવા જશે તો ભર મીજલસમાં તારી બકરા જેવી બનાવટી દહારી ખેંચી કહાડીને તારો હુરીઓ ને લેવરી દાણાદોણ કરશ."

* * *

## બાપ પહેલા—પરદા દુસરા

હવાએ શોકમે ઉડતા વરક અભીસે હય
છાતીમાં થાય ધડક ધડક અભીસે હય
સુકી દમદાટી કડક સડક અભીસે હય
તેજી મંદી અમેરીકન આંક ફરક અભીસે હય

હવે સવાર પડવા આવેલી હોવાથી લીમજીએ મને જલદીથી ડ્રેસ પહેરીને તઇયાર થઇ જવા કહયું. મહાત્માઓ ને પવીત્ર પુરૂષોનાં બદનમાંથી હંમેશાં ખુશબો નીકલવી જોઇયે એવી સાધારણ માન્યતા લોકોમાં હોવાથી એણે મને બાંક પર સુવડાવી પોતાને હાથે મારા આખા દીલે સુખડનું તેલ ખુબ માલીસ કરીને ઘસડયું ને આખા આંગના કટકા ફોડયા. જેમ કરતાં

હદથી જ્યાદા ઉલટમાં આવી ઝટકા મારતાં એણે મારૂ જમણું ખભું ને ડાબો ડાપો એ વખત ઉતારી પાડીને મને ઠંડોગાર કરી નાંખ્યો; પણ તરતજ એ બેઉ સાંધાઓ હુસ્યાર ભીમ ને હાડવઇદની ચાલાકીથી પાછા એની જગા પર બેસારી બી દીધા.

મેં હવે મારા મધમધ થતાં આંગ પર સાધુની પીળી કફણી, માલાઓ ને ધોતીયું પહેરી લીધુ, ને પગમાં લાકરાંની ખરાવ લટકાવી. ભીમજીએ ઘણીજ સંભાલથી મારા માથાં પર વીશ્વામીત્ર રૂષીના જેવી અધકચરા મોટા બાલની વીગ લટકાવી, જે વીગની ટોંચ પર સોપારાના આકારનું બન પાઉં જેવું ઉંચુ ગુથેલું પુછડું ખેંચી કહાડેલું હતું.

વળી એણે બહોંસ કરીને મારી એ સાધુની ડગલી પર મને એબીસી-નીયાની ને બીજી અફ્ઘાન લડાઇ વખતે મલેલા લશકરી ચાંદો લટકાવી દીધા, ને ડાબી બોંય પર સારજંટ મેજરની પદવી બતાવનારી ત્રણ લાલ પીટો બી સીવી લીધી, કે સાદા માદા સાધુ ને પીરો તો ઘણા હોયછ પણ લશકરી ચાંદ ને પટીવાલા મહાત્માનો વટ ને રૂબાબ કંઇ ઓરજ રેહશે. એણે હવે તંબુની બહારની મારી બેસવાની જગા પર ચોક પુરયા ને બધે લોબાન ધુપાવ્યું.

મને પાકો સાધુ બનાવવા એણે મારા મોંના પર રાખ ઘસરી ને એને નવજોત પર ભેટ મલેલી પણ હાલમાં આંધરાંથી ભરઇ ગયલી લાલ શોલ મને ઓઢાવીને મારા હાથમાં ગુલાબનો ગજરો આપ્યો ને મને જમણો પગ પહેલાં કઢાવી બહાર લઇ આવ્યો. મેં બી ચારે દીશાએ વારાફરતી નમસ્કાર કરી, પલાંઠી વાલી, પાટલા પર બેઠક લીધી.

ભીમજીએ મારા માંથા પર હાથ મુકી ભાશણ કીધું "દીકરા મંચા, આજે મારી સરજતનું સુકાન તારા હાથમાં મુકાયછ. તો તું નાખોદા બની આપણી કીસ્તી આ આફતના દરયામાંથી બહાર કાઢી એશઆરામના બંદરમાં સહીસલામત હંકારી લઇ જજે. હું જાણુંછ કે મેં ભર દરીએ ભેંસનું પુછરૂં પકરયુંછ ને તારામાં અકકલની ઘણી કોટાહી છે તો બી હુસ્યારી રાખી આપરો તરપો ડુબાડતો ના. ચાલ હવે, તારો પાઠ ચાલાકીથી ભજવજે ને આ

ચલતા પુરજા એટલે ભોલી દૂનયાના લોભીયાં લોકોને આંજી નાંખી, આપણો ભંડાર ભરજે."

હું મનમાં બે યથાહુનેરીયા અને એક હમાયરસચે ભણી ગયો ને હાથમાં હારડી લઇ આંખ બંધ કરીને મૌન ધારણ કરીને બેઠો. મેં મોત ચેતીને પાટલા પર નરમ પીછાંનો કુશન આગલથી મુકાવી રાખ્યો'તો તો મારાથી આરામથી બાર કલાક પાટલા પર બેસી શકાયું. જો કુશન વગર ખાલી પાટલા પર બેસવાની મેં નાદાની કીધી હતે તો સાંજ સુધીમાં તો મારી નાજુક ચામડી ઓખવઇ જઇને તે પર જરૂરજ છાગરા પડી આવને. મેં લીમજીને સુચના કીધી કે બધો સ્ટેજ ગોઠવઇ ચુકોછ, હવે ઓડીયંસ ખેંચવાની ગોઠવણ કરવાનું કામ તારૂં છે લીમજીએ હીંદુસ્તાનથી આવી વસેલા નોકરી વગર રખરતા થોડાક શીખ, વાણ્યાઓ, ભાટીયાઓ ને બે પાંચ ભઇયાઓને આગલથી બેઆનું આપીને રોકી રાખેલા, તે લોકો હવે પ્લાન મુજબ બરાબર એજ ટાઇમે ઢોલ, તાસા, પેંપુરી, ડફ, ચંગ, છમછમીયાં વગેરે લઇને આવી પુગ્યા, ને મારી સામે થોડે દુર ઉભા રહીને લીમજીની સરદારી હેઠળ એ લોકોએ પોતાનું એ ઈંડીયન જાઝ બેંડ શરૂ કીધું. લીમજીએ તબલાની એક જોર પીછોરીમાં બાંધી ગળામાંથી લટકાવી પેટ પર બાંધી'તી.

એ દોઢ ડજન જેટલા આપણા ભારતવાસી ભાઇઓ વાજીંત્રો વગાડતા જઇ ગોલ ચકરડામાં નાચીને "જય ભવાની" "જય કાલી માતા"ના કાનના બહેર ફાડી નાખે તેવા અવાજો કરતા'તા, જેના જવાબમાં લીમજી તબલાની ભારી ઠાપ સાથે "હર હર મહાદેવ, પારસી રીફોર્મ કમીટીકી જય, જામે જમશેદ સેનેટરીકી જય" વગેરેના પોકાર કરતો'તો. એને બી ધરમનું એટલું ઝનુન ચડયું'તું કે એના આંખના ડોળા ખુની જેવા લાલ થઇ ગીયા'તા ને ઉશકેરઇને હાપ મારતાં એણે એક કલાકમાં બે જોર તબલા ફાડી નાંખ્યા. મને મારી સમાધીમાંથી બી જાગૃત થઇ એને ચેતાવવો પડયો કે "દીકરા લીમ, જરાં તારો ધાર્મીક જોશ ને ઝનુન પર કાબુ રાખ, નહી તો આજની જરા તરા આવક થશે તે નવા તબલા લેવામાંજ ઘુસી જશે."

## પહેલા દીવસનો વકરો પાણી.

રોઝ અવ્વલ ચલાવી ચલવલ જોઇ જનમોત્રી ફાલ રમલ
ઓગણીસ રૂપ્યા છ આનાથી પાર ઉતારયું કાર્ય સફલ
નુરે વતનને પુરવનમાં મલ્યાં પાંચ પીત્તલના બટન
દશનો ટુકડો બચયો one, બાદ કરતાં ખરચ ખુતન.

અમારા બેંડના આ નાચ ગાણા સાથના ધુપછાંવ નાટકની તાત્કાલીક અસર થવા માંડી. ભોલા લોકોમાં વીજળી પેરે વાત ફેલાઇ ગેઇ કે. ખુદાનો નવો અવતાર આગાહી ને બસારત થવા મીસાલ ગરૂડ પક્ષી પર સવાર થઇ પેલી દુન્યામાંથી કાબુલમાં ઉતરી આયોછ, ને નદી કીનારે પડાવ નાંખ્યોછ. શહેરમાં તુરત હડતાલ જાહેર થઇ ગઇ ને લોકો દુકાનો ને ધંધોધાપો બંધ કરી, નાની નાની ટોલકીમાં સોજાં કપડાં પહેડી હમારા મુકામ પર પધારવા માંડયાં. લીમજીએ હવે બેંડ કંડકટરની જોખમદારી બાજુએ મુકી મેજર ડોમો બની જઇ લોકોને રીસીવ કરી, બાવાજીથી થોડે દુર બેસાડી ખામુશી અખત્યાર કરવા સખત તાકીદ કીધી કે બાબાજી સમાધીમાં હોવાથી, ને ખુદ ખુદા સાથે ખાનગી સંદેશા ચલાવતા હોવાથી એવણના કાનો પર ધારમીક ભજનો સીવાય કોઇબી દુન્યાઇ અવાજની ખલલ પડવી નહીં જોઇએ.

આગળથી ઝાડ પર બાંધી રાખેલી એક આરસીમાંથી સુરજનો પ્રકાશ મારા મોંના પર પડતો હોવાથી મારૂં કપાલ ખુદાઈ નુરાનીથી ચમકી રહયું'તું. એક તો મારો ચ્હેરો અસલથીજ સતાનું ટચના સુના જેવો ખુબસુરત ને રૂબાબદાર, ને નાનપણથીજ મને મારા વાલીદોએ ધરમ ને મીનોઈ જ્ઞાનની બારીક તાલીમ આપીને ઉધારેલો, એટલે આજના મારા ધાર્મીક ડ્રેસ ને ગેટઅપ સાથે તેમજ આજુબાજુના જુસ્સાદાર દીની વાતાવરણને લીધે લોકો પર મારી પવિત્રાઇ ને મહાત્માપણાની ઘણી અસરકારક ને ગંભીર છાપ પડી, ને એ ભોળા પઠાણો, મોગલો ને તાયફાવાલાઓ મને જોતાંજ મારાં પવીત્ર નુરથી અંજાઇ જઇ સેઝદામાં પોતાનું સર યકીનથી નમાવી દેતા ને "ઝોરે

સરટલાઇ જુગા શેગુરી આસગાહ" યાને "આહ્લાદના મોકલેલા ઓ પ્યારા ગેગમણર, આગાઉં પગે પડતું તુને મુબારક થાવ" કરીને હોઠ ને છાતી પર હાથ મુકી ને પોતાને કપાલે લગાડતા ને ઘણી નમનતાઇથી ઘુટણમંડીએ પડીને આગે બેસી રહેતા.

લોકોના વીખેરઇ જવા પછી અમે ઝાડ પર Not at Home નું પાટયું મારી તંબુની અંદર ભરાવા. ખુરદો ગણતાં પહેલેજ દહારે ઓગણીસ રૂપ્યા છ આના ને પાંચ પીતલના બટનની આવક જાહેર થઇ. વોલંટીયરોનો આઠ આઠ આનાનો પગાર ગણતાં બી અમે દસ રૂપ્યાનું બેલેંસ ગજવામાં સેરવ્યું.

લીમજીએ એ ફતેહની ખુશાલીમાં પેટીમાંથી શીશો કહાડયો ને અમે લોકોએ અમારી લીમીટેડ કંપની ને તેના ધીકતા ધંધાને ફતેહ ઇચ્છી. અમારા પગારદાર ભાડુતી એજંટોએ કાબુલ શહેર ને આજુબાજુના ગામોમાં જઇ બાવાજીની પરેજગારીની ને બાવાના ચમત્કારના જોયલા દાખલાની હદ બહારની તારીફ ને ફેંકોલોજી કરીને શ્રીજી માટે લોકોના મન પર ઘણો સારો છાપ બેસાડી દીધો એટલે બેચાર દહારામાં અમારી ઘરાકી કુદકે ભુસકે વધવા માંડી.

લીમજીએ વધારે ભપકો કરવા પાસેના ઝાડ પર એક નવું રંગાવેલું મારે નામનું મોટું પાટયું લટકાવી દીધું "મોંચીબાબા H. P. M. (હીમાલય પર્વત પરના મહાત્મા) ને બનારસ યુનીવરસીટીનાં માજી વાઇસ ચેનસલર, કનસલટેશન ટાઇમ આઠથી દસ ને ત્રણથી પાંચ." મારી તારીફ આજુબાજુ ફેલાતી ગઇ ને અમારા આશ્રમ પર સવાર સાંજ હવે લોકોની ભારે ગીરદી થવા લાગી. ને જાણે ચાલુ મેળો ભરાયો હોય તેવો દેખાવ લાગવા માંડયો. એ પુંજારીઓની ગીરદીને દરેક જાતનો સામન ને ખોરાકી પુરી પાડવા ડજનેક ફુલ, નારીયેળ, ચાય, સોડા ને નાન કવાબવાળાઓની દુકાનો ઠોકઇ ગઇ જે દરેક દુકાન દીઠ લીમજી દરરોજ આઠ આનાની લાઇસંસ ફી ઉઘડાવતો.

દર સવારનો પ્રોગ્રામ નીચે મુજબ હતો. સવારના સાત વાગે લોકો એકઠાં થયા પછી એક પેનશન પર રીટારડ થયલો સુબેદાર બ્યુગલ પર લશકરી માર્ચ વગાડતો, જેના છેલ્લા અવાઝ પર તંબુના ફાલકાંઓ હટી જતાં ને હું ગંભીર દમામદાર પગલે ચાલીને હાજર રહેલી ખલકત રૂબરૂ પધારી એક હાથ લોકો તરફ લંબાવી થોડા દુવાના કલામો પઢતો કે લીમજી તરતજ "Com-

pany, kneel down" નો ઓરડર આપતો કે હાજર રહેલાઓ બધાં ભકતીભાવથી ગુંટણ્ુ મંડીએ પડતાં.

હવે મારા માનીના વડા ચેલા તરીકે લીમજી મારા ગલામાં હાર પહેરાવી એક મોટી કથરોટમાં દુધે મારા પગ ધોતો ને એ પગ ધોયેલા દુધનું એક કપ પોતે મોટી ઉરમઇથી પી જઇ બાકી વધેલું લોકોમાં વહેંચી આપતો, જે લેવા એટલી તુટાતુટ પડતી કે કોઇ વખતે આદમીઓ હાથોહાથ બી થઇ જતા. જો કે દુધ પીતાં લીમજીને સુગ તો ઘણી લાગતી પણ લોકોમાં આસ્થા બેસાડવાની હોવાથી પાપી પેટને ખાતર એને એ પીતી વખતે હસું મોંઢું રાખવું પડતું. એ સુગ દુર કરવા એ દુધમાં વેનીલાના ટીપાં નાંખતો જેથી ટેસ્ટ ઘણો સુધરી જતો. જો કે એ પોતે કબુલ કરતો કે મારા પગ ધોયલું દુધ પીવા માંડયાથી એની વરસોની કબજયાત સદંતર દુર થઇ ગઇ'તી. આ ક્રીયા પછી લીમજીએ ખાસ જોડેલું ભકતીરસથી ભરપુર ભજન ઉર્ફે Hymn "મદીનેમે બુલા લે મવલા તું મુજે" લોકો ગુંટણ પર પડીને એકે અવાજે કોરસમાં ગાતા, જે વખતે લીમજી ઓરગન પર એકંપનીમેંટ આપતો.

નદી કીનારા ને જંગલથી શાંતીમાં આટલું ભકતી રસથી ભરપુર ને શ્રધ્ધાથી ગવાતું એ ગાયન, અજબ ગંભીરતા ને ઝુનની ફેલવાતું ને કોઇની બી આંખો આંસુથી ભીજાયા વગર રહેતી નહી; જેમાં લીમજી તો એટલો બેઅખત્યાર રડતો કે એનાં ગળાંમાં હોજયું બાંધતું પડતું.

એ શરૂઆતનું ભજન ગવઇ રહયા પછી લીમજી પોતાના સુરીલા બુલંદ અવાજે એકલો મહાતમા ગાંધીજીનું માનીતું ગાયન "વઇસનવ જણ તો તેને કહીએ જે પીડ પરાઇ જાણેરે" તાલ સુરથી ગાઇ સમજાવતો. એ ભજનો ગવાઇ રહયા પછી હું સમાધીમાં બેસી જતો. હવે ભાવીક સેવકો ને પુંજારીઓ મારા પગ આગલ ફુલ, મેવો, નાલીયેર, વગેરેનો ઢગ કરતાં. કોઇ કોઇ આદમી રોકડ રૂપ્યા કે નોટો કે સુનાના દાગીના ભકતીભાવથી જો નજરાણું તરીકે મારી નજદીક મુકતું તો એ બધો સામસો હું સુંઘી નજરે ઓઇને ઢોંગ કરીને છેડઇ પડતો, "મુજે પઇસેકી ભુ ઓ બદબો આતી હય. નીકાલ

દો મેરે સામનેસે એ મનહુસ દવલત. હમ સાધુ સન્યાસી ખુદાકે પ્યારેકો દવલત ઓર પયસેસે ક્યા ગરઝ. લીમજી, ઉઠાકે ફેંક દે! એ સોના ચાંદી મુજે અપવીતર કરેગા."

લીમજી પુંજારીઓ પર છેરાતો કે શું કરવા તમે એના પગ આગલ સોનું ચાંદી પૈસા ધરી એને અપમાન કરોછ. પછી એ હાથે સફેદ મોજાં પહેરી એક ચીપ્યાએ એ બધું નાણું ને દાગીનાં ઉંચકી પેટીમાં નાંખતો, જે પેટી પર મોટા અક્ષરે "ધર્માદા" લખેલું હતું. લીમજી એ બીચારા દધઇ ગયલા ગમારોને સમજ આપતો કે "બાબાજીને એ નાણાંમાંથી એક પાઇ બી લેવી હરામ છે. એવણુને તો એ વખત ગાયનું દુધ, મોસંબીનો રસ ને ઠડીયા વગરનો કારો ખજુર મલ્યો એટલે બસ. આ બધી એકઠી થયલી રકમમાંથી ગઊરક્ષા માટે મોટી પાંજરાપોલ ખોલીછ. એવણુ બનારસમાં એક કન્યાશાળા તેમજ પંઢરપુરમાં એક વીધવા આશ્રમ ને બે પીદાં નીભાવેછ. અલ્લાહના પાક નામ પર ખેરાત કરવી એજ એવણુની જીંદગીનો શીધાંત છે."

હું બી પાકો હિસાબ રાખવા આંખ બંધ રાખી આસમાન પર હાથ ઉંચા કરી બંદગી કરતો હોઉં તેમજ લીમજીને સમજાવવા બબરૂં "યા અલ્લાહ, તુંહી રહીમો ગફુર હય, તુંહી ગુનેહગારોકું ગુનાહોકી બક્ષીસ દેતા હય. મકુંજે લીમ આજે કેશ કેટલો આયો.' ને લીમજી હીસાબ ગણી બાજુમાં ડોકું રાખી જવાબ આપે કે પાંચર મદિ કે સાતર બગર વગેરે.

લીમજી મારો માનીતો ચેલો એટલે મોટો ભાગ એ મારી પાસે બેસી અને પંખો નાખે ને પગ દાબે ને લોકોને આંખમાં પાણી લાવીને કહે કે એક વખત હું ઘણો પાપી ને બુરો બદમાશ હતો. લોભ, હવસ ને પઇસા ખાતર હું જેલમાં બી જઇ આયો'તો ને મેં ખુનો બી કીધા'તા; પણ બાવાજીની સહસંગતમાં રેહવાથી ને એ ઇશ્વરી અવતારના શુભ વચનો ને શીખામણનો લાભ મલ્યાથી સુધરી જઇ મારૂં પથ્થર જેવુ અંતઃકરણ પીગલીને મોમ બીસાલ થઇ ગયુંછ ને હું ખરા અંતઃકરણથી તોબેથ કરી હાલમાં ખુદાઇ રાહ પર પાછો ફરયોછ.

(૨૬)

## નવા લેબાસમાં જુનો ગ્રાહક.

ક્યા પુછતે હો જમશેદજીકા માજરાએ દીલ,
ઊંટ બેસી પધારયા દે ઢીલ દે ઢીલ,
કાંટાસા કુચ ખટકતા હય પહેલું મે જાએ દીલ,
ચુકાવ બેટા જમસુ અગાઉનાં બાકી બીલ.

એક દિવસે સવારના ઉગતા સુરજના સુનેરી કીરણોના ચમકતા ચલકાટ ને ઝલકાટમાં પુર્વ દીશામાં દુરથી કંઇ આતશના ગોળા મીસાલ ચલકતી ચીજ અમારી કેમ્પ તરફ આવતી જણાઇ. એ અજાયબ જેવી નુરી ને રોશનમંદ ચીઝ શું હોશે તે વિષે છાવણીમાં સેંકડો જાતની તુરંગો અને અટકલો ચાલી રહી. નજદીક આવતાં કોઇ આદમી માથાં પરનાં ચમકતા તાજ સાથે, ઉંટ પર સ્વારી કરીને આવતો નજરે પડયો, જે અધીરાઇથી જલદી આવી પુગવા ઉંટને છુટે હાથે ચાબુકનો માર મારતો હતો.

છાવણી નજદીક તે શખ્સ આવી પુગતાં અમારી અજાયબીનો પાર રહયો નહી, કારણ કે એ જગમશહુર શખ્સ કોઇજ નહી પણ અમારો બોરીબંદરનો જુનો, જાણીતો ને માનીતો દોસ્ત જમશેદજી પાઘડીવાલો હતો; ને જે આતશી ગોલો દુરથી અમુને અંદેશા ને અચંબામાં નાખી રહયો'તો, તે તો એ નામવરની પાંચ પાયલી ચોખા માય તેવી લીસા કોરા જેવી તરતની પાલીસ કીધેલી પાઘડી હતી, જેની પર મગરેબનો તલુ થતો ખોરશેદ પોતાનાં સુનેરી રોશન કીરણો ફેંકી તેની ઝમક ને ચમકમાં ઓરણી વધારો કરતો હતો. એ પાઘડી એણે એવી દાબીને પાલીસ કીધી'તી, કે એ પાઘરી સુરજનાં તાપમાં એમ તેમ હીલવીને એની સપાટી પરથી આરસાની માફક Helio Messages એટલે બે લશકરો વચ્ચે દુર દુર સંદેશાઓ મોકલીને વાત કરી શકાય તેમ. વાંચનારાઓને યાદ હશે કે અમાનુલ્લાના અમલ દરમ્યાન અફઘાનીસ્તાનના સરકારી ઘડીયાલોને ચાવી આપવા મુંબઇનેરથી દર મહીને કાબુલ આવનાર એજ પારસી હતો. એવણ મુરબીએજ હીરા પારખુ Expert

તરીકે, અમાનુલ્લાને ખોટા ટેકના હીરા ખરા તરીકે વેચીને રાતોરાત મુંબઇનો રસ્તો પકડયો'તો. પાઘડી સાથે એણે કાળી બનાતનો ફ્રોક કોટ ને લાલ વાસકુટ ને પહેરું પટાક ઓકસફર્ડ સ્ટાઇલનું પાટલુન ને પંપ શુઝ પહેર્યાં હતાં.

એણે અમારી નઝદીક આવી પુગતાં, સીડી મુકીને ઉંટ પરથી સગવડથી ઉતરવાને બદલે, મેલ ટ્રેનના ગાર્ડની માફક ચાલતાં ઉંટેજ કુદકો માર્યો, જેમ કરતાં બેલંસ નહી સચવાવાથી ઓડીયંસમાં ઉભેલી એક ટોલકી પર તુટી પડીને, એના ભારે વજનથી અરધોએક ડજન પઠાણોને ઉઠલાવી નાંખ્યા. એની ધારેલી મુરાદો પાર પડે તે પહેલાં તો ઉશકેરાયલા પઠાણોને હાથે એનો ત્યાંને ત્યાંજ ખુરદો થઇ જતે; પણ એણે ડહાપણ વાપરીને હાથ જોડી એ અકસમાતના ભોગ બનેલાઓ પાસ "મરા માફ કુની, હરગીઝ હાલા એક્સીડંટ નમી કુનમ" કરીને આજેજી કીધાથી બધા ઠંડા થઇ ગયા.

અમારા નવા લેબાસ ને સાજમાં એ અમુને મુદ્દલ પીછાણી શકયો નહી. જો કે એ તડકા તાપમાં રખડીને અગાઉ કરતાં ઘણો સામરો મારી ગયો'તો, ને એણે હાલના અપટુડેટ એસકી મોબેદજાદાઓ માફક હુમકી દહાડીર્ગી ઉગાડી'તી, પણ એની હમેશની છાતો કહાડીને હાદ્રા મીસાલ ચાલવાની સ્ટાઇલ, ને એના ડગલા પર ટાંકેલા "નાઇટ ઓફ ધી ગારટર" ને "ઓરડર ઓફ ધી ટરકીશ બાથ"નાં એનાં ચાંદો પરથી અમે એને તરત ઓલખી કહાડયો.

લીમજીએ મને ફુક મારી "મંચા સમાલજે હું, એ આપણો જુનો દોસ્ત જમસુ નવા લેબાશમાં હાજર થયોછ. વરી કોણુ જાણે શું ફીતુર ફાતુર કરતો આયોછ? એ જ્યારેબી આપુને મલ્યોછ ત્યારે આપુને રમરી મુકાવી ગીયોછ, માટે બધી ચીજ ગણી રાખીને તે પર ચાંપતી નજર રાખજે."

જમશેદજીબાગે હવે તરત ગળામાં લશકરી સ્ટાઇલે ઓરવેલી પાણીની બાટલી કહાડી. મોઢાં પર પાણીનાં ફટકા મારયા, પાઘડી કહાડી પાણીએ માથું ભીજવ્યું, બે ગોટ પાણી પી બી લીધું, ને તરત પાટલુનમાંથી ખમીસ બહાર કાઢી "ખસનોથરે હોરમજ્દાઉ" કરીને કસતી કરવા મંડી ગીયો.

કસની કરી, એણે કોઇ છુપાં પાપની તોજેશમાં ગાલ પર જોરમાં તમાચા મારી ગાલ બધા લાલ રંગી નાંખ્યા, ને પછી કંઇબી Warning આપ્યા વગર, દોડનો આવી હું આંખ બંધ કરીને બેઠો'તો, ત્યાં મારા પગ આગલ માથું નાંખી સચકાર કીધો હોય તેમ, લાંબો છર થઇને દમ લીધા વગર પડી રહયો.

મેં ચુંચી આંખે એ બધો ફારસ જોઇ લઇને આંખ બધ રાખીનેજ પુછયું. "કયું બેટા, યહાં ઇતને દુર તક આનેકા કુછ સબબ? કયું ટંતનાં સફરકા રંજોગમ ઉઠાયા. કહો, મકસદ કહો, મુરાદ કહો, હાસીલે મતલબ કહો. અય રંજીદા જીગર જમસુ, સબ હાલ બ્યાન કરો."

જમસુએ હવે જરા માથું ઉંચકવાની હીંમત કીધી. "બાવાજી, તમે સબ સામટા સવાલ પુછોછ તે હું ગભરઇ ગીયોછ, કે પહેલે કયા સવાલનો જવાબ આપું. બાવાજી, બાત એમ છે કે મય તુમેરી તારીફકા બાંકા સુનકર છેક બંબઇ ત્રેરસે યહાં આયા હું. પણ મુરબીજી તુમને હમારા નામ કયસે જાણા?"

મેં આકાશ પર આંગલી કીધી "ખુદાતાલાકી મહેરસે મય સબ રાઝ ફાઝસે વાકીફગાર હું. દુન્યાની સપાટી પર, પાતાલના ભીતરમાં કે આકાશના ઉંડાણમાં એવી કોઇબી બાબત નથી કે હું તેનાથી બીનમાહીતગાર હોઉં. અય જમસુ, મય તેરે ચહેરેપરસે કહ શકતા હું કે તું બડા ફજજુ પારસી હય. તારો દોસ્ત મંચુ કાવારાણો સીક ઉતો ને તું તેને ઇસ્પીટાલમાં મલવા જતો'તો, ત્યારે તે સીક આદમીની તું દરાખબી ચોરીને ખાઈ જતોતો. પણ એ બધી જુની વાત જવા દે. બોલ તું મારી પાસથી શું ઉમેદ રાખેછ?"

જમશેદજી તો બધો જુનો ભરમ ફુટી ગયલો સમજી પાણી પાણી થઇ ગયો. "બાવાજી, હું તમુને મારો ટપકો દેખડાવવા આટલે દુર વેરથી આયોછ. એમ તો મુંબઇમાં ગલી ગલીએ, બધા બામણ જોસીઓ પ્રોફેસરો ને પંડીતો પાટયાં મારી આઠ આને રૂપે ટપકા જોયછ, પણ બધાજ ફેંકુદાસ ને તોપચીઓ. તમે મુરબ્બી તો ટપકા જોવામાં આકેલ ને ફાઝેલ ગણાઓછ, તો

ને લોકોનાં ટેળાએ ટપકો બળતો જોઇને ખુશાલીની તાલી પાડી કે "જમશેદજીનો ટપકો ખલાસ, જમશેદજીનો ટપકો ખલાસ." ને જમશેદજી બીચારો ત્યાંથી તુટેલાં જીગરે "હાય નસીબ! હાય કીસમત" કરતો બે આદમીઓની ખાંધનો ટેકો લઇ લઠડતે પગલે, મને કંઇબી આસોદાદ આપ્યા વગર સીધ્ધો પાછો મુંબઇની ટ્રેનમાં ચઢી બેઠો, ને જો હું ભુલતો નહી હોઉં તો એ પારસી હજુબી બોરીબંદર ને બેલાર્ડ પીયરની વચ્ચે તુટેલાં જીગરે, એજ ચલકતી પાઘડી પર, બગલમાં છતરી મારી, હાથમાં સુખડનાં પેરીયાં સાથે કુંવારી હાલતે રંડાયલા મીસાલ એખલો અટુલો ફરયા કરેછ! એની સૌથી મોટી મોજ હવે આલબ્લેસ બાગની બહાર ઉભો રહી કટેરાની અંદરથી પરણતા જોડાંને ટીકવાની છે, ને જારે "લેવ સાહેબો પરણનાં જોરાંની સલામતી" કરીને બુમ પડેછ, તારે એનાં જીગરમાંથી એક ગમખાર ડચકું ને આંખમાંથી બે ગરમ આંસુઓ બેઅટકાવ નીકળી પડે છે. જો કે હજુબી કંઇક ઝાંખી આશામાં ને મન મનાવવા એ અવારનવાર શાદી રામશનીની કોલમમાં ચાટલો કવરો કરી નીચલી જાહેર ખબર આપેછ.

"જોઇએ છે" એક ગંભીર પ્રકૃતીના નરમ જીગરના, બાવન વરસની ઉમરના રાંડેલી જવાનને કોઇ ઉદાસ, સાબુચોખાના રંગની, વરને મારે નહી તેવી પચીસ ત્રીસ વરસની, અઘોર રંડાયલી યા કુંવારી અઘોરનાન અબલા. બચાંકચાંનો વાંધો નથી. છોકરો ઘેર જમઇ થઇને રેહવાનું વધુ પસંદ કરશે. ઉમેદવારોએ ગીરગામના પોસ્ટ માસ્તરની કેરમાં લખવું. યા તો ઝઝકતું થયા પછી બેંડસ્ટેંડના દરયા બાજુના ત્રીજા કટેરા નઝદીક મલવું. તાજે કલમ. ડાંગસોટા સાથે ભઇને લઇને આવનારાઓએ તસ્દી લેવી નહી."

લીમજીને હવે અમારી નોકરીમાં ભાડુતી રાખેલા ભઇયાઓની દોસ્તીમાં ભાંગ પીવાનો બુરો લખબી લાગુ પડી ચુકયો. જરા બી કામમાંથી ફુરસદ મલતાં, એ હવે તપીલી ને સોટો લઇને ભાંગ પીસવા બેસી જતો, ને ભાંગ ઘુંટતાં ઘુંટતાં બહેરતી બાલીવાલાનું નક્ષેત્ર તરીકેનું "મેરે રંગભંગ કા લોટા" વાલું ગાયન ચાલુ લલકારતો.

+ + + +

## ધી ન્યુ વેરાઇટી કંપની

એનસીપે અય મંચા કયું અબ્સે રોતા હય
લીમજીકા ન્યુ વેરાઇટી કંપની ચાલુ હોતા હય
કાતરયું વોર્શીંગ કંપનીમે કીસમતકો ધોતા હય
હાપુસ વોહી ખાતા હય જો કલમ બોતા હય

એક દહાડો ભાંગની લહેરમાં એણે વાત છેડી. "દીકરા મંચા, આ બાવા બનીને ભોલ્યાઓને બનાવવાનો તમાસો તો ઠીક છે, પણ એમાં Tragedy ને ગંભીરપણાનું તત્વ જાસ્તી છે. મારા નાકેસ અભીપ્રાય મુજબ એમાં થોડુંક રમુજનું તત્વબી આમેજ થવું જોઇએ, કે હસમુખા ને ઠોલીયા લોકો બી એમાં છુટથી ભાંગ લઇ શકે. મારા વીચાર પ્રમાણે તું સમાધીમાં મુગો મંતર બેઠેલો હોય તે ટાંકણે, એકાદ બે કલાક થોડુંક કોનસર્ટનું પ્રોગ્રામ યાને કંઇ પરચુટણ ચુંટી કહાડેલું ચવચવ સાથે સાથે આમેજ કરીયે, તો હાલનાં ઓડીયંસમાં જાસ્તી વધારો થશે, ને મને કોમીક લાઇન અજમાવવાનો બી ચાન્સ મલશે. હું હાથચાલાકી ને જાદુના ખેલ કરશ ને કોંત્રેક્ટથી નાચનારીઓને બોલાવી મુજરા કરશું"

એ બેઅકલી આદમીના આવા અધરમી ને નાસ્તીક વિચારોથી મારૂ પાકીઝગીથી ભરપુર મન ધીક્કારથી કમકમી ઉઠયું, ને ગુસ્સાના આતશથી મારૂં આખું દીલ ધમધમી નીકલ્યું. મેં મારે હાથે એના ગાલ પર તોજેશના તમાચા મારયા.

"ધીક્કાર છે લીમજી, તારા આવા નાલાયક ખ્યાલો પર! ફીટકાર છે તારી આવી હલકી ને તોછડી વલણ પર! બેઅદબ કુત્તા, તારા સર પર સેતાન સવાર થયોછ, નહી તો આવા નાલાયક લફ્ઝો તારી ગલીચ ઝબાન પર લાવવા આગમજ, તુ પહેલાં તારી જીભ કરડી નાંખે! આ અશોઇથી ભરપુર એબાદતખાનામાં, ખુદાતાલાની બંદગીના પાક મુકામ પર, તું હલકા નાચગાનાં ને રંગરાગના ઢોંગસોંગ ને ફેસ્તાફજેતા ઉભા કરવા માંગેછ તો જરા

કયામતના કહેરનો ડર કર! જવું છે તને એક દીન ખુદા પાસે! તુ ખુદાના ખોફનો ડર કર! અરે જરા ચલણી રૂપ્યાના ચાબકાનો તો ડર કર!"

પણ એના નફ્ટ ચામડાં પર મારી નસીહતની અસર થઈ નહી. 'મંચા, હવે ઘણો સતો ના થઇ મરની! તારી આખી જીંદગી કોહતાં કાચતરાં ને બદમાશીમાં તેં પુરી કીધીછ, ને હવે બે પાંચ દહાડા પાપી પેટને ખાતર પરેજગારીનો જુઠ્ઠો સાહ્યો પહેર્યોછ, તો હવે તદન રોમેનટીક ને એકસેનટ્રીક ના થઈ મર! આજે તો લોકોને નાટક ફાટક ને સીનેમાના ચેટક લાગાંછ, ને એજ ધંધામાં હજું બે દોઢીયાં કમાવાનું સાધન છે. બસ મેં તો મકકમ ઠરાવ કીધોછ કે તારા સીરીયસ શો પછી રોજ સાંજના નવું નવું વેરાયટી પ્રોગ્રામ મુકવું. તું જુઠો નાખે જીભ ના લગાડ. હમણાં આપણો સીતારો બુલંદ ને પાસો બખ્તાવર છે, તેટલાં બને એટલો હાથ મારી લઇયે. પછી મુંબઇ જઇને પેટ ભરીને પરેજગારી ને વકીનદારીના ઢોંગ કર્યા કરજે. તું ચુપચુપ મારૂં પ્રોગ્રામ કબુલ રાખ, નહી તો હું ભાડુતી આદમીઓ રાખી તારી બેઠક આગળ પીકેટીંગ કરાવશ તો તારો બધો દમદમાટ ને દબદબો ધુળમાં મલી જશે."

મને એ નાદાનને જાસ્તી મોંઢે લગાડવા ગમ્યો નહી એટલે એને ફાવે તેમ કરવાની છુટ આપી. એ તરતજ શહેરમાં દોડયો ને મુંબઇ તાર કરી સરવંટ સપલાઇંગ એજંસી મારફતે ફીલમ કંપનીઓમાંથી રીટાયર્ડ થયલી બે ત્રણ બુઢ્ઢી નાચનારીઓને તરત કાબુલ બોલાવી મંગાવી, પોતાની કોમીક લાઇનને લગતા રમુજી ડ્રેસો સીવરાવી લીધા. એણે એક નાસ્લો સરકસનો સેકંડહેંડ તંબુ ભાડે લીધો, ને તેમાં ડબલ બાર, ત્રેપીઝ ને ટાઇટ તારનાં દોરડાં વગેરે સરંજામ મુકાવી દીધો. ને નીચલાં હેંડબીલો શહેરમાં વહેંચાવી દીધા.

### ખુશ ખબર.

"કાબુલની શોખીન તમાશબીન આલમને ખુશ ખબર ને વધઇ આપવામાં આવે છે, કે કાબુલની સરહદ પર પધારેલા મશહુર મોનચેર બાબાના હઠયોગના પ્રયોગો ને સમાધીના અખતરા સાથે હવેથી રોજ સાંજના એક-

ણુના મુખ્ય ચેલા રઘુવીર ને દાનવીર લીમબુસની જાતી દેખરેખ ને આગેવાનીભર્યા હીસ્સા સાથે જાદુ, હાથ ચાલાકી ને કસરતના ખેલો ઉપરાંત રશીયાની બેલેટ સ્કુલમાંથી તાલીમ લઇ પાસ થયલી, હીન્દુસ્તાનથી ખાસ પધારનારી પ્રખ્યાત ડાન્સરો મીસ શમપ્યારી ને મીસ ગુલછરીના નાચ ગાનાના હેરતભર્યા તમાશાઓ દરેક વર્ગને પોશાય તેવી નજીવી ફીએ ભજવી બતાવવામાં આવશે. ખુદ લીમબુસ પોતે જામા પીછોડી ને પાઘડીના ફુલ ડ્રેસ સાથે ડબલ બાર પર હેરત કરનારી ને કલેજાં ઠપકાવનારી કસરતો કરી બતાવશે તેમજ ઝેર ને એસીડ પીવાના ને પથર ને ખીલા ખાઇ જવાના પ્રયોગો ભજવી બતાવશે. આબરૂદાર બાઇઓને ખેલમાં મફત દાખલ કરવામાં આવશે, તેમજ ઉપરથી ખુદાબખસ રાસબેરી પાઇ એકેક પંખો ભેટ આપવામાં આવશે."

ખરેખર લીમજીનું બોલવું બોલેબોલ ખરૂં પડયું. કાબુલમાં રમત ગમતનાં સાધનો ને નાટક સીનેમા કે સરકસનું ખેંચાણ નહી હોવાથી, આ રંગીલી જાહેરખબરની ઘણી એજમતી અસર થઇ. બીજે દીવસે સાંજે તો મોજીલા કાબુલીઓનો દરોડો એટલો પડયો કે અમારા ભાડુતી ડોરકીપરોથી ધસારો રોકી નહી શકવાથી, અમુને ટેલીફોન કરી ઘોડેસ્વાર પોલીસ મંગાવવી પડી. એક કલાકમાં તો તંબુ ચીકાર થઇ જવાથી બહાર House Full નું પાટયું લટકાવવું પડયું. ખેલની શરૂઆતમાં લીમજીએ જાહેર કીધું કે ખુદાની સ્તુતિમાં એ પોતાની માદરઝબાનમાં મોનાજત ગાઇ સમજાવશે. એમ કહીને એણે કોમીક હાવભાવ સાથે "બચા લવજી લુચા લવજી અંતે ખુજશે મુજની પ્યાસ" વાલું ગીત હારમોનીયમ પર ગાઇ સમજાવ્યું, જે બધાઓએ ખુદાની બંદગીનું સમજી ગુટણુમંડીયે પડીને ભક્તીભાવની લાગણી સાથ સમજયું. પછી મુંબઇમાં પચીસ વરષ પર ચાલી ગયલો ફુલ્સહેડની જુની કોમીક ફીલમ બતાવવામાં આવી.

જે બીચારા પઠાણો પહેલીજ વખત સીનેમાં જોતા હોવાથી ઓહોહો, ઓહોહો કરીને હસીહસીને સીટ પરથી ઉડલઇ પડયા. એ પછી લીમજીએ લખનોરથી આવેલી બે ડાન્સરો મીસ મહતાબજાન ને મીસ આફતાબજાનને

રજુ કરી, કે એ બાનુઓ હમણાંજ યુરોપ અમેરીકાની ટુરો પુરી કરીને મુંબઇની ભાંગવારી થીએટરમાં દેખાવ દેતાં'તાં, ત્યાંથી પંદરસો પંદરસોના મોટા પગારે કાબુલની શોખીન પ્રજા સનમુખ પેશ કરવામાં આવે છે. એ લોક પેરીસ ને લંડનની છેલ્લામાં છેલ્લી ડાનસીંગ સાયન્સ અનુસાર, કાંલીગરો ને ભીમપલાસી તાલસુરથી નાચી બતાવશે. એણે હવે એ બેઉ નાઝનીનોને કહયું કે "ચલો બેટીઓ, ઇન કદરદાન શોકીનોકો અપના હુન્નર બતાવ."

તે બેઉ નાચનારીઓએ અરધા અરધા રતલના પાનના બીડાં મોંનામાં મારી નાચ શરૂ કીધો. એ બેઉની પછવાડે પછવાડે લીમજી એક ચાંદીની તસ લઇને ફરયા કીધો, ને એ લોકનાં મોઢાંમાંથી પડતી લાલ પીચકારીઓ એ આબાદ નીશાન લઇને ઝીલી લેતો. આ નાચનો આઇટમ ઓડીયંસના જુવાન શોખીન વર્ગને ઘણોજ પસંદ પડયો, ને આખો વખત વન્સમોરની સીપટીઓ ને વાહ મેરી જાન, માર ડાલા, વગેરેના ચાલુ પોકારો થઇ રહયા. પણ સૌથી કોમીક ને કલેજાં ઉછલાવનારૂં પ્રોગ્રામ, તો લીમજીનું જામો પીછોડી ને પાઘડી સાથે ટાઇટ તાર પર ચાલવાનું હતું, જેમાં બે છેડે ટાઇટ બાંધેલા તાર પર એ પાઘડી પર મોટું કલીંગર મુકીને હાથમાં પાણીનાં ભરેલા હાંડા લઇને એક નાકેથી બીજે નાકે કમાલ બેલેંસ રાખીને ચાલી જતો. ને એનકોર વનસમો-રના જવાબમાં એ એજ તાર પર અકરૂં બેસી જઇ નવસારીના મોબેદોની નકલ કરી બતાવી, તાડીના ભરેલાં ઘડીયામાં પાતરૂં ખોસી ઉંચેથી ધાર પાડી ઘડીયું ખલાસ કરી નાંખતો; જે રમુજી દેખાવ પર ચારે બાજુથી ગંજાવર તાલીઓ પડતી. એ વખતનો એનો દેખાવ એટલો બધો કોમીક લાગતો કે સમાધીમાં બેઠેલો હોવા છતાં ખુદ મારાથીબી હસી પડાતું.

પણ અમારી નવી આવકની એ સુનેરી ચલ્લી લાંબો વખત નીભી શકી નહી. વેરાયટી પ્રોગ્રામ શરૂ કરવાને ચોથે દીવસે કાબુલના એક મશહુર દવલત-મંદ રઇશ, અમીર અફસરજંગનો જુવાન બેટો અજગરજંગ પોતાના કોતીયા દોસ્તો સાથે રીઝરવ્ડ બોકસમાં હાજર થયો. બબાના બહારમાં ને જુવાનીના જોશમાં, એણે લખનોરી કબુતરો માહતાબજાન ને આફતાબજાનના નાચ

દરમ્યાન તે લોકને ફલાઇંગ કીસ ફેંકીને મસકેરી કરવા માંડી. લીમજીએ એને સમજાવ્યો, કે એક આબરૂદાર રઇશ તરીકે એણે મીજલસનો તરીકો જાળવવો ને બાનુઓ તરફ અદબથી વરતવું, પણ અજગરખાન તો હસવા પડયો કે "મારા જેવો શરીફ આદમી એ લોક સાથ દીલલગી નહી કરે તો શું તારા જેવા દાહડી મુછવાલા બકરા સાથ પ્યાર કરે." કરીને એણે એક કુમળાં દોધીમાં પોતાની હીરાની વીંટી ખોસી તે દોધી હસીને માહતાબજાનને છુટું મારયું, જેના લાગવાથી માહતાબજાન બેશુધ થઇને જમીન પર તુટી પડી.

લીમજી જે નાચનારીઓના નાચ વખતે સારંગી વગાડી એકમ્પનીમેંટ આપતો'તો તે હવે છેડાયો, "બચા નવાબજંગ. તું નવાબજાદો હોય તો તારે ઘેરનો! અહીં મારી હદમાં આવીને જાસ્તી ટેં ટું કીધીછ તો સારંગી મારીને તારી રાસબેરી કહાડી નાંખશ," કરીને એણે સારંગી નવાબના માથાં પર મારી તેના બે ટુકરા કરી નાંખ્યા. આ એક તોફાનની સીગનલ હતી, ને સરકસનો તંબુ ગોયા લડઇના મેદાનમાં ફેરવાઇ ગયો. હુલડમાં લાકડીઓ, કાકરીઓ, પાઘડીઓ ને બીરની બાટલીઓનો છુટથી ઉપયોગ થયો'તો.

પોલીસ કમીશનરનાં લાઇસંસ વગર જાહેર રસ્તા પર હુલડ મચાવવાના આરોપ માટે લીમજીને વીસ રૂપ્યા દંડ થયો. લડઇની ઉશકેરણીમાં લીમજીએ નવાબનું નાખ કાપી નાંખેલું હોવાથી જો દંડની રકમ વસુલ થાય તો અડધી રકમ બદલા તરીકે નવાબને મલે એમ ઠર્યું, ને અમારો કોનેસર્ટનો અખતરો અહીંજ બંધ થઇ ગયો.

## (૨૭)

વખતના વહેવા સાથે, અમારી નેકી ને ભલી મનશનીનાં પ્રતાપથી અમારો સદગુરૂ યાને બહેસ્તના ભોમીયા (Pilot) તરીકેનો ધંધો નબલાં મગજનાં ને ધારમીક લોકોની આસ્થા વધવાથી ઘણો ધીકવા લાગ્યો. આખો દીવસ મારા જેવા ખુદા રસીદા પરેજગાર પુરૂષને પંખો નાંખવા માટે મારા પુજારીઓમાં મોટી હરીફાઇ થવા લાગી. ને આખો દીવસ જરા બી આસા-

એશ વગર પાંચ પંદર લઠ આદમીઓ સુપરાં જેવા પંખાઓ ચાલુ નાંખતા રહેવાથી મને મજબુત સરદી થઇ, પણ મારાથી એ જબરદસ્તીનું માન ના પાડી શકાયું નહી, પણ ન્યુમોનીયાની બીમારીમાંથી બચવા મેં હવે મારી કફની નીચે ચામડાંનું જાકીટ પહેરવા માંડ્યું. બૈરાંઓએ એવાં ભલાઇનાં કામમાંથી પોતાને અલગ રાખવા માટે પ્રોટેસ્ટ ઉઠાવ્યો, ને એ પંખો નાંખવાની હરીફાઇમાં નાજુક ઓરતોએ બી જોડાવા માંડ્યું. એ લોકોએ પોતાના ઉંચા ટેસ્ટને અનુસરી મોરના પીછાનાં પંખાઓ બનાવ્યા ને તેની પર મોટા રેશમી બો ને ફુલો સીવી લીધાં. પંખાના હાથા પર નાની રૂપેરી ઘુંઘરીઓ બાંધેલી હોવાથી એ નાજુક નાઝનીનો જ્યારે પોતાના રૂપેરી હાથોએ પંખા હલાવતી ત્યારે એ ઘુંઘરીનો રૂપેરી ગણગણાટ મને મીઠી ઉંઘમાં નાંખી દેતો. ને હું મને પોતાને ગોપીઓની વચે આનંદ ભોગવતો કૃષ્ણ કનૈયોજ સમજતો.

મને આવી એશઆરામ ને સુખ સગવડની જીંદગી ગુજારતો જોઇ લીમજી અદેખાઇથી બલી મરવા લાગ્યો.

* * *

## મોંચીબાવાની વાયેજ.

યા રબ હય તેરી ઝાનકો દોનો જહાપે બરતરી,
બૈરાંઓ બધાં કરે મોંચીબાવાની પરવરી,
જે માટે લીમજીની આંખોમાં અદેખાઇ ભરી,
ડોળા ફાડી જોયાજ કરે ટગર ટગર કરી.

હુંબી તારો ભાગ્યો છેઉં તો હું જોઉંછ કે એ સુખચેનમાં મને મારો હકદાર ફાલો કેમ નહી મલે."

મેં એને ઘણો સમજાવ્યો કે "એ બાબદમાં જુડી હુજત ના કર. મને એ બધું અનુપમ માન મલેછ તે મારાં બહોલાં ધામીક ને ખુદાઇ જ્ઞાનને ખાતર, મારી નેકી, મારી પરેજગારી, મારી અશોઇને ખાતર મલેછ. મારા ચેહરા પર એવું કુદરતી ખુદઈ નુર છે કે મને જોતાંજ વાઘ કે સીંહ જેવું

મુશું હેવાન બી સેઝદામાં સર ઝુકાવે. તારા જેવો એલમ કે ગ્નાનથી બાકાત રહેલો એક નાસ્તીક ગુનેહગાર એ માન કેમ તલબ કરી શકે?"

પણ એણે હુજત કરીને એક દીવસ હીંમત એકઠી કરીને એ પંખા નાંખતી પુજારી બાઇઓને કહ્યું, "બાવાજી તરફની તમારી ફીદાગીરી તમુને શોભા ને માન ભરેલી છે. પણ તમારે સમજવું જોઇયે કે હુંબી બાવાજીનો જમણો હાથ ને આગેવાન માનીતો ચેલો છઉં, તો તમારા લોકોની એ ફીદા-ગીરીમાં મારોબી નાનો હીસ્સો હોવો જોઇયે. મેંબી છ છ વરસ બાહરોટના પહાર પર ભોંય પર ઉંધે મસ્તક પડીને ખાવા પીવા વગર જપ તપ ને ગપ કીધીછ. મારાં કપાલ પર બી બાબાજીના જેવું ખોરેહ ઝલકતું'તું, પણ ચાલુ સનલાઇટ સોપે મોનું ધોતાં એ ખોરેહ હમણાં મોવઇ ને તુછઇ ગયુંછ; માટે ફુલ નહી તો ફુલની પાંખડી મનેબી અપર્ણ થવી જોઇયે. બાવાજીને કંઇ કશું થયું તો એવણનો ઓધ્ધો હુંજ ચલાવશ. માટે આજથી થોડો વખત ફાજલ પાડી મનેબી પંખો નાંખશો તો તમુને શોભા મલશે ને મોંચેર બાબાબી પ્રશન થશે."

પેલી પહાણ બાઇઓ તો આ શોખચશમ વાત સમજીને છેડઇને લાલ ભુંડ જેવી થઇ ગેઇ. ને લીમજી પર પાંચ સાત બૈરાંઓએ સામટો ધસારો કરીને એને જમીન પર તોડી પાડી હાથમાંના પંખાના દાંડાએ એનો બરડો હલકો કરી નાંખ્યો, ને એક જણીએ એના મોઢાં પર ભુલમાં પગ મુકી દીધાથી એનું નાકબી તદન વાંકું થઇ ગયું.

એ લોકોએ લીમજીને પેટ ભરીને ગાલ દીધી કે "મુવા દોજખના દેવ, તુંને બાવાજીના નામ પરથી સો વખત ઓવારી નાંખ્યો. તારી શું અવકાત ને લાયકાત કે તું આવી બેહુદી માંગણી કરી શકે. બાવાજીની જુટી સાફ કરવાનીબી તારી લાયકાત નથી."

તુંને પંખા ને ચંપીના લાડ કરાવવા હોય તો તારી બૈરીને કાંય નહી બોલાવતો? ફરીથી જો બોલાવ્યોજી તો છરી લઇને તારૂં નાખજ કાપી નાંખશું.

બાવાજી તો શુક્રનો સીતારો છે ને તું તો નાપાક ડરતી હુકર છે" કરીને એ બધી બાઇઓ મારી તરફ ધસારો લઇ આવી ને બધીઓએ મારી દહાડી પસવારવા માંડી ને હું ભર તપમાં પડેલો હોવા છતાં આ ફીદાગીરીની મોહબતથી મારાથી હસઇ હસઇ જવાયું, જે જોઇને લીમજી જખમો પર આઇડીન લગાડતાં બોલ્યો "હસ, બચ્ચા, હમણાં તો હસ, પણ ઘરે, જઇને તારી બૈરી આગળ આ બધી તારી બદમાશી ને કોરગાપણાંની વાત કરશ તારે બી હસ્તું મોઢું રાખશે કે?"

મેં હાથ ઉંચો કરીને બાઇઓને દુર કીધી "શાતી, શાંતી, અય ભગીનીઓ ને મહીલાઓ, શાંત પડો, ને એ મારા નાદાન ગુમરાહ દોસ્ત તરફ એટલાં સખત ન થાવ."

લીમજીએ હવે બીજી બાબદોમાં મારી અદેખઇ કરવા માંડી. એ બબરવા બેઠો કે આપરો ધંધો ધીકતો બનાવવા હું આખો દહાડો અછરઇ પછરઇ જાઉંછ ને તું જરાબી એ ધંધામાં ઉલટ લેતો નથી. તું આખો દહાડો પેલા મહાતરેના એકઝીબીશનમાં મુકેલાં માટીનાં પુતળાંની માફ્ક મુંગો મંતર ને ધનધુવર થઇને બેસી રહેછ તે તું એમ સમજેછ કે લોકો આટલો પૈસો ખરચીને આ તારો સુરીયાણો ને સાળુસુકાલીયા જેવો ચેહરો કે આ તારી પક્ષીના માલા જેવી કઢંગી દહાડી જોવા આવેછ. એ લોકો તારા જેવા તપેસરી તરફથી અવરનવર કંઇ ધરખમ વાયજો ને ધારમીક ઉપદેશોની આશા રાખેછ. એ લોક આપુને પૈસાની બક્ષેસ કરેછ કે તારા જેવા મહાતમાની સત સંગથી તેમજ ઉમદા સુનેરી સબકોથી આત્માની ઉન્નતી, મગજની કેલવણી ને બેકએની ખીલવણી થાય.

હું આખો દહાડો મેહનત મજુરી કરીને પસીનેગાર થઇ જાઉં; જાઝ બેંડ વગાડી, ભજનો ગાઇને લોકોને અહીં ખેંચેલા રાખું. ને તું વાઇસરોય લાટ સાહેબની માફક મોટી છતરી ઓઢીને ઉંઘણસીની કાણી પડી રહે ને લોકો પાસ પંખા નખાવે, તો જરૂર આપરૂં ઓડીયંસ થોડા વખતમાં તુટી જશે. નથી તું તારા મહાતમાના ઓધાને છાજતી ધારમીક વાયજો કરતો, કે નથી તુ પીર પેગમબરો માફક કંઇ ચમત્કાર કે મોજેજાઓ કરી બતાવતો.

આજે તો ચમત્કારનેજ નમસકાર છે. તું જીસસ ક્રાઇસ્ટ માફક આંધરાંઓને દેખતાં કરતો હોય, લુલા લંગડાંઓને ચાલતાં કરતો હોય, યા તો સાઇબાવાઓ માફક એકની ડબલ નોટો કરતો હોય તો લોકોનો ઉત્સાહ ને આસ્થા હજાર ઘણો વધી જાય."

મારા બી ધ્યાનમાં આ તકરાર ઉતરી એટલે મેં વાયજી કરવાના વીચારથી બે ત્રણ ઉજાગરા કરી, શે. મ. દેશાઇની "દુખીને દીલાસા" ની ચોપડીઓ, કવી ખબરદારના કાવ્ય રત્નો, મી૦ સકાની અકબર બીરબલની રમુજી વાર્તાઓ ને સ્વપ્નાની તાસીરની નોવેલોનો બારીકીથી અભ્યાસ કર્યો ને ત્રીજે દીવસે લીમજીએ સાંજે છ વાગે ઓડીયંસ ચીકાર થયા પછી એક રૂપેરી ઘંટ વગાડી લોકોને ખુશ ખબર આપી કે આટલા દીવસના મોંચીર બાબાના તપના બળથી એવણને ખુદાતાલા તરફથી મલેલા ગુપ્ત આત્મજ્ઞાનનો લાહવો ને લાડવો લોકોને ચખાડવા માટે ગંભીર ચુપકીદી વચ્ચે સરવેએ એ પરવર તરફનો સંદેશો સમજવો. વાયજી વચ્ચે વીસલ મારવી નહી, કે "વન્સમોર" કરવું નહી. ધાંધલ કરનારને પોલીસના હાથમાં આપવામાં આવશે.

આટલા દીબાચા પછી મેં આસ્તેથી મારી આંખો ખોલી ને લોકો તરફ મારા બેઉ હાથો લાંબા કરી આશિરવાદ દીધા. "મારાં વ્હાલાં બચ્ચાંઓ, પાપી દુન્યાની લોભ લાલચમાં ફસેલા ગુમરાહ ગરીબ મુસાફરો, મારી તરફની તમારી મોહબત ને જાનફેસાની, બહેસ્તના આનંદભુવનમાં ફરેસ્તાઓ વચ્ચે સહેલ કરતા મારા આત્માને અહીં ક્ષણભંગુર દુન્યામાં પાછો ખેંચી લાવી છે. તમો વચ્ચેના મારા ટુંક વસવાટમાં તમારાં બદી ને હવસમાં ફસેલાં જીગરોમાં નેકી ને ધારમીકપણાંની જોત જલતી થઇછ, તે જોઇ હું નેહાયત ખુશી થયો છું. બંદગી મીનોઈ જેહાનનું સુખ મેલવી આપે છે. બંદગીજ બહેસ્તનો દરવાજો ખોલવાની એકલી ચાવી છે. એ સીવાય બીજી કોઇબી ડુપલીકેટ ચાવીથી એ દરવાજો ખોલાતો નથી.

"બંદગી કર, બંદગી કર, બંદા કર તું બંદગી
બંદગી વગરની જીંદગી,. પહોંચાડે છે શરમીંદગી."

મારાં પ્યારાં બચ્ચાંઓ, દુન્યા દોરંગી છે, કોહેલી નારંગી છે, એક ફુટેલી સારંગી છે, તેની પર મુતલક ભરોસો રાખશો નહી. માયા જુઠી ને કાયા કાચી છે. ઝીંદગી તકલીદી ને નાપાયાદાર છે. મોત પગ તળે છે પણ પગમાં બુટ હોવાથી આપુને દેખાતું નથી; માટે દુન્યાની માયા મોહબત ને પૈસા ટકામાંથી ધ્યાન કહાડી હરીની બંદગીમાં દીલ લગાડો. દુન્યામાં મારૂં તારૂં કંઇજ નથી. મારૂં તેબી મારૂં છે ને તમારૂં તેબી મારૂં છે.

"આજ મેરા, કલ તુમેરા, પરસોં ઉસકા માલ હય
દુન્યાકે માલો મીલકીયતકા, બસ યેહી હાલ હય."

ઓ ગુમરાહ ઇનસાન, શું કરવા બે પાંચ દહારાની તકલીદી જીંદગીને ખાતર મારૂં મારૂં ને તારૂં તારૂં કરેછ. તમારી દુન્યઈ આંખો બંધ કરો ને જીગરની આંખો ખોલી તે પરવરને પીછાણતાં શીખો. પરવરના નામ પર તમે જે કંઇ ખેરાત કરવા માંગતા હોવ તે તમે મારા પગ આગલ ધરો, કારણ કે હું એવણનો કમીશન એજંટ છેઉં તે હું બધું હાવું એવણને પુગાડીશ. ખુદા પાકનાં નામ પર ખેરાત કીધેલા એક રૂપ્યાના તમુને બહેસ્તમાં સો રૂપીયા મલશે ને તે રૂપ્યા તમારા નામનું ખાતું પાડી Fixed Deposit તરીકે રાખવામાં આવશે જેનું તમને સાડા ત્રણ ટકાનું વ્યાજ મલશે.

ભાઇઓ, હમેશાં મોબેદો, બ્રાહમણો ને પેપરના અધીપતીઓને નમીને ચાલજો, નહીં તો તમારા ખીસા ઉપાર થઇ જશે. કોંગ્રેસથી, નાટક સીનેમાંથી, રંડાયલા ને બૉબ બાલવાલાં બૈરાંઓથી માઇલો દુર રહેજો. પીઠાં પર પીકેટીંગ ના કરતા ને પીલી પાઘડી હાય હાયની હરગીઝ બુમ ના પાડતાં. મારાં અઝીઝ ભુલકાંઓ, તમારા ભકતીભાવથી હું ઘણોજ પ્રસન્ન થયોછ. હમેશાં સદગુરૂના સખુનોતું પાલન કરતા રહેજો, હવે જલદી ઘેરે સીધારો. કારણ કે દસ વાગાનો કરફ્યુ ઓરડર છે, ને કાલે આવો ત્યારે ગુરૂજી માટે થોડો દોધીનો પોચો હલવો ને બે ચાર ડઝન તરવાનાં કેરાં લઇ આવજો. કાલે ઉપવાસ ખોલવાનો મારો ઇરાદો છે."

મારી વાયજી પછી હાજર રહેલાં લોકો ઘણાં માન ને ભકતીભાવથી મને પગે લાગી આંખમાં આંસુ સાથે વીખેરાઇ ગયાં. મારા ઉપદેશની ઘણી સારી અસર થયલી હોવી જોઇએ, કારણ કે લોકોના ચાલી જવા પછી મારી કેમ્પમાંથી સેંકડો લાંબી લોહીથી ખરડાયલી ખુન કરવાની છરીઓ, મોટી ડાંગો, ખોટી નોટો ને બનાવટી ચેકો મલી આવ્યા'તા, જે લોકોના બદલાયલા વીચારોની ગવાહી પુરતા'તા. છરીનો ઢગલો જોઇ લીમજીએ બરાપો કીધો કે મુંબઇમાં હોતે તો છરીઓ હુલડમાં કેવી કામ લાગતે.

મારી પ્રખ્યાતી ને વાખવાખીનાં તારીફનાં બાંકા કાબુલના પેપરો મારફતે મુંબઇ વેર ગીયાં હોસે, તે એક અકકલના ઓથમીર ખેતવાડીના પારસી બાઇ પોતાનાં એક સગા સાથે બે હજાર માઇલ વેર ગાડીભાડું ને અકકલ ખરચીને દશ દહાડા મુસાફરી કરતાં થાકેલાં ને હેરાન પરેશાન થયલાં મારી છાવણી તરફ આવ્યાં. હું તો ચુંચી આંખે દુરથીજ સાડીવારૂં બઇરૂં ને કાન વેર દાબીને પહેરેલો ફેટો ને હાથમાં રૂપેરી મુઠની વોકીંગ સ્ટીક સાથનો પારસી જોઇને ભડકયો, ને લીમજીને ફુક મારી "જોતી દીકરા, આ સાંમેથી એ સેંપલો કોણ આવેછ. કોઈ બનામે ઇજદ જેવાં બાઇ ને સાટકા જેવો પારસી છે. મારી બૈરી કંઈ મારા સાળા સાથે મારી શોધખોળ કરવા અહીં કાબુલ તો નથી દોડી આવી. એણે આપણી કાબુલની મોજીલી ને રંગીલી જીંદગીના હેવાલો સમજયા હશે ને આપણે વર્ષો થયાં ઘેર જવાનાં અખાડા કર્યેછ તે એ ધાસ્તી ખાઇ ગેઇ હોશે કે રખેને હું ભુલકણો છેરૂં, તે મને કુંવારો સમજીને કોઈ કાબુલણ બાઈ સાથે પસદે કરફમ કરી લીધું હોય. જો એ મારી નુરે નઝર ને બીબીજાનજ હોય તો તો એને પગાવી સમજાવી, બહારોબહારથીજ વીદાય કર. એ જો મને ઓરખી ઓરખી કહાડશે તો અહીં બધાં ઓડીયંસના દેખતાં મારો કાન પકડીને મને સમાધીમાંથી બહાર ખેંચી કહાડશે, તો મારા જેવા શરીફ આદમીનું ફુલસુધનું ને રેપ્યુટેશન જશે, ને કેરેકટરને ડેફેમેશન લાગશે- ને વરી રહેલો સહેલો મારો સાળો મારા પર હાથચાલાકી કરશે તે જુદો. એક તો એ ઉત્તર હિંદુસ્થાનનો હેવીવેઇટ ચેમ્પીયન બોકસર છે એટલે એની સાથ તકરારમાં ઉતરવાનું મને પરવડે નહી."

લીમજી થોડે દુર વેર જઇને જોઇ આવ્યો ને મને સધ્યારો આપ્યો કે, દીકરા, આ કંઇ તારી હાથની ધરતી ને Better half નથી, તારી જોરી તો પરી જેવી છે ને આય તો કોઇ તદન ચીમરાયલી આંબોસી જેવું બઇરૂં છે ને સાથે કોઈ પોણા આઠ પારસી છે." તેટલાં તો એજ નામચીન "તેરી મેરી જોડી મજેદાર" ત્યાં આવી પુગ્યાં.

બાઇએ અચારની બરણીનું કટકાએ મોંઢું બાંધે તેમ મોઢાં પર વેલ બાંધ્યો'તો. એવણના હાથમાં ભોનાનો દાબરો હતો ને એવણના સાથીએ એક હાથે પાણીનો કુંજો ગરદનમાંથી પકરેલો હતો, ને બીજે હાથે સાંકળે બાંધેલો પાળેલો કુતરો ઘસડતો'તો. જરથોસ્તી તો ઠાકીને લુસ થઇ ગયલા હોવાથી આવતાંને વાર એક સોડાવાટરના ખાલી બાકસ પર ફસરઇ પડયા. પેલાં બાઇએ તો તાબરા ફેરી સીટસીટ કરી લીમજીને નઝદીક બોલાવ્યો ને પોતાનો વીઝીટીંગ કાર્ડ આપ્યો કે આ પોસકાર્ડ બાવાજીને આપ. લીમજીએ મારી પાસે આવી મને કાર્ડ નીચે પ્રમાણે વાંચી સમજાવ્યો.

પીરોજબાઇ પેસતનજી પેપરમીટચુસુ
મેરવાનજી મદારીના માસીસાસુના વેહવાણ
ઉમર વરસ–પાંતરીસની આસપાસ.

ધંધો—ભોણાં મોકલવાનો ને સેંત્રલ બેંકમાં બાનુઓના ડીપાર્ટમેંટમાં લેજર કીપર.

હવે બાઇ પોતેજ પેરેસોલ હીલવતાં મારી નઝદીક આવી લાગ્યાં. "સાહેબજી મકુંજે બાવા, મોંચીરબાબા મને હમણાં મલી શકશે કે? મને એવણ સાથે કનસલટેશન કરવાનું છે."

લીમજીએ ઘણીજ ગંભીરતાથી મને સમાધીમાં બેઠેલો બતાવ્યો. "વેરી સોરી માયજી, પણ ગુરૂજી હમણાંજ સમાધી ચઢાવી તપમાં બેઠાછ તે બે કલાક પછી તપ પુરી થતાં તમુને મલી શકશે, તેટલાં તમે આ બાજુના તંબુમાં જરા ચાહે નાસ્તો લેવ."

પણ બાઈ તો છેરઈ પડગાં "અરે દશ દહારા ને રાત ઉજાગરા કરીને

અહીં ધસરઈ આયાં ને છવસટોસટની ને કલેજાં કપઇ જાય તેવી માહેતમ-પોશીની વાત છે ને તમે ઠંડે પેટે કહેવોછ કે બે કલાક થોભી જાવ. તમે જઇને બાબાજીને કેહવ કે મુંબઇ વેરથી બડા જાટલીમેન પારસી લેડી આયાછ ને વાત ઘણી અરજંટ ને ડેનજરસ છે તે જરા ગાપચાં મારીને સમાધી જલદી પુરી કરી નાંખે. એવણુની જે ફી થાય તે લેશે, કંઇ મફ્ત તો વાત નથી કરવાના. જોઇયે તો રૂપ્યા આઠ આના જાસ્તી લેય. ગુરૂજીને કહેવ કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવેછ તારે મોંહડું ધોવા ના જાવ."

એ કારાંમાય ટાહેલું જલદી પતે એમ નહી લાગવાથી મેં આસ્તેથી આંખ ખોલીને પુછ્યું "ક્યું માઇ પીરોજબાઈ, તું ઇસ સાધુઓકે આશ્રમમે કીસ લીયે આઇ? કોણસી મુરાદ તું જયસી દુરબલ અબલાકો યહા પર ખીંચ લાઇ હય?"

મને તપમાંથી ફારગ થયલો જોઈ પીરોજબઇ, ને તેનો ભાઇ મારી નઝદીક આવી ગુંટણમંડીયે પડયાં. મેં બાઇના ખભાં પર હાથ મુકી, થોડી રખ્યાથી બાઇના કપાલ પર ટીલો કીધો ને આશીરવાદ આપ્યા.

"ઉઠ, માઇ ઉઠ, તુ અયસે કાદવ કીચલમે ગીરી રહેગી, તો તુમકો સરદી હોકર રૂમેટીઝમ હો જાયગા, તો તુમ અકર જાયગા, તો પીછે તુમ લેડીઝ છમખાનેમે ટેનીસ કયસે ખેલેંગી. બેટી તેરા કલ્યાણ હો. બોલ કયા મુરાદ હય. કયા બચ્ચેકી ઉમેદ હય? યા અરીણકા આંક માંગતી, કે એકકા ડબલ નોટ કરાનેકું ચાહતી?"

પીરોજબઇ હવે મારી સાંમે સેતરંજી પર બેસી ગીયાં ને બે હાથ જોડીને ચલાવ્યું "જોવની બાવા મંચેરશા બાબા, મેરા ધણી મુવા દો બરસસે ગુમ હો ગયા હય. ઓર મુજે ઓર મેરે છોકરેકો રખડતી નાંખકે કોણ જાણે કાં ચલા ગીયાં હય, ઓર હમ બોત ભુખે મરતા ને આપદા ભોગવતા હય. તે બાબા પરથી બધી મરી જાઉં તે તુમારા ઇલમસે દેખોની કે એ મુવા કાં જા કર છુપા હય. હમકુ કુછ અયસા તાવીજ દો કે એ મુવા બદમાસ ફીરસે હમારા હાથમે ઓર કાબુમે આવે ઓર બકરી જેસા નરમ થેંસ હો.

જાને, ઔર હમારા કહયા કરા કરે. તુમ હમારા ઇતિના કામ કરો ઔર હમ તુમકોબી કોઇ અચ્છી લરકીસે શાદી કરાયગા."

મેં એ માંગણી ઉદાર દીલથી ના પાડી 'બાઇ, હમ સાધુ સંતકો ઔરત બચ્ચેસે નફરત હય. દેખો પીરોજબાઇ, તમારા વરે તો આ તમારા કઢંગા સ્વભાવથી કંટાલીને લાંબો વખત થયાં આપઘાત કીધોછ, ને હવે તે બહેસ્તમાં પરીઓ વચ્ચે સુખશાંતીથી અમન ચમનમાં રહેછ. હમણાં બી એ ઇઝીચેરમાં પડયો પડયો ગરમ ટોસ્ટ પર માખણ લગાડીને ખાયછ ને બે પરીઓ એના પગ દાબેછ. એ દુવા માંગેછ કે મારી બઇરી અહીં જલદી ધસડઇ નહી આવે તો સારૂં."

પીરોજબઇ તો બબરવા પડયાં "એ મુવો મરી ગીયો તો બલા લેતી, પણ એ મુવાએ છેલ્લું પ્રીમીયમ નથી ભર્યું તે મને હવે વીમો બી નહી મલશે. એ મરી ગીયો તેનું મને નથી લાગતું પણ મારાં મોના પર કારી સારી શૌભતી નથી તેનું શું કરશ? ચાલો બાવા, હું હવે જાઊંછ. જલદી મુંબઇ જઇને બીજું ઘેર કરવાનો બંદોબસ્ત કરતે." કરીને બાઇ મારા હાથમાં દોઢ રૂપીયો મુકી સીધાં સ્ટેશન પર ગીયાં.

મને આખો દહાડો સમાધીમાં હોવાના ઢોંગ કરીને આંખ વીચીને બેસી રૈહવાનું ઘણું કંટાલા ને અગવડ ભરેલું લાગવા માંડયાથી, એવો દેખાવ ટકાવી રાખવા લીમજીની ભલામણ પરથી મેં થોડું થોડું અફીણ લેવા માંડયું. રોજ સવારના પહોરમાં એ અફીણની ગોલી હું દુધના ગોટ સાથ ગલી જતો, ને તેથી કુદરતી ઝુંફ્રણમા આખો દહાડો પડી રહેતો. લીમજીએ અરધો મણ અફીણ, બચ્ચાંને ખાંસી માટે બાલાગોળીમાં વાપરવાનું છે કરીને, ખાસ લાઇ-સંસ કહડાવી માલવા ઇંડોરથી ઉંચામાં ઉંચું મંગાવ્યું'તું. અફીણ તો મારે માટે આવ્યું, પણ એને એ એટલું સ્વાદ લાગી ગીયું, કે એ મારો વહાલો તો ઇંડાપાક ખાતો હોય તેમ ચાલતો ને હાલતો તેના લાડવા બનાવીને દહા-ડામાં ચાર પાંચ વખત ઉછારી જાય. પહેલા પંદર દહાડામાંજ એ પારસી સાતસો રૂપ્યાનું અફીણ ખાઇ ગયો. મારી તો હંમેશની નાજુક તબીયતને

લીધે સવારના લીધેલી એક ગોળીથી સાંજ સુધી આંખ નહિ ઉઘડતી. એક દીવસે લીમજી સાથે મને પુન્જારીઓ તરફથી ભેટ થતાં પઇસા ને દાગીના વેંહચી લેવા સંબંધી વાંધો પડતાં, એણે મને ધમકી આપી "બચ્ચા, હું તારો ડબ્બો થોડા વખતમાં ગુલ નહી કરૂં તો જાતનો ચુરીગર ઇરાની નહી!"

બીજેજ દહાડે એણે મને દાપ આપીને રોજના કરતાં ત્રણ ઘણા મોટા દોઝવાળી ગોળી આપી, ને હું આખો દહાડો તદન બેશુધ પડી રહયો. જ્યારે રાતના બી હું સુધીમાં નહીંજ આયો ત્યારે એ ઘણો તરખાયો, ને રખેને હું ખરેખર છુઓ કરી જાઉં કરીને એણે ચાંપતાં ઉપાયો કરવા માડયાં. મને ઉલટી કરાવવા ગરમ પાણીમાં શેર શેર નીમક દોહવીને બે ત્રણ વખત પાઇ જોયું, ને ચમચો ચમચો જમાલ ગોટા બી પીવરાવ્યો, પણ મારા સખત કોઠા પર કંઇજ અસર થઇ નહીં. છેલ્લા ઉપાય તરીકે એણે અમારી દવાની પેટી ખોલી અંદરથી કેસર, કસ્તુરી, અંબર, સોનાભસમ વગેરે એકઠી કરી તેનો એની-માબી આપી જોયો. પણ મારી તબીયત વધારેજ બગડતી ચાલી. એ હવે ખરાં દીલથી ગભરઇ ને પસ્તાઇને રડી પડયો ને મારાં આંગ પર માથું નાખીને પડયો "ઓ મંચા! મારા મોગરા, મારા પેપટા, ઉઠ મારો બાવો કરૂં. જરા સાવધ થા. જરા આંખ ઉંઘાડીને તારા લીમજી—તારા લુલુ તરફ જો. જરા છેલ્લી બે પ્યાર મોહબતની વાત તો કર. તારા વગર મારૂં છે કોણ? મંચા, મંચા, તું રીસ્યા તો કરતો'તો ને ઘણા દહાડા કહાડે તેમ તો હતું નહી, પણ આય તો તેં નહી ધારેલો દગો દીધો. અરે, હજુ તો પીસતાલીમે વરસે તુંને સદરોબી પહેરાવવાનો ઉતો." લીમજીએ આખી રાત રડી તતડીને કહાડી. જો કે અફીણની અસરથી હું બેહોસીમાં હતો, ને હીલ્યા ચાલ્યા વગર પડી રહયો'તો. પણ મારી આજુબાજુ બનતી ચીજો હું સમજી શકતો'તો. આખી સવાર બી પુર બેશુધીમાં પસાર થવા પછી મારી હાલત જોઈ છાવણીમાં બુમ ઉડી રહી કે "મોંચેર બાબા ગુઝર પામ્યાય." "બાબા ખલાસ શુદ" વગેરે અફવાઓ શહેરમાં વીજલી વેગે પસરી રહી, ને મારા હઝારો શાગીરદો ને પુંજારીઓ રડતે ચહેરે છાતી કુટતાં ને બાલ પીખતાં ત્યાં હાજર થયાં. મારાં છેલ્લાં દર્શન

માટે ફુટાફુટ થવા લાગી. કોઇ મારો હાથ આંખમાં દાબે તો કોઈ પગનાં તલીયાં પર કીસો કરે, તો કોઈ મારાં બદન નીચેની ખાક માંથા પર લગાડે. થોડાક જણાઓએ આખેરી યાદગારી જાલવી રાખવા મારાં માથાનાં બાલ કાપી લીધા, ને એજ મોહકાણમાં મારી અરધી ડહાડીબી કતરાઈ ગઈ. એ ધમાલમાં બે ચાર મવાલીઓ મારાં ગજવાની ખબર લઇ અંદરનું ઘડીયાલ ને નોટનાં બંડલ પસાર કરી ગીયા. હવે લોકોએ મને ધામધુમથી દફનાવવાની તઇયારી કીધી, ને છેલ્લું ગુસલ આપવા નાહવાનું ગરમ પાણી બી ચુલા પર ચઢાવયું.

મારા આખેરી અંજામની આય તઇયારી જોઇ લીમજી રડી પડયો. "મંચા, તારા નસીબમાં દટાવાનું હોશે તારેજ તું કાબુલ આયો કેની. પણ દીકરા, તું નશીબવાલો તો ખરો. તું મુંબઇમાં મરતે તો તારી ચાલ પ્રમાણે તારૂં મુવે મોંનું જોવા પુરા ડજન આદમી બી નહી ફરકતે, ને અહીં તો હજારો આદમીઓ તુંને પીર બનાવી તારી કબરની પુંજા કરવા નીકળ્યાછ."

અહીં અરીણની અસર ઉતરી જતાં મેં આંખ ઉઘાડી, ને લીમજી તરફ જોઇને હસ્યો ને લીમજીએ હરખમાં આવી બુમ પાડી "બાબા જીવેછ, બાબા જીવેછ. એના નસીબમાં હાડમારી બાકી હોશે તે એ પાછો ઉઠયોછ!" ને ત્યા ભેગા મલેલાં હજારો લોકોએ મને ખાંધ પર ઉંચકી "મોંચેર બાબા ઝીંદા બાશ" ના પોકારો સાથે છાવણીમાં ફેરવ્યો. હજુ બી હું ખરેખર જીવતો છેઉં કે નહી તેની જાસ્તી ખાતરી કરવા કેટલાક લોકો મારી જાંગમાં ટાંચણીઓ ને સુઇયા ભોંકીને મને બુમ પડાવતા.

(૨૯)

મોંચેર બાબાના નાટક પર છેવટનો ડ્રોપસીન નાંખી હમે બેઉ જણા હતા તેવા સુકા ટાટ ને તરીયાં ઝાટક થઇને પાછા જાણતા નહી હોઇયે તેમ બચાની નોકરીમાં હાજર થઇ ગીયા.

અમારાં જુના મકાન પર આટલા મહીનાના હાથની ધરતીઓના આવેલાં કાગલો એકઠાં થયાં'તાં. એ કાગલોમાં પ્યાર મોહબતનો એક બી સખુન હતો

નહી. બસ એકજ રોદરો ને રૂદન પાટલો તેમાં લખાયલો હતો કે પૈસા મોકલો, પૈસા મોકલો. પૈસા વગર બૈરી પોરયાં શું તમારી બાય બાસીનું કલેજું ખાય? લીમજીને ધેરથી તો લખઇ આવેલું કે તમુને તો અહીં બી પીલાઉસના મીયાંઓ સાથ ઘણી દોસ્તી હતી ને આખો દહાડો તે લોક સાથ ગ્રાંટરોડના બીલીયર્ડ સેલુનમાં પરીને જુગાર રમ્યા કરતા'તા તે મને તો લાગેછ કે તમે જરૂર વટલીને મુસલમાન થઇ ગીયા હોશે ને કોઇ કાબુલણી સાથ નાતરૂં કરી બેઠા હોશે? તાં વગર એમ બૈરી પોરીયાંને ભુલી નહી જાઓ."

હવે પૈસા તુરતાતુરત કેમ ઉભા કરવા તે વીશે વિચાર ચલાવવા અમારા બેઉની તાકીદની Finance કમીટી બેઠી ને અમે સરવાનુમતે ઠરાવ પસાર કીધો કે થોડા દિવસમાં બચાના ગાદી પર બેસવાના પાંચ વરસ પુરાં થાયચ તે મુબારક હીંગામનો કંઇબી લાભ લઇ થોડું બી નાણું જમા કરવું કે બઇરી પોરયાંઓનું મોનું હસ્તું થાય.

બચાની કોરોનેશન થવાની પાંચમી વરસીનો દિવસ નઝદીક આવી લાગ્યો. તીજોરી તદન તરીયાંઝાટક થઇ રહેલી હોવાથી કરકસરનો વિચાર ધ્યાનમાં રાખી બચાએ એ દીવસ કશી બી ધામધુમ વગર પસાર થવા દેવાનો ઠરાવ કીધો'તો. પણ આપણી બાજુ લીમજી હતો. એણે બચાને સમજાવ્યો કે નામવર, કાલ કોણે જોઇછ. હમણાં હમણાં કાબુલમાં મસ્તીખોર પોરયાઓ પીસ્તોલબાજીની ને બોંબ ફેંકવાની પ્રેકટીસ કરયા જાયછ ને ચાલુ પ્રેકટીસથી એ લોકની નીશાનબી ઘણી સુધરીછ ને એનાલીસીસ ઘણી સારી આવેછ. એ લોકોએ આ સાત દહાડામાં બે પોલીસ કમીશનરો ને એક કલેકટરનાં હાંડીયા ઉડારીયાંછ. ખુદા નખાસ્તા એ લોકોએ હસવા મશકેરીમાં એકુ બોંબ તમારી પર ફેંક્યો તો તમે તદન નદારદ થઇ જશો ને હાથ પગ શોધેલા મલશે નહી ને તમે તાજપોશીની છઠી વરસી કદાચ જોવા નહીં બી પામો, માટે મુજ ગરીબનું માનો તો એ પાંચ વરસની જરમન સીલવર જુબીલી ઉજવી નાંખો, એવું ભલું કામ કરવાની તક ઘડી ઘડી નથી આવતી.

"કલ કરે તો આજ કર—આજ કરે તો અબ
અવસર બીતો જાત હય—ફીર કરેગો કબ."

દારૂખાનું બનાવવા માંડ્યું. મેં એને એવા વાંદરશહી ગેલાં ચેરાં નહી કાઢવા ઘણું સમજાવ્યું પણ એ તો મને ખાઇજ ગીયો કે આજે કંઇ બી નવા સ્વદેશી સાહસો કર્યા વગર આપરે હીંદુસ્તાનવાશીઓ એમજ સુધરેલી દુન્યાથી પછાત ને હીણપસ્તી ભરેલી હાલતમાં રહી ગીયાછ ને દુન્યાભરનાં પરદેશી સામાનથી આપણાં બજારો ભરી નાંખી દેશનું ધન પરદેશ ઢકેલી આપ્યેછ. એણે રોમેસચંદર દતની ચોપડી "ફાધર ઇંડીયા"માંથી નીચલો ફકરો ટાંકી બતાવ્યો કે "અંગ્રેજરૂપી માછીઓ ફટાકડારૂપી હોડીઓમાં બેસી હીંદુસ્તાન-રૂપી દરીયામાંથી ધન્યરૂપી માંછલાં હરણ કરી જાય છે."

એણે હવે ચોર બજારમાંથી સેકંડહેંડ ચોપડીઓની દુકાન પરથી "આતશબાજી ને બોંબ બનાવવાની પકવાનપોથી" ખરીદી ને બજારમાંથી તેને લગતું બધું ધમશાન ને સામાન ઉંચકી લાવી બાણ ને સુરસુરીયાં અંદરની ફોરમીલી પ્રમાણે બનાવવા બેઠો. અંદર ઇનસ્ટ્રક્શન આય પ્રમાણે હતાં.

અરધો શેર—પોટાસ ક્લોરસ.

બે ટીપરી—બંદુકમાં ભરવાનો દારૂ.

અરધું પ્યાલું—ચણાનો આટો.

છ આઉંસ—ગંધકનો પાવડર.

બે મોટાં હાંસનાં ઇંડાની દાર.

બે મુઠી—પીકરીક એસીડ.

પા શેર—રેવંચીનો સીરો ને પીપરીમરના ગાંઠ.

પહેલાં રેવંચીનો સીરો ને દારૂગોળો ઇંડાની સફેદીમ કરસીયા પાણી નાંખી કલઇની તપેલીમાં મુકી ઉપર ચપટ ઢાંકણ ઢાકી વાસ મીનીટ ચુલા પર ધીમી આંચે ચરવા મુકો. અંદર કકરા પરે ને જોશ આવે કે ચણાનો આટો ને રેવંચીનો સીરો થોરો થોરો નાંખતા જઇ અંદર ચમચ ફેરવ્યા કરો. બધું બરાબર મીક્ષ ને એકરસ થઈ ગીયા પછી વઘારનો લાલ કાંદો નાંખી તપીલી બરફની વચ્ચે મુકો ને ઠંડુ પરતાં ઉપર પીકરીક એસીડ

ને પીપરમરનાં ગાંઠ ભમરાવો ને ચાર કલાક પછી કુલરી મસઇના ઓલામાં ભરી ઉપર બીજા આટાએ મોનું બંધ કરી લેવ. વાપરતી વખતે સલગાવીને દુર નહાશી જાવ.

એની એ સ્વદેશીની ઉલટતી ધુંધમાં ઘેરમાં આતશબાજી બનાવતાં એણે એ વખત છાપરાં ઉડારી દીવાં ને ત્રણ વખત ઘેરમાં આગ લગાડી. એના એચાર અખતરાઓ પછી ઘેરનો આગનો વીમો ઉતારવા કોઇબી કંપનીએ ના પાડી ને ઘેરવાલાએ અમુને ઘેર ખાલી કરી જવાની નોટીસ આપી. એનું એ ચાર વખત હાથ મોનું સલગી ગીયું તારેજ એણે એ એક્સપેરીમેંટો બંધ કીધાં ને આછતી તૈયાર આતશબાજી મુંબઇનાં ચોર બજારમાંથી મંગાવી.

લીમજીએ બધા ખરચના આંકડાની ટીપનો પચીસ હજારનો ટોટલ બનાવીને કમીટીની મંજુરી લઇને ખજાનચી પાસથી આંકડો ચુકવી બી લીધો. એણે કબુલ કીધું કે સરવાલો કરતાં વકી ચુકી જવાથી એણે ભુલમાં દશ હજારનું જાસ્તી બીલ કરી દીધું'તું પણ એનાજ કહેવા પ્રમાણે માણુસ માત્ર ભુલને પાત્ર. એટલું એનું દીલ એ બાબદમાં સાફ હતું. એણે એ દશ હજારમાંથી મને મારા ફાલા તરીકે ત્રણ હજાર આપવાની ઓફર કીધી પણ એવી નીચ માંગણી મેં તુચ્છકાર ને મોટા ધીક્કારથી સાફ ના પાડી ને પાંચ હજાર લેવાનીજ મેં બહોંસ કીધી.

બુરખાનો રીવાજ પાળનારાં બાનુઓથી જુબીલીના જાહેર જલસામાં મરદોની હાજરીમાં ભાગ લઇ શકાય નેમ નહી હોવાથી જુબીલીને આગલે દીવસે બચાએ કાબુલની હાઇક્લાસ સોસાઇટીનાં ધપધપ્યાં બાનુઓનો "લયલોનેહાર લેડીઝ જીમખાના" માં પોતાની તરફથી ઇવનીંગ પારટીનો મેળાવડો કીધો'તો જેમાં બચા ઉપરાંત મરદોમાં હું લીમજી ને બચાના એંસી વરસ ઉપરના વીસવાસુ બુઢા અમલદારો ને સરદારો હતા. લીમજીએ એ નાઝનીનોને આંજી નાંખવા ગાલ ને હોઠ પર રૂઝની લાલી લગારી આંખમાં મોંઘા મોતી બારીને તેનો સુરમો આંજ્યો. એ વળી માથા પર પેરીસથી મંગાવેલી સુનેરી ઝુલફાંની વીગ બી પહેરવા માંગતો હતો, પણ મેં એને તદ્દન આસીબંધે

થતો અટકાવ્યો. એણે આંગ પર એટલું અતર છાંટયુંતું કે એ નજદીકથી પસાર થતો ત્યારે કોઇ અતરની ફેકટરી પાસથી પાસ થતાં હોઇયે તેવો નાકનો દાંડો ફારી નાંખે તેવો બેહકાટ નીકરતો'તો. એ અતરની જલદ વાસથી એ પોતેજ બે વખત બેશુધ થઇ ગીયો ને અતરની એ જલદ અસર દુર કરવા મને એની પર પંપે Flit છાંટવું પરયું.

એણે હવે હાથનાં દરેક આંગલાં પર બબ્બે ટેટના હીરાની વીંટીઓ ને પગમાં ઉંચી એ‍ડીનાં બુટ લટકાવ્યાં ને હાથમાં મોરનાં પીછાંનો પંખો લીધો ને લટકમટક ચાલીને મારી સાથ પારટીમાં આ વ્યો. અમારા આવ્યાથી હોલમાં ઉશકેરાટનો ગણગણાટ ફેલઇ રહયો કે લેહરી લીમજી ને દલેર મંચેર આવી લાગ્યા.

બચાએ બધી નાઝનીનો સાથે અમુને ઇન્ટ્રોડયુસ કરાવ્યા. લીમજીએ એના ગોરા ઘાટઆરા ને એસકી નાજુક દેખાવથી નાહાન છોકરીઓમાં ઘણું જ ખેંચાણ કીધું ત્યારે મારા ગંભીર ને દહશાવી નાંખનારા દમામદાર લશકરી ચેહરાએ ને ભરાવદાર કાઠયાવાડી મુછે ઉમરે પુગેલાં સમજુ બઇરાંઓમાં ઘણું આકરસણ કીધું કે આ તે મરદ બચો! લેડીઝો સાથે ઓલખાણ થતાં જ્યારે હું લશકરી ઢપે કપાલ પર બે આંગલી લગારી મીલીટરી ટપલી મારતો ત્યારે લીમજી તો કમરમાંથી અરધો વાંકો વળી જઇને ફ્રેંચ સ્ટાઇલે બાનુઓને સલામ કરતો, જે નવઇ જેવા રીવાજથી બઇરાંઓથી હસઇ જવાતું.

મેં એને કહયું કે બચ્ચાજી, આ બૈરાંઓના વરો ને બાપ ભાઇઓ અહીં જાતે હાજર નથી તેથી તું તારી ચાલાકીમાં ફાવી જાયછ. નહીં તો આ તારી ગેરીસીયન સ્ટાઇલની મોહકાણમાં તુને એમબ્યુલન્સમાં સ્ટ્રેચર પર સુઇને જવું પડને. પણ એણે મારી ચેતવણી ડોંટકેર કીધી ને નવી પીછાણેલી છોકરીઓ સાથ ઠીઠી ઠાઠા કરવા માંડયું. એ જરા જરામાં તે લોકને હસીને પેલો મોરનાં પીછાંનો પંખો મારતો, જેમ કરતાં એણે અરધાં અરધ પીછાં તોડી નાંખ્યાં ને જ્યારે પીછાં ખલાસ થવા આવ્યાં ત્યારે એણે પંખાના દાંડાના ફટકા લગાવવા માંડયા. બાકી રહેલાં થોડાં પીછાંઓ એણે છોકરીઓને



જોઇ ભારત વાસીઓનો ફ્લેગ, યાદ આવી એને પ્રભાત ફેરી,
નફ્ફોડ જાયે મારી બૈરીનું શુ કાંમ નથી લેતી તેરી
કીધી નેશનલ ફ્લેગને . સલામ લોકો બધું ઉશકેરાઇ આયું
ભાંન ભુલો બની જાય એ "સ્વરાજ લેંગેનું" ગીત ગાયું

સુવેનીર યાને યાદગારી તરીકે વહેંચી આપ્યાં ને આ રીતે મારા દહોઢ રૂપીઆના મોંઘા પંખાની એણે માય મારી નાંખી.

મ્યુઝીકની મજા ચાખ્યા પછી રીફ્રેશમેંટ પીરસવાની ધમાલ ચાલી, જે પર જાતી દેખરેખ ને મેનેજમેન્ટ રાખવાનું લીમજીને બચાનું ફરમાન થયું. એટલે એણે બેઉ બગલોમાં સરબત, વાઇનો વગેરેની બબે ચચાર બાટલીઓ મારી ટેબલોની આસપાસ ફરવા માંડયું. એ બુઢાં બૈરાંઓને જરા ઠંડકથીજ પુછતો "મમઇ શું લેશો? બપઇ, કંઇ સોડા લેમન સરબત કંઇ નાસું કે?"

ખુબસુરત જુવાન છોકરીઓ આગલ એ એના પુર બહારમાં ખીલી નીકલતો ને તે લોકને હસી હસીને વાંકો ચુકો થઇને પુછે "વોટ વીલ યુ હેવ? હુ કેન એ ડ્રોપ ઓફ વાઇન. જરા વેફર મુકું, નહી તો આ મુરબ્બાની ચીર જરા ચુસશો." વગેરે વગેરે.

રીફ્રેશમેંટ ખલાસ થયા પછી લેડીઓએ અમુને કંઇ ગીતો ગાઇ વજાડી સમજાવી એ લોકને રીઝાવાની માંગણી કીધી. મે તો મારા લશકરી ખમીર પ્રમાણે હાથમાં તલવાર પકરીને Charge of the Light Brigade ની પોએટ્રી ગાઇ સમજાવી જે ત્યાં હાજર રહેલાં બુઢાં ને બહેરાં દરબારીઓએ ઘણી વખાણી.

લીમજીએ તો એના નાદાન ચુલબુલીયા સ્વભાવ પ્રમાણે બોટું બનાવટી નાક પહેરીને નાટકના કોમીક ગાયનો ગાઇ સમજાવી બૈરાંઓને ધુમ હસાવ્યાં ને છેલ્લે એણે બૈરાંઓનું ગોલ ચકરડું કરાવી માથા પર સલગની સગડી રાખીને તાલીઓ સાથે બૈરાંઓને આતશનો ગરબો ગવાડયો.

પારટીની આખેરીએ બચાએ મને હીરાજડીત તલવર પોતાના મુબારક હાથે ભેટ કીધી જેના પર કીસ કરી મેં તરત કમરે લટકાવી દીધી. લીમજીને બી તલવારની ભેટની ઓફર થતાં એણે એ માંગણી ઉપકાર સાથે ના પાડી કે હવે મારા લડઇના દહાડા ખલાસ થયાછ ને હું તો હવે રીટાયર થઇને જીમનેસીયમ ખોલવાનો છેઉ એટલે તલવાર લઇને કાં જાઉં. પાછો મારો આકરો સ્વભાવ ને હમણાં મુબઇમાં હુલરો ચાલેછ તે

નકામો ઉશકેરઇને કોઇ પાર પડોસીઓને તલવાર ભોકી દેઉં, તેનાં કરતાં તમો નામવર કંઇ દરદાગીનાનીજ બક્ષેશ કરો તો હું બી વાપરૂં ને સરઅવસરે બૈરી-છોકરાંબી વાપરે. એની માંગણી બચાએ કબુલ રાખી ને તેની ફરમાશથી જનાનાના વડાં માનીતાં બેગમ ખોરશેદજાને ચાલીસ કેરેટના અખરોટ જેવા હીરાની એક અમુલ્ય વીંટી પોતાના મુબારક હાથે એના જમણા પગનાં અંગુઠા પર પહેરાવી. કમભાગ્યે એને કેઠો જમણા પગે ગાઉટ થયલો ને અંગોઠો બોકડા જેવો સુજી આવેલો ને તેજ અંગોઠા પર જોરથી વીંટી ચઢાવતાં એની આંખમાં પાણી આવી ગીયાં. ખોરશેદજાન તો એ હરખનાં આંસુઓ સમજી, હસવા ને ખુશી થવા લાગ્યાં ને અંગોઠો જોરથી દાબ્યો.

## (૨૯)

હમારા હાથમાં હવે આઠજ દહાડા બાકી રહી ગયલા હોવાથી હું ને લીમજી હવે જુબીલીનો પ્રસંગ ધામધુમથી પાર ઉતારવાની જંજાલ ને ખટપટમાં રોકઇ ગયા, કારણ કે બીજા દરબારીઓ કે અમલદારોએ એ બાબદમાં કંઇબી ઉલટ કે ઉત્સાહ બતાવ્યો નહી. એ લોકનો છ છ મહીનાનો પગાર ચુકવાયલો નહી હોવાથી એ બધાઓ શાહથી ઘણા નારાઝ રહેતા'તા.

બચાને બી હીન્દુસ્તાનનો શેર સટાનો પવન લાગી ચુકયો'તો ને એણે છેલ્લે ચાંદી, રૂ ને અલસીના સટામાં ઘણો માર ખાધો'તો ને તીજોરીનું તલીયું તદન આવી રહ્યું'તું, તે એટલે સુધી કે પંદર દહાડા પરજ દરબારના હજામ ને ધોબીઓએ કોરટમાં ચઢેલા પગારની ફરયાદી માંડી, એ નામવરના મહેલના સામા તેમજ તખ્ત પર બેલીફો સાથે ટાંચ લાયા'તા, પણ અમે બેઉ જણાઓ એ પૈસાના બચા તરફથી જામીન રહેવાથી ટાંચ ઉઠાવી લેવામાં આવી'તી.

દરબારીઓની આવા ખુશીખુરમીના પ્રસંગ પરની બેદરકારી ને ઉત્સાહની ગેરહાજરી માટે મેં વડા વઝીર આગલ જ્યારે બઝાપો કીધો, ત્યારે એ દાના બુઝોર્ગ પુરૂષે ખુલાસો કીધો કે "મોંચેરસા, અમારી એ ઠંડાઇ ને લાપરવાહી તદન વાજબી છે. અમુને એકનો એક બાદશાહ ગાદી

પર ચાલુ રહે તે ગમતું નથી. અમુને તો દર ત્રણ ચાર વરસે નવો રાજ-કરતા જોઇયે. બચા નામવરની એ મુદત પુરી થઇ ગયલી હોવાથી હવે અમુને અકરવકર થાયછ. અમારામાં કેહવત છે કે "દુગદુગે શરીદા ઓઆયશ દુલહન" યાને Variety is charming. એક ને એક રમકડાંથી તો અચ્ચુંબી કંટાલી જાય. લોકો બબે દહારે કપરાં બદલે, છ છ મહીને બુટ બદલે, વરસે વરસે કેલેન્ડર બદલે, એટલે અમારા કાબુલીઓનો નીયમજ કે દર ચાર પાંચ વરસે રાજા બી નવોજ જોયએ, બચો પોતે સમજી સુઝીને રીટાયર થઈ જાય તો સારૂં.

મેં બીજાઓની મદદથી એ મહોત્સવ દબાદબાભરી રીતે સરંજામ પાર ઉતરે તેમ ગોઠવણો કરવા માંડી. હું દરેક જાતના પ્લાનો ઘડી કહાડતો ને તે બરાબર અમલમાં મુકાયછ કે નહી તે જોવા, ઘોડા પર રખડતો. લીમજી તો મજુરોની ગંજાવર ટોળી સાથે બહારગામથી આવતા રાજવંશી પરોણાઓને કાબુલના સ્ટેશન પર રીસીવ કરવા ને તે લોકને તે લોકના સામન સાથે મુકામ પર પુગાડવાનું ગધા વહીતરૂં કરતો, ને રાતના થાકીને લુસ થઇ જઇને જમ્યા વગરજ સુઇ જતો. જે જોઇને મારો જીવ બલી જતો, ને મારૂં મન મનાવવા સંથ્યારા તરીકે એને ભાગનુંબી હુંજ જમી લેતો. લીમજીએ એ રાજવંશી પરોણાઓના સામન પુગાડવાનું કામ એટલી ચાલાકી ને ઇમાનદારીથી કીધું, કે એ પરોણાઓના જવા બાદ પંદરેક દહાડામાં એણે કાબુલના એરીસટોકરેટીક વેપારી લત્તા પર પરચુરણ માલ વેચવાની ગંજાવર દુકાન ખોલી.

અમારી ખરાં દીલની મેહનત ને એ નામવર તરફની હદ બહારની વફાદારી ને જાનફેસાની જોઇ બચાના મનપર ઘણી ઉંડી અસર થઈ. એણે અમુને ખાનગી ખાણાં પર ઓલાવવાનું માન આપ્યું ને ખાણાંની અધવચે કહયું: "અઝીઝ દોસ્ત મંચુ, પ્યારા રફીક લીમજી, તમો મહેરબાન દોસ્તોની સોહબત ને વફાદારી, અને ગમગુસારીએ મારાં દીલ પર ઘણી ઉંડી ને નહી ભુલાય તેવી અસર કીધીછ. ખુદા પાકની મહેરબાનીથી ને મારા ગંજાવર

જનાનાની બરકતથી મને ઘણા ફરઝંદોમાંથી ઘણા બેટાઓની કરમ બક્ષેક્ષ થઇછ પણ એ બધા બેટાઓ તદ્દન અહયાસી, આસીખાયલા, ડરપોક ને હોજગરૂ નીકલ્યાછ, જેથી મારૂં જીગર હમેશ જલતું ને બલતું રહેછ. મારી કઝા બાદ એ લોક જરૂર માંહોમાંહે કપટ વહેરટ મરશે ને મારા રાજની ધુલધાણી કરશે. માટે મેં ઠરાવ કીધોછ કે મારી હઇયાતી બાદ રાજના વારસ તમોને નેમવા. મારી ખાહીશ છે કે મારાં ખાલી પડેલાં તખ્ત પર બેસી તમો લોકોએ રાજવહીવટ ચલાવવો કે જેથી મારી ગાદીની રવનક ને ઇઝઝત વધે ને મારી ગરીબ રઇયતની પાસબાની થાય," આ નવાઇ જેવી માંગણી સમજીને મેં ચુસવા માંડેલી અંગુરી ગુર પલેટમાં પાછી મુકી દીધી. "અય નામવર, તારો સીતારો હમેશ રોશન રહો, તારૂં બુલંદ બખ્ત હમેશ હસ્તું રહો. તેં નામવરે તારાં દીલની ભલઈ ને મોહટાઇથી અમો નાલાયકોની હદથી ઝીયાદા તારીફ કીધીછ તે માટે અમો તારા બેહદ આભારી છઇયે. પણ રાજતાજની એ તારી માયાલુ માંગણી અમો ઉપકાર સાથ પણ મક્કમતાથી ના પાડયેછ. અમારી પહેલી ફરજ એક હીંદી તરીકે અમારાં માદર વતન ગુજરાત તરફ છે. તારૂં રાજતાજ તારાં પ્યારાં ફરઝંદોને મુબારક હોજો. અમે પારસીઓ બી હવે રાજથી લાંબો વખત મોહતાજ રહીયે તેમ નથી. કારણ કે હવે વરસ છ મહીનામાં હીન્દુસ્તાનને સ્વરાજ મલી જતાં અમો પારસીઓને બી નાસ્લું જેવું રાજ ગુજરાતમાં કેડે બી મલી જશે એવો સધ્યારો અમુને કોંગ્રેસ તરફથી મલ્યોછ.

મારાં આ ભાષણથી લીમજી ફક્કરી પડયો. "પારસીઓને રાજ તો નહી પણ મોટી જેવી થાણાંની ઝાર મળશે! કેવું મજેતું વગર માંગ્યે નસીબ ખીલતુ'તું ને અફધાનીસ્તાનની બાદશાહી મલતી'તી તાં તેં વરી તારી ઢીલસુરીથી છબરડો કીધો. આપરે ગુજરાતમાં રાજ કીધું ને દહાડા પાકા! એ છતો રાજ આપવા નીકલ્યો તો તું સતો થઇને નાકે છીભ શાંની લગારેછ? આહીં રાજની લગામ આપરા હાથમાં હોય તો કેવા બીચારા મુંબઇમાં મીલો ને ઓફીસોમાંથી બેહદ બેકાર થયલા ને લડમારી બેગવના પાંચ દશ હજાર પારસીઓ લાવીને આહીં ઠેકાણે નહી પાડયે? ને પેલા એપોલો બંદર પર

રખડતા પરવારતા એસ્કી ને અકરૂ પારસીના પોરયાઓને લાવીને અહીં ફરજયાત લસ્કરી નોકરીમાં નાંખ્યા હોય તો બૈરાંઓની મસ્કેરી ને સતામણી કરતા તો અટકે. હમણાં નવી નવી પારસી કોલોની કાઢવાનો પવન નીકરયોછ તો કાંય નહી આપરે કાબુલ નદીના કીનારાપર પ્લોટો બનાવી એક ગંજાવર પારસી કોલોની ઉભી કરયે. એ કમબખ્તો મુંબઇની બહાર નીકળશે તોજ એ લોકનો દહાડો ફરશે!"

મેં લીમઝનો બકબકારો બંધ કરવા એકવાર ફરીથી બચાની માંગણી ઘણી ઓજારખવાહીથી ના પાડી જેથી એ ઘણો રંજીદા થઇ ગીયો.

બચાને જેવી કોરોનેશન વખતે ઉલટ અને ખુશાલી હતી તેવી આ જરમન સીલવર જુબીલીનાં હીંગામ પર એની ઉલટ જણાતી હતી નહીં. બચાની તબીયત હવે લથડતી જણાવા લાગી. ખુદરતી બસારત હોય કે આસમાની ઇસારત હોય પણ એનો જીવ ઉદાસ ને નાસીપાસ લાગતો. "રફીકો, મને લાગેછ કે જુબીલીના બાદશાહી બેંક્વેટ યાને મીઝબાનીની મીજલસમાં મારાથી હાજર થવાય એમ લાગતું નથી. કશરતશાળામાં ભારી વજનનો ગુરજ ફેરવતાં મને હરનીયા તો થયલો હતોજ, તેમાં હમણાં વળી હડહડતો ડાયાબીટીસબી લાગુ પડયોછ. હમણાંજ મને યુરીનનો રીપોર્ટ મલ્યોછ તેમાં રોજ દોઢ થી બે મન સુગર પાસ થતી જણાવેછ, ને જો રોજ એમજ ચાલુ રહેશે તો મારૂં આખું દીલ મીઠું મધ જેવું થઇ જશે, ને કીડી મકોડીથી ભરઇ જશે." લીમઝી ચોંકીને બોલી ઉઠયો "ખામુશ, નામવર ખામુશ. એ વાત કદીબી તમારા દરબારીઓમાં ફેલાવી નહી જોઇયે. નહી તો કાલનો દુકાળ આજે પડશે. તમો નામવર એટલી ખાંડ બનાવોછ એમ જાણતાંજ કાબુલનાં સ્વદેશી ખાંડના કારખાનાવાળાઓ છેરઇ પડશે કે બાદશાહ નામવર અમારી સાથે હરીફાઇમાં ઉતરીને સસ્તી ખાંડ વેચશે. આય ઉમરે તમારાં દીલમાંથી મણ દોઢ મણ સુગર પસાર થાય એ કંઇ ચણી નહી કેહવાય. એમ તો મંચાના મોટા બાવાનેબી એ દરદ લાગુ પડેલું હતું ને તેવણનાં આંગ પર તો ખાંડના કોપરાપાકના જેવાં જારાં પડ થઇ

જતાં'તાં તો બી તેવણુ એકસો અગીયાર વરસ જીવેલા ને પાયરીની કેરી ચુસતાં હાર્ટ ફેલ થયલું તે ગુજરી ગયલા." આ વાત સમજીને બચાને ઘણો સધ્યારો આવ્યો ને એણે તરતજ બજારમાંથી ચાર શેર ભાવનગરી પેંડા મંગાવ્યા ને એક સામટા ઉછારી ગીયો.

* * *

## શાહી સવારી

રાજા હું મેય કાબુલકા બચા સાકુ મેરા નામ
ઇન પાલખી કે બીચમે દીલકો નહી આરામ
નખોદ ગીયા મંચા લીમજી તું છે આ પેટંટ કામ
ગણપતીની પાલખી કરતાં બેહતર ઇલેકટ્રીક ટ્રામ

બચાની નબળી તબીયતને લીધે જુબીલીની સવારીમાં હાથી ઘોડા પર બેસીને ફરવાની જેહમત નહી ઉઠાવવા અમે એને સમજાવ્યો. "નામવર સરદાર, અમો બેઉ તારા ફરમાંબરદારો તું નામવરને પાલખીમાં બેસાડી અમારી ખાંધ પર ઉંચકીને આખાં સરઘસને રસ્તે ફેરવશું. અમારાં મુંબઇમાં એવીજ પાલખીમાં ગણપતીનાં સરઘસ નીકલેછ, ને અમે બી તુંને તેજ માફક રૂપેરી પાલખીમાં પધરાવી ઉંચકી જઇશું".

અમારા માદરવતન હીન્દુસ્તાનમાં તો રાજા મહારાજાઓ માંગલીક પ્રસંગે ખાસ ચાંદીની પાલખીમાં ફરવા નીકલે. તો તમો મુરબ્બી બી જુબીલીનો એ ઝલકતો હીંગામ પાલખીની સવારી કાઢી ઉજવો. હીન્દુઓ પોતના દેવ ગણપતીને પાલખીમાં બેસારીનેજ છેવટનું માન આપીને દુબારવા લઇ જાય, તો તમો મહેરબાન તો અમારે મનથી દેવ કરતાં બી જાસ્તી ઉરફે દેવસ્તાન છેવ."

બચાએ પાલખીમાંથી ઉકલઇને પડી જવાય એવી ધાસ્તી બતાવતાં લીમજીએ ટાપસી પુરી "ગરીબ પરવર, હમુંને જીવતાં માણસો તો શું પણ મુવેલાં માણસોને બી સહેલાઇથી માઇલો વેર ઉચકી જવાનો પુરો અનુભવ છે. મુંબઇમાં છેલ્લા ઇન્ફલુએન્ઝાના ટાઇમમાં એકજ દહાડામાં ગોકસો ચઉદ રૂવાનને ખાંધ મારવાનો અમારો સારા હીંદુસ્તાનનો રેકોર્ડ છે."

બાદશાહી સવારીમાં આ વેલા નામવર બચા હાથી કે ઉંટ ઘોડાને બદલે પાલખીમાં બેસી નીકલવાના છે, એ ખબર પ્રજા ને અમલદારોમાં ફેલાતાંજ જબરો હોહાકાર મચી રહયો. બચાના દરબારીઓ ને તમામ પ્રધાન મંડળ એ શાહી સવારી હાથી પરજ કહાડવાની બહોંસ લઇ બેઠા, પણ અમે લોકોએ નવી નોવેલ્ટી તરીકે પાલખીની તરફદારી કીધી, એટલે અમારોજ બોલ આખરે ઉપર રહયો ને સવારીના સાધન તરીકે પાલખીજ મુકરર રહી.

અમારા મોકલેલા પ્લાન મુજબ તરતજ એક ચાંદીની દશ હોર્સ પાવરની પાલખી મુંબઇના ફોર્ડ મોટરના કારખાનામાંથી તઇયાર થઇ આવી. એની અંદર મખમલના ગોદરાં તકીયા જડી લેવામાં આવ્યા હતા. બેઠકની જમણી બાજુ પર એક હેન્ડબ્રેક હતી જેથી ખાંધ મારનારાની ઝડપ વધતી ઓછી કરી શકાતી'તી. સામે એક મોં જોવાની આરસી ને પાનની પીચકારી મારવા ચાંદીની થુકદાન ગોઠવી'તી.

હવે તે જુબીલીનો બખતાવર દીન બી નજદીક આવી લાગ્યો. બચાને પાલખીમાં બેસાડી અમારી ખાંધ પર ઉંચકવાનો હોવાથી લીમજીએ એને આગલી રાતના પટાવી સમજાવી બે પાઇંટ એડયું પાઇ દીધું. કે જુબીલીની ક્રીયા કામ અગાઉ એડયું તો પીવુંજ જોઇયે, જેથી પેટમાંનો કચરો નીકલી જવા સાથે વરષોના પાપ બી ધોવઇ જાય. આખી એ રાત બચાએ લગભગ બાથ રૂમમાંજ પસાર કીધી, ને સવાર પડતાં પચીસ ત્રીસ પેટ આવી ગયલાં હોવાથી એ તદન લીલા બુમલા જેવો થઇ ગયો'તો ને વજન લેતાં આગલી રાત કરતાં એ પંદર રતલ ઓસરી ગયલો જણાયો, જે રીઝલ્ટ અમારી ફેવરમાં હતું. અમે એને સવારના પહોરમાં ગરમ કોરી પાઇ ખખડતાં પાણીએ નવરાવી ચંપી કરીને તદન હુસ્યાર કરી નાંખ્યો. સવારીની તૈયારીનું બ્યુગલ ફુકાતાં અમે બચાને તૈયાર કરી જમણો પગ પહેલો મહેલની બહાર કઢાવી પાલખીમાં તખત મુકાવી તે પર બેસાડયો. એના ગલામાં ગુંટણ સુધી પુગે તેવા લાંબા સુગંધી ફુલોના હાર હતા. એણે બોંબના અકસ્માતમાંથી બચવા

ફ્રૉક કોટ પર લોખંડી જાલીવાલું બખતર પહેડર્યું'તું, ને બખતર ઉપર ચીતાનાં ચામડાંનો સાહયો લટકાવ્યો'તો. એણે ખભાં પર તકીયો બાંધી તે પર ભારી લોખંડી ગુરજ ગોઠવ્યો'તો. ને માથાં પર પહેલવાનો પહેડે તેવી કોલાહના ઢપની કલઇ કરાવેલી પીતળની ઉંધી તપેલી પહેરી હતી. બચાએ બેઠક લીધા પછી એને બેઉ હાથે બાજુ પરના પાલખીના હાથા પકડવા કહી અમે હવે પાલખી ઉઠાવી. પાલખીનાં બેઉ છેડેના થાંભલાઓ શાહના વાઘની આકૃતી સાથના રેશમી ઝરીના વાવટાઓ ઉડતા હતા, ને એ બેઉ થાંભલાઓ વચ્ચે એક દોરડું બાંધીને તે પર લીમજીએ પોતાના ધોયલા સદરા લેંઘા સુકાવા નાંખ્યાં'તા, જે લેંઘાના પાયજામાં પવન ભરાવાથી તે સઢની મીસાલના થઇ જઇ અમારા ખભાં પરનો ઘણો ભાર ઓછો કરતા'તા.

હવે સંગીતનાં સુંદર સરોદો વચ્ચે સરઘસ દરબાર તરફ જવા ઉપડયું. બાદશાહી સવારીનો સઉથી મુખડે એક ડજન સુંદર હીરા મોતીમાં સજ થયલી કંચનીઓ પગમાં રૂપેરી ઝાંઝર ને ઘુંગરી પહેરી રૂમઝુમ રૂમઝુમ અવાજ કહાડતી ચાલતી'તી, તેની પાછલ સ્કુલમાં અભ્યાસ કરતી નાજુક મધુર અવાજવાલી બસો છોકરીઓનું સરઘસ હારમોનીયમ સારંગી દફ ને ચંગ સાથનું "અજબ ખુદરત કે હય કારખાને, ખુદાકી બાત ખુદાહી જાણે"નું ગીત એક સરખા મધુર સ્વરે ગાતું ધીમે ધીમે ચાલતું હતું. એની પાછલ એક હજાર પરદેશી ભઇયાઓ સ્કાઉટ માસ્તરના યુનીફોર્મમાં ગાંજાની ચીલમ ફુકતા ચાલતા'તા. એ ભઈયાઓની પલટણ પછવાડે દશ હજાર કાબુલી લસ્કરના સીપાહીઓ તોપના ગોળા ઝીલતા ચાલતા'તા. પાલખીની પાછલ ચાલીસ ઉંટો પર એવણના છેલ્લા પચાસમાં લગન વખતે મલેલો પદનો સામન લાદ્યો'તો ને તેની પાછલ એનાં સો નાલ્લાં છોકરાંઓ વીકટોરીયા ને બાબા ગાડીમાં આવતાં હતાં.

રસ્તે રસ્તે હજારો લોકોનાં ટોળાં લેખો સાથના વાવટાઓ સાથ ઉભાં હતાં, ને બચાની સવારી પસાર થતાં "બચા ઝીંદા બાશ, બચા નામવર ઘણું જીવો ને હજુ બી વસ્તીવારી વધારતા રહો"ના કાન ફાડી નાંખે તેવા ગંજાવર પોકારો કરતા'તા. જ્યારે બચાની પછી એની ગાદી પર આવવા તલપી રહેલા

એના ઉમરે પુગેલા છોકરાઓ, ને તે લોકના દોસ્તો ને તરફેણવાલાઓ જાવ, જાવ કરતા ને "બચા માચરો ખાલી કરો, હવે બીજાઓને ગાદીનો ચાન્સ આપો"ના વલતા પોકારો કરતા'તા. એના વડા દીકરાએ છેરઇને એની પર એક કાલો ઝતુની નાગ બી ફેંકયો ને એ છેરાયલું જનાવર બચાને કડવા જતું'તું તેટલાં લીમજીએ તરતજ પાલખી ઉતારી પાડી ગજવામાંબી ઘંટુ કહાડી ઇંડુ પાઈ દઇને એ ઝતુની જાનવરને શાંત પાડી દીધું ને પટાવી સમજાવીને પાલખીમાંના ગોદરાં નીચે ચારસો ઓઢાડીને સુવરાવી દીધું. પાછલથી તપાસ કરતાં માલમ પડયું કે બચાને કરડાવવાને ખાતર જ એ નાગના દાંત પરી ગયલા હોવા છતાં એ પોરયાએ એને નવા દાંત બી મુકાવ્યા'તા. બચો બબરવા લાગ્યો કે "પોરયાઓ હવે દાહરેવારેના થયા તે મને ,એકુ બે વરસ બી જંપીને રાજ કરવા નહી દેય. એ છેરાયલા દુકતાઓ કોઇ દહાડો કંઈ નવું જુતું કરી બેસશે."

* * *

## "ભારતી મઇયાં" ડાન્સ."

હારે મરૂ હસ્તા રમતા સધાવો ગમે ત્યાં ભલે,
પણ મુવા તું ઘેરે આવ પછી તારી કરૂં વલે,
સોનાની ખાણમાંથી તુંને મુવેલા ઊંદર મલે,
હજારો ફાંફાં મારી મરે તોબી નહિ કંઇ વલે.

લોકોને બચાના દરશન કરવાનું ફાવે કરીને પાલખીનું છાપરૂં અમે પેહલેથી કહાડી નાંખ્યું'તું. બૈરાંઓ બચાને ઓવરણા લઇ એના પર સુનાં રૂપાનાં ફુલોનો વધાવો કરતાં'તાં, ને કોઇ ખુબસુરત બૈરાં પર ખાસ લટુ થઈ જતાં બચો પાલખી ઉભી રખાવી તેને નજદીક બોલાવી તેનાં નાજુક હાથ પર બલેવની લાકરી બાંધતો. લોકોના ઉત્સાહી આવકારના જવાબમાં બચો થોડે થોડે વખતે ઉભોથઇ કમરમાંથી વાંકો વલી છાતી પર હાથ મુકી તે પાછો કપાલ પર લગાડી નમીને તેનો જવાબ આપતો. જેમ કરતાં પાલખીના આંચકાથી બે ત્રણ વખત ઉડલઇ જમીન પર પડી જતાં બચી ગીયો. જે પછીથી

એને પાલખીના દાંડા સાથે બાંધી રાખવો પડયો. પાલખીનું છાપરૂં કહાડી નાંખવાનો એક ગેરફાયદો એ હતો કે ઉલટમાં આવી ગયલા વફાદાર રઇયતના વધારે ઉલટમંદ મેમ્બરો બચા પર અવારનવાર ખુશાલી બતલાવવા કવલાં નારીયલ બી ફેંકતા'તા, જેથી ડોકી નીચી કરી નીશાન ચુકાવતાં બચાના લોહીનું પાણી થઈ જતું. માથાં પર પહેરેલી તપેલી આ વખતે એને બચાવની ઢાલ થઇ પડી. એકાદ નાલીયેર જો એની ટાલકી પર આબાદ પડતું તો લોકો હરખમાં આવી જઇને "ગોલ, ગોલ (Goal)ના પોકાર કરતું. એ મોહકાણને લીધે બચાએ બાકીના રસ્તાઓ પર સવાર દોડાવી દાંડી પીટાવી કે આલી જનાબને વધાવી લેતાં કોઇએ બી અખિરોટ કરતાં કંઇબી મોટું નંગ ફેંકવું નહી. નહી તો નાલીયર ફેંકનારા આદમીના ટાલકાં પર તેજ નાલીયર ફોડવામાં આવશે. પાલખીમાં એકઠાં થયલાં નારીયેલનાં અમે લોકોએ મહીનો વેર કોપરાંપાક બનાવીને ખાધા.

કાબુલની હીંદુ રઇયતે પોતાનાં ગોલ મંદીર આગલ સવારી ઉભી રખાવી આરતી ઉતારી એ નામવર તરફ પોતાની અખંડ વફાદારી દર્શાવનારૂં એક માનપત્ર સંસ્કૃત ભાષામાં આપ્યું, જે માનપત્રનો પાછળથી તરજુમો કરાવતાં કવી કાલીદાસના પ્રસીધ્ધ નાટક "શકુંતલા"નો બીજો અંક બોલેબોલ ઉતારેલો માલમ પડયો

(૩૦)

ગોલ મંદીર આગલથી હીંદુ મહાજન તરફનું માનપતર સ્વીકારી બચાની પાલખી સાથની શાહી સવારી હવે શહેરના સૌથી રોનકદાર મુખ્ય ધોરી રસ્તા "પ્લાઝાડ લા નાનખટાઇ" પર આવી પહોંચી. અહીં ગીરદી ઘણીજ અસાધારણ હતી ને લોકનાં ધસારાને અટકાવવા પોલીસને થોડે થોડે વખતે લાઠી ચાર્જ કરવો પડતો'તો. ભેગા થયલા લાખો લોકોના ખુશાલીના પોકારો કાનના બહેર ફાડી નાંખે તેવા હતા. એ ગંજાવર પોકારોની મોહકાણમાં મારા બેઉ કાનમાં દાબીને રૂ ખોસેલો હોવા છતાં મારા જમણા કાનનો પડદો મોટા ફટ કરતા અવાજ સાથે ત્યાંને ત્યાં ફાટી ગીયો ને તેની

અસરથી મને લાગુ પડેલાં થોડાં બહેરાંપણાંથી હું હજુ બી પીડાઉંછ.

લોકોનો આવો અસાધારણ ઉત્સાહ જોઇ લીમજી બી ઉશકેરઇને પાંચ પાંચ મીનીટે બચાને બતાવીને બુમ પાડતો "પાહેલાસ કાય! એ ગણપતી બગીતલાસ કાય!"

લીમજી કાબુલની નાઝનીનોમાં કેટલો માનીતો અને પલોટઇ ગયલો હોશે તે એ પરથી માલમ પડશે કે લીમજીનો હસ્તો ચહેરો જોઇને બૈરાંઓ બચાને બી ભુલી જતાં ને પોતાના નાજુક રેશમી રૂમાલો ને બુરખાઓ ઉરાડી ખુશાલીની ચીચયારી પાડતાં "લીમ, લીમ. આપણો લીમ લાડકો આયો, લીમ દીકરા, તારી બુઢી માયનો તું એકપુરો રોશન ચેરાગ જીવતો રહે! ખુદા તુને અમારે માથે બી કાયમ ને સલામત રાખે! તું તો સર્વે દીલનો આરામ ને આંખની ઠંડક છે!" ને લીમજી ઘણીજ નાઝો અદાથી બાઉ કરી, આ આવકારનો જવાબ આપતો.

એ બધી લેહણાદેવીની વાત છે બા. મારા દમામદાર દેખાવ છતાં બૈરાંઓની બાબદમાં એ કમબખ્ત મને હમેશાં હેંડીકેપ આપીને મારી જાયછ. જ્યારે એની પર આટલાં બધાં ધરાંપરાં ચાલતાં'તાં, ને નાજુક ગુલબદનની ને ગુલાબી રોખસારની નાઝનીનો એના પર મરી ફીટતી'તી, ત્યારે મારી તરફ તો કોઇ બુઢ્ઢુ કે રંડાયલું બૈરૂં બી ઝાંખીને જોતું'તું નહી. એના પર બૈરાંઓ ભલે ફીદા થતાં હોય, પણ મને બી એક સધ્યારો છે કે હું મરદોમાં ઘણો માનીતો છેઉ.

કાબુલના ટાઉનહૉલ આગલથી પસાર થતાં ત્યાંનાં ભેગાં મળેલાં ચાર રેજીમેંટના લશકરી બેંડોએ પોતાનું મીલીટરી મ્યુઝીક વગાડી બચાને સલામતી આપી. મ્યુઝીકના સરોદો કાન પર પડતાંજ, જેમ તોપખાનાનો જુનો રીટાયર થયલો ઘોડો તોપ ફુટવાના અવાજે સમજતાં ટટાર ને તેજી થઈ જાયછ તેમ આ ડાન્સનું મ્યુઝીક સમજીને લીમજીનો પીતો ઉશકેરાઇ આયો, કારણ કે કાબુલ આવવા પહેલાં એણે મુંબઇમાં બાલારામ સ્ટ્રીટમાં પારસી એરીસ્ટોક્રેટીક કલાસના જુવાન છોકરા છોકરીઓ માટે એક ડાન્સીંગ એકેડમી

ખોલી'તી ને ઘણાં ઉંચાં ખાનદાનનાં નબીરા નબીરીઓ એના ઉસ્તાદી હાથ હેઠળ તાલીમ લઇને બહાર પડયા'તા. લહેરે લહેરે પાલખી લઇ આવતા લીમજી પર આ બેંડના મીઠા સરોદોની ઘણી કાતીલ ને ઝનુની અસર થઇ. એનું લોહી ગરમ થઇ ગયું ને એના પગ હવે ડાન્સના Steps લેવા લાગ્યા. એ હવે ખાંધ પર મારેલી પાલખી સુધાંજ કેકવોકનો ડાન્સ કરતો ચાલવા લાગ્યો. મારી તો જીંદગી લડાઇના મેદાનોમાં ને કુસ્તીના અખાડામાં પસાર થયલી હોવાથી, અને ડાન્સીંગના કકા ખખાથી હું બેનસીબ ને બીનમાહીતગાર હોવાથી, મેં તો સાદી રાહદારી સ્ટાઇલેજ ચાલવા માંડયું. અમારી બેઉની મારચીંગ સ્ટાઇલો જુદી પડી જતાં પગલાંની Uniformity નીકળી ગઇ ને પાલખી તો ભરદરયામાં સુકાન વગર તોફાનમાં સપડાયલી કીશ્તીની મીસાલે ડગમગવા ને ઝોકા ખાવા લાગી. અત્યાર સુધી હસતો ચેહરો રાખીને આનંદમાં બેઠેલા બચાને હવે મજબુત દરીયો લાગવા માંડયો. એણે તો ડોકું બહાર કહાડીને ગળું ખેંચીને ઉલટી કરવા માંડી. ઉલટીથી નસોસ થઇને પાછો અંદર તકીયા પર પડયો ને લીમજીને તલવાર ભોંકીને પાછો અસલી સ્ટાઇલ પર ચાલવા ફરમાવ્યું. પણ લીમજીને તો ડાન્સીંગ ઝનુન મગજે ચહડેલું હોવાથી, ને લોકોએ એની આ ડાન્સીંગ સ્ટાઇલ પર ફીદાગીરી બતાવી ચાલુ "એનકોર" કીધેલું હોવાથી વધારે ઉલટથી એણે વૉલ્ટ્ઝ, ફોકસટ્રોટ ને ટેન્ગો પર Steps લેવા માંડયાં.

બીચારા બચાનો અવતાર તો ઝોરીમાં હીંચ ખાતાં બચ્ચાં જેવો હતો. પાલખીના દરેક આંચકા સાથે એ જમણી ડાબી બાજુએ ઉછલઇ પડવા લાગ્યો. એણે હવે અંદર મુકેલું હોર્ન વગારી લીમજીનું ધ્યાન ખેંચવા માંગ્યું.

* * * *

## ગંભીર અકસમાત.

ગમખાર હય કોઇ, ઓર કોઇ ગમગુસાર હય,
સીંગલ ચાહે પીવું તેબી ઉધાર સુધાર હય,
મરનેકો હમ હય, રોનેકો એડીટર નામદાર હય,
પપેટી પર રેસ આવી હવે બેડા પાર હય.

પણ લીમજીએ તો તેને ઇન્જેજનનું એનકોર સમજી વધારેજ ઉત્સાહ ને ઉલટથી નાચવા કુદવા માંડ્યું. બચાએ છેલ્લા ઉપાય તરીકે ધાસ્તીની સીગનલ તરીકે અંદર જડેલી "ઇમરજન્સી ચેઇન"બી ખેંચી જોઇ, પણ ફોકટ. લીમજી એક પગે પોતાનો શોખી કઢાડેલો નવો હીંદુસ્તાની કમાલ ડાન્સ "આરતી મછયા" લહેકો કરીને નાચવા જતા અમારાં બચાંનાં કમનસીબે એનો પગ કોઇ અકકલના ઓથમીરે રસ્તામાં નાંખેલી છાલ પરથી સરી જતાં એ આખી પાલખી લઇને "લુપીંગ ધી લુપ" કરીને છ વાર દુર જઇને તરતનાં ખોદેલા ઉંડા ખાડામાં જઇ પડયો.

બચાએ ધાસ્તીની એક ચીસ પાડી કે "વાલીદે મરહુમ, બહેસ્તનશીન. પપા ડીયર, હુંબી તમારી ગોદમાં બેહસ્તમાં આઉંછ"

ખેંચી પાલખીનો બીજો છેડો મજબુત પકડેલો હોવાથી, હુંબી હવામાં એ ગોલાંટ ખાઇને એની પાછલ ધસડાયો. લીમજીનું છસો બંગાલી રતલનું ભારી ચરબદાર આંગ ખાડામાં પડતા ખાડો ભરઇ ગયો ને એની પર પાલખી સુધાં બચો પડયો ને એ બેઉની ઉપર સુધબુધ ગુમ થયલો જઇને હું પડયો.

પાલખીનું ઉપરનું ખોખું છુટું થઇને બચાનાં ગળાંમાં ઉતરી પડયું. તરતજ ત્યાં દોડાદોડી થઇ રહી. ધાસ્તીનું બ્યુગલ ફુકાંયું ને S. O. S. સાથના અરજંટ તારો ને ટેલીફોનો છુટયા ને એમબ્યુલંસો આવી પુગી ને બચાને ખાડામાંથી દોરડાં નાંખીને ખેંચી કહાડયો. બચો એમબ્યુલંસ સાથે આવેલી ત્રણ નર્સમાંની સૌથી સોનજી જેવી પોઢી જોઇને તેની ખાંધ પર માથું નાંખીને બેસુધ થઇ ગીયો ને પા કલાક વેર ચાંપતા ઉપાયો છતાં અમયો બેસુધ પડીજ રહયો.

લીમજી આ બીજી સ્પેર નર્સના ખભાં પર માંથું નાખીને બેસુધ થવા ગીયો પણ નર્સ તેની ચાલાકી સમજી ગયલી હોવાથી તે હટી ગઇ ને લીમજી બીચારો પથરની લાદી પર પટકઇ પડયો ને સચમુચ બેસુધ થઇ ગીયો, જે રકાસ જોઇને બેસુધીમાં પડેલો બચોબી હસવા લાગ્યો.

લીમજીની ઓખાર લેવા હવે એના મોંહડાંમાં થરમોમીટર મુકી, પણ એ બેસુધીમાં હોવાથી એ વખત બે થરમોમીટરો અંદરના પારા સુધાં ચાવીને ખાઇ ગીયો તેથી છેલ્લાં એની બગલમાં બેરોમીટર મુકીને ઓખાર લેવી પડી. એના ગળાંમાં ત્રણ ચાર પેગ જેટલો બ્રાંડી નાંખ્યો, સ્મેલીંગ સોલ્ટબી સુઘાડયું, પણ એ નુસખાઓ તદન કારગત લાગા નહી ને એ તો ગુમ થઇ ગીયો હોય તેમ પડીજ રહેયો. છેલ્લે મેં પગમાં દહોઢ મહીનાનું ચાલુ પહેરેલું મેલું મોજું સુઘાડયું ત્યારેજ એ તરત સુધીમાં આવીને ઉઠીને બેઠો. બેસુધ આદમી તો શું પણ રૂવાનને મારાં મેલાં મોજા સુઘાડતાં તેબી લાદી પરથી ઉઠીને ઉભું થાય એવી એની બરકત છે. લીમજીએ સુધીમાં આવતાંની સાથે એક મોટી ઉલટી કીધી ને ઉલટીની સાથે પેટમાંથી તપકીરની દાબડી ને એક કુંચીનો જુમખો નીકળી પડયો. જે ચાવીનો ઝુમખો હું આઠ દહારા થયાં બધે શોધ્યા કરતો'તો.

આ અકસમાત ને ગભરાટનો લાભ લઇને કોઇ ચવીતરાએ આગની ખબર આપનારા કેસના કાંચ ભાંજી નાખીને બુંબાઓ બી બોલાવ્યા. બુંબા આવ્યા પછી આગ જેવું નહીં માલમ પડયાથી નાસીપાસ થયલા બુંબાવાલાઓએ ફેરો સફલ કરવા લોકોનાં ટોળાં પર સુઢમાંથી પાણીનો મારો ચલાવી પોતાનો ગુસ્સો ને જુસ્સો ખાલી કીધો. લીમજી તો નફતઇ ચલાવી કપડાં કહાડવા જતો'તો કે આ બાઇનો સાવરબાથં મલેછ તેનો લાભ લઇ લેઉં. પણ મેં એને પબલીકમાં એવી નાદાની કરતાં અટકાવ્યો.

હવે પુર સુધ્ધીમાં આવતાં બચો પોતાને થયલા એ અકસમાતની વાત યાદ કરીને લીમજી પર ઘણોજ ખફા થઇ ગીયો ને બુમ પાડી કે "ગીરફતાર કરો એ ગુનેહગારને, ને એના હાથ પગમાં બેડી નાંખીને એને સેંટ હેલીનાના ટાપુમાં, નેપોલીયન બોનાપાર્ટને કેદ કીધેયો છે તેની પાસેની ખોલીમાં એનેબી ગોંધો ને એને "સી" કલાસના કેદી તરીકે ગણજો. તે ઉપરાંત એને જાહેર રસ્તા પર પાલખી રસતાની ખોટી બાજુએ બેદરકારીથી હાંકવા માટે રૂપ્યા પાંચસોનો દંડબી કરવામાં આવે છે. જો દંડની રકમ વસુલ થાય તો તે પાલખીની કીંમત તરીકે સરકારી તીજોરીમાં જમે કરવી."

શાહનો હુકુમ સમજી સીપાઇઓએ લીમજીને તરત કેદ કીધો ને કેટલાક હેતના કટકા દરબારીઓએ એને ત્યાંને ત્યાંજ કુંદીપાક જમાડવોખી શરૂ કીધો. પણ એ તો નફ્ફટ જેવો હસવા પડયો કે "આજે ઘણે દહાડે સોજી ચંપી થાયછ તે ઘણું કરાર જેવું લાગેછ." એ તો તદન નફ્ફટ હતો, પણ મને તો મારા જીંદગીભરનાં સાથીને એમ જંજીરોમાં ગીરફતાર જોઇને ઘણું લાગી આવ્યું. મેં બચાના પગ પર માથું ઝુકાવ્યું ને આંખમાંથી વહેતાં આંસુઓના વરસાદ સાથે ગગલતા અવાજે લીમજી તરફથી એની તકસીર માટે માફી ચાહી કે, "નામવર શાહ, એની એટલી એક ખતા તું મોટાં દીલથી માફ કર. તું દયાનો દરયાવ ને દીલસોજીનો ભંડાર છે, તો રહેમ દીલથી એના ગુનાહની એને માફી બક્ષ, એણે મુંબઈ ઇલાકાની ઘણી ખરી જેલોનો અનુભવ મેલવ્યોછ ને એ બધી જગાઓમાંથી પોતાના વજનમાં વધારો કરીનેજ બહાર નીકલ્યો'તો, પણ એને સેંટ હેલીનાની હવા એના દમના મરજને લીધે માફક આવશે નહીં. તું જો એ સજા અમલમાં મુકશે તો મુંબઇના પારસીઓની દીલસોજી તું ખોઇ બેસશે. જે બન્યું તે બુરૂં બન્યુંછ, પણ તકદીરમાં લખેલું ને મુકરર કીધેલું લાખ-તદબીરથી બદલાતું નથી.

"હંજારો રંગ દૌરે આસ્માં હરદમ બદલતા હય
નસીબોંકા લીખા લેકીન નહી ઝીનહાર ટલતા હય."

બચાની પુરાણી ખોપરીમાં આ મારી દલીલો ઝટ ઘુસી ગઇ ને એણે લીમજીને તરતજ જંજીરોમાંથી રેહાઇ કરવાનો હુકમ આપ્યો, ને એને ગલે લગાડી એના કપાલ પર મોહબતથી બોસા લીધા. આટલું કરવા છતાં મને તો એની તરફથી જશ પર જુત્યા મલ્યા કે "તું મને હમેશ નડેછ ને મારૂં કંઇબી ભલું થતું હોય તે તું જોઇ શકતો નથી."

અમો ત્રણે જણને ડાકટર તરફથી મલમપટા લગાડવામાં આવ્યા. હવે શાહી દરબારમાં કેમ પહોંચવું, ને પડી ભાંગેલી સવારીને પાછી કેવી રીતે જમાવવી, તેનો અમે લોક વિચાર કરવા પડયા. રાજવંશી પાલખીનાં તો હોજરાં આંતરડાં બહાર નીકળી આવેલાં હોવાથી હવે સવારીનો ખાસ શાહી

હાથી "ચેરાગે હિંદ" હાથીખાનામાંથી લાવવા માટે આદમીઓ દોડાવવામાં આવ્યાં, તેટલાં બચા ને અમે દરબારીઓ ટાઉનહૉલનાં ઓટલા પર સેતરંજીઓ નખાવી પાનની પટ્ટી ખાવા બેઠા.

એ હાથી ઘણા ગંજાવર કદ ને દમામદાર દેખાવનો હોવાથી એને કોઇ મોટા પ્રસંગો ઉપરજ શાહની સવારી માટે બહાર કાઢવામાં આવતો હતો. જીંદગીનો મોટો ભાગ એણે અઇયારસી બેસી રહી ચમન ચમનમાં કહાડયો'તો. એને રોજ લુસર્ન ઘાસ, ઉંચા સરબતો ને ભાવનગરી પેંડા પર રાખવામાં આવતો. એ "ચેરાગે હિંદ" ને એની માય જન્મ આપતાં સુવાવડમાં ગુજરી ગયલી હોવાથી એના બાપે એને ગ્લેક્સો પીવરાવી મોટો કીધો'તો ને એને ઘરમાં બધા "ગ્લેક્સો બેબી" ના લાડકાં નામથી બોલાવતાં. એના ગંજાવર કદ, છતાં એ હાથી સ્વભાવનો ઘણોજ નરમ હતો, ને ઇસ-કોલમાં એ હંમેશ *good conduct* ની સૌથી જાસ્તી માર્ક મેળવતો હતો. પણ બચાએ પોતાના જુબીલીના સરઘસમાં એને બોયકોટ કરી પાલખી વાપરેલી હોવાથી એ જનાવરના દીલમાં બચાની એવી બેપરવાઇથી ઘણો જબુન દાગ બેસી ગીયો'તો. તેથી જયારે હવે એની બારીક મોકા પર જરૂર પડી, ત્યારે એ અકડી ગીયો ને પોતાના માવતની ઘણી સમજાવટ ને મીનતજારી છતાં એણે પોતાની પીઠ પર સુનેરી અંબારી લાદવા દીધી નહી ને એને પકડવા આવનાર આદમીઓને સુંઢના ફટકા મારી લાચાર બનાવી દીધાં.

હાથીની અડી બેસવાની હુજતની વાત સમજી લીમજી તરત ત્યાં દોડયો ને ગ્લેક્સો બેબીને બાજુ લઇ જઇ સમજાવ્યો કે તું મારૂં કહેલું કરશે તો હુ તુંને અમારા મુંબઇમાં વીક્ટોરીયા ગારડનમાં એક ઘણીજ જુવાન ને ખુબસુરત હાથણ છે, તેની સાથ પરણાવી આપશ આ પટાવટની ઘણી સારી અસર થઇ ને ચેરાગે હીદે પીઠ પર અંબારી લાદવા દીધી. ને પછી લીમજી એની સુંઢ પકડીને ચલાવીને લઈ આવ્યો.

લીમજીને મારકીટમાંથી બે ચાર અગતની ચીજો લાવવાની હતી તે યાદ રાખવા એણે બેધ્યાનપણે રૂમાલ પર ગાંઠ મારવાને બદલે હાથીની સુંઢ પર

ત્રણ ગાંઢ મારી દીધા. બચા નામવર આગલ આવી પુગતાં લીમજીએ હાથીને હુકમ કીધો. "તુમારા ચચાકુ સલામ કરો, બેટા." ને હાથીએ હુકમને આધીન થઇ આગલા બે પગ પર ગુંટણમંડીએ પડી શાહને કુરનસ કીધી. બચાએ હવે જમીન પર બેઠેલા હાથીની સુંઢ પરથી ચઢીને અંબારીમાં બેઠક લીધી ને રસાલો કુચના ઓરડરમાં ગોઠવઇ જવા પછી આખી સવારી દરબારગઢ તરફ જવા ઉપડી. શાહી સવારી હવે રાજ મહેલ પર આવી લાગી.

હવે બચો હાથી પરથી ઉતરી દરબાર હૉલમાં દાખલ થયો; ને મોટી ઇઝઝત ને ભારે દબદબા સાથે સરે ગવહરથી મઢેલું હીરાજડીત તાજ પહેરી તખત પર બેઠો. શરૂઆતમાં કાબુલની છોકરીઓની સ્કુલની બાલકીઓએ, એ પ્રસંગ માટે કવી રવીનદ્રનાથ ટાગોરે ખાસ જોડેલી ગરબી ઓરગન પર મારા ને લીમજીના તંબુરાના એકમપનીમેંટ સાથ ગાઇ સમંજાવી.

## (૩૧)

ગરબી ગવઇ રહયા પછી વડા વજીર ગ્યાસુદીને પાંચ વરસના રાજ અમલનો, ને તેમાં થયલા સુધારા વધારા સાથનો રીપોર્ટ જેને એણે "બચા સાકુની બાકી સાકી" યાને ગુઝસ્તે પાંચ સાલના ઇન્તેખાબનું નામ આપ્યું'તું તે વાંચી સંભળાવ્યો. રીપોર્ટનું ભાષણ હદથી જ્યાદા લાંબુ થવાથી, ઓડીયંસની ધીરજ ખુટી ગઇ. તે બધેથી બુમ પડવા લાગી કે "ગ્યાસુદીન બેસી જાવ! ગ્યાસુદીન બેસી જાવ! આય કંઇ કાવસજી જહાંગીર હોલ નથી; માથું ભેજું ના ખાવ!" પછવાડે બેઠેલાઓએ ઘણી વખત દગલો બી ખેંચ્યો પણ ઉલટમાં આવેલા ગ્યાસુદીને ટાહેલું ચાલુજ રાખ્યું, એટલે બચાની ઇસારતથી એની પછવાડે ઉભેલા પહેરેગીરે ગ્યાસુદીનના માથામાં બાંબુનો ફટકો મારી બેશુધ્ધ કરી એને ડપટ પાડયો. હું ઇચ્છુંછ કે મુંબઇના પારસી પ્લેટફોર્મો પરબી એવી રીતનું ભેજાં દુખણ કરનારાઓપર બી આય રામબાણ ઉપાય અજમાવવામાં આવે.

બચાએ હવે પોતાના વફાદાર નોકર અને ખીદમતગારોને તેઓના દરજ્જા મુજબ બક્ષીસથી નવાજ્યા. મારે ફાલે એ નામવર તરફથી એક ઉંચો અરબી ઘોડો ને લીમજીને ફાલે એક જાફરાબાદી ભેંસ આવી, જે અસીલ ભેંસે પાંચ મીનીટમાંજ બે વખત લીમજીને સીંગરૂં મારીને ખુરસી પરથી ઉઠલાવી નાંખ્યો, મેં ને લીમજીએ વલતાં નજરાણાં તરીકે મુંબઇથી અરજાની સુખડવાલાને ત્યાંથી મંગાવેલાં ઉંચા મલબારી સુખડનાં પાટીયામાંથી ઘડાવેલું ને હીરા મોતી ને પોખરાજથી મઢી લીધેલું એક સુંદર full size નું કોફીન ભેટ આપ્યું.

મીજલસીઓને હવે પાન ગુલાબ વહેંચવામાં આવ્યાં, જેની સાથે કીટલી કીટલીએ ચાલીસ રૂપ્યે તોલાનું ઉંચું ઇસતમબોલી અતર વહેંચવામાં આવ્યું. લીમજીએ એ મોંઘા અતરનો લાભ લેવા પાઘરીના ગાભામાં એક મોટું સ્પંજ મુકી રાખ્યું ને અતર વહેંચનારા આવતા ત્યારે કપરાં પર લગારવાને બદલે તેને પાઘરીમાં અતરની ધાર નાખવા બહોંસ કરતો. એણે સ્પંજમાં એકઠું થયલું એ બધું અતર નીચવીને બાટલીમાં ભરી લીધું. ને પોતાની એવી નીચઇના બચાવમાં બોલ્યો કે મંચા, મને જનમ્યો ત્યારથીજ અતરનો ઘણોજ હદ બહારનો શોખ. હું નાલ્લો ઉતો ને ઝોરીમાં સુતો'તો તારે બી ઝોરી નીચેની તસમાં અતર નખાવી રાખનો'તો ને તેની મધુરી લંપટમાં આશાયસથી ઉંઘઇ જતો. હું અતર રૂમાલ પર છાટું તો છાટું પણ પાંઉની કાતરીપર બી લગારીને ખાંઉ કે આખું ઘેર બહેક બહેકી રહે. ને આજુબાજુથી ભારતની બુચીઓ બી એની સુગંધથી ખેંચાઇ આવે.

હવે એ બખતાવર મેહફીલમાં નાચ રંગ ને શરાબનો દોર જારી થયો. શાદી રામશની ને ઝલકાટભરી રોશનીથી તે પાદશાહી મીજલસ જીન્નત યાને બહેસ્તના બાઝાર સરખી બની રહી. તે મજલીશમાં રૂપાનાં બદનની સાકીઓ

---

ગોલાબી રંગના શરાબથી નામદારી ભરેલા ખુઝોર્ગ ને દાનેશમંદ દરબારી ને મજલસીઓની યાકુત ને મોતી જડેલી જામો તર કરતી હતી. તથા ખુલખુલી રાગની દીલકશ રામસગીરો દીલને ખુશ બનાવનારા મોહબતી ગાયનોના મસતાન પોકારો ઉઠાવતી હતી.

* * * *

## કચેરીમા કચરો.

એ નસીપે અય દીલ તું અબસ રોતા હય કયું,
કભી છત્તર પલંગ પર કભી ફુટપાથ પર સોતા હય કયું,
ખ્વાબે ગફલતસે તું બેદાર નહિ હોતા હય કયું,
નાટકમાં દુરબીનથી બૈરાંઓને જોતા હય કયું.

પહેલવાનો, લશકરીઓ અને અમલદારો લાલાફામ શરાબથી તર થયલી જામો નોશ કરી મગજને કેફથી મસ્ત કરવા લાગ્યા. તે શરાબ નામનાર શાકીઓના ગોલાબ મીસાલના હસ્તા ચેહરાથી તથા તેમની લટકમટક ચાલથી મજલસીઓના દીલ એટલા તો જોંક ને જોશમાં આવી ગયાં કે શરાબની જામો તેમના દસ્તમાં ઠરી શકવી મુશ્કીલ થઇ પડી. પણ એ કરતાં વધારે કલેજાં ઉછલાવનારી ને હઇયા ધપકાવનારી નાઝનીનો તો ત્યાં નાચ રંગનો હુન્નર બતાવી રહેલી દીલખુશ પરીપયકર ચેહરાની રામશગરો હતી, જેમના ખુલખુલથી ઝીયાદા બુલંદી ધરાવનારા રાગના શરોદો, તેમના લાલાના ચમન સરખા ચેહરા સાથે મલીને શરાબથી મસ્ત થયલાં દીલ તથા કેફથી ચકચુર થયલાં મગજમાં મોહબત તથા લાગણીના જોસ્સાઓ ઉશ્કેરતા હતા.

શરાબનો દોર મીજલસમાં પુર છુટથી ઉડવા લાગ્યો. લીમજીને વરસના ત્રણસો પાંસઠ દાહડા ફકત ગામઠી મોવરાં પરજ શુકરાના કરવા પડતા હોવાથી આજે ખોદાબખસ મલતા બ્રાંડી, વીસકી ને ચંપીનનો એણે બેઅંદાઝ લાભ લીધો, ને ધણોજ જલદીથી હોસફરામોશ ને ચીકાર થઇ ગીયો. મજલીસનો તરીકો ને મેહફીલની અદબ તેમજ બુઝોરગો તરફની મુરવત ભુલી જઇ એ

મસ્તી પર ચઢયો ને બધાં સાથ ઘણી બેઅદબ છુટ લેવા લાગ્યો. બચાની આ શાહી દરબારમાં ખાસ ઇજનથી પધારેલા અરબસ્તાનના સુલતાનના માનવંત એલચી ગાઝી હારૂન-અલ-રશીદની કોલાહ પર એણે ઘણાં ઝનુનથી એક મપારો ઝારી તેની ઝરીન કોલાહ ફાડી નાંખી ને પોકાર મારયો કે તું તે ઝાલીમ કોમની અવલાદનો છે જેણે મારા મશહુર ને પવીત્ર યાદના કદીમ નયાગાન યઝદે-ઝર્દને નેહાવંદની લડાઇમાં શીકસ્ત આપી તખ્તો તાઝથી મોહતાઝ કરી નાંખી તેને ઘાતકી બેરહમ મોતથી ઠાર કીધો, ને જાહોજલાલી પામેલા મારા બુલંદ ઇરાની ટોલાની ને તેઓના પાક મઝહબની ખુવારી કીધી! નેહાવંદના જગની તે હીણપસ્તી ભરેલી હારનું વેર તે કદીમ ઇરાની ટોલાંનો એક નબીરો આજે તે આરબોની એક અવલાદ પર લઇ ને શીકસ્તની બેઇઝતી દુર કરશે!

મેં લીમજીને સમજાવ્યો કે "યઝદેગર્દ શહેરયારના ફના થવાના ગમખાર બનાવને બારસો ઉપર વરસો થયા ને હમણાં રહી રહીને તેનું વેર શાંતું લેવા માંગેછ. એ બેજાલત ભરેલી ગઇગુજરીની ગમખાર યાદ પર હવે તું હમેશનો ડ્રોપસીન નાંખ.

લીમજીએ કબુલ કીધું કે બારસો વરસનો એ પુરાણો કીસ્સો હતો પણ નેહાવંદના જંગની વીગતો એણે ગઇ કાલેજ મનસુખના "ગંજે શાયરાન"માં વાંચી'તી ને તેથી એનો પીતો ઉશકેરઇ આયોછ.

બીચારો હારૂન-અલ-રશીદ તો પોતા પર આવી પડેલી આ નહી ધારેલી તવઇથી દઘઇજ ગીયો. એણે સેતાન ડાબો કરવા લીમજીને સમજાવ્યું કે એ ઘણો પુરાણો કીસ્સો ને જુની કેરીયત છે. તે કમનસીબ બનાવ સાથ કે યઝદેઝર્દના દલગીરીભર્યાં મોત સાથ મને કંઇ બી સનાન સુનક નથી. હું

એ અકસ્માત માટે બીલકુલ બેગુનાહ છેઉં, તો શા માટે આપણે બેઉએ એ પારકી પંચાત માથે વોહરી લઇ આ ખુશીની ને શાદમાનીની મીજલસમાં વેરઝેરનો કતરો આમેજ કરવો જોઇયે, માટે ઓ ગુમરાહ ને ઉછાછલા જવાન મારી સાથ સેકીન કરી દોસ્તી કરી નાંખ.

પણ છેરાયલો લીમજી સમજે શાનો ?

"શું ? દોસ્તી ને મોહબત ને તેબી એક દુશમનનાં બચ્ચાં સાથે ? કદી નહી ! ઓ મારા યઝદેઝર્દ પાદશાહના ખુની ! હું તુંને તારા લોહીની નદીમાં મછીની માફક તરતો જોવશ ! તારૂં ડોકું ઉડાવી તેનાથી Polo રમશ, ત્યારેજ મારી કીનાની આગ બુજાશે ! યઝદેઝરદ આરબોને હાથ હારતે નહી તો અમે પારસીઓ હીંદુસ્તાનમાં હારમાર થવાને બદલે હજુ બી ઇરાની બગીચાઓમાં ગુલાબનાં ઝાડ નીચે બેસી દારમ ને અંગુર ખાતા જઇ બુલબુલોના શીરીન ગાણાં સમજતા હોતે. અમારા કમરમાંથી વલી ગયલા જુવાન બેસકી પોરયાઓના હાથમાં હમણાં ટેનીસ ને ક્રીકેટના બેટોની જગાએ ગુરજ ને શમશીરો હોતે, ને અમારી બૉબ્ડ બાલવાલી ગાલ કલર કરતી ઇતરટચાક પોરીઓ પીકેટીંગ ને પરભાતફેરીમાં રખડવાને બદલે ગોર્દાફ્રીદની માફક દુશમનો સામે કીલ્લાનો બચાવ કરતી હોતે. ઓ કમતાલેના આરબ જવાન, એ પ્યારા શાહનું ખુન ને તેની હારની બેઇઝતીનું વેર લઇ દુન્યાના લોકને બતાવવા માંગુછ કે એક પારસી બચ્ચો હજાર વરસ પછી બી પોતાને લાગેલી હીણપસ્તીનું વેર લેવા ચુકતો નથી."

આ બધી તાણાજાણીથી આટલો વખત ચુપ બેઠેલો હારૂનરશીદ હવે છેડાયો ને એણે શમશીર મ્યાનમાંથી ખેંચી કહાડી ને પોકાર કીધો. "ઓ નાદાન બેઅદબ છોકરા ! તારૂં મોત તને આજે આ ખુશીની મીજ-લસમાં ખેંચી લાવ્યુંછ. તને બારસો વરસ પર મારયા ગયલા એ તારા યઝદે-ઝર્દ શાહનું એટલું બધું લાગેછ ને તને આરબો પર કીનાની કમરજ કસસીછ તો હવે શમશીર હાથમાં લઇ મેદાને પડ ને જો કે આ ફરતું આસમાન કોણને યારી આપેછ ને ફતેહમંદીનું તાજ પહેરાવેછ !"

જુબીલીની ખુશાલીની મીજલસમાં આ મીસાલ મીનાકેસીનો ખતરો પડતો જોઇ હું એ બંને હરીફો વચે ધસી ગયો. "શાંતી, શાંતી, ઓ નાદાન છોકરાઓ! જુબીલીની સરફરાઝી ભરેલી દરબારને શું તમે કુસતીનો અખાડો બનાવી તેની ઇઝઝત ઉતારી પાડવા માંગો છો? દુન્યાની તમામ કોમો જયારે જુના ઝઘડાઓ ને પુરાણા વેરો ભુલી જઇ એકમેક સાથ દોસ્તીનો હાથ લંબાવી રહીછ ત્યારે પારસી ને આરબ કોમના તમે બેઉ સપુતો તમારી એ ઉછાછળી ચાલથી એ સુલેહને ચાહનારી કોમોમાં નવેસરથી લડાઇ ને અદાવત પાછી ચાલુ કરવા માંગો છો? યાદ રાખજો કે જો એમ થયું તો એનાં છાંટા યુરોપ ને અમેરીકાનેબી ઉડશે ને દુન્યામાં નવેસરથી ખુનખાર જંગ ને રસ્તાખેઝ જારી થશે કારણ કે એક વખત પારસીઓનું અસલી લડાયક લોહી ઉશ્કેરાયું તો એ કોમનો એકએક નવજવાન વેપાર ધંધો નોકરી બધુ છોડીને મયદાને જંગમાં ઝીપલાવશે. ને છોકરીઓ બધી એમબ્યુલંસમાં ને હોસ્પીટલ નર્સ તરીકે બહાર પડશે. મહાતમા ગાંધીજીએ સુલેહનો સબક આપી હમણાંજ બે મોટી કોમો વચે દોસ્તી કરાવીછ તો તમોબી વેરઝેર ભુલી જઇ ઇન્તેકામ ને કીનાની આગ પર સુલેહનું પાણી છાંટો, નહી તો જયાં સુધી તમે દોસ્તી કરશો નહી ત્યાં સુધી હું **અપવાસ પાલીને એ સમાધાની ખાતર મારો જાનબી આપી દેવશ."** મારી કાકલુદીની ધારેલી અસર થઇ ને લીમજી ને હારૂનરશીદ તલવારો ખુણામાં ફેંકી દઇ એકેકને બંગલગીરી કરી સાથે મગોલના હોટલમાં ચા પીવા ગીયા.

## (૩૨)

મીજલસ જયારે નાચ ગાયણ અને રંગરાગના પુર બહાર ને જોશમાં હતી ત્યારે અયવાને ખાસની બહાર ચોકી કરતો ચોબદાર દરબારમાં દાખલ

થઇ લાલ વાવટો હીલાવી બચાને મુગા રેહવાની અરજ કરી કુરનસ બજાવી બોલ્યો, "અય ખુદાવંદે રૂએ ઝમીન, આપણી દરગાહના દરવાજા પર એક ખુબસુરત એલચી આવી ઉભોછ ને દરબારમાં હાજર થવા ને તારી કદમ-બોસી કરવાની ઉમેદમાં તારી ઇઝાઝતની રાહ જોતો ઉભોછ. જો રજા હોય તો એને આલા હજુરની ખીદમતમાં પેશ કરૂં."

બચો બોલી ઉઠયો "એલચી શું ને વાત શું! મેં કોઇ એલચીને બોલાવ્યોજ નથી; છતાં જો એ એલચી સાથે કોઇ ખુરખાવાલું મઘમઘતું લવંગ હોશે તો જરા સોવઇ જશે."

લીમજીએ વચે ટાપસી પુરી. "એ એલચી બેલચી કોઇ નહિ હોશે. એ તો આ મેહફીલની રઉનકમાં વધારો કરવા ને નાચગાણાંની રંગતમાં ઝમક લાવવા મેં તબલચી બોલાવ્યોછ તે હોશે. ચોબદાર એના હાથમાં કંઇ તબલા બબલા છે કે?"

ચોબદારે ઝુકીને જવાબ આપ્યો "નહી સાહેબ, તબલચીબી નથી, ને બબરચીબી નથી. આય તો આપ નામવરના દુશમને જાન કાદીરબેગ તરફથી શાહી રૂકો લઇને ખાસ એલચી આવ્યોછ."

બચાએ ફરમાશ કીધી કે બા માનોઇઝઝત સીતાબીથી એને મોરૂં દહી ખવરાવી જમણો પગ પહેલો મુકાવી દરબારમાં દાખલ કરો. અહીં વડા વઝીર ઇમામુદીને ઉઠીને મુજરો કરીને કહયું "સાહેબ આવા ધરાધરી ને પકડાપકડીના વખતમાં કોઇબી બેગાના શખસને એમ દરબારમાં ધુસી આવવા દેવો લાઝીમ નથી. કાંય નહી એલચીના છુપા ડ્રેસમાં એ કોઇ તમારા માંગનારા તરફથી વખત પર ટાંચ મારવા આવેલો બેલીફબી હોય. કાંય નહી એ C. I. D. નો ઇન્સપેકટર હોય. હમણાં તમે મહેલમાં બકેટ શોપ ખોલીને રેસની બેટીંગ લેવોછ તે પોલીસ કમીશનરે એને સુંધારા લેવા મોકલ્યો હોય.

બચાએ એ ધાસ્તીને હસી કહાડી કે મેં તો બે મહીના થયા નાદારીમાં નામ નોંધાવ્યુંછ તે મને માંગનારાઓથી બીહવાનું શું છે. ને બકેટ શૉપમાં તો મોટાઓનો બી ભાગ છે એટલે ધાસ્તી જેવું કંઇ નથી.

શાહના હુકમથી હવે એલચીને અંદર બોલાવવામાં આવ્યો. એલચીની કદાવર બાજુ, એના ઝલકતા દીદાર તથા એની બાહતાબી પેશાની એને કોઈ ઉંચ બુન્યાદનો નબીરો હોવાની ગવાહી આપતા'તા. તોપખાનાની રેજીમેંટના ઓફીસરનો બલુ પાજનો એણે યુનીફોર્મ પહેરયો'તો, ને લડાઇના તમામ જીવલેણ હથીયારોથી એ સજ થયો હતો તે એટલે સુધી કે કમરના પટામાં પાંઉ કાપવાની મોટી છરી ને બાટલી ખોલવાનું કાકઇસક્રોરૂંબી લટકાવ્યું હતું. એણે માથા પર બઇરાંઓની ચાંદીના હાથાવાલી એક રેશમી છત્રી ઓઢી હતી. તે જવાંમરદે આવતાંને વાર પોતાનું સરોવરના ઝાડ કરતાંબી સીધું બદન નમાવી શહેનશાહના તખતના પઇયાને પોતાના ગુલલાલા જેવા લાલ લબોથી બોસા લીધા. તખત તરતનું રંગેલું હોવાથી ને ઉપર "તાજો રંગ" છે એવી નોટીસનું પાટયું લગાડતાં ભુલી ગયલા હોવાથી એનું મોઢું રંગે ભરઇ ગીયું જે થુંકી નાંખીને એ શીરીન ઝબાનથી બોલ્યો—

"રોશન તેરે દીમાગકા અયસા ચીરાગ હો,
ખુરશીદસેબી બહડકે તું રોશન દીમાગ હો,
ફુલે તો શીકલ લાલાયે, દીલમેં ન દાગ હો,
બાગે જહાંમે સુરતે ગુલ બાગ બાગ હો."

"નામવર બચા, ખુશાલી હોજો તારી પર હમેશ શીદા. દીલ તારૂં રેહજો હમેશ ગમ મુસીબત ને ફીકરફવચથી સાફ." એ કંઇ વધુ બોલે તે પહેલાં લીમજી ચીત્તા વાઘની મીસાલ છલાંગ મારીને ખુરસી પરથી કુદયો ને બુમ પાડી "સાહેબ, એ એલચી હોય કે લવંગ હોય, કે કાથો ચુનો હોય, પણ એ લાંબી ટુંકી વાત કરે તે પહેલાં એ બેઅદબ પાસ છતરી બંધ કરાવો. આપ નામવરને આપની બુઝોરગી પામેલી આ માનવંત દરબારનું એ એક ખુલ્લુ અપમાન છે. આપ નામવરની સનમુખ છતરી ઓઢીને ઉભા રહેવાનો હક ફક્ત ત્રીજા વર્ગના ઠાકોરો, નવાબો ને બારડોલી ને દખણના સરદારોનેજ મલેલો છે.

ગુસતાખી કરે કોઈ ને દરબારમાં ઓઢે છતરી
મુંગો હું બેસું નહી, ધોઇ નાખુ એની છતરી પતરી"

એલચી તો એક તરાહેત આદમીની આ મીસાલની દખલગીરીથી છેડાઇ પડયો. "બેસ બેસ, મોટો છતરી બંધ કરાવનાવાલો આયોછ. તું ફુજ્જું તો શું પણ તારો બાપ ને બપાવોબી આવીને સમજાવે તોબી આ મારા ઓધાની ગવાહી પુરતી છત્રી બંધ નહી કરૂં. મારા એલચીના ઓધાની રૂએ છતરી મારા યુનીફોર્મનો એક ભાગ છે. ૧૯૩૦ ની પેરીસમાં ભેગી મલેલી Depressed Class World International Conference ડીપ્રેસ્ડ કલાસ વર્લ્ડ ઇનટરનેશનલ કોનફરંસ—માં ચીનાઇ પ્રતીનીધી બે-ફુ-હાબ-થુની દરખાસ્ત પરથી ને ઝેકોસ્લાવીયાના એડવાઇઝર મી૦ "બસ કરો" ના ટેકાથી સરવાનુંમતે ઠરાવ પાસ કરયો'તો કે એક એલચી બીજા રાજકર્તા સામે છત્રી ઓઢી ઉભો રહી શકે" ને પોતાના એ બોલવાના ટેકામાં એણે ગજવામાંથી ચોપડી કહાડી કલમ છઠી, ખડીયો સાતમો વાંચી સમજાવ્યો, પણ લીમજી બચો કંઇ એવી ભપકીથી ખાંડયો જાય તેમ હતું નહીં. એ બી કેઠો ભાવનગર રાજ તરફથી કંઇ ડજનેક વખત લીગ ઓફ નેશન્સની મોટી મીટીંગોમાં જઇ આવેલો હોવાથી એણે ૧૯૩૨ ની લીગ ઓફ નોનસન્સની જીનીવાની બેઠકના ઠરાવોની ચોપડી કહાડી કલમ અઢારમી પેટા વીભાગ "ખ" વાંચી બતાવી ખાતરી કરી આપી કે એવા સંજોગોમાં એલચીની ઓઢવાની છત્રી હાથીદાંતના હાથાની ને બાવન સલીયાવાલી હોવી જોઇયે. જ્યારે હાલના કેસમાં છત્રીનો હાથો બાંબુનો હોવાથી ને સલીયા ફક્ત ઓગણચાલીસ હોવાથી લીમજીએ કાયદો પોતાની તરફેણમાં હોવાથી એલચીની છત્રી પર લાકડીના ફટકા મારી તે બંધ કરવાની એને ફરજ પાડી.

તકરારમાં થયલી હારનો ગમ ભુલાવવા એલચીએ ગજવામાંથી ચાંદીની કહાડી એ કોકેનના પડીકાં ફાકી ગીયો ને ઉપરથી અરધો રતલ અફીણુ બચર ચાવી ગીયો ને એ અડમરી ખાઇને તાઝીમ બજાવી. "અય બખ્તના નામવર બચા, તારી હાજરીથી દુન્યાનો સેતારો હંમેશ બુલંદ બ્તાવર હોજો. હું પાક દિલના પાદશાહ કાદીર બેગનો એલચી છેઉં ની તરફથી આ નામું તુંને હાથોહાથ પુગાડવા વીઝર લોકલમાં જ્ણુલથી કાબુલ આયોછ. આ રક્કો તે રૂક્કો." કરીને એણે સેંચાના નારાં બાંધેલી એક રેશમી કોથરી બહાર ખેંચી કહાડી ને ગાંઠ છોડીને ર કેળનાં પાતરાંમાં લપેટેલો રૂક્કો બહાર કાઢયો ને તે સુનાના ચીપીયાએ l ગુંડણુમંડીએ પડીને શાહના હાથમાં આપ્યો.

રૂક્કા પર કાદર બેગના પગના અંગોઠાતું શાહી સીલ સીમેંટ ચીટકાવેલું ાથી બચાના હુકમથી તે હથોડીએ તોડવામાં આવ્યું ને અંદરથી સાત ા ભરીને ફારસીમાં ટાઇપ કીધેલું કાગળ નીકળી પડ્યું. કાગળ વાંચતાંજ ો મોત જેવો ધીકકો પડી ગીયો. એણે કાગલ સીધું પકડીને વાંચ્યું, પછી ું પકડીને પાછું વાંચ્યું, પછી આરું પકડીને વાંચ્યું ને વાંચ્યા પછી એના જતા હાથોમાંથી રૂક્કો નીચે સરી પડયો ને બચાએ એક ઉંડી હાય મારી ટેથી બુમ પાડી. "બસ બંધ કરો, આ નાચગાણુંની અયશો અસરત. ંધ કરો, એ ખુશાલીના નગારાનાં અવાજો. તેને બદલે માહેતમ કરી છાતી ટો. મહેલની ઝગમગતી રોશની બુજવી નાંખી અંધકાર ફેલાવો, ને ાણીપીણીના ચુલા પર ચઢેલાં તપીલાં ઉંધા કરાવીને ગટરમાં ઢોળાવી નાંખો. ખુશાલીનો એકબી અવાજ, શાદમાનીની એકબી નીશાન અહીં મોજુદ રહેવી જોઇતી નથી. મારી કંગાલ જીંદગીની સૌથી નહેસ્ત ઘડી છે. અય વઝીર દ તદબીર, આ હુકમ પર સીતાબીથી અમલ કરો. આ શરાબનાં ચમકતા ચીલોરી સીસાઓ તોડી ફોડી નાંખો. પેલી પુલાવના ખદખદતી દેગોને ઉંડા ખાડા ખોદીને દાટી દેવ. આજે કોઇએબી અન્નપાણી હોઠ પર મુકવું હરામ છે." કરીને બચો ડગલો ફાડી નાંખવા ને માથાનાં બાલ પીખવા લાગ્યો. સારી

રબાર આ એકાએક આવી પડેલી આફ્તથી, આ બદલઇ ગયલાં વાતાવરણથી ધઇ ગઇ ને આંખપાણી કરવા લાગી.

લીમજી પોતાના શાહની મુશકેલીમાં દીલસોજી બતાવવાને બદલે બબડવા બેઠો "એ શું નરમ ઘી જેવી વાત લાવ્યોછ. અહીં બધા શાહી ઝીઆફ્તને ભરોસે બબ્બે દહાડા થયા જોલાબ લઇને અરધા થઇ ગીઆછ ને એ ઠંડે કલેજે તપીલાં ઉંધા વાળવાની શું ઇડીયટ જેવી વાત કરેછ. એ ભુખે રેહવાની ને અપવાસ કરવાની આદત મહાત્માઓને શોભે. ભલા આદમી પહેલાં જરા પેટ ભરીને જમી લેવા દેય તો પછી રડવા બરવાનું વધારે જોર રહે."

વડા વઝીરે બાદશાહને કોલનવોટર સુંઘાડી હુસ્યાર કીધો ને પટાવીને પુછ્યું "સરફરાઝ સરદાર, એ કંગાલ કાગળમાં એવી તે શુ ખાનાખરાબીના નાહેસ્ત સમાચાર છે કે વાંચતાંની સાથેજતમારા બહેસ્તી બાવાના નામની પોક મુકોછ. શું તમુને કોઇએ નનામું કાગળ લખીને ગાલ-ગલોચ કીધીછ કે બોંબથી ઉડાડી દેવાની ધમકી આપીછ."

લીમજીએ અક્કલ દોડાવી કે કદાચ ચલણી રૂપ્યા તરફનું કાગલ હોશે કે મને તાકીદે આવીને મલી જજો. તમારા રાજ સાંમે ઘણી ગંભીર ફરયાદો મારી પર આવીછ. તેની મારે જાતે તપાસ કરવીછ."

બચાએ રૂકકો હવે લીમજીના હાથમાં આપ્યો. "લે દીકરા લીમજી, એ નહેસ્ત નામું તુંજ હાઝીરાને દરબારને વાંચી સંભલાવ કે એ લોકના બી સીના મારી માફક કીનાની આગમાં જલે."

લીમજીએ એ નામું ધડકતી છાતીએ, લથરતી જીભે ને ધ્રુજતા હાથે વાંચી સંભલાવ્યું. એ હીણપસ્તી ભરયાં કાગલની કલમો વંચાતી'તી ત્યારે શાહી

અયવાનમાં મોતના જેવી ગંભીર ચુપકીદી ફેલાઇ રહી'તી ને એક તીજોરી પડે તો તેનોઅી અવાજ સમજાય એટલી હદ સુધી ત્યાં શાંત ને ચુપચાપ હતું. કાગલનો સાર નીચે મુજબ હતો.

"અઝીઝ બીરાદર ને પ્રીય વડીલ બંધુ બચાઝી, બાઅદ અઝ સલામ લખવાનું કે આ ફરતા દગાબાઝ રંગીન આસમાને હમેશાં કોઇને બી એક સરખી હાલતમાં રાખ્યો નથી. દુન્યા દોરંગી છે, પઇસો ટકા ને દોલત ફાની છે. સાથે કોઇ ચીઝ આવનાર નથી. પેલો રાજકવી પીરોજ કહે તેમ—

"સઘળું અહીં જેમતું તેમ પડયું રહેવાનું છે
ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે."

તારા તકદીરનો સીતારો પુર ઝલકથી ચમકી હવે હંમેશને માટે અસ્ત થવાની અણી પર છે. તું બીરાદર દાનાવ ને સમજુ છે, એટલે તું જાણી શકશે કે જેમ એક મ્યાનમાં બે તલવાર રહે નહી, જેમ એક ગેઆનમા બે રૂવાન સમાય નહી, જેમ આસમાનમાં બે સુરજ સામટા હોઇ શકે નહી, તેમ કાબુલ જેવા શહેરમાં બે શાહેનશાહ રાજ કરી શકે નહી, તું દાનાવ બાપનું દાનાવ ફરઝંદ છે તો તું સહેજમાં સમજી શકશે કે તું રાજની ફીસ્તી કેમ હંકારી શકે? એમાં વાંધાવીસ્તી પડયા વગર રહેજ નહી ને તું નહી ચેતે તો તારી હસ્તી બી પ્રાસ્તીમાં આવી પડી નીસ્તીમાં ફેરવઇ જાય. માટે તારૂ ભલું ચાહનાર તરીકે હું દરખાસ્ત કરૂં છ કે તારા શાહી મહેલો ને તાજે તખ્ત મને સપુરદ કરી દેવાં. હું તારે માટે મગોલોની ધરમની ચાલીમાં રહેવાનો બંદોબસ્ત કરી આપશ. મંહેલમાંના સામનમાંથી ફક્ત તને બાંગુની ટીપઇ, ભાંગેલા બારણાવાલી કાચની કબટ ને હુવાલ નાંખવાનો ચોડો આપવામાં આવશે. શાહી ખઝાનામાંથી તને મહીને ત્રીસ રૂપ્પાનું પેનશન બાંધી આપવામાં આવશે.

મારી વાજબી દલીલો છતાં બી જો મારી અરજ કબુલ નહી થશે તો કાબુલ પર ચઢી આવવાની ફરજ પડશે. પછી તો આનડામાન સીવાય તારો છુટકોજ નથી. હું જાણુંછ કે તું તારા પેલા બે ખાંધયાઓ ને પારસી પહેલવાનો મંચુ–લીમઇ પર ઘણો ફુંફાં કરેછ ને કુદકા મારેછ પણ એ બીચારા બુદ્ધાઓ "ઓકાસાની ગોલી ખાઇ ખાઇને કેટલો વખત બહાદુરી ને હીંમત ટકાવી રાખેછ" તે જોવાનું છે. તું જો નાદાની કરી મારી તાબેદારી ને સુરબ્બીગીરી કબુલ નહી રાખશે તો હું તુંને બેઇઝત ને ખુવાર કરશ ને તારા બે પારસી પહેલવાનોની દહાડીએ મારાં બુટ સાફ કરશ.

તા૦ ક૦ દલગીર છેઉં કે લાલ મરચાંની ભુકી નાંખેલા કરી ચાવલ ખાઇને લખવા બેઠેલો હોવાથી કાગલ ધારવા કરતાં ઘણું તીખું તમતમતુ લખાયુંછ."

નામાના આખેરી ભાગની અપમાનભરી ભાષા ને બેઅદબ લખાણથી ગુસ્સા ને કહેરની આગમાં જલતા લીમજીની આંખમાંથી આતશની ચીંગારીઓ ચોતરફ ઉડવા માંડી ને નજદીક બેઠેલા બે ત્રણ દરબારીઓની ઝાડુ જેવી દાહડીઓ ચચરાવી મુકી. નામું વંચાઇ રહયા બાદ બચાએ તરાર દઇને કપાલ પર જોશમાં હાથ મારયો ને છાતી કુટનો બોલવા લાગ્યો "હું ઇચ્છુંછ કે આ ચકરડી મીસાલ ગોલ ફરતા નાપાયદાર આસમાન નીચે હું આ તખત પર બેસવાને બદલે નાટકનો તખતા પર નકલી રાજા બન્યો હોતે તો આજે મને તકદીર એમ પેટ ભરીને રડાવતે નહી. અફસોસ, સદ હઝાર અફસોસ કે આ બેઇઝતી, આ હીણપસ્તી જોવા હું જીવવા પામ્યોછ. હાય! નસીબ!

"જીગર મારૂં ચાક થયુંછ કઝાના તીર કમાનથી
ફરયાદ ઉઠાવવી પડે છ મને ઉંધી ચાલના આસમાનથી."

એને સધ્યારો આપવા મેં ઉઠીને અદબથી જુકીને કહયું. "અય અન-જુમનના અકબર, લસ્કરના શુરાં સરદાર, અય ક્યાની પાદશાહોની યાદ્દગારીના રોશન ચેરાગ, લાઝીમ નથી તું જેવા સરફરાઝ શાહને કે આ મીસાલ તું ગમ ને અંદેસાથી તારાં શાહી દીલને પઝમુરદે કરે. દુન્યામાં રાહત ને રંજ સરખે હીસ્સે ઇન્સાનને નીરમાન થયલું છે. જેમ સુબ્હ પછી દહાડી આવેછ, જેમ નવરોઝ પછી પતેતી ને લગન પછી અશ્વરશી આવેછ, તેમ સુખ પછી દુઃખ ને દુઃખ પછી સુખ ચાલ્યુંજ આવેછ. શાદમાની કોઇની બી જાવેદાની રહી નથી. તુંજ દરયાફ્ત કરની કે તારેજ હાથે બીજાઓનો શું કુતરાં જેવા અવતાર થયો.

હરરોઝ એક વઝઅપે રંગે જેહાં નહી
વો કોનસા ચમન હય જીસમે ખીઝાં નહી
રાહત હય એક વખ્ત તો તકલીફ હય કભી
દુન્યા ઇસકા નામ હય ગેહ બાગે ઝીના નહી."

પણ બચાના મનનું સમાધાન મારી શીખામણના કાફ્યાથી થયું નહી. એ તો હાય અફસોસ કરવા લાગ્યો "દીકરા મંચા, એ તારી દલીલ ને સધીયારો ફોકટનો છે. એ બદમાશ કાગળે આ બધી મોહકાણ વારીછ.

એ કાગલની કંગાલ ફેરીવતે મારો ચયન કરાર, મારી અયશ ને રાહત લુટી લીધીછ.

ગમગીનીએ હવે મારા દીલમાં ઘેર કીધુંછ,
નાસીપાસીએ મારૂં કાતરયું ભારે લીધુંછ.

નામ ત્યારે તો એક મામુલી કાગળ પણ કેટલું સીતમગાર.

લ્યાનત એ કાગલની સફેદાઇ પર
લ્યાનત એ લખાણની બેહયાઇ પર
લ્યાનત એની કાલી શાહી પર
લ્યાનત લખનારની ગુમરાહી પર

લ્યાનત એનાં ફુલપોઇંટ પર
લ્યાનત એની સેમીકોલન પર.

એ કમબખ્ત કાદરબેગ છેડાયોછ તે જરૂર કંઇ નવું જુનું કરીને મારો દબ્બો ગુલ કરશે. પછી આવી ગુલઝાર ને દબદબા ભરી દરબાર હું કહાં ભરશ? આવી ચેહલમેહલ ને જાહોજલાલી હું કહાં ભોગવશ? હવે હું ઘેરઘેર રોટીના એક ટુકડાને વરે રખડતો થવશ. જે લોકો આજે મને નમીને કુરનસ કરેછ તેજ લોકો કાલે મને ધબ્બા મારી જશે. ઓ, હવે મારૂં શું થશે!

જનમથી રહુંછ, હમેશ રડતો રહેવશ
વગર બાપનું બચ્ચું હું રખડતો થવશ."

કરીને એ બીચારો તાજદાર શાહ પોક મુકીને એક બચ્ચાંની માફક રડવા બેઠો. લીમજી તરત એની પાસે દોડી ગીયો ને પાટલુનમાંથી ખમીસ ખેંચી કહાડીને એના આંખમાંના આંસુ લુછી નાખી એનો પ્યારથી બરડો પસવારી સધ્યારો આપ્યો "ના રડ બચા, મારા પ્યારા શાહ, ના રડ, તારૂં ભલું ચાહનારાં, તારે ખાતર જાન વટીકના ભોગની કુરબાની કરનારા અમે તારા વફાદાર સરદારો કેવા છીએ! તારા રાજમાં આટલી અમન ચમન કીધીછ, આટલી ઇઝઝત ને માન ભોગવ્યાંછ તે શું તારા બુરા વખતમાં તુંને છોડી જવાની બેઇમાની કરશું?

અયશકે યાર તો હઝાર હો જાતે હય
દોસ્ત હય વોહ જો બુરે વકતહે કામ આતે હય.

તું શું કરવા બીએછ? મને તું તારો ગમગોસાર, જાનીસાર દોસ્ત સમજ, પણ એમ હીંમત છોડીને બુઝદેલ બુઢીયા માફક વાત ના કર."

બચો આ દીલાસા ને દીલસોજીના સખુનો સમજી ખુશ થઇ ગીયો "મરહબા, આફરીન, હું તમારા લોકની સાચી હમ દરદીના શુકરીયા અદા

કરૂંછ. તમારી સાચી મોહબતે મને મોટી ધીરજ આપીછ. બોલો, મારા ગમ ગુસારો, જાંનીસારો, મારા રાજ્યના ચમકતા સીતારાઓ ને વફાદાર સરદારો, તમે શું આ ઝલીલ ને આપણી ઇઝઝત ને મરદાનગીને દાગ લગાડનારી શરત કબુલ કરવા તઇયાર છેવ? મારા જનાનખાનાની પાક બેગમોને શું એ મુઝને સપુરદ કરૂં એ ખ્યાલ શું તમે આસાનીથી સહન કરી શકોછ?"

વડો વઝીર બોલી ઉઠયો "બસ સાહેબ બસ, તમારી પાક ઝબાનથી એવા નાલાયક સખુનો કહાડી અમુને શરમીંદગીમાં ગરકાવ ના કરો."

બચો બોલ્યો "ત્યારે શું એ નાપાક શરતોનો ઇનકાર?"

હવે હું ઉભો થયો ને તલવારની મુઠ પર હાથ નાંખીને પોકાર કીધો.

"હા સાહેબ ઇનકાર, હઝાર વાર ઇનકાર, ધુટકાર, ફીટકાર ને ઉપરથી મોટો જેવો અટકાર! તમારી ને રઇયતની છોકરીઓ શું રસ્તે પરીછ કે જેબી પહેલો મવાલી તે લોકના હાથની માંગણી કરે તેને આપી દઇએ? એબી શું કાકડી ચીભડાં છે કે એમ ચટ ને પટ વેચી નાંખીયે? આ બહાદુર પારસીઓએ તારી નોકરીમાં આ લશકરી ડ્રેસ પહેરયોછ તે ગમયો સખી પડાવવા નથી પહેરયો, પણ તારી ને તારી રઇયતના જાનમાલની ને તારી આબરૂની પાસબાની કરવા પહેરયોછ. અમે બે જણ છઇએ એમ ના સમજતો—અમારી કુમકે આખી પારસી કોમનું બલ ને જોર છે. ફકત એકજ સીપટી વગાડતાં હજારો જવાંમર્દ પારસીઓ બાલારામ સ્ટ્રીટ ને ધોબાના મોહલામાંથી તલવાર ભાલા તોપ ને વોકીંગ સ્ટીકો લઇને દોડી આવશે. આવી બેઇઝત શરત કબુલ રાખવા પહેલાં મોત વધારે ખુશનશીબ છે.

---

જેના દીલમાં શરમ કે લાજ નથી તે ઇન્સાન નથી
જેને ઇઝઝત પ્યારી નથી—તેનું દુન્યામાં માન નથી."

બચો મારી લંબાસ સમજીને ખુશાલીથી ટટાર બેઠો "શાબાસ, રજપતની શરીફ વહુ બેટીઓની દામને અસમતની હીફાઝત ને પાસબાની કરવાવાલા ભોંસીયાઓ, શાબાશ. બાદશાહની ઇઝઝતને માટે મરવા તઇયાર થનારાઓ, શાબાશ. દલેર કોમના દલેર ફરઝંદો શાબાશ. લીમજી, મને તારાં જોર દલેરી ને કુવત પર પુરતો ભરોશો છે. પણ તું ધારેછ કે મારૂં લશકર દુશમનનાં લશકર સામે મુકાબલો કરી શકે તેવી હાલતમાં છે? એ મારા સીપાઇઓ તો ખાલી ખટારાવાલા કે વીકટોરીયાવાલાઓને સુકી દાટી કરી જાણેછ કે ઘણું થાય તો ભપકાદાર યુનીફોર્મ પહેરીને મેદાનમાં સવારે બેંડ વગાડી જાણેછ. એ લોકને ભરોશે જો હું લડઇ જાહેર કરૂં તો ચોવીસ કલાકમાં મને માફી માંગીને સુલેહ કરવી પડશે."

મને કબુલ કરવું પડયું "તું નામવર કહેછ તેમાં રાસ્તીનો ભાગ છે. એ સત્યાનાશના ગયલાઓએ બએ વરસ થયાં ગનબાવાના કુવા પર બેસીને મફતનો પગાર ખાધોછ પણ હવે હું રાત દીવસ એ લોકની મરીનલાઇન્સનાં મેદાનમાં પરેડ લઇને એ લોકનો દમદુચો કહાડશ ને અફલાતુન લડવઇયાઓ બનાવી દેવશ."

(૩૩)

મારા બહાદુર શબ્દોની ઉશ્કેરણીથી બચાને લડાઇને માટે તઇયાર થતો ને બાજી હાથમાંથી છટકતી જોઇ એલચીએ મને ને લીમજીને તાણો માર્યો. "અય પતરાજીખોર પારસીઓ, તમે લોક બચા નામવરને લડાઇને માટે કમર કસવા ઉશકેરોછ, પણ ખુબ સંભાળજો આ તો જીંદગીથી હાથ ધોઇ નાંખી, માથે કફન બાંધીને લડાઇમાં ઝીપલાવનારા મરદ બચાઓનું જંગ છે. આ કંઇ તમારા મુંબઇમાં હુલ્લડ વખતે મહમદઅલી રોડ પર છરી મારીને ગલીમાં ભરાઇ જવાતું નથી. તમે કોણુની સામે લડવા નીકળ્યાછ તેની ખબર બી

છે કે? અરે દોજખના દેવો બી ધ્રુજે એવો અમારા સરદારનો રૂઆબ છે. ગુસ્સાભરી હમેલદાર સીંહણના પેટમાંથી બી બચ્ચાં છુટી પડે એવી એના નામની દેહશત છે. બચાના લશકરી સીપાહીઓને કહો કે તમે લોકો લાકડાંના ઘોડા ને પતરાંની તલવારે ઘેરના આંગણામાં રમ્યા કરો."

બચાએ આ તાણાજાણીથી તપી જઇ પગમાંથી સ્લીપર કાઢી એલચીને છુટું મારી બુમ પાડી "ખામુશ! ઓ બેઅદબ, નહી તો તારી કંગાલ ઝબાનમાં ખીલા ઠોકા વશ! જા તારા સરદાર કાદરબેગને જઈ કેહજે, કે તારા જેવા તો મારે ત્યાં સેંકડો શોર્ટહેન્ડ ટાઇપીસ્ટો છે. એ ફીકરેશ હોય તો એને ઘેરે રહયો. અને એને મારી સલામ સાથ કહે જે કે—

તું સીયાહ છે, તોં હું સુન્ની છેઉં;
તું પ્યારા સાહેબ છે, તો હું મીસ મુન્ની છેઉં.
તું બૅારીસ કારલોફ છે, તો હું લૅાન શૅની છેઉં;
તું કમાલપાશા છે, તો હું સીનોર મુસોલીની છેઉં

બસ હવે, સવાલો જવાબ બેકાર છે. જાવ, કાબુલના રાજતાજના એ મગરૂર દાવાદારને કહી દેવ, મને તારી માંગણીનો ઇન્કાર છે. જવાબમાં હવે મારી તલવાર છે.

એલચી—હુઝુર કીનાની આગને પંખો નાંખીને વધારે ના ભડકાવો, ઝબાં પર ખામોશીનું તાલું લગાવો.

બચો—સુનાવો, સુનાવો, ફોજકો જંગકા હુકમ સુનાવો. મીટાવો. મીટાવો, દુન્યામાંથી દુશમનનું નામ નીશાન મીટાવો.

"મીરાદર મંચા, તુ એ બાબદમાં શું સલાહ આપેછ? તું મારી સુચનામાં શરીક થાયછ કે નહી?" મેં ઘુટણમાંથી ઝુકીને જીગર પર હાથ મુકીને

કહ્યું. "I second the proposition, my lord, as my disposition is for participation of this contestation for our glorification and our honour's satisfaction."

હવે લીમજી વચ્ચે પુરાયો. "હું બી પ્રેસીડંટ બચાની અસલ દરખાસ્તને ટેકો આપુંછ પણ હું એમેંડમેંટ મુકુંછ કે એ કાગળ પર હાલ વધારે તકરાર નહી કરતાં એ રૂકાની અનજુમનના દફતરે નોંધ રાખવી.

એલચી–શાહની શરતોનો શું આપોછ જવાબ, સુલતાન નામદાર?
બચો–શરતો છે ના મંજુર હમુને, છે તેનાથી ઇનકાર,
એવી ગંલીચ શરતો પર પરજો ખુદાનો માર.

એલચી–સાહેબ, સમાધાની કરી કજીયાનું મોઢું કાળું કરો. તમે આખી ઇનીંગ દાવ લીધોછ. હવે ઇનીંગ ડીક્લેર કરી અમુને દાવમાં મોકલો, નહી તો તમારાં ડોકાં સ્લીપ પર *ઝીલઇ* જશે. તમારા જનાનખાનાની બેગમો સાથ લગન કરવાને ભરોશે એણે લગનનાં તેડાંની ચીઠી બી છપાવીછ ને નેકા કરવા કાજી બી તઇયાર રાખ્યોછ.

લીમજી બબડયો "એ તારો કાદરખાન લગનને વરે તુરબાગમાં જતો જતો અલ્લઇબાગના કબરસ્તાનમાં દટાવાનો. એ બીચારાના લગનનાં વરઘવરાં એના આસીસા પર ચપટાં તરીકે વપરાવાનાં."

મેંબી એ વાતને ટેકો આપ્યો. "બચ્ચાજી ચોભ, શાદીના રંગરાગને બદલે તમારા લોકોને ત્યાં માહેતમનાં રૂદન ચાલશે. અય નામવર, તારી તરફથી એ રૂકાનો હું જવાબ આપવાની રજા ચાહુંછ. ચોબદાર, સીતાબ જાવ ને એક બસો કેંડલ પાવરની સલગતી ને આગથી ભભકતી એક સગડી લઇ આવ." તરતજ સીપાઇઓ બહાર દોડી ગયા ને નઝદીકના ભઠયારખાનામાંથી એક સગડી જેના પર એક આખો બલદ ભુજા'તો'તો તે ઉચકી લાવ્યા. મેં બુમ પાડી "કાંહ છે, કાંહ છે પેલો નહેસ્ત કમીનો રૂક્કો, જેણે જગાડયો આ બધો ફીતનો એને બારીને ખાખ કરીને એને નિસ્તો નાબુદ કરીયે." હવે સગડીમાં જોશ લાવવા અંદર એક

આખી બાટલી ઉસકીનું કોલનવોટર નાંખવામાં આવ્યું તેમજ કીનાની આગને વધારે ભડકાવવા બધા સરદારોએ માંથાના અરધા બાળનાં ગુચ્છા કાપીને અંદર નાંખ્યા. લીમજીએ પોતાના ફાલા તરીકે એની બઇરીએ બૉબ બાલ કરાવેલા તે વખતનો બચાવીને સાચવી રાખેલો બાલનો અંબોડો અંદર નાંખ્યો, જે વખતે એ પીધેલો થઇને બઇરી પર હાથ ઉંચકતો'તો તે સુખી દહાડાઓની યાદ આવતાં એની આંખમાંથી મોતી જેવાં બે કીંમતી આંસુઓ એની દુમ પર સરી પડયાં. સગડી હવે પુર જોરશોરથી સલગી આતશના શોલાઓ બહાર ફેંકવા લાગી ને લીમજીએ બુમ પાડી, "ખબરદાર, કોઇ સાડી કે ઘાઘરાવાળું બઇરૂં સગડી નઝદીક નહી આવે, નહી તો સલગીને મરી જશે તો કોરોનર સાહેબ બધી સગડી ને સ્ટવો ભંજાવી નાંખશે?"

આ બધી ધમાલ જોઇને એલચીએ વાંધો ઉઠાવ્યો. "અય શાહ, તુને લાઝીમ નથી કે માનો ઇઝઝત ધરાવનારા એક શાહી રૂકકાને તું બાળી નાંખે. એવી ગુસ્તાખી કરી તું દરબારી તાજીમતવાજાઓની માય મારી નાંખેછ.

"મરોગે ખુદહી જલજલકર, વોહી વકત આનેવાલા હય,
સમજશો તુમને જલતી આગમેં ધાસલેટ ડાલા હય."

લીમજીએ બુમ પાડી "જલાદો, જલાદો એ નહેસ્ત રૂકકાને જેહનમના દહકતી આગમાં જલાવી દેવ. એ કાદરબેગના ભજીયાં તરી નાંખો."

એલચીએ તલવાર ખેંચી "બચ્ચાજી, લોઢડી પર લેવટો ભુંજાઇ જાય તેમ ભુંજાઇ જવા માગતો હોય તોજ રૂકકો બાલવા બહાર પડજે."

લીમજીએ ખંજર બતાવ્યું "કંગાલ ચુપ રહે. નહી તો હમણા તારી બેઅદબ જીભ કાપી કહાડી તેને રાઇને સરકો લગાડી બે પાઉંની કાતરી વચ્ચે

મુકીને સેંડવીચ બનાવીને ખાઇ જવશ. તું તો ફકત કાગળ આપવા આવેલો પોસ્ટમેન છે; વધારે લાહુરી ના કર" મેં તે રૂકકો હવે બચા પાસથી લીધો, ને તેની પર થુકીને મેં તેને પગ નીચે બચડયો ને તે ઝલીલ કાગળ ટુકડે ટુકડા કરી સગડીમાં નાંખ્યું ને દાંત પીસીને હું બોલ્યો.

"સગડીમાં સલગેછ જેમ નહેસ્ત આ કાગલ,
તેમ બલીને ભસમ-થાવ તારો સરદાર પાગલ.
જેમ કરડીને ખાઈ જાયછ કુમરો સુરો,
હાકડાં તેમ એનાં ભાંજીને કરશ ચુરો.
બેઅદબ રૂકકાનો થયોછ વાજ઼બી આ દ્રેજ,
હવે તુંબી સરી જા, નહી તો થશે પરહેજ.

કાદરબેગ પર ધીટકાર નાંખનારો મારો ગંભીર ને સંગીતની તાલીમથી મીઠો બનેલો અવાજ દરબારની શાંત હવામાં રૂપેરી ઘંટના અવાજ મીસાલ ગણગણી રહ્યો. દરબારનાં વાતાવરણમાં નવી તેઝી ને ઉશકેરણી આવી ને મરદાનગીના જોશમાં ઉશકેરઇને દરબારીઓએ હવે પોતાના માથા પરના સાફાઓ, ખમીસ, જાકીટ ને લેંઘાઓ બી સગડીમાં સલગાવવા નાંખ્યા. જેથી સગડીમાંથી આતશના શોલાઓ સીલીંગ સુધી ઉચે જવા લાગ્યા ને કેટલાકો સગડી આસપાસ ફરી વલીને તાપણું કરવા બેઠા.

બહારથી કોઇ પરવારતાએ ધુમાડો નીકળતો જોઇ ટેલીફોનથી બુંબાવાળાઓને આગની ખબર આપી ને પાંચ મીનીટમાં ધમધમ કરતો બુંબો ધસી આવ્યો ને આગ કયાં ને કેમ લાગીછ તેની ખબર કાઢયા વગર દરબારમાં મોટી સુંઢો લાવીને ચોતરફ પાણી ફેંકીને સગડીને ને દરબારીઓને ઉથલાવી નાંખ્યા ને બધાના જુસ્સા પર ઠંડુ પાણી નાખ્યું. નફટઇની બી હદ હોયછ, પણ લીમજીએ તો બધી હદ કુદાવીને ખમીસ કહાડી નાંખી દીલ પર પાણી ઝીલીને ચણાના આટાએ આંગ ચોરવા માંડયું કે આઇતો સાવર બાથનો લાભ મલેછ તો જવા શું કરવા દેવો. જેમ તેમ પટાવીને ફાયરમેનોને બક્ષીસ આપીને બહાર કાઢયા, કે તમુને પ્રેકટીસ આપવા અમથા બોલાવ્યા'તા. એલ-

ચીએ પુછ્યું. "ત્યારે શાહ નામવર, આ તારો આખેરી જવાબ છે." બચા તરફથી મેં જવાબ આપ્યો, "નહી નહી, હજુ તો જવાબ આપવો બાકી છે. આય તો વેરની વસુલાતનું પહેલું પગલું છે. ખરો જવાબ તો મયદાને જંગમાં મલશે.

"ઇસકા જવાબ દેંગે અબ તીરો તફંગમે,
ઇસકા જવાબ દેંગે અબ મયદાને જંગમે."

એલચીએ નાસીપાસીથી કંટાલીને એની હાથી દાંતના મુંડાની વૉકીંગ સ્ટીક હવે જમીન પરથી ઉઠાવી હાથમાં લીધી.

"નામવર, તું તદન છેડા છોડવીને વાત કરેછ. ત્યારે શું તું પયગામે જંગ મોકલેછ?"

બચાએ સ્લીપરના તલીયાં પર ખંજર ઘસતાં કહ્યું. "હા, હા, પયગામે-જંગ, કારણ કે તારા સરદારને છે મોતનો ઉમંગ. ઘણાં વરસ થયાં મોહરમના તેહવારો પર ધાંધલ ને હુલ્લડો નથી કીધાં તે હાથ ચવરયા કરેછ. તે જરા આથી ઉકરેલું લોહી દપટ પડશે. હવે દીકરા, તું સીધાર ને તારા મુરગીને જઇને આ સનાનના સમાચાર કેહ."

એલચીએ હવે આખેરી સલામમાં સીર ઝુકાવ્યું.

"સંભાલજો, તમે સીંહના મોહડાંમાં માથું મુકોછ, અઝદાહની પુછડી ખેંચોછ, ભુખા વાઘના પાંસરામાં છતરી ભોકોછ, કઝા ને મોત તમારા સીર પર સવાર થયાછ તે તમુ લોકને સારૂં સુઝતું નથી. સલામ, આખેરી સલામ." કરીને એલચી બચાને સેઝદો કરી પાસે ટેબલ પર પડેલું ચાંદીનું વાઝ ઉંચકીને પસાર થઇ ગીયો, ને દરબારીઓએ છુટકારાનો દમ ખેંચ્યો.

હવે બચો પોતાના ખ્યાલોમાંથી બીદાર થયો ને બોલ્યો કે શેઠીયાઓ, આપણે આપણાં માથાં પર ઘણી ગંભીર જોખમદારી ઉઠાવી લીધીછ, જેનો આકેબત અંજામ શું આવશે તે કોઈ કહી શકનાર નથી. હું અઝમાયશ લેવા માંગુંછ કે મારી દરબારમાં વફાદારી પર જાંનીસાર કરનારા કેટલા

બહાદરો નેં માયના પુત પડેલા છે. અય ખજાનચી, તોશાખાનામાં જઇ એક રૂપેરી તાસકમાં સુનેરી પાનનું બીડું અંદર હીરા ભભરાવીને લઇ આવો. લીમજીએ ખજાનચીને સુચના કીધી કે જરા કાથો ચુનો કમી નખાવજે. ને બને તો અંદર થોડી સેનસેનબી મુકજે.

ખજાનચી તરત ખજાનામાં જઇને બહાદુરી ને વફાદારીની નીશાન બતાવનારૂં એ સુનેરી પાન ચાંદીની તબાકમાં રેશમી રૂમાલ પર મુકીને લાવ્યો. પાનના બીડાંનો બાતેનનો ભરમ સમજ્યા વગર લીમજી ને બીડું તરત તબાકમાંથી ઉઠાવીને ખાઇ ગયો ને મોહું મટમટાવીને ચોતરફ થુકવા લાગ્યો. પાનની અંદર મુકેલા હીરાઓથી એની જીભ કપાઇ ગઇ ને હીરા ગરહ ગયા. રખેને ગરઇ ગયલા હીરાથી એનાં આંતરડા કપાઇ જાય તે ધાસ્તીથી મેં એને તરત અરધો ગેલન એરંડીયું પીવરાવી દીધું. હીરા મેલવવાની લાલચથી એ ગાથમાં જતો ત્યાં ડજન બે ડજન આદમીઓ એની સાથેના સાથે જતા. દુન્યાબી કેટલી લાલચુ ને મતલબી છે. પોતા ના સ્પેશીયલ પાનનાં બીડાંનો આય હેજ થયલો જોઇ બચો લીમજી પર ઘણો છેડાયો કે એવું બાદશાહી બીડું તો શાહની ફીદાગીરી બતાવનારૂં નીશાન હતું; નહી કે ખાવાને માટે.

નવેસરથી બીજું સુનેરી પાન આવી લાગતાં બચો તખત પરથી નીચે ઉતરયો ને દર્દનાક ગમખાર અવાજે બોલ્યો. "અય મારા બહાદુર પહેલવાનો, નવજવાનો, અફસરો ને સેપાહો, આય તમારા જોર ને વફાની ઇમ્તેહાન ને ટીનો વખત છે. માદર વતનની હીફાઝત ને પરવરીશ કરવાનો આ પાક મૌકો આપુને હાંસેલ થયોછ. દુશમનોનાં નાપાક પાંવ શું તમે પ્યારા વતનની પાક મીટી પર ફરતા જોઇ શકશો? બચાના શાહી મહેલ નેં કીલ્લાઓ પર દુશમનનો વાવટો ઉડતો જોવાનું તમે તામેશ કરી

---

શકશો? હું જોવા માંગુંછ કે મારો કયો સરદાર મારાં લશકરની સરદારી લઇ દુશમનોને પરાગંદે કરી મારાં ગલાંમાં ફ્નેહ ને ફીરોઝીની વરમાલા પહેરાવેછ. જેને પોતાનાં જોર પર મુસ્તાકી હોય, હથીયાર ને લડાયક ખમીર પર ગરૂરી હોય, તે બહાર પડી ઉડાવે આ બીડું ને બતાવે બહાદુરી."

બચાના આ સખુનો સમજીને કેવા બહાદુર ને ઝનુની દુશમનો સામે કામ લેવાનું છે તેના ખ્યાલથી ડરી જઇને બધાંઓએ શરમથી ગરદન ઝુકાવી દીધી ને હાથ જોડીને મુંગે મોંઢે ઉભા રહયા. પોતાના અફસરોની આ ખેજાલતભરી ચુપકીદીથી બચાને ગુસ્સો ચઢયો.

"અફસોસ કે મારા હજારોના પગાર ખાનાર પહેલવાનો ને સપેહસાલારો માંના કોઇનું પેટનું પાણી બી નથી હીલતું. મારી કાં કમબખ્તી લાગી કે એવા ફોકટની બડાઇ મારનારા "રામભરોસે" પહેલવાનોના ભરોસા પર મેં આવાં મોટાં રાજની જંજાલ ને ઝુંસરી ઉઠાવી. શું બધાજ લશકરીઓની તેઝ તલવારમાંથી વીજલીની ચમક ઉડી ગેઇછ? શું તે લોકનાં ખંજરો પર કાટ ચઢયોછ? શું તે લોકની છરીઓ ને કીરપાનો પોલીસે જપત કીધાંછ? હું ઇચ્છુંછ કે આ નામોશી ને ખેજાલત જોવા હું જીવવા પામ્યો નહીં હતે."

હવે ઘણું અતેરૂં થતું જોઇ હું ઉઠયો ને બચાને એ વખત કુરનસ કરી પેલું સુનેરી પાન થાલીમાંથી ઉંચકી લઇ તે પર બોસો દઈ આંખમાં દાબીને રૂમાલમાં લપેટી મેં તે હાવું પાઘરીના ખાંચામાં ખોસી દીધું, ને તલવારની મુઠ પર હાથ નાંખીને બોલ્યો. "અય નામદારી ને બુઝોરગી ભરેલા શાહ, આવી રીતે અફસોસ કરવાનું ને ફરીયાદ ઉઠાવવાનું તું તાજદારને કંઇ કારણ નથી. સઝાવાર નથી તુંજ સરીખા બુલંદ મરતબાના શાહને, કે આવા ટુંક ભડોલીયા કાદરબેગ સાથની લડાઇના ખ્યાલથી તું દેહસ્ત પામી નાસીપાસ થાય. તું શું હમો તારા મદદગારોને મરી ગયલા સમજે છે? તું તારા બહાદર સીપાહો પર બુઝદીલપણાંનો જુઠો ઇલઝામ લગાવે છે. એ લોકોનો લડાયક જુસ્સો હમણાં બૈરાંઓમાં બેંડસ્ટેંડ ને બગીચાઓમાં વધારે ફરવા માંડયાથી

જરા મંદ પડી ગયોછ, પણ મરદાનગીના એ આતશને રોશન કરવા એક ફુંક ફકત બસ છે.

અમારી શમશીરોમાં હજુ બી વીજળીને ચમકાર છે, દુશમનોનાં ખુન પીવા હજુબી તે તઇયાર છે.

હું તાલીમ આપી આપી લશકરને થોડા રોઝમાં તઇયાર કરૂંછ પછી જંગમાં ઝીપલાવીને તારા હરીફો સામે દલેરીથી લડશું. ને દુશમનોની એવી ગંજાવર કતલ રાત દહાડો ચલાવશું કે આસમાન પરથી ફરેસ્તાઓબી બુમ પાડશે "કે બાવા બસ કરો. ઘણી ખુનામરકી ચલાવી. હવે જરા હાથ મોહું ધોઇને જમવા બેસો." અમુને લડાઇનું રીયરસલ કરવા ને તાલીમ લેવા ફકત એક મહીનાની મુદત આપ. પછી જો કે તારી સામે આખા એશીયામાં કોઇ આંખ બી ઉઠાવેછ કે?"

બચો આ બધી ફેંકાલોજી સમજીને ખુશખુશ થઇ ગયો. "શાબાસ, નેકી ને ઇમાનના પાસબાનો શાબાશ!"

જાવ મારા નવજવાનો હાથોમાં લઇને ઝુંડા નીશાન;
જાવ જાવ દુશમનના ગુલશનો કરો વયરાન.
તમારા હાથમાં છે મુલ્કના સરદારની ઇઝઝત,
તમારા હાથમાં છે આજ તલવારની ઇઝઝત.
તમારા હાથમાં છે શાહેનશાહની આબરૂ,
સમાલજો આબરૂમાં ના પડવા દેતા ગાબરૂ

મેં હવે ઈશારત કરી તમામ સીપાહીઓને તલવાર મ્યાનમાંથી કાઢવા કહી ને હજારો સીપાહીઓએ તલવારો ઉંચી કરી "થ્રી ચીઅર્સ ફોર હીઝ સેટ હાઇનેસ બચા"ના પોકારો કીધા.

* * * *

## ફારસી બયત.

દીલ મીરવદ કે રુસતમ–સાહેબ દેલાં બુદાગ,
ઓ મારી માયરે–દી ભરાઇ ગયા હુમાગ,
આ દોસ્તાં તલન તુરુ–આ દુશમનાં મુદાગ,
લડાઇ હારીશું તો વેચશું મુંબઇમાં આલુ બોખાગ.

લીમજી આ લડાઇ ને બહાદુરીની વાત સમજી એટલો ઉશ્કેરાઇ ગયો કે એ ઉઠીને ચોતરફ યાહોમ ઝનુની અદાથી તલવાર ફેરવવા લાગ્યો કે "લાવ લાવ, દુશમનોનાં માથાં લાવ કે મારી તલવારની નોંક પર ઉછાળું!" એને ઠંડો કરવા ને એનો લડાયક જુસ્સો શાંત પાડવા અમે તરત એની આગળ બે ચાર બકરાં ધરયાં ને તેનાં ડોકાં એણે પોતાની તેજ શમશીરથી ઉડાવી દીધાં ને તેનાં ગરમ લોહીથી કપાલ પર ટીલો કીધો ત્યારેજ એનું ઝનુન નરમ પડ્યું ને એ પાછો પોતાની જગા પર જઇને બેઠો. બે ચાર જણુ ટીકા કરવા લાગ્યા કે એ કમબખત ડીયરસલમાંજ ઘણો ખીલેછ. ખરી એકટીંગ કરવાની આવશે ત્યાં એના ટાંટીયા ધ્રેરીયા લેવા માંડશે.

બચાએ હવે ખજાનચીને ખજાનાના દરવાજા ખુલ્લા મુકીને લશકરના સીપાહીઓને છ મહીનાનો ચઢી ગયલો પગાર તેમજ છ મહીનાનો બીજો પગાર આગ પર ચુકવી આપવાનો હોકમ કીધો, જે માટે સીપાઇઓએ ખુશાલીના પોકારોથી દેવાનખાનું ગુંજાવી મુક્યું. બચાએ મને કુલ લશકરનો વડો યાને "સરદારે સાલેહુસે ફોજે જંગ" જાહેર કરી મને મેજર જનરલનો બેતાબ એનાયત કીધો. જે ખુશ વધાઇની ખબર મેં દરબારમાં બેઠા બેઠાએ રેડીયો મારફતે મુંબઇ મારી બઇરીને પુગાડી ને તાકીદ કીધી કે ખુશાલીમાં ઘેરે સેવ ને મોરું ધાનદાર ને તજેલી મછીના સગન કરવા ને દોઢ બે રૂપીયા સુધી આંધળાઓમાં ખરચી વહેંચવી.

લીમજીના બાપદાદાઓ અસલ ટ્રામવે કંપનીને તેમજ ઘુંબાખાનાઓને ઘોડા પુરા પાડતા'તા એટલે એણે ઘોડેસ્વાર લશકર ઉપર આખા કેવેલરી ડીવીઝનની સરદારી માંગી લીધી, કારણ કે એ પોતાને ચુનંદા

ઘોડા પારખુ ને વેટરીનરી સરજનમાંણી ખપાવતો હતો. એની એ ખવાહીસ બચાએ તરતજ પુરી પાડી ને એને તરતજ ૩૭) માં કાબુલી કેવેલરી ડીવીઝનનો વડો કરનલ જાહેર કરવામાં આવ્યો. કેવેલરીની બરાકમાં જઈ એણે તરત સરસામનનો હીસાબ તપાસી લીધો, તો બે હજાર ઘોડાના તોબરા ચોરાયલા જણાયા. C. I. D. ની બારીક તપાસ પરથી હજાર તોબરા લાહોર ને અમરતસર કેનટોનમેંટના હજામો પાસથી મલી આવ્યા, જે લોકને જુના કમાનડરે હજામના તોબરા તરીકે આઠઆઠ આને વેચી નાંખ્યા હતા.

બચાએ હવે અમારી કદરશનાશી કરવા અમુને એકસો સરકેસીયન નાચનારી સુંદરીઓ, એકસો ગુલામો ને સો સુંદર અરબી ઘોડાઓ આપ્યા. એ ઉપરાંત મોંઘાદાટ બસો ઇરાની ગાલીચાઓ ને બસો કાનપુરની એલગીન મીલના તંબુઓબી આપ્યા. લડાઇ પુરી થાય ત્યાં સુધી એ ગુલામો ને નાચનારીઓને રાખવાતું ને હોજરૂ ભરવાતું ભારી પડે તેમ હોવાથી અમે લોકોએ રાતોરાત એ બસો જણુને પંદર પંદર રૂપીએ શોરતહેન્ડ તાઇ-પીસ્ટ તરીકે સરવંટ સપલાઇંગ કંપનીને સોંપી દઇ રોકડા રૂપીયા ઉભા કીધા. તંબુઓ બધા બંનાજી પર મોકલી આપ્યા કે ઉરનમાં તમે કોલોની માંટે લાકડાંના કોટેજીસ બંધાવોછ તે તઇયાર થાય તેટલાં ગરીબ લાયક જરથોસ્તીઓને આ તંબુઓ ઉરનના દરીયા કીનારા પર ઠોકી આપજો, કે ગરીબોની તમુને ને અમુને પચાસ પચાસ ટકા ભાગમાં દુવા લાગે.

એ ઉપરાંત બચાએ અમાનુલ્લાનો હીરાજડીત વાવટો તેમજ ફ્રામરોઝ પહેલવાનનાં અસલ હથીયારો જે કાબુલમાંથી દટાયલાં મલી આવ્યાં હતાં તે ઢાલ, તલવાર, ગુરજ નેઝા ને કમન્દો અમુને બક્ષેસ કીધી. એ બધી ભેટ આપતાં નામવર શાહે કહ્યું. "અય નામવર જંગી પહેલવાનો, અગર ખુદા પાક તમુને

ને મને સલામત રાખશે તો એવી ઘણી નાચીઝ નવાઝીશો કરવાની મારા દીલમાં મોટી ખવાહીશ છે."

લીમજી આસ્તેથી વાંકું ડોકુ રાખીને બોલ્યો. "હમણાં તો એની મતલબ છે તે બધું પારકાનું લીધેલું આપુને છુટે હાથે આપેછ, પણ રખેને ગરજ સરી જતાં બધું પાછું દમદાટી કરીને માંગી લેય ને આપુને સદરાભરજ મુંબઇ ખદેરી કહાડે."

મેં એ ભેટો કબુલ કરતાં ઘણુંજ ઝુકીને કહ્યું, "હઝારો વરસ તુલીક છીવજો ઓ મહેરબાન શહેનશાહ! જ્યાં વેર અમારા જાનમાં જાન છે ત્યાં તલક આપની ખીદમતમાં આ વફાદાર ગુલામો હાઝીર છે. આસમાનમાં રોશન આફતાબનું ઝલકતું નુર છે તો આ જેહાનમાં તું અમારી કીટસન લાઇટ છે. અમે બેઉ જણ જો આ પાક જંગમાં તારી તરફથી લડતાં મયદાને જંગમાં મારયા જઇયે તો તું નામદાર શાહ અમારાં બબરાં છોકરાંઓને પેનશન બાંધી આપજે, તારે ખરચે અમારાં દોસલાં માંડજે ને અમારી છમસી આવે તે પહેલાં અમારી બેઉ વીધવાઓનાં, કોઇ લાયક ખાનદાની આદમીઓ જોઈ, ગોદરેજના સોપે માથાં ધોઇ નાંખજે, ને અમારાં નામ સાથનો એક લડાઇનો સ્થંભ મુંબઈ ડુંગરવાડી પર બંધાવજે કે ત્યાં ભણુવા આવનાર બચીપની પારસી ઓલાદ તે જોઇને અમારાં રૂવાનો પર આફ્રીન ગુજારે.

બચાએ હવે લડાઇની તઇયારી કરવા દરબાર બરખાસ્ત કીધી ને મહેલમાં જઇ સાઇન ઓફ ધી ક્રોસની ફીલમમાં જોયલી દાખલાની નકલ કરી, હોજ ખાલી કરાવી, અંદર સો ગધેડીનું દુધ નંખાવી નીરોની રાણીની માફક નાહવા પડયો.

(૩૪)

લડાઇ, નહેસ્ત લડાઇ! જંગ, ઝાલીમ નાતરસ જંગ! સારી દુન્યાના ટેલીગ્રાફ વાયરો આ હેબતનાક ખબરથી ગણુગણી ઉઠયા. "War declared

between Kabul and Jabul. Massing of troops on the frontiers."

બસ થઇ ચુક્યું.. સુધરેલી દુન્યાએ અફસોસનો એક ઉંડો નીસાસો નાંખ્યો કે આ બે મોટાં રાજ્યો વચ્ચેની લડાઇ તો છેલ્લી ૧૯૧૪ ની ખુનખાર કાપાકાપીને ભુલાવી દેશે. કારણ કે બચાના લશકરની સરદારી માર્શલ મંચેરશા કાવારાણાંનાં હાથમાં હોવાથી તેની લડાયક Tactics મરહુમ નેપોલીયનની ગણત્રીઓને બાજુએ બેસાડશે એ રીતે કોઇને શક હતોજ નહી. આવો એક લડાયક જીનીયસ મુંબઇના એકાંત ખુણાંમાં કેમ છુપાઇ રહયો'તો તેજ યુરોપના મીલીટરી સ્ટાફોને સમજ પડતું નહીં. કારણ કે મારી લખાયલી પ્રસીદ્ધ મીલીટરી કીતાબો "કીસેબંધી ને ગોલાબાજી" તેમજ "મશીનગનો વીરૂધ તીરઅંદાઝી" જેવી કેતાબો દરેક લશકરી સ્કુલોમાં, ટૅક્ષ્ટબુકો તરીકે ફરજીયાત વપરાતી'તી. આ નવાં યુધ્ધમાંથી ઘણું શીખવાનું મલશે કરીને, ઘણા મીલીટરી કમીશનો બચાના સ્ટાફ પર આવીને જોડાયા.

ખુદ કાબુલની સુલેહશાંતી અને શાંત વાતાવરણમાં કાદીરખાને ઉઘનઇથી ફેંકેલી આ ચેલેંજથી ઉથલપાથલ થઇ રહી. દેશભરમાં લડઇનું રણશીંગડું વાગી રહયું, અને દેશ એક છેડેથી બીજે છેડે સુધી એક હથીયારબંધ છાવણીના રૂપમાં ફેરવાઇ ગયો. રઇયતના મોટા ભાગે દેશ અને માતરૂભુમીના બચાવ માટે છેવટ સુધી મરણીયા થઇને લડવાનો દ્રઢ ઠરાવ કીધો. જ્યારે કેટલાકો સુલેહશાંતી છોડી દઇ લડવાના વિચારની વીરૂધ હતા.

શહેરના કોમ્યુનીસ્ટોએ રશીયન બોલસેવીકોના છુપા ટેકા સાથે લોકોને ઉશકેરી લડાઇ વીરૂધ પોકારો ઉઠાવવા જગેજગ ડેમનસ્ટ્રેશનો કરવા માંડયા અને પરણેલાં બૈરાં માટીડાઓનું એક ટોળું પોતાનાં બચ્ચાંઓ સાથે સીકંદર

સઆદાતજંગની સરદારી હેઠળ બચાના મહેલ પર "લડાઈ બંધ કરો!" "અમારાં બચ્ચાંઓને તોપોના શિકાર ના બનાવો!" ના પોકારો કરતું ધસી આવ્યું, પણ ટેલીફોનથી બોલાવી મંગાવેલા બંબાવાલાઓએ પાણીનો મારો ચલાવી એ લોકનો ઉશ્કેરાયલો જુસ્સો ઠંડો પાડી નાંખ્યો; ને ખુદ બચાએ અગાસી પર આવી પોતાના ત્રણ મહીનાના દુધમલ બેટાને હાથમાં લઇ ગંભીરાઇથી સોગંદ ખાધા કે મારી રઇયતનાં બચ્ચાં તે મારાંજ બચ્ચાં છે. આ લડાઇ કંઇ બંદુક તોપથી નહીં પણ ફક્ત બોક્ષીંગ ગ્લવ્ઝથી લડવામાં આવશે, ને નસકોરી ફુટવા સીવાય કોઇને બી કંઇ ગંભીર ઇજા થશે નહી. એવા સંદેશા-ચારાથી સંતોષ પામી એ લોકો બચા મહારાજની જય પોકારવી છુટા પડી ગયા.

આ અશાંત ક્ષણભંગુર દુન્યામાં પેદા થયલી આ નવી લડાઇની ખબરથી સારી સુધરેલી દુન્યામાં હોહા થઈ રહી. આ નહેરસ્ત લડાઇનાં છાંટા યુરોપ ને એશીયામાં ઉડી રહે એવો ભય હતો. કારણ કે બચાને ઝેકોસ્લાવીયા, બલગેરીયા ને નીકારાગુઆનો ટેકો હતો ત્યારે કાદરખાનને બોલીવીયા ને ટીબેટના લામાઓની ધરખમ મદદ મલવાની આશા હતી. લડાઇ ચાલવાની અફવા ઉડી રહેતાં મુંબઇના શેરબજારમાં ગભરાટ ફેલાઇ રહયો. અલસી ને ચાંદીના ભાવ એકદમ ગગડી ગીયા, જ્યારે દારૂગોળો બનાવવામાં રૂ અને સરકો વપરાતો હોવાથી રૂ ને સરકો એક હાથ કરવા સટોરીયાઓ ઉતરી પડવાથી સેંકડો વરષની નવસારીના સરકાની જુની પેઢીઓ સદંતર બંધ પડી ગઇ. મેં મારા ખાનગી રેડીયો મારફતે સીનોર મુસોલીનીનો ચોખો ચાંપી જોયો કે ઇટાલીને પેશાવર ને જલાલાબાદ આપી દેવામાં આવે તો એ પોતે ઇટાલીયન દરયાઇ કાફલો લઇને સીંધુ નદીને રસ્તે થઇને સક્કર બેરાજમાંથી કાબુલ પર ચઢી આવશે કે? પણ એણે એ માંગણી ઉપકાર સાથે ના પાડી કે મને તો જરામાં દરયો લાગી જાયછ તે હું દરીયાની સફરે નીકળતો નથી. એટલે એ વાત પર મેં પુરોજ મુકયો.

લીગ ઓફ નેશન્સે આ લડાઇની ધમચકરીની ખબર પડતાં એક તાકી-દની મીટીંગ બોલાવી બચા નામવર આગલ એક ડેપ્યુટેશન મોકલ્યું કે હમે લોકોએ હજુ ચીન જાપાનની પટાવટ કીધી નથી તેટલાં તમે આય શું નવું રોખરૂં જગાડોછ? મહેરબાની કરીને હમણાં લડાઇ મોકુફ રાખો, નહીં તો દુન્યામાં અમારૂં ફુલસુધણું જશે. પણ બચાંએ સાફ ના કહેવડાવ્યું કે આ કંઇ મીલમજુરોની હડતાલની તકરાર નથી. લડાઇ ને કાપાકાપી વગરની જીંદગી અમારે મને હરામ છે. બચાની હઠીલાઇ જોઇ લીગવાલા નાચાર થઇ ગીયા પણ લડાઇ ઇનટરનેશનલ પીનલ કોડના કાયદા પ્રમાણે ચાલેછ કે, તે જોવા પોતા તરફથી જનરલ લેબુસકી ને મારશલ મોરીવાકીને રેફરી તરીકે મોકલી આપ્યા, જે લોકને રોજના દશ રૂપીયા પગાર ઉપરાંત દોઢ રૂપીયો ભથું ને એક એક વીસકીની બાટલી આપવાની ફરજ બેઉ બાજુ પર નાંખવામાં આવી.

આખું અફગાન લશકર તદન નવેસરથી Reorganize કરવાનું હોવાથી અમારી જંજાલો ને મુસીબતો ઘણીજ વધી ગઇ; કારણ કે લશકરને માટે હથીયારો, દારૂગોળો કે યુનીફોર્મ કંઇ બી ચીજ તઇયાર હતી નહી. ખોદાબક્ષ કંઇબી ચીજો મલે તો ગમે ત્યાંથી મેલવવી એ મારી જીંદગીનો નીયમ હોવાથી મેં અફઘાનીસ્તાનની સરકારના કમીશન એજંટ તરીકે ઓળ-ખાવી યુરોપ ને અમેરીકાની લડાઇના હથીયારો ને સરંજામ બનાવનારી મોટી પેઢીઓ પર અરજંટ તાર મોકલ્યા કે અમારી સરહદ પર મહીનાની અંદર મોટી લડાઇ શરૂ થનાર હોવાથી અમારી પર સેમ્પલની બંદુકો, તોપો ને મશીનગનો વી. પી. થી મોકલી આપવું. જે અમારી અરજને માન આપીને નીચલા સેંપલો ઉપલી પેઢી તરફથી અમુને સેંપલો તરીકે Approval પર મલ્યા. છ તોપો—ચાર પઇડાંવાળી, બે પઇડાં વગરની. દોઢ ડજન મશીનગનો,

સો બંદુકો, બે ટેંકો ને બે એરોપલેનો. બે તોપો પર પોસ્ટની ટીકીટો પુરી લગાડેલી નહી હોવાથી પોસ્ટ માસ્તરે યુરોપ પાછી મોકલી દીધી. આટલા હથીયારથી કંઇ વીસમી સદીની અપટુડેટ લડાઇ લડાય તેમ નહી હોવાથી અમે અમારી જરૂરીયાતોનો પુરો ઓરડર મુંબઇની તીજોરી બનાવનારી ગોદરેજની કંપનીને આપી દીધો, ને આ સેંપલની એકહી થયલી તોપો ને મશીનગનો મુંબઇ વેરે મોકલી દીધી કે કોઇ વખત પાછું હુલ્લડ થાય તો કામ લાગે.

લીમજીએ કમીશન ખાઇને મુંબઇની નાટકશાળાઓમાથી ને ભુલે-શ્વરની ડ્રેસની દુકાનો પરથી સેકંડહેન્ડ જેબી મલ્યા તે બધા લશકરી ડ્રેસો સાદા ને ફીક કસબના મંગાવી લીધા, જે લશકરને પહેરાવ્યા પછી પરેડ ગ્રાઉંડ ઘણી ચમકી રહી, પણ તેમાં છબરડા બી ઘણા થયા'તા. કારણ કે તોપખાનાની ટુકડીના વડાએ ઓસ્ટ્રીયન નેવલ એડમીરલનો ડ્રેસ ને કોમીસરીયટ ખાતાનાં અમલદારે મુક્તીફોજના વડાનો યુનીફોર્મ લટકાવી દીધો'તો!

લશકરમાં જોડાવા દેશદેશના ઉમેદવારો તરફથી જાતજાતની ખબર પુછવામાં આવતી. મુંબઇથી ચોરી લુટફાટના ધંધામાંથી પેનશન પર રીટાયર થયલા ઓનરેબલ મેમ્બરોએ અરજી કરી પુછાવ્યું કે તમારાં લશકરમાં જોડા-ઇએ તો ચોરી લુટફાટ કરવાની છુટ રહેશે કે ? ને અમારે હાથે ખોસમોરહુ થયલાંઓનાં મુરદાં દીઠ શું કમીશન આપશો તે મહેરબાની કરી વીગતવારે લખી જણાવજો કે અમારી ધાડપાડુઓની એક ટોળી કાબુલ ઉપડી આવે. પોતાની લાયકાતના ટેકામાં એ ભલા ભાઇઓએ પોલીસ કમીશનરની સરટીફીકેટો ને પોતાને આગલ થયલી સજાઓની ટીપતું લાંબુ લીસ્ટ મોકલી આપ્યું.

બચાએ એ બાબદમાં મારી સલાહ પુછતાં મેં સાફ ના પાડી કે એવાં સજાતનાં ફરજંદો લશકરમાં જોડાશે તો નજર ચુકાવીને ટ્રેંચીસમાંથી તોપોનો દારૂગોળો ઉંચકી જઇને મારવાડીને વેચી નાંખશે ને આપણે હાથ ઘસતા રહી જશું. એ પતું નહીં, તેટલાં મુંબઇના અફઘાન કોનસલની ભલામણ લઇને ચોર બજારમાં સેકંડહેંડ સામનની દુકાન રાખનારા બે વોહ-

રાજીઓ બંદેઅલી ને કાસમઅલી હાંફતાં હુંફતા પંજાબ મેલમાં કાબુલ વેર ધસડાઇ આવ્યા કે દર મહીને પાંચ હજાર રૂપ્યાનો ઉચકો આપશું ને અમુને મરેલા લશકરીઓનાં આંગ પરનાં યુનીફોર્મ ને કપરાં ઉતારી લેવાનો હક બક્ષો તો બન્ચાંઓ તમારાં હકમાં દુવા ગુજારશે.

મેં ને લીમજીએ એ લોકને સમજાવ્યા કે મુવેલાનાં આંગ પરથી જે બી મળે તે પર તો લશકરના વડા જનરલ તરીકે અમારો એકલો હક રહે છે ને એમ બે દોઢીયાંનું મોતું જોવાય કરીને તો અમ આ લડાઈ ઉભી કીધી, તેમાં તમે કાં વચે નડવા નીકળ્યા? જ્યારે એ લોક ઘણાજ રડવા કકલવા લાગ્યા કે અમારાં અહીં વેરના ગાડી ભાડાનાં પઇસા છુટી પડયા, ત્યારે મારા દીલમાં દયા છુટી ને અમાતુલ્લાની વખતની જુની મોટર લારીસો તબેલામાં ભાંગીતુટી પડી રહી હતી તે એ લોકને આપી દીધી, જેમાંના ઇનજીનો ને ટાયરો કાઢી લઇ ખટારામાં નાંખી એ લોક પગ રસ્તે મુંબઇ ગીયા.

બચાએ, કાદીરબેગની દરબારમાં એલચી મોકળી લશકરને લડાઇને માટે રીહરસલ કરવાનું ને તાલીમ લેવાનું બને તે માટે બે મહીનાની મુદત માંગી લીધી. કાદીરબેગે ખુશીથી લડાઇ બે મહીના મુલતવી રાખી; એ બે મહીના લશકર પાસે ડ્રીલ કરાવવામાં આવી ને પછાત સીપઇઓ માટે હીંદી લશકરના રીટાયર થયલા સુબેદારોના હાથ હેઠળ નાઇટ કલાસો બી ખોલવામાં આવ્યા. જ્યાં મેજીક લેનટર્નની સ્લાઇડો ને ફીલ્મોની મદદથી દુશમનોના મોરચા પર હલ્લો કેમ કરવો, સુરંગો કેમ ફોડવી, કીલ્લા પર ધસારો કેમ લઇ જવો વગેરેની પ્રેકટીકલ તાલીમ આપવામાં આવતી. મેં ને લીમજીએ હવે અમુને મોટી લડઇમાં ઉતરવું પડશે તેની ખુશ ખબર ઘણી રંગીલી એબારતમાં ઘેરે પુગાડી ને અમારી બઇરીઓને ખુદા પર ભરોસો રાખવા ને અમારે માટે રોજ બંદગી કરી તંદરોસ્તીમાં નામ ભણવાની તાકીદ કીધી. અમે લોકોએ

આંખમાં આંસુ સાથે અમારી સુખદુખની એ અભાગણી ભાગ્યણોને લખી જણાવ્યું કે "અય પ્યારી વ્હેરેનમુન બીબીઓ, બીબી બચાનાં પ્યાર કરતાં બી એક વધારે પવિત્ર ફરજ, તે અમારા મુરબ્બી આકા ને માલીક તરફની વફાદારી ને જાનફેસાની અમુને ભયાનક ને ખોફનાક જંગના મયદાનમાં મોકલી આપે છે. આજથી ઓરતોના પ્યારને છેલ્લી સલામ કરી અમારી પ્યાસી તલવારોને અમારી માશુક ગણી અમારી હુંફાલી ગોદમાં લઇયે છીયે. હવેથી જંગનું કાતીલ મેદાન આ શુરા પારસી સીપાહી બચ્ચાઓનું ઘેરબાર છે, તોપના દેહશતનાક અવાજો અમારે મનથી જાઝ બેંડના મધુરા સુરો છે. દુશમનોના લોહીને અમે દાડમનું શરબત સમજશું. અય વફાદાર પ્યારી પનોતી ધણીયાણીઓ, તમારા દલેર શવહરોના તમુને હવે દુરથી સલામ ને રામરામ. પ્યારાં ભુલકાંઓને અમારી તરફથી બગલગીરી કરી બોસા લેજો.

લા. દુખનાં દચકાંથી ગુંગલાતી છાતી સાથનાં
તમારા ભોલાભાલા ભરથારો લીમજુ ને મંચેર."

આ કાગલ પોસ્ટ કીધા પછી અમારી છાતી પરથી ચીંતાનો એક મોટો પહાડ ઉંચકાઇ ગીયો. મુંબઇ ઘેરે કાગળો પુગતાં આફત ને સીતમથી કેવી હાય અફસોસ ને માહેતમ ચાલશે ને અમારી ઓરતોનાં નાજુક દીલ ગમ ને સીતમથી કેવાં તુટી ફુટી ભાંગીને ભુકો થઇ જશે તેનો વીચાર કરવા લાગ્યા. ચોથે દહાડે એર મેલમાં કાગળનો જવાબ ફરી વળ્યો. ધડકતી છાતીએ કાગળ ખોલીને વાંચ્યું તો બેઉ કાગળોની મતલબ ને પ્યારનો મીઠો મધ સંદેશો આ પ્રમાણે હતો.

"અય બેકદર હઇયાંફુટા ભરથારો, આખરે તમે લોકોએ તમારીજ બહોંશ પુરી પાડી ને છેલ્લે બકરાંની કાની કપાવા બી લડાઇમાં ચાલ્યા, તે તમારાં પથ્થર જેવાં કલેજાંમાં બધરી બચ્ચાંઓનો ચમટો તુટયો કે નહીં, ને તે લોકને વરે કંઇ માયા ચાયા પેદા પરી કે નહીં? મોગલની સુઝે તમે મંગળદાસો હોળીનાં નારીયેલની કાની બહાર પડયાછ તો ખરા, પણ પાછા આવો તો આખામાખા સલામત આવજો, નહી તો હાથપગ કપાવીને લુલા

લંગડા થઇને આયાછ તો પાંજરાપોળમાં નહીં તો આંધરા લુલાંની ધરમશાલામાં નાંખશું. અમારાથી કંઇ એવા ભાંગાતુટાઓની સારવાર થાય નહી. તમુ લોકને કંઇ કશું થશે તો ભુંડાઓને નામનું પાંચ પંદર દહાડા રડી તતડીને રહીશું. એમ બી તો બે વરસ થયાં કાબુલ કહડાયાછ તે રંડાયલાં જેવાંજ છઇયે તે પુરાં ને પાકાં રંડાશું; પણ રોજનો ધડકધુજારો ને બીહવા ધુજવાનું તો નહીં રહેશે. ઘણું ખરૂં તો છ માસ કે વરસી પહેલાંજ નાતરૂં કરી જશું. જો કંઇ કશું થયું ને ખલાસ થઇ જાવ તો તારથી પાધરો દહાડો ને રોજ જણાવજો કે કીયાકામ ચાહરમ ઉઠમણું કરવાનું સુજ પડે. તમે લોકો તો લડાઇના મેદાનમાં હસી બોલીને મજા કરશો ને ઢોરની કાંની ઉંઘાશો ને અમે અહીં બીહ ધુજીને મરી જઇશું. બનતાં સુધી દુશમનો સાથે હસી બોલીને કામ લેજો. નકામી દુશમની વધારતા ના. બને તો સાથે એક મોબેદ રાખજો કે તમારા ડોળા વાચાય તેવી ગેહ સારે નહી તો વરી ભુત થઇને નડવા આવશો.

લા૦ તમારા નામ પર પુરો મુકીને બેઠેલી

તમારી ચાહતી ધણીયાણીઓ."

કેમ શું ધાર્યું, વહાલા વાંચનાર! શીરદોસી તુસી ખરૂંજ કહી ગીયોછ કે 'બઇરી છે બેધારી તલવાર.' બઇરીનું સુખ બી છે તેમ દુઃખ બી છે. અમે પાકો ઠરાવ કીધો કે આની બેકદર ને સખત હઇયાંની ઓરતો આગળ પાછા જવા કરતાં બસ લડાઇનાં મેદાનમાં કપાઇને શહીદ થઇ જવું. એટલું બોલી અમારી બઇરીના ફોટાઓ, જે અમે જીવની માફક પાઘડીના ઠાઠાંમાં ખોસીને ચાલુ ફરતા'તા, તેને પુર ગંભીરતાથી છેલ્લી કીસી લઇ ફાડી નાંખી તેના ટુકડાઓ સુખડ સાથે ચુલામાં બાળી નાખ્યા.

અફઘાનીસ્તાનમાં ચાલનારી આ બે સરદારો વચ્ચેની લડાઇને યુરોપમાં કેટલી અગત આપવામાં આવતી'તી કે લંડન ટાઇમ્સનો ખાસ War correspondent મી० મેકડુગલ અમારો એ લડાઇ સંબંધી ઇન્ટરવ્યુ લેવા કાબુલ વેર આવ્યો. હું, લીમજી ને બચો, અમારી છાવણીમાં બંધ બારણે જાબુલ પર ચઢડાઇ લઇ જવા સંબંધી પ્લાનો ઘડી કહાડી નકશાઓ બનાવતા'તા, ત્યાં મારા એ. ડી. સી. એ આવીને એનો કાર્ડ મારા હાથમાં મુકયો. મેં બચાની રજા ચાહી મી० મેકડુગલને અંદર બોલાવ્યા, ને હસીને ગુડ મોરનીંગ કરીને એક ગોદરૂં પાથરેલી ઇઝીચેર ઉપર બેઠક લેવા ઇશારત કીધી, ને વેલાત વેરથી અહીં શાંને માટે તકલીફ લીધી તે જાણવા માંગ્યું; ને સાથે સાથે એનાં બઇરી છોકરાંની તબીયતની બી ખબર પુછી. એણે જવાબ આપવા પહેલાં બચાના હાલહવાલ ડ્રેસ ને મોટી જેવી દહાડી તરફ શકની નજરથી જોયું. ને બોલ્યો, "મારશલ મંચેરશાહ, હું કંઇ બી વાત શરૂ કરૂં તે પહેલાં મહેરબાની કરી આ તમારા સાથીને અહીંથી બહાર જવા કહેશો; કારણ કે જે બાબદસર હુ તમને મલવા આવ્યોછ તે ઘણીજ ગંભીર ને છીવ સટોસટની છે."

અરે તારો બાપ મરેરે, મેકડુગલ! પહેલાજ મુરતમાં આ તું શું કાચું કાપેછ! સારૂં થયું કે આ વાતચીત ફ્રેંચ ભાષામાંજ ચાલતી'તી, નહી તો મેકડુગલ કાકાના, એ સાથીના હાથે જરૂર ક્વાબ કટલેસ થઇ જતે. મેં એની ભુલ ભાંજી કે એવણ મુરબ્બી તો બંદેનવાઝ, ગરીબ પરવર આલા હજરત બચા મહારાજ, રાજના સરતાજ ખુદબખુદ પોતે છે, ને "બચા વીરૂધ કાદરબેગ" નો જે મારામારીનો કેસ ચાલનાર હતો તેના પ્રતીવાદી છે. ખરો ખુલાશો જાણીને પોતે કેવું ગંભીર બફાટ ને ઘોંટાલામાં ગોસ કરતો'તો તે જાણતાં મેકડુગલના કપાલ વર પસીનો ફુટી નીકળ્યો, ને એણે ઉઠીને બે હાથ જોડીને હિંદુસ્તાની ઢબે કુરનસ કીધી, ને બચાને લડાઇમાં ફતેહ ઇચ્છી.

આ એની લાયકીથી બચો ઘણો ખુશ થઇ ગીયો, ને બોલ્યો કે બીચારો કોઇ ઘણોજ લાયકીવાળો ને રીસ્પેકટેબલ આદમી જણાયછ. એને

આજે બહોંસ કરી જમવા રાખી પાડજો ને એને માટે બે ચરઅદાર ટુંબા જાસ્તી કપાવજો. હવે મેકડુગલે પાછી જગા લીધી.

મેં કહ્યું, "મી૦ ડુગલ, અમારો વખત ઘણો કીંમતી છે, પણ તમારે માટે દશ મીનીટ ફાજલ પાડી શકશું, માટે તમુને કંઇ બી પુછવું હોય તે બેલાશક પુછો."

ડુગલે હવે ખીસામાંથી ડાયરી કહાડીને નોંધો ટપકાવવા પેનસીલ થુંકે ભીંજવીને પુછયું, "મહેરબાની કરીને પહેલે એ જણાવશો કે આ લડાઇ જગાડવામાં ને દુન્યામાં નવેસરથી તોફાન ઉભું કરવામાં બચાની શું મકસદ છે?"

બચો આ વાતચીત દરમ્યાન ટેબલ પર માથું નાંખીને ખુશાલ ઘોરવા પડયો'તો એટલે તેની તરફથી મેં જવાબ આપ્યો: "બચા નામવરે પોતાનું રાજ વધારવાની, કે કોઇનું બી રાજ કે મુલક પચાવી પાડવાની દયાનત રાખી નથી. આ લડાઇ પરમારથી વિચારોથી ઉભી થઇછ. એ કમબખત કાદરબેગના રાજ્યમાં રઇયત પર કહેર ને જુલમની હદ નથી. જનમ, લગન ને મરણ સુધાં પર ત્યાં ટેક્ષ લાગુ પડેછ. કોઇબી મરદને છ ઇંચથી લાંબી દહાડી રાખવાની મનાઇ છે. રાજા પોતે વ્યાજે નાણાં ધીરવાનો ધંધો કરતો હોવાથી એ સેંટ્રલ બેંકમાંથી છ ટકે નાણાં કઢાવી ગરીબ ખેડુતોને ફરજ્યાત પચીસ ટકે નાણાં ધીરે છે. જ્યારથી એને મેત્રા મોટરકારની એજંસી મલી છે ત્યારથી જબરદસ્તીથી રઇયતને ઘોડા કે ખચ્ચર વાપરવાની મનાઇ કીધી છે.

ડુગલ—આ લડાઇ કેટલો વખત ચાલશે તે બાબે તમારૂં શું મત છે?

મેં હસીને કહયું: "ભવિષના ભીતરમાં તો કોણ ભુસકો મારી શકેછ; પણ હાલને કાજ તો અમે લોકોએ છ મહીનાનો પ્રોગ્રામ ગોઠવ્યોછ. પણ

જો અમુને પુરતાં લડાઇનાં હથીયારો ને દારૂગોળો સોવીયેટ રશીયા તરફથી મળતાં રહેશે, તો વચે એક મહીનાનો ઇનટરવલ નાંખી વરષેક દહાડો લડાઇ ચલાવશું. તમે જાણોછો તેમ લડાઇની ફતેહ આ વીસમી સદીમાં નાણાંની ધરખમ હાલત પર ઘણો આધાર રાખેછ. એટલે અમે નોટો છાપવાનાં મશીનો રાત દહાડો ચાલુ રાખવાની ગણત્રી રાખ્યેછ."

ડુગલ—આ લડાઇ, મી૦ મંચેરશા, તમે યુરોપીયન સ્ટાઇલે છેલ્લામાં છેલ્લી સાયંસની શોધોના આધારે ચલાવશો કે તમારી અસલી જુની પુરાણી ઓરીયંટલ સ્ટાઇલે?

આ સવાલ સંબંધી અમે લોકો કાંઇ બી પાકા ઠરાવ પર આવેલા નહિ હોવાથી મેં બચાને ઉંઘમાંથી ઉઠાડીને પુછ્યું. પહેલા તો એ અર્ધી ઉંઘમાં હોવાથી ને સવાલ પાધરો સમજી નહી શકવાથી એણે જવાબ આપ્યો "Not Guilty, my Lord. મને શકનો લાભ આપી છોડી મુકવો જોઇયે." એટલે એના નામ પર પુરો મુકી મેં જવાબ આપ્યો કે "આ લડાંઇ અમે પુર્વ ને પશ્ચિમની બેઉ સ્ટાઇલે લડવાનો વિચાર રાખ્યોછ. કારણ કે વીસમી સદીમાં જીવવા છતાં અમે લોકો જનમે ને વિચારે દેશી છઇયે. અમે પશ્ચિમની શોધોનો લાભ લઈ તોપ, બંદુક, મશીનગનો વગેરે વાપડશું; પણ તેમ પુરાણી રીતભાતો ને હથીયારોને બી વીસરી જશું નહી. નામવર બચાની સરદારી હેઠળ ગુરજ, ભાલાં ને તીરકામઠાંથી સજ થયલી ને એ હથીયારો વાપરી જાણનારી બે રેજીમેંટોને ઉભી કરી તેમને ખાસ તાલીમ આપવામા આવશે. તેમજ મોકો મલતાં

શીર બહાર આઈ ચમનમે જખમે દીલ આલે હુવે,
દુશમનોને મોઢે ફેર લીવર મીલરકે તાલે હુવે.
ફરી એકવાર ફરીશું સાથે બગલમે હાથ ડાલે હુવે,
રંડાયલી રતાં, વીલુ વાંદરીબી હમારે ચાહનેવાલે હુવે.

બચાએ સાકુ સાથનો મારો સ્પેશીયલ ઇન્ટરવ્યુ.

દુશમનો સાથ કુસ્તી ને બોક્સીંગ તુરનામેન્ટો બી ઉભાં કરશું. ઝેરી ગેસનો ઉપ્યોગ કરવાની લીગ ઓફ નેશન્સ તરફથી ખાસ બંધી થયલી હોવાથી અમે મહીનાઓ સુધી જમીનમાં દાટીને કોહવા દીધેલાં ઇંડાંઓ ધસી આવતા દુશમનો પર બેધડક વાપરશું ને દુશમનોને પાછા હઠાવશું. પરસીપોલીસની યાદગાર લડાઇમાં હાર પર આવેલા ગ્રીકોએ આયજ મીસાલ કોહેલા ઈંડાં વાપરી ઇરાની લશકરને પરાગંદા કરી હાર પર આવેલી બાજી જીતમાં ફેરવી નાંખી'તી. પાણીપતની પહેલી લડાઇમાં હનુમાનજીએ દુર્યોધનને એજ હથીયાર અજમાવી જોવાની ઘણી બહોંશ કીધી'તી, પણ દુર્યોધન ચુષ્ત સનાતની હિંદુ હોવાથી એનો લાભ લેવાની ધસીને ના પાડી'તી."

મી૦ ડુગલ તો હજારો વરષ પરના ઇતીહાસના આ નહિં છપાયલા સફાઓ મારે મોંઢેથી પહેલવહેલા સમજી અજાયબીમાં ગરકાવ થઇ ગયો. હવે મને છેલ્લો સવાલ પુછયો: બેઅદબી માફ છે. મારસલ જોફરેના નાના ભાઇ મારશલ મોંચેર, પણ તમે પારસીઓ આ લડાઇમાં એટલી ઉલટ કાંય લેવોછ? કાબુલી કાબુલીઓ ને પઠાણ પઠાણો અંદર અંદર મરાઇ મરે તેમાં તમે નહી તનમાં, નહી તેરમાં, નહી છપનના મેરમાં, તેવા પારસીઓ કાંય હોળીનાં નારીયેળ માફક વચ્ચે હોમાવોછ ને આગ લાકડાં લગાડોછ? યુરોપનાં ડીપલોમેટીક ને પોલીટીકલ સરકલોમાં તો ખુલ્લું બોલાયછ કે આ બે ધાંધલીઆ પારસીઓ નાકી હોતે તો બચો લડાઇનું નામ બી નહી લેને ને પુછડું પગ વચે દાબીને સુલેહ કરી નાંખતે. મારા આ પરસનલ સવાલથી કંઇ મનમાં ઓછું ના લાવતા."

મેં મગરૂરીથી હસીને મુછને તાવ દેતાં જવાબ આપ્યો કે "મી. ડુગલ, પારસી બચો પોતાના માલેકનું ખાધેલું નીમક હલાલ કીધા વગર રહેતો નથી.

પછી જાન જવાનો બી ડર હોય તો શું થઇ ગીયું! અમો અહિં બચાની ખીદમત ને પોસ્તપનાહમાં હોવા છતાં તમે લોકો શું એક મીનીટ બી ધારી શકોછ કે બચા નામવરને એવા ઝલીલ સુલેહ કબુલ કરવા દઇ એને હીણપસ્તીના ખાડામાં જાણી જોઇને ધકેલી દઇયે?

આસમાન ફરે, ફુલ ખરે, રાજાબાઇ ટાવરનું ઘડીયાલ બંધ પરે,
પારસી બચો વચન ને વફાદારીથી કદી નહી ફરે!

"એ ઉપરાંત અમારી બીજી મકસદ પારસી કોમના પરવારતા જવાનોને આ લડાઇમાં ઉતારી એ લોકનો લડાયક જુસ્સો ને મરદાનગી પાછાં ખીલવવાનાં છે; કે કોઇ વખત માદરવતન ઇરાન પર આફત આવી પડતાં, એ પ્યારૂં વતન, એ ગુલઝાર ભુમી, માદર વતનના એ અસલ બેટાઓ તરફથી કંઇ ધરખમ મદદની આરજુ રાખી શકે. આજેબી આવા હીચકારા વખતમાં બી પારસી કોમમાંથી લડવાનો ને મારામારીનો જુસ્સો નાબુદ નથી થયો, તે તમે મુંબઇની પોલીસ કોરટોના પારસી માંરામારીના કેસો પરથી જોઇ શકશો. અસલી ઇરાની પહેલવાનોનું લડાયક ખમીર જમાનાના વેહવા સાથે ફેશનની ફીસયારીમાં શાંત પડી રહયુંછ પણ નાબુદ તો નથીજ થયું!" એ અસલી સુનેરી ઝમાનો યાદ આવતાં મેં કપાલ કુટીને વીલાપ કીધો. "ઇરાન, માદર વતન ઇરાન!"

શહેનશાહી ડંકો કયાં ગયો—માદર ઇરાન તુજ નામનો!
તાજોનો, તખ્તનો, ફોજનો, જંગોનો, જંગ હીંગામનો!
પેશદાદી, કયાની, હખામની, સાસાની દોડ દમામનો!
ઢાલોનો, ગુર્જોનો, તેગનો, ખંજરનો, મરદીનો, હામનો!
થયો ગુમ સીતારો કયાં અરે! શહેનશાહી તારાં કામનો!
શાદીનો, ખુશીનો, બઝમનો; શાકીનો, શીશાનો, જામનો!"

મારાં એ રૂદનથી ત્યાં તંબુમાં ગમગીનીનો એક ગમખાર મોજો ફરી વળ્યો. મારાં, લીમજીનાં ને બચાનાં દુ:ખી ડચકાંઓનાં અવાજનો પડઘો ત્યાં ચોતરફ પડી રહયો. મેકડુગલ પોતેબી ગુજરાતીનો એક હરફ બી નહી સમ-

જવા છતાં મારાં ગમખાર એકટીંગથી અકલઇ જઇ નોટબુક બાજુ ફેંકી દઇ એક બચ્ચાંની માફક બેઅખ્ખાર રડવા પડયો, ને બચાએ મને ને લીમજીને સધ્યારો આપ્યો કે હું ઇરાન પારસીઓને પાછું અપાવશ ત્યારેજ અમારા ગમ પર બ્રેક પડી.

(૩૫)

કાબુલના લોકોમાં લડાઇનું જોશો-ઝનુન ઉશકેરવાને મયદાને જંગમાં ઉલટથી ભાગ લેવાનું શુરૂ છુટે, એ વીચારથી હું ને લીમજી કાબુલના શાહી બાગમાં રઇયતના લોકોને એકઠાં કરી ઠંડા સોડા લેમન ને ગરમ ભજીયાં ચટણીની ઝીયાફત આપતા ને પછી તે લોક આગળ રૂસ્તમ સોહરાબ વચ્ચે થયલાં દલેર જંગનો કીસ્સો શાહનામાંમાંથી હું મારા તાલીમ પામેલા મીઠા અવાજે વાંચી સમજાવતો, જે વખતે ત્યાં હાજર રહેલાંઓમાંના એકની બી આંખ આંસુ વગર સુકી રેહતી નહી. આ કીસ્સામાં બનતી કેફીયતોની વધારે Realistic અસર ઉપજે તે માટે હું રૂસ્તમનો ને લીમજી સોહરાબનો પાટ ભજવી બતાવતા ને શાહનામાની ચુંટી કહાડેલી લાઇનો બોલતા. ફિરદોસીની હકીકત મુજબ સોહરાબ પહેલે રૂસ્તમને બે વખત કુસ્તીમાં પટકી તેને ખેજાલત આપી લશકરોની હજુરમાં શરમીંદા બનાવે છે. છેલ્લે રૂસ્તમ આજેઝ થઇ ખુદાતાલાની બંદગી કરી પોતાનું અસલ જોર પાછું માંગી છેવટની ત્રીજી કુસ્તીમાં સોરાબને જમીન પર પટકી તેની છાતીમાં ખંજર ખોસી દેયછ. રૂસ્તમ સોહરાબની જંગના મેદાનમાં મુલાકાત ને તે લોક વચ્ચે થતી લડાઇનો ટુંક સાર સમજાવવા અમે હેંડબીલ વહેંચવા માટે છપાવ્યા'તાં જેની વચ્ચે વચ્ચે લીમજીએ પોતાની રેશમી કાપડની દુકાનની, તેમજ રેલ્વે

---

હોટલના માલીકના એના પર પઇસા નીકળતા હોવાથી એણે રેલ્વે હોટલની બી જાહેરખબર હેંડબીલમાં ઠેસવી દીધી હતી.

આઇતું રીફ્રેશમેંટ ને બોહ્રાબખસ ખેલ જેવો ખેલ જોવાનો મલતો હોવાથી આ વાંચણ વખતે પુષ્કળ લોક જમા થતું. મેં લીમજીને પહેલાંથી સમઝાવ્યું'તું કે આય આપરે આ બચાનાં અભણ લોકોને ખ્યાલ આપવા ખાલી એકટીંગ કરીયેચ. માટે ખુદા ખાતર તું ઉસ્કેરઇ જઇને સોરાબનું ઝનુની લડાયક એકટીંગ કરવાનુ અખારો કરજે, નહી તો આપુને કેકે અવર કવર લાગી જશે. પણ એને તો લાઇમલાઇટમાં આવવાનો આ આઇતો ચાન્સ મલેલો હોવાથી એ મારી શીખામણ સમજે શાંનો! એ તો પીટ કલાસના લોકોની તાળી ને સીટીઓના અવાજથી એટલો ઉશ્કેરાઇ જતો કે બાજુ ને જાંગ ઠોકીને પહેલી બેઉ કુસ્તી વખતે મને માંથાવેર ઉંચે ઉંચકીને પથરની સખત જમીન પર પટકતો ને મને ઘેર આવીને ગરમ પાણીએ આંગ સેકીને કલાકેક વેર ચંપી કરવી પડતી ને એ મારો વહાલો તો શુ એક કીલ્લો જીતી આયો હોય તેમ ચેંગો પેંગો થઇ લોકોને બાઉ કરતો.

એવામા જો કોઇ બુમ પારતું 'શાબાસ સોહરાબ, અચ્છી બજાઇ, એક દફે ઔર રૂસ્તમકુ ગીરાવ.' તો એ વળી બીખાજી થઇને મને પાછો પટકવા આવતો ને હું સેતાન દાબો કરવા ઉઠીને નાસી જતો.

લોકો એની બહાદુરી ને જવાંમરદી પર ફીદા થઇને ફુલોના હાર ફેંકતું, જ્યારે હારી ગયલા રૂસ્તમ પહેલવાન તરીકે મારો તો કોઇ જુઠાઇએ બી ભાવ નહી પુછતું. એવી વખને તો એ પોણ્યો પોતાને કોઇ હોલીવુડનો મહાન સ્ટારજ સમજતો. પહેલા બે ત્રણ દહાડા તો આ નામોશી ને હીણપસ્તી મેં મુંગે મોંઢે ખમી લીધી. કારણ કે હું જાણતો'તો કે He laughs best who laughs last એમ શેકસપીયર એની માય મેરી પીકફર્ડને હંમેશ કહેતો. મેં એને જરા હદમાં રહીને સાદુ એકટીંગ કરવા કાલાવાલા કીધા, કે ખરી લડાઇ થાય ત્યારે એવું જોશ ને ઝનુન બતાવજે. હમણાં તો આપણે ખાલી રીહરસલ કરીયેછ તેટલાં જેન્ટ-

લમેનની કાની રીધું સાહ્દું પાર્ટ ભજવ ને એકદમ પોશાગીર બનીને મારી પર ઘણો હાથ ના ઉંચક.' પણ એનું તો લોકોની શીહાગીરીથી મસ્તક તદન ફરી ગયું'તું એટલે એણે તુચ્છકારથી મારી આજેઝીભરી માગણી સાફ ના પાડી.

"This is quite impossible, Mancha! My motto is all or nothing. એકટીંગ કરવું તો પુરુંજ કરવું. જે પાર્ટ આપણે ભજવતા હોઇએ તેના પુરેપુરા સ્પીરીટમાં ઉતરીને આપણે પોતેજ તે આદમી છઇએ એમ સમજીને એકટીંગ કરયે તોજ તે એકટીંગનો ખરો હુન્નર કહેવાય. નહી તો એવું ઘેલાંગાંડા જેવું એકટીંગ તો મુંબઇમાં ચોગરેજી, છગરેજી ને નવરેજીના ભાવવાલા એમેચ્યુરો ડગલે ને પગલે કરેછ. દીકરા, હું હજુ સોરાબના પાર્ટમાં ખીલ્યો નથી. જરા પ્રેકટીસથી ફોર્મમાં આવશ તો રોજ તારાં એકાદ બે હાડકાં ભાંજશ. તુંને જરા તેથી અગવડ તો ખમવી પડશે, પણ તુંને સંતોપ તો મલશે કે એક કલાસીકલ એકટર સાથે તેં પાટ ભજવ્યો. જો મોડે વહેલે મને કોઈ હોલીવુડની ધરખમ કંપનીમાં જોડાવાની ઓફર મળે તો જરા બી અજબ થતો ના."

એના એવા ધખારાઓ પછી એની સાથ તકરારમાં વખત ખોવામાં મેં કંઇ સાર જોયો નહીં; પણ મોઘમમાં મેં એને એટલીજ ચેતવણી આપી કે તારી માફક હું બી ઘણું ત્રેજીક એકટીંગ કરી શકુંછ તે હવે તું બી જોશે. મારા બી લોહીમાં એકટીંગનું ખમીર છે. કારણ કે મારા મોટાબાવા હારમસટનના સરકસમાં વાઘ ને સીંહને કસરત કરવાની તાલીમ આપતા'તા. ને કાવસજી ખટાઉનો તો હું દુરનો સગો થાઉંછ ને ખરશેદજી બાલીવાલા સાથ બી મને સાહેબ સલામનો વહેવાર હતો.

બીજે દહાડે જ્યારે શાહી બાગમાં હંમેશની માફક મહેફીલ મલી, ત્યારે મારા પાર્ટને માટે હું બી બધી રીતે તઇયાર થઇનેજ ગીઓ. આગલા દિવસોની માફક જ્યારે રૂસ્તમ સોહરાબ વચ્ચેની કુસ્તીનો ભાગ શાહનામાંના વાંચણમાં આવ્યો, ત્યારે હમે બેઉ જણ્ રૂસ્તમ સોહરાબ તરીકે કપડાં કાઢી ચોલ્લાં ઉપર લોકોના હુરરે ને ખુશાલીના પોકારો વચ્ચે કુસ્તી રમવા બહાર પડયા.

ભીમજીએ હવે જમીન પરથી ભીણી મટોરી ઉંચકી આંગ પર ચોપડીને પોકાર માર્યો "અય ખુદા ઇરાની પહેલવાન, હવે મને તારાં જોર ને તાકાતની તાસીર બતાવ" કરીને મને ગરદનમાંથી પકડી મારા ટાંટીયામાં પોતાના ટાંટીયા ભેરવીને મને બે વખત અધર ઉંચકીને મારી ઇશારત કે ચેતવણીઓની દરકાર કર્યા વગર જમીન પર ધોબીના ગાંસડાની કાણી પછાડયો. લોકોએ વ્હીસલો મારી ખુશાલીના પોકારો કીધા કે 'વાહ બેટે સોરાબ, અચ્છી બજાઇ, લગાદે ભાઇ કે ઠોમ્બરે મે'. આય તારીફથી ઉશકેરઇ જઈ એણે પેટમાં મારવાનું નહી હોવા છતાં મારાં પેટમાં કકરાવીને બે લાત મારીને મારા આંગ પર થુકયોબી.

લોકોએ એને ખાંધ પર ઉચકીને For he is jolly good fellow નું ગીત ગાતાં મેદાનમાં ફેરવ્યો. હવે ખેલનો ખરો ત્રેજીક ભાગ આયો. મેં હવે ત્રીજી કુસ્તીની સોહરાબ પાસથી માંગણી કીધી, જે એણે કબુલ કીધી. મેં ખુદા પાસ ગુંટણ મંડીયે પડી દુવા ચાહી કે અય પરવર, મારૂં આગલું જોર મને પાછું બખશ. શાહનામા પ્રમાણે આ કુસ્તીમાં મારૂં બખ્ત મને યારી આપતું હતું. આ ત્રીજી કુસ્તીમાં મેં બી દાંત કચકચાવી ડોળા લાલ કરીને બુમ આપી "આવી જા દીકરા સોહરાબ, આજે આપણે બધો હીસાબ ચુકતે કરી લેવાનો છે-તું મને મુંબઇમાં બૈરાંઓની વચ્ચે ધબ્બા મારતો'તો, તેનુંબી વેર આજે સાથે સાથેજ લઇ નાંખું" કહીને મેં એને કુસ્તીમાં અધ્ધર ઉંચકી લઇ એના ટાંટીયા પકડીને એને હવામાં ગોલ ફેરવવા માંડયો, જેમ કરતાં એને ચક્કર આવીને ઉલટી થવા માંડી. એણે ગભરાઇને ચુઇ




બન્યા બાવાજી હવે જોશી લીધો હાથમાં ટપકો,
મારી લીમજીએ ફુક કાનમાં મુક ગજવાંપર ચપકો.
જુદું જુદું આંગળાં પર ગણી ધન, મકર, શની,
આચાંજી ગજવું ખાલી કરવા લોકો ભોલાં બની.

(જુવો પાનું ૩૧૩)

MUSKOLA WINE

લીમજી ને હું એક દીવસ લડાઇના મુલકના નકશાઓનો અભ્યાસ કરતા જઈ ભવિષ્યની લડાઇનો પ્લાન ઘડી કહાડતા'તા, તેટલાં લીમજીએ મને યાદ દેવરાવ્યું કે મંચા, તું લશકરને દરેક રીતે તાલીમ આપી તઇયાર કરેછ પણ લડાઇમાં જખ્મી થયલા એ આપરા દલેર સીપાઇઓની બરદાસ્ત કરવાની તેં કંઇબી ગોઠવણ રાખી નથી. બસ હું કાલને કાલ અહીં એક રેડ ક્રોસ સોસાયટી ઉભી કરૂંછ તેમાં તુંબી મને મદદ આપજે. તું તો તારાં કામની જંજાલોમાં રોકાયલો રહેય એટલે હુંજ બધી ખટપટ કરશ. અહીંની સોસાયટીની જવાન છોકરીઓ ને બૈરાંઓ માટે first aid ને નરસીંગનો કલાસ ખોલી હું એ લોકને તાલીમ આપશ.

બચાની પરવાનંગી મેલવી એણે લાગતા વલગતાઓમાં ફંડ ઉભું કીધું. બાનુ વોલંટીયરોને દેશદાઝ ખાતર એ કલાસમાં જોડાવા અપીલ કરવામાં આવી. રેડ ક્રોસના વડા તરીકે એ કલાસ રેવરંડ ફાધર લીમજી પોતે ચલાવવાનો છે એવું સરકારી ગેઝેટમાં જાહેર થતાંજ વફાદાર બૈરાંઓની એક મોટી સંખ્યા ફર્સ્ટ એડની તાલીમ લેવા બહાર પડી. એક રીતે લીમજી એ કામને માટે તદન લાયક હતો કારણ કે એની રંગબેરંગી કારકીરદીમાં એણે મેડીકલ કોલેજમાં ત્રણ વરસ ગુજારી એનેટમી, જોમેત્રી, મીડવીફરી, વગેરે સબજેકટોનો બારીક અભ્યાસ કીધો'તો. તે ઉપરાંત ઘણું એવી વીકોમાં એણે કારસાજીભર્યો ભાગ લીધો'તો, ને છ મહીના કામા હોસ્પીતલમાં સઇપરની રસી મુકવાનુંબી કામ કીધું'તું.

સરકારી મોટરો રાખવાનું ગેરાજ ખાલી કરાવી ત્યાં કલાસ ખોલવામાં આવ્યો. મુંબઇની મેડીકલ કોલેજમાંથી થોડાં હાડપીંજરો એણે મંગાવ્યા ને એનેટમીની સાથે સાથે નરસીંગ ને બેનડેજીંગની તાલીમ શરૂ કીધી. કલેજું કયાં આવ્યું, હાર્ટના ધપકારા કેમ તપાસવા, તે જનાવરોના કલેજાંના હાર્ટ પર હાથ દાબી રાખી દેખાડનો ને કેટલીક છોકરીઓ તો ઉલટમાં આવી એવા જોરથી હાથ દાબતી કે જનાવરો હદ મુવા થઇ જતાં. કેટલાક ઝનુની લોકો આવા કલાસની ને ત્યાં અપાતી તાલીમની સખત વીરૂધ હતા, પણ

શાહી ફરમાન બહાર પડેલું હોવાથી તેઓ કંઇબી વીરૂધ લાગણી દેખાડતા અચકાતા.

એ લોકોને એ વાંધો કેટલો વાજબી હશે તે એ પરથીજ જણાશે કે પ્રેકટીકલ શીક્ષણ આપવાના ધખારા રાખીને બોખાર લેવાનું શીખવવા એ પોતાની બગલમાં બેરોમીટર મુકતો ને પછી બોખારનો પારો કેટલો ચઢયોછ તે બતાવતો. વધારે હીમત આવતાં એણે પોતાના રસથી ભરાયલા હાથ પગ ને ટેટાંપર બેનડેજીસના પાટા ને Splints ની લાકડીઓ કેમ બાંધવી તે બતાવવા માંડયું. રેડ ક્રોસનાં પ્રેસીડંટ તરીકે મેં એક દહાડો surprise visit લીધી તો જોઉંછ તો લીમજી ખાટલા પર બેઠેલો ને આજુબાજુ આઠ દસ જણાંઓ બેંડેજીશ કેમ બાંધ્યાછ તે દુરબીને જોય. મેં જરા કરડે દેખાવ કરીને આ ફારસ શું ચાલી રહયોચ તેના ખુલાસો પુછયો તો એણે નફટ જવાબ દીધો કે "દીકરા, આજે ભાંગેલા હાડકા દુરસ્ત કેમ થાય તેનો કલાસ છે તે છોકરીઓ પ્રેકટીસ કરેછ."

લીમજીના આ નરસીંગ કલાસો પર એટલો દરોરો પડવા માંડયો કે એને નાઇટ કલાંસબી ખોલવો પડયો. એની તાલીમની મોહકાણમાં ઘણા બુઢ્ઢાં બૈરાંઓને માટીડાઓએબી પોતાના બચ્ચાંઓનાં હાથ પગ ભાંગી જાય તે વખતે ઉપાય લેવાય કરીને તેઓનાં મસતકોબી એણે ફેરવી નાંખ્યાં. આખરે જ્યારે એ ફર્સ્ટ એડ કલાસનું ઘેલાપણું વધી ગયું. ત્યારે લીમજીના ઘેલાંચેરાં અટકાવવા વડા અમલદાર તરીકે મને એ કલાસ બંધ કરી નાંખવો પડયો.

અમારી હજારો ધાંધલ, ધમચકરી ને પ્રોપેગેન્ડા છતાં કાબુલની રઇયતની આ લડાઇ તરફની ઠંડઇ ને સુસ્તી ને પોતાના માલીક ને તાજવર તરફની શીહાગીરીની કોટાહી જોતાં અમે જોઇ લીધું કે મામલો જો એમજ ચાલ્યો તો બચાનો ડબ્બો ગુલ થવા સાથે અમારો બી તરાપો ડુબવાનો ને સુપરાં સાફ થઇ જવાનો વખત આવી પુગશે.

મેં ને લીમજીએ બચાને તેના બે ચાર વીશ્વાસુ અમલદારો સાથે બીલીયર્ડ ટેબલની આસપાસ એક રાંઉડ ટેબલની કોનફરંસ ભરી ને બચાને ખરી વીગતોથી વાકેફ કીધો. બચો વાતની ગંભીરતા

સમજી જતાં મોત જેવો ધ્રૂકકો થયો ને ગમની એક ઉંડી હાય મારીને માથા પરથી તાજ કહાડીને જમીન પર મુકી દીધું ને ભુલમાં મારી પર પાનની પીચકારી મારી બેઇઝતીમાં ઓરખી વધારો કીધો ને બાલ પીખતાં બોલ્યો "મને હવે કોઇની હીંમત કે સહારો રહયો નથી. હવે હું કોણને આસરે જવશ? મારો સસરો આજે હૈયાત નથી, નહી તો રાજતાજથી રીટાયર થઇ જઇ સસરાને ત્યાં જઇ તેના ઘેરજમાઇ તરીકે પડી રહી બાકીની નાસ્ના વખરની જીંદગી ખતમ કરતે. આ આફતની શરૂઆતમાંજ મેં અમાનુલ્લાનો ચોખો ચાંપી જોયો'તો પણ એણે તો તદન સસેકા તીન પાઉં કીધા કે અહીં મારી આગલ આવવાથી તો મીડો ગારોજ મુકજે. હુંજ અહીં ફારસી ને ઉરદુના કલાસો કહાડી ને સીલાઇત ને સાલમ મીસરી વેચીને જેમ તેમ પાઉંએ તપીલું નુછીને મારૂં ગાડું ગબરાઉંછ, ત્યાં તું આવીને શું તોપ ફોડવાનો છે? હવે બેહતર એજ છે કે કાદરબેગને શરણે જાઉં ને એ પેનશન આપે તે પર રીટાયર થઇ જીંદગીના બાકીના દીનો ખુદાની એબાદતમાં પુરા કરૂં."

પણ અમે એને સધીયારો આપ્યો કે એમ બુઝદેલ બની જઇ હીંમત હારવાની જરૂર નથી. જ્યાં સુધી હીંદુસ્તાનમાં પારસી જેવી લડાયક ને તાલીમબાજ કોમ વસે છે ત્યાં સુધી એને નાસીપાસ થવાનું કંઇજ કામ નથી. થોડાજ વખતમાં પારસી સીપાઇ બચ્ચાઓના મીલીટરી બુટની નાલથી કાબુલની જમીન ધમધમી રેહશે ને એ જંગી પેહેલવાનોના મોંઢેથી ગવાતાં લેટેસ્ટ ટાકીઝના અંગ્રેજી ગાયનો "Whoopy" "I feel so happy" વગેરેના સુરીલા સરોદોથી કાબુલનું શાંત વાતાવરણ લસ્કરી ધ્રુજનીઓથી ધ્રુજી રેહશે.

બચો આ અમારા હીંમત આપનારા લફ્ઝોથી ખુશાલીથી ફુલી ફાટી ગીયો. "શાબાસ મારા શુરવીર સરદારો, તમારા આ સુનેરી સખુનોથી તમે મને આખે હૈયાત પાઇ મારાં મુરદાં દીલને નવી જીંદગી બક્ષીછ. જાવ, અને આ નહેરત લડાઇમાં મને ફતેહ ફીરોઝી આપવા તમુને જે બી પગલાં

સેવાં ઘટતાં લાગે તે લેવ. જાવ ને ફતેહ કરો. તમે પારસીઓ તો મારા રાજ્યનાં સ્થંભ મીસાલ છેવ.

"દુરદશા થતાં મારી લાગતે આજ વાર શી
હોતે નહી હમો પાસ જો આ વફાદાર પારસી."

બચાની રજા મલતાંજ અમે એક અરજંટ તાર અંજુમને હીફાઝતે પારસીયાનના ત્રસ્ટીઓ પર મોકલ્યો, જે તાર એ ત્રસ્ટીઓની તાકીદની મળેલી મીટીંગમાં વાંચી સમજાવવામાં આવ્યો કે બારસો વરસના હીંગામ બાદ અસલી પારસી ખમીરનો બહાદુરી બતાવવાનો પારસીઓ માટે આ અસાધારણ પ્રસંગ છે. પારસીઓની નોક ને ઇઝઝતનો આ સવાલ છે જેની પર રેઝાશાહની પારસીઓ તરફના ભવીષ્યની વલણનો આધાર છે.

અનજુમનના વાણીયા મહેતાજીના અપવાદ સીવાય સરવાનુમતે ત્રસ્ટીઓએ ઠરાવ પાસ કીધો કે હજારો વરસનું સુસ્ત અને મંદ પડેલું પારસી લડાયક ખમીર ખીલવવા માટે આ સરહદ પરની લડાઇમાં ભાગ લેવા પારસી જવાનીયાઓને ખાસ ભલામણ કરવી ને આ લડાઇમાં જાન ગુમાવનારા વીરલાઓની યાદગારી કાયમની જાળવી રાખવા હયુજીસ રોડ પરના પારસી મેમોરીયલ સ્થંભમાં બે મારબલની તખતીઓ જાસ્તી જડાવવી. જેનો ખરચ એ મુરબ્બીઓએ બહોળાં દીલથી અનજુમના ફંડમાંથી કરવાનું માથે લીધું.

ત્રસ્ટીઓ તરફથી પરવારતા પારસીઓને લશ્કરમાં ભરતી કરવાને માટે એક જોશદાર અપીલ જામે મારફતે બહાર પાડવામાં આવી, જે જાહેરખબર ધર્મનું કામ સમજીને એના ભલા માલીકોએ ડબલ ભાવમાં છાપી આપી.

"ખુશ ખબર પર ફેંકો ટુંક નજર"

"જોઇએ છે—અફધાનીસ્તાનમાં ટુંક અરસામાં ચાલનારી ખુનખાર લડાઇમાં ભાગ લેવા માટે મજબુત બાંધાના પારસી જવાનો. ગ્રાંટરોડ ને પીલાઉસના નાકાં ઘેરી સવારસાંજ ઉભા રહીને નીંદા કરતા પરવારતા પારસી જવાનો માટે હોજરાં ભરવાની, આબરૂ દરકારથી જીંદગી ગુજારવાની ને લડાયક ખમીર બતાવવાની આ એક ઉમદા તક છે. લડાયક હથીયારો ને

લસ્કરી યુનીફોર્મો મફ્ત પુરા પાડવામાં આવશે. ચુંટી કહડાયલા લસ્કરીઓએ બે જોર સીયાવ સાથે રાખવા પડશે. ઉમેદવારોની ચુંટણીની શારીરીક તપાસ માટે બાલારામ સ્ટ્રીટ, શાપુરજી શેઠનો ચકલો ને દાદર કોલોનીમાં રેકરૂટીંગ ઓફીસો ખોલવામાં આવશે. એપોલો બંદર પર બૈરાંઓની મશકેરી કરી કેદરી જીલાઓને વધારે પસંદગી આપવામાં આવશે. ઉમેદવારોએ અરજીની નકલ, પાસપોર્ટ ફોટો ને બૈયર મુકાવ્યાની સરટીફીકેટ સાથે હાજર થઇ સારજંટ મેજર દોરાબ સોમજીને મલવું.

તાજે કલમ—લડાઇ પર બૈરી બચ્ચાંઓને સાથે લઇ જવાની સખત મનાઇ છે.

એમબ્યુલંસ બ્રીગેડમાં જોડાવા રીટાયર ખાંવીયાઓએ અરજી કરવી."

ખોરૂં ઘી વાસી દીવેલમાંથી નહી જાય તે કેહતી ખરી પડી. આવા Degenerate ને પારસી કીરતીના પડતા વખતમાં બી ખુલ્લું માલમ પડી આવ્યું કે પારસી લડાયક જુસ્સો તદન ઉંઘઇ નહી ગીયો'તો પણ ખાલી જુકતો'તો. આઠ દીવસમાં રેકરૂટીંગ ઓફીસોમાં હજારો અરજીઓ આવી પડી. જો કે થોડા ચેંદેપૈઓએ પુછાવ્યું કે અમુને લડાઇ પર સાંજના ફરવા જવા દેશો કે? ને નાસ્તા પર શું આપશો? આઠ દહાડે બી ધાનશાખ કચુબર આપશો કે તદનજ અખાડા કરશો?

ડાકટરોની તપાસ પછી પાંચ હજાર જવાનોને લશ્કર માટે ચુંટી કહાડવામાં આવ્યા. એ તમામ ચુનંદી ફોજને "બોમ્બે પારસીઝ ફોરેન લીજીયન" નું નામ આપવામાં આવ્યું ને તેની સરદારી છેલ્લી યુરોપની લડાઇમાં નામ કહાડનાર ચુનંદા પારસી લસ્કરી યોદ્ધા દોરાબ સોમજીને આપ-વામાં આવ્યું. એ ઓદ્ધા માટે "સંજાણ માર્ચ" ના જાણીતા જોડનારા મી૦ મેહલ્લી કાસીનાથે સખત હરીફાઇ કીધી'તી, પણ જો લશ્કરને હાર મલે તો લશ્કરની સરદારી લઇ જંગના મેદાનમાંથી જલદીથી દોડવાનુ ને નાહસવાનું એવણથી બને તેમ નહી હોવાથી એવણની ઉમેદવારીને ઘણો ટેકો નહી મલ્યો'તો.

## અથોરનાન લશકર પર અરજંટ તાર.

ઇટસ આ લોંગ લોંગ વે ટુ ટીપરરી
ઇટસ આ લોંગ લોંગ વે ટુ ગો
ઇટસ આ લોંગ પ્રભાત ફેરી
ઇટસ આ લોંગ લોંગ યરોડા જેલ ટુ ગો

લડાઇ માટે ઝડપી તૈયારીઓ થઇ રહી. તમામ લશ્કરને યુનીફોર્મ માંજ સજ કરવા માટે ટાઉન હોલમાં ડઝનબંધ દરજીઓ બેસાડી દેવામાં આવ્યા. બંદુકો ને રીવોલ્વરોને તેને માટેની કારતુસો અરધી અરધ તો ચોરબજારમાંથીજ મલી ગઇ. લશ્કરનું પારસીપણું જાળવવા માથાં પર પારસીજ ચીન્હ રાખવું એમ ઠરાવ થયો પણ પહેલીજ પરેડ વખતે જ્યારે ફુલ યુનીફોર્મમાં બધા હાજર થયા ત્યારે કોઇના માથાં પર પાઘડી, કોઇનાં માથાં પર ફેંટા તો કોઇ એસકીઓ બેંગલોર ટોપી ને ગાંધી કેપમાં ઉતરી પડેલા જોઇ હાજર રહેલાંઓને ઘણી રમુજ પડી. જે પછી ઠરાવ થયો કે બધાઓએ માદર વતન તરફ ફીદાગીરી બતાવવા રેઝાશાહ કૅપ જ પહેરવી.

નવાં પારસી ઉધરતાં લશ્કરને મદદ કરવાની અપીલો બહાર પડેલી હોવાથી પારસી મીલમાલેકોએ પોતાની મીલોમાંથી જથાબંધ ખાકી શોર્ટસ, કોટો ને ધોતીયાંઓ મોકલી આપ્યા. ખાકી કપડાંની માંગણી એટલી વધી પડી કે તે માંગણીને પુગી વલવા બંધ પડેલી માણેકજી પીટીટ મીલો પાછી ચાલુ કરવી પડી. કરંજીઆ કંપનીએ રેશમી સાડીઓનો મોટો જથ્થો એ લશ્કરી જુવાનોને લડાઇના મેદાનમાં રાતના પેટમાં દાબીને સુવા માટે મોકલી આપ્યો, એવી શરતે કે લડાઇ પુરી થયા પછી બધી સાડીઓ ધોવડાવીને પાછી મોકલવી.

પારસી પંચાયતે સરકારને અરજી કરવાથી એસ્પ્લેનેડનુ મેદાન આ નવા રેકરૂટોને કવાયદ કરાવવા માટે મફત આપ્યું, જ્યાં તેઓની કવાયદ જોવા લેડીઝ જીમખાનાના ને બધે મોટે ખાંચરેના બૈરાં માટીડાઓનો જંગી જમેલો મલતો'તો.

રેલવે હોટેલવાલા મી૦ કાવારાણાએ પરેડ પછી થાકી ગયલા દરેક જવાનને એકકો જગ ઠંડો કીધેલો બીર પાવા માંડયાથી પરેડ વખતે ગંજાવર સંખ્યા હાજર રહેતી'તી. રોકડાં નાણાંની ઘણી જરૂર છે એ વાત બહાર આવતાંજ મી૦ સોમજીની મજબુત ભલામણ પરથી સેંત્રલ બેંકના ડીરેકટરોએ એક હજાર પાત ચાંદીના ને પાંચસો પાટ સુનાની, ગુણપાટમાં લપેટીને પોતાની સલામ ને ભલી દુવાઓ સાથ મોકલી આપી.

બોમ્બે પારસી ફોરેન લીજીયનના સરળ વહેવારમાં એક નાનો કમનસીબ ખતરો પડયો. પાંચ હજારના એ ઉત્સાહી ને ઉમંગી લશ્કરમાં બી ગીરણી કામદાર મંડળને લગતા થોડા મીલના પારસી કામદારો બી દાખલ થઇ ચુકયા'તા. એ ચાર પાંચ ધાંધલીયાઓએ અહીં બી બીજા નાદાન પારસી વોલનટીયરોને ઉશ્કેરી પોતાનું એક યુનીયન ઉભું કીધું ને લાલ વાવટા લઇને પરેડ પર આવવા માંડયું. એ લોકોના યુનીયનને નામે નીચલી માંગણીઓ ને હકો પોતાને બક્ષવા લશ્કરના સેનાધીપતી કરનલ દૈરાબ આગલ કમીટીના મેમ્બરો અરજી લઇ રજુ થયા.

શરત પહેલી—હાલનો પગાર ડબલ કરવો ને રોજ પાંચ કલાકથી વધારે કામ લેવું નહીં.

શરત બીજી—દરેક સીપાઇને પોતાની બંદુક ને બીજો સામન ઉંચકવા એકકો નોકર આપવો.

શરત ત્રીજી—બચ્ચાં છોકરાં ને ફેમીલીને મલવા જવા દેવા માટે શનવાર આતવારે લડાઇ બંધ રાખવી.

જો આ શરતો કબુલ નહી થાય તો આ નવાં ઉભાં થયલાં યુનીયને લશ્કરમાં હડતાલ પડાવવાની ધમકી આપી. પણ આની બાજુ સેંકડો

લડાઇઓનો અનુભવ મેળવેલો ને સખત ડીસીપ્લીન માટે જાણીતો થયલો કરનલ દોરાબ હતો. એણે એકદમ એ યુનીયનના મેમ્બરોના હથીયાર ઉતરાવી લઇ તે લોકને કેદ કરાવી તરત કોર્ટ મારશીયલ બેસાડી લશ્કરમાં બેદીલી ફેલાવવાના ચાર્જ માટે ગુનેહગાર ઠેરવી એ આગેવાનોને રાતોરાત માહીમના જંગલમાં તોપને મોંઢે ઉડાડી મુક્યા!

(૩૬)

## ઝરથોસ્તી વિરોને વિદાયગીરીનું માન

હાય ડોકાં કેમ ઊડી જશે દીલ ધડકતાહી રહા
પસીને ગરકાવ થઇ રૂમાલ જહટકતાહી રહા
માંગનારા બીચારા બધા હમારા લટકતાહી રહા
લડાઇને બહાને મુંબઇથી કાબુલ સટકતાહી રહા

નવી ઉભી થયલી "પારસી ફોરેન લીજીયન"નાં બહાદુર જવાન વોલંટીયર સીપાઇઓ પુર જોરે શોર, ઉતસાહ ને ઉલટથી લશ્કરી તાલીમ અંગ્રેજ લશ્કરના રીટાયર થયલા પંજાબી ને સીખ સુબેદારો પાસથી લઇ રહયાં'તા. સારા મુંબઇમાં યુનીફોર્મ ને હથીયારથી સજ થયલા કદાવર બાંધાના ચહેરેનમુન પારસી યોદ્ધાઓ રસ્તે નજર પડતા'તા. યુનીફોર્મમાં હોય ત્યારે એ લોકોએ ત્રામમાં ટીકીટ લેવાના સોગંદજ ખાધા'તા. કંડકટર ટીકીટ માટે પુછે તો એ લોક બેધરક કેહતા કે ગવરનર સહાબકા ટીકીટ લેનેકા ઓરડર નહી હય.

સવાર સાંજની ડ્રીલ ઉપરાંત અઠવાડીયામાં બે વખત ટારગેટ પ્રેકટીસ યાને ગોલીબારની તાલીમ આપવા એ લોકોને વાંદરે કસઇ- ખાનામાં લઇ જવામાં આવતા'તા.

૧૯૧૪ ના ખોફનાક જંગ વખતે જગમશહુર થયલું લડાયક ગાયન "It is a long long way to Tiperary" ને નવુંજ સ્વરૂપ આપીને જોડેલું નવું લશકરી એનથમ ઘેર ઘેર ગવાતું હતું. હયરતની ફલદ્રુપ કલપના શકિતનું એ એક નાદર પરીણામ હતું. જે ગાયન એ પેરડ

પુરી થયા પછી પારસી ફોરેન લીજીયન તરફથી માઉથ ઓરગન ને ફલુટના એકમપ્નીમેંટ સાથે ગવાતાં જીગરના તારેતારમાં ઝણઝણાટ ફેલાવી સાંભલનારનાં રૂવેરૂવાં ઉભાં કરતાં. લોકોની જાણ માટે એ ગાયન સદાબરૂં નીચે રજુ કરૂંછ પણ ચેતવણી આપુંછ કે એ ગાયનના છાપવા, છપાવવાના, ખેલ કે ટૉકીમાં વાપરવાના સર્વે હકો કરતા મી० હયરતને સ્વાધીન છે.

## પારસી ફોરેન લીજીયનનું માર્ચિંગ સોંગ.

ઇટ ઇઝ એ લોંગ વે ટુ અફઘાનીસ્તાન
બચા આય તેં શું જગાર્યું તોફાન
ઇટ ઇઝ એ લોંગ વે ટુ કાબુલીસ્તાન
પઠાણોનો કહાડશું કચરઘાણ.
ગુડ બાઇ ધોબી તલાવ
ફેરવેલ ધાનસાખ પલાવ
ગુડ બાઇ પાયધોની
'આઁ સ્વાર' છાંટપાણી.
ઇટ ઇઝ એ લોંગ લોંગ વે ટુ કાબુલ
વેર વી વીલ ફાઇન્ડ સ્વીટ બુલબુલ

*  *  *

લડઇના હોંગામ માટે આપવામાં આવેલો ઇન્ટરવલનો ટાઇમ પુરો થઇ લડાઇનો ટાઇમ નઝદીક આવતો હોવાથી હવે બચાની હીંમત ને ધીરજની ઓટ થવા માંડી. એ હવે મુંબઇ તરફ નજર નાંખી કાંસકુસ ને તાસવીસમાં પડયો. એને સધીયારો આવે એ ખ્યાલથી બચાના લશ્કરના વડા સપેહસાલાર યાને કમાનડર-ઇન-ચીફ તરીકે અરજંટ તાર તરત મોકલી આપ્યો કે એક અઠવાડીયાંની મુદતમાં નવાં પારસી લશ્કરને બનતી તાકીદે કાબુલ ચઢાવી આપો. પછી લડાઇની સીઝન ખલાસ થઇ જશે ને વેકેસન પડશે તો બધો ખરચ માથે પડશે.

આ બોંબગોળાની ધારેલી અસર થઇ ને પારસી લશ્કરની "Overseas Expeditionary Force" મોકલી આપવાની તડાકામાર તઇયારીઓ થઈ રહી.

લશ્કરને માટે યુનીફોર્મ, દારૂગોળો, ખાધ ખોરાકી, હથીયારો ને સઉથી અગતનું છાંટાપાણીના સામાનનો તરતજ બંદોબસ્ત કરવામાં આવ્યો. વચ્ચે કદમીઓની પપેતી આવી જતી હોવાથી ને લશ્કરમાં જોડાયલા ઇરાની પોરયાઓ મી૦ અરદેશર ઇરાની ની "દુખતરે લુર" યાને સીસ્ટરે અંગુરની શીલમ જોવા ઘણાજ ઘણાજ ઇંતેજાર હોવાથી કદમી ખોરદાદસાલ પર લશ્કરની મુંબઇથી ઉઠાંગરી કરવાનો દહાડો નક્કી થયો. પણ ભલાં કામમાં ઘણાં વધ્નો પડેછ, તેમ અહીંબી બન્યું.

જુની પુરાણી ચીજો ને Curios નો સંગ્રહ ધરાવનાર જાણીતા અરકીયોલોજીસ્ટ પેસ્તનજી ભમગરા પાસે બાદશાહ જમશેદના મુબારક હાથે વપરાતી તલેસમાતીક "જામે-જમશેદ" ની જામ હતી જેમા ભવીશમાં બનનારા બનાવો પાક આદમીની દ્રષ્ટીએ સહેલાઇથી પડતા'તા.

એજ જામમાં જોઇને મી૦ ભગમરાએ છેલ્લાં હીંદુ મુસલીમ હુલડની ખબર હુલડ પછી છ મહેને તારીખવાર સુધાં બરાબર કહી આપી'તી. પારસી લશ્કરને કાબુલમાં કેવી જાતની કીરતી ને ફતેહ મલશે તે વીશે જામે જમશેદના ચીફ રીપોટરે એવણનો ઇન્ટરવ્યુ લઇ અભીપ્રાય માંગતાં એવણે એ બાબદની સંપુરણ માહીતી આપવાનું વચન આપ્યું.

બીજે દીવસે મી૦ ભમગરાએ નહાન નાહી, કસ્તી કરી યઝદાંની એબાદત કરી ધોબીતલાવના આતશબેહરામના ઓટલાપર મીજલસ સનમુખ અકરૂં બેસી જઇને એકાગ્રહ ચીતથી જામે-જમશેદના તળીયામાં ટીકીટીકીને જોયા કીધું ને પછી એક બુમ પાડી.

"આફત! સીતમ! ગઝબ! દગો! દગો!! પારસી લશ્કર સાથ દગો થાય છે!"

લોકોએ તરતજ એવણને કોલનવાટર પીવરાવી સુધ્ધીમાં લાવીને ઘણી ઇંતેજારીથી પુછયું

મુરબ્બી રાહનુમાય પેસતનજી—પેસીઆવા, એવી શું ભયંકર આફ્ત ને સીતમ ગુજરનાર છે કે તમો જેવા કઠણ હઇયાંનાં આદમીબી ગભરાઇ ગયાછ."

એવણે દબાતા અવાજે ખાનાખરાબીની ખબર આપી કે આ લડાઇમાં આયંદે બચાની હાર છે, ને તમામ પારસી લશ્કર ખઇબર પાસમાં સુતેલું ઘેરાઇ જઇને મોહમંદ ને 'હલમઝાઇ તાયફાવાલાઓને હાથે કતલ થઇ જશે. માટે ખુદાને ખાતર આ લડાઇમાં ભવીષની મોટી આશા આપનારૂં લશ્કર મોકલીને અંજુમનના પૈસા ને વખતની બરબાદી ના કરો.

પારસી અંજુમન આ કત્લેઆમની આફતકારક આગાહી સમજી ગભરઇ ને તમામ લશ્કરને Disband કરીને વીખેરી નાંખવાના ઠરાવપર આવી. બીજા આગેવાનોએ એ હીચકારી હીલચાલ નાપસંદ કરીને સલાહ આપી કે જ્યારે હઝારો મેહનતે આઇતું લશ્કર ઉભું થયુંછ ને કોઇનાં ઠોબરાં ફોડવા ને ડોકાં છટકાવવા લશ્કરીઓના હાથ ચવર ચવર થાયછ તો કાંઇ નહી હમણાં મલબારમાં માપલાઓનું હુલડ ચાલેછ ત્યાં મોકલીને હીંદી સરકારને મદદ કરીએ ને લશ્કર ભાડે ફેરવીએ. જામે જમશેદની બરકતથી ઉભા થયલા આ મોકાણની સમાચાર મને મલતાંજ મેં તરત તાર કીધો કે તમે લોકો એમ ઘેલાં શું કાઢોછ. બચો આ બ્રીચ ઓફ પ્રોમીસની વાત સમજશે તો સ્મૉલ કૉઝ કોરટમાં ડામેજ્જસની ફરયાદી માંડશે ને વરી પરજાતનું ચડી વાગશે કે "પારસીકા બચ્ચા, કદી નહી બોલે સચ્ચા."

આખરે સારી સમજ ફાવી ને પારસી ફોરેન લીજીયનને ખોરદાદ સાલને દાહાડે મુંબઇના બારામાંથી ઉપડી જવા માટે સ્ટીમર પર ચઢવાનો ઓરડર થયો. ને તાલીમ પામેલાં એ નવાં લશ્કરનો અફાબરોએ તે દીવસની સવારે "રોયલ રીવ્યુ" લેવાનો ઠરાવ કીધો ને તેને માટેનો તમામ ઇન્તેઝામ કરવાની G. O. C. દોરાબ સોમજીને સુચના થઇ. દવરાબે રાતોરાત પોતાના હાથ નીચેના અમલદારો સાથે મેદાનમાં સાદડી ફાણુસ પર બેસીને માર્ચ પાસ્ટનો

પુરો પ્રોગામ ને પ્લાન ઘડી કહાડયો ને તે માટે રીયરસલો ને સખત તાલીમ બીજે દીવસથી શરૂ થઇ.

આ બધી લડાયક ધમચકરી ને તાલીમો જોઇને યુરોપીયન જીમખાનામાં અનુભવી અંગ્રેજ લશ્કરી ઓફીસરો શકના ડોકાં ધુણાવતા કે જો આ પારસીના પોરયાઓને દાબેલા નથી રાખ્યા ને આવુંજ ઉત્તેજન મલ્યા કરશે તો એ લોક જરૂર કોઇ દહાડો હીંદુસ્તાનનું રાજ પચાવી પાડશે ને આપુને ગાંસડાં પોટલાં લઇને ઇંડીયાને ગુડબાઇ કરવી પડશે.

પારસીઓની પુરાણી ઝલકતી કીરતીની કલગીરમાં એક હીરાજડીત પીછું ઉમેરનારો ને નવો સફો ખોલનારો તે સોનેરી દીન હવે આવી પુગો. આઝાદ મેદાનમાં પારસી વીરલાઓની બનેલી એક બહાદુર ફોજને આફેરી માન આપવા સવારના પહોરથી હજારોની સંખ્યામાં લોકોએ ફુલ નારીયેલ સાથે એકઠાં થવા માંડયું. પારસીઓ, ઉપરાત હીંદુઓ, મુસલમાનો, યાહુદીઓ હરીજનો, નાઝીઓ, બોલશીવીકો, બુધીસ્ટો ને ફાસીસ્ટો હજારો હજારની સંખ્યામાં ભાઇચારાના ખ્યાલથી હાજર થયાં'તાં. મેદાનના ઝાડની દાંખલીએ ને પાતરે પાતરે, તારના થાંભલાંઓ પર ને તંબુના ખુંટા પર લોકો ચહડી બેઠાં'તાં.

પાયદલ ઘોડેસવાર ને તોપખાનું મલીને કુલ્લે પાંચ હજાર બસતે-કુસ્તીઆનોનું દમામદાર લશ્કર જોઇ દરેક જરથોસ્તીના જીગરમાંથી મગરૂરીની આહ નીકળી પડતી'તી. અરધો ડઝન મોટરોને ચારે તરફ તેમજ ઉપર નીચેથી લોખંડના ને ટીનનાં મજબુત પતરાં જડી લઇને આરમરકારો યાને બખતરવાલી ગાડીઓ બનાવવામાં આવી'તી, જેની અંદરના બાકોરાંમાંથી ચવીતરા લશ્કરી દુકતાઓ થોડે થોડે વખતે બાજુ ઉભેલાં લોકોને છતરી ભોકીને, બાહુરે કરતા'તા. એમાંની એક આરમરકારની બાજુ પર કોઇએ જોરમાં દુરથી કવલું નાળીયેળ મારવાથી તેની આખી દીવાલ ધસી પડી ને લોકોમાં હસાહસ થઈ રહી.

ખાન બહાદુર સર હોરમસજી ભીવંડીવાલાએ પોતાનાં બે ખાનગી એરોપલેનો પાઇલટ સાથે ભેટ આપ્યા'તાં. રીવ્યુ દરમ્યાન એ બેઉ એરોપ્લો-

નોમાંથી લશ્કર પર ફુલોનો નીસાર કરવામાં આવ્યો. પોલીસ કમીશનરે પહેલાં તો પારસી લશ્કરની મેદાનમાં પરેડ થતી અટકાવવા માંગી કે એ કમબખ્તો, જાસ્તી ઉશ્કેરાશે તો ભુલેશ્વર ને ઝવેરી બઝાર આખું લુટી લેશે; પણ અંજુમને સર સેમ્યુઅલ હોર પર તાર કરીને રજા મંગાવી કે ઝનુન પર ચઢેલા પારસીઓને છેરી મુકીને તમારી યુરોપની મુશકેલીઓ વધારી ના મુકો.

ચીતાના જેવી ચપલતા ને અઝદાહના જેવું કવુવત ધરાવનાર એ દમામદાર લશ્કરનો સપેહસાલાર દવરાબ પોતે લોહરાસ્પ નામના એક સ્વદેશી રખસ પર સવાર થઇને મેદાનમાં અહીંથી તહીં ઘોડો દપટાવી મેગેફોનમાંથી લશ્કરને આરડર આપતો હતો. નામના ઉડાવનાર એ પહેલવાને વીસમી સદીના અપટુડેટ મીલીટરી ડ્રેસ પર નોશીરવાન આદીલનું ઇરાની લોખંડની જાલીનું બખતર પહેરી લીધું'તું. પોતે ચીતા જેવો ઝનુની છે તે બતાવવા એણે બખતર પર વાઘના ભરત કામવાલો રગ ઓઢયો'તો. જે વાઘ જોઇને બૈરાં ને બચાંઓની દેહસ્તથી બુમ પાડતાં'તાં. ખાંધપર એણે ગાયનાં મોઢાંનો લોખંડી ગુરજ ઉઠાવ્યોતો. દુશમનો સાંમે એ ગુરજ એવણ કેટલાં ઝનુનથી વાપરશે તેનો પબલીકને ખ્યાલ આપવા દસ મીનીટના વીસામા પછી એવણ સનમુખ એકકું બકરું લાવવામાં આવતું'તું. જે દરેકનું માથું એવણ ગુરજના એકજ ફટકાથી બદામનાં કોટલાં મીસાલ કચડી નાંખી હાજર રહેલાં ટોલાં પાસથી આફરીન ને તાલીનું માન મેલવતા!

આખું લશ્કર સફ સમારી ઉભું રહયા પછી મેદાનની અધવચે ડોકવામાં આવેલા એક આલીશાન શામીયાનામાં બસો મુબેદોએ જશન ને ફરેસ્તાની ક્રીયા શરૂ કીધી. આણીબાજુ પારસીના તોફાની પોરયાઓ હતા એટલે જશન પુરૂં થાય તે આગમજ એ દુકતાઓએ ચાસનીના ખુમચા પર દરોરો પાડીને ખુમચા તદન સાફ ને સફાચટ કરી નાંખ્યા ને ધકાધકીમાં બે એક જણ અફરગણ્યા પર જઇ પડવાથી દાઝીબી ગયા.

હિસાબ ગણતાં પાંચ સાત ખુમચા ગુમ થયેલા માલુમ પડયા. જશન પુરૂં થયા પછી ફસલી ને અસલી સાલમાં માનવાવાલા સુધરેલા પારસીઓ

મીજલસમાં વહેંચાયલાં છાપેલાં હેંડબીલોમાંથી હમબંદગી એક અવાજે ને એકાગ્ર ચીતે વાંચી ગયા ને પછી અંગ્રેજોની સ્ટાઇલ પર પીઆના ને તબલા પર લડાઇમાં ફતેહ ઇચ્છવા Hymns યાને ધરમીક ભજનો ગાયાં. જે પુરૂં થતાં લોકોએ એનકોર કરતાં બેચાર પોરયાઓએ એડી કેનટોરનું Whoopy માંનું ગાયન "આઇ ફીલ સો હેપી" ગાઈ સમજાતી આ ત્રેજીક ને ગંભીર હીંગામ કોમેડીમાં ફેરવી નાંખ્યો.

આવા અસાધરંણ પ્રસંગ પર રીવ્યુ માટે વાવટા કાડી આગલથી લસ્કર પસાર થઇ જાય ત્યારે સલામી કોણે લેવી તે એક વખત ગંભીર સવાલ થઈ પડયો'તો. આખરે બહુમતીએ એવું ઠરયું કે એ માન ખાનબહાદુર મહેરનોસજી પાવરી જેવણ જુવાનીયાઓના સ્પોર્ટસ ને તે લોકની શારીરીક ને આરથીક ઉન્નતીમાં હમેશાં આગલ પડતો ભાગ લેતા આવ્યા છે, તેવણુનેજ આપવું. એ ગોઠવણ પારસી કોમ ઉપરાંત ખુદ તમામ લસ્કરને પણ ઘણીજ પસંદ આવી હતી. ખાનબહાદુર પાવરી એ ગોઠવણને અનુસરીને વીકટોરીયા ગારડનમાંથી લાવવામાં આવેલો હાથીની અંબારીમાં મુકેલી ઇઝીચેરમાં ગોદરાં નખાવીને દમામથી બેઠા. એવણનાં માથાંપર બાંબુ સાથે બાંધેલી વાણયાઓના વરઘોડાની મોટી લાલ રેશમી છત્રી ઉડતી હતી. જામા પીછોડીના ફુલ લેબાસમાં એવણ હાજર થયા'તા. આગલી લડાઇઓ ને સ્કુલ કોલેજમાં મેલવેલા ચાંદો એવણુની પહોળી છાતીપર સુરજની રોશનીમાં ચમકી રહ્યા'તા. ફેંટાની રીંગમાં ખોસેલાં શાહસુરગનાં પીછાંઓ હવામાં ફર ફર ઉડી એવણુની પહોલી પેશાનીનો રોબો–દાબ ઓર વધારતા'તા. લડાયક રીવ્યુનાં માનમાં એવણે અગીયારીમાંથી લાવેલો ગાયના મોઢાંનો એક નાલ્લો ગુરજ ડાબી ખાંધ પર મુકી રાખ્યો'તો. એવણુની પછવાડે પારસી કોમના જાણીતા શેઠયાઓ ઘોડા પર સવાર થયાં'તા.

વાવટાકાડી આગળ એ બધો રસાલો ગોઠવાતાં તોપોના આવાજો વચ્ચે લસ્કરની માર્ચ પાસ્ટ (March Past) શરૂ થઇ જે વખતે ચાર મારટ બેંડોએ લસ્કરી મ્યુઝીક શરૂ કરી મેદાન લડાયક વાતાવરણથી ધ્રુજાવી મુક્યું.

તો પથર પણ જોશે લોહીની ધાર.
શેરોને મારી બનું હું શેર
લડઇમાં દુશમનને કરું હું જેર
ફકત ખાવું ને સુવું બાયલાનું કામ
નથી તેથી થતાં બુલંદ કંઇ નામ.

હવે પ્રેસીડંટે પારસી લશકર માટે ત્રણ હુરરેના પોકારો કરાવ્યા જે હાજર રહેલાં લોકોએ એટલી ઉલટથી ઉપાડી લીધા કે ડજનેક વીકટોરીયાના ઘોડાઓ ભડકીને વીકટોરીયા લઇને બોરીબંદરના પ્લેટફાર્મ પર ધસી ગયા.

રીવ્યુ પછી તમામ લશકર સગાંવહાલાં ને દોસ્તોને મળવા માટે વીખેરઇ ગીયું. બીજી સવારે એ સુનંદી ફ્રોજ જીના કંપની તરફથી ચારટર થયલી હાજી કાસમ કંપનીની સ્ટીમર "મધર ઇન્ડીયા" પર સવાર થઇ. લશકરને છેલ્લી વીદાયગીરીનું માન આપવા ખાસ સીમલાથી કમાન્ડર-ઇન-ચીફ મેજર જનરલ પેડરો ગોન સાલવીઝ પોતે પધારયા'તા.

ગામેગામની અંજુમનોએ લશકરને માનપતર વાંચી સંભલાવ્યાં ને પાંચસો પારસી ગોયનોએ સ્ટીમર આસપાસ ફરીને જંગે વરીયાવનો કીસ્સો હાથમાં લાકડાંની તલવારો સાથે ગાઇ સમજાવ્યો.

લશકરનાં સીપાઇઓને વળાવવા આવેલાં કુટુંબનાં બાનુઓએ દરેક જવાનની કમર પર તલવાર બાંધીને આંસુ ખેરવ્યા વગર હસીને દુવા દીધી કે અસલી નયાગાનોની આબરૂમાં ઉમેરો કરી કોમની કીરતીનો આફ્તાબ ઝગમગાવી, યાતો જખમી થઇને યાતો ઘેઆન પર સુઇને પાછા ફરજો પણ દુસ્મનોને હરગીઝ પીઠ બતાવતા ના.

સ્ટીમર ઉપડવાનો ઘંટ વાગતાં અકાબરોએ લશકરને દુઆ ને આફ્રીનના સખુનો કહી તેઓને સફર સફળ ઇચ્છી. સ્ટીમર ઉપડતાં હજારો પારસીઓ સ્ટીમરની પછવાડે કીનારા પરથી ચાલીને ઉરન સુધી ગયા. પોતાના પ્યારાંઓથી છુટા પડવાના ખ્યાલથી બઇરાંઓની આંખમાંથી આંસુની ધાર છુટવા લાગી ને લોકને રડતાં જોઇને લશકરીઓનો ડીબો ભરઇ આયો. આ

દેખાવ જોઇને બહાર એકઠાં મળેલાં હીંદુ મુસલમાનો તેમજ બંદોબસ્ત રાખવા એકઠાં મળેલાં પોલીસનાં માણસો ને યુરોપીયન કોનસટેબલની આંખમાંથી નવધાર આંસુ વેહવા લાગ્યાં.

આ રડાપીટનો લાભ લઇને બે ચાર હોરાજીઓએ બબે દોરીએ સસ્તા રૂમાલો હજારોની સંખ્યામાં વેચીને ઠીક વકરો કીધો. સ્ટીમરે હીંદી મહાસાગર વટાવીને નરમદા નદીમાં થઇને ભુમધ્ય સમુદરને મારગે કાબુલનો રસ્તો લીધો. સ્ટીમર કરાંચીનાં બારામાં લંગર નહી કરવાની હતી પણ તે ટાઇમે કરાંચીમાં ચોંઇ ગારીવાલાઓએ સખત હડતાલ પાડી તોફાન ને હુલ્લડ મચાવી મુકયું'તું એટલે મ્યુનીસીપલ કમીશનરની અરજ પરથી હથ્યારબંધ છોકરાઓ તોપો ને મશીનગનો સાથે ઉતરી શહેરનાં મહોલાઓમાંથી કુચ કરી જતાં બીજેજ દીવસે હડતાલ બંધ પડી ગઇ. એ સેવાઓની પીછાણમાં ખાસ પડાવેલો "ચોંઇ ગાડીવાલા હડતાલ મેડલ" બધા સીપાઇઓને ભેટ આપવામાં આવ્યા.

હવે લશકરને કરાંચીથી પગ રસ્તે કુચ કરાવી જલદીથી કાબુલ લાવવાનો ને તરત જંગે મયદાનમાં ઝીપલાવવાનો મેં તાકીદનો પેગામ મેજર જનરલ દવરાબ પર મોકલ્યો, ને પારસી લશકરની એ ઇતીહાસીક માર્ચ શરૂ થઇ. નવાં ઉભાં થયલાં ને ટુંક તાલીમ પામેલાં એ લશકરમાં હજુ ડીસીપ્લીનની ઘણી કોટાહી હતી. એ ચવીતરા દુકતાઓ કુચ કરતાં રસ્તા પર આવેલાં ખેતરોમાંથી શેરડી, કાકડી, ચીભડાં, પેર પીચીઝ જેબી હાથ લાગતું તે તોડીને ખાઇ જતા. ને કોઇ વધારે હીંમતવાલા તો કુટના પારસલના કંડીયા બનાવી નજદીકની પોસ્ટ ઓફીસમાંથી ઘેરે રવાના કરી દેતા.

ફોજની સાથે પાંચ હજાર ઉંટો પર દારૂગોલો ને ખોરાકીનો સામાન આટો, ચોખા, દાલ, ખાંડ વગેરે લાદવામાં આવ્યું'તું. તેમાં એક હજાર ઉંટો પર તો બીસકીટ, પેપરમીટ, ચોકલેટ ને વીસકી ને બીરના બાકસોજ હતા. રોજ રાતના દીવસની મંજલ પુરી થયા પછી તંબુ ઠોકવામાં આવતા, ને છાંટો પાણી લઇ, ભોણું જમીને પોરયાઓ હરીકેન લાઇટની ઝાંખી રોશનીમાં પાના રમવા બેસી જતા.

ખુદ લશકરનો વડો દવરાબ પોતેબી પોતાના ઓધાની ગુમાની બાજુ મુકી રમતમાં સામેલ થતો, ને જોકર ચોરતાં પકડઇ જવા છતાંબી લશકરીઓ જાણતા નહી હોય તેમ એ હાથચાલાકી અખાડા કરી જતા. જ્યારે કોઇ ટોલકી પાના રમતી, કોઇ ગાન તાનમાં મશગુલ થતા, ત્યારે થોડા ઉમરે પુગેલા થીઓસોફીસ્ટ ને બુધ ધર્મનો અભ્યાસ કરીને પ્રવીણ થયલા પારસીઓ સેતરંજી પાથરી, પલાઠો વાંરીને નાકનાં શીફરાં આંગલાંથી બંધ કરીને યોગ ને સમાધીના પ્રયોગમાં બેશી જતા ને આ દુન્યાથી જાણે એવા ગુમ ને નાબુદ થઇ જતા કે લાઇટસ આઉટનું બ્યુગલ ફુંકાતા એ ગુમરાહીમાં ગરક ગયલાઓને, સંતરીઓ બેયોનેટ ભોંકીને ઉઠારતા ત્યારેજ તે લોકને આ ક્ષણભંગુર દુન્યાનું ભાન આવતું.

* * * *

## શાહના દરબારમાં તાઝીમ તવાઝા

હમ તો નાચીઝ હય તેરે નાઝ કે ઉઠાને વાલે
હરદમ કદમોમે સર અપના ઝુકાને વાલે
હમારા જેવા કડકાઓને તુ નામવર જો પાલે
તો નાદારીમાં નામ નોંધાવું પડે નહિ કોઇ કાલે.

કાબુલની સરહદ પર પારસી લશકર ટુંક મુદતમાં કુચ કરતું આવી પુગશે એવી ખુશ ખબર મળતાં લોકોએ ઘેરો ને દુકાનો રંગાવી નાંખી વીજલીની લાઇટોથી આરાસ્તે કીધાં. બચાએ થોડા ચુનંદા લસકરને આ માનવંત પરોણાઓને એસનેકબાલ દીસીન ને માનો છઝઝાથી શહેરમાં પધરામણી કરાવવા આગલ મોકલી આપ્યા.

શહેરના ઉંચા ટાવરપર એક ચોકીદાનને બેસાડવામાં આવ્યો કે જે લશકરની આમદની આગલથી ખબર આપે. ઠેરવેલો વખત પસાર થઇ જવા છતાં લસકરની કંઇબી ધનનસસ નહીં જણાતાં લીમજી ને હું ઘભરાટમા પડયા કે રખે દુશમનોએ એ બીનઅનુભવી લશકર પર ખઇબર પાસમાં છાપો મારયો હોય યા દગાવી લશકર ઘેરઇ ગયું હોય. પણ બે કલાક પછી ટેલીફોનથી

મારી પર ખાનગી ખબર આવી કે રસ્તા પર આવેલા તાડીના પીઠાંઓ પર પોરયાઓ બધી તાડી પી જઇ છાકટા ધુન થઇ જઇને ઉલટી કરવા પડેલા હોવાથી લશકરને આવતાં બે ત્રણ કલાક લેટ થશે.

ટાવરપરના પોહરેગીરે હવે ઘંટ વગાડી લશકરના આમદની ખુશ વધાઇ પોકારી. કાબુલની સરહદ પરનાં પહાડોની કઠણમાંથી ધુલની એક ગેરદ ઉડતી દેખાઇ જેનાથી ગોવા આફતાબનો ચેહરો બી છુપઇ ગયો. તે ધુલના વંટોલ્યામાંથી શરનઈ, નગારાં ને ઘાંટના અવાજો નીકલ્યા. ટોળાંને મોખરે કેટલાક પહેલવાનો દબદબા ભરેલા હતા. તે દલેરોમાં એક નવજવાન પહેલવાન નજરે આવ્યો જેની ગરદન અને બાજુ કુસ્તીબાજ મલ મીસાલની ખીલેલી હતી. એ નવજવાન કાલા રંગના એક તેજ ઘોડાપર સુનેરી જીન પર સવાર થયલો હતો. એણે બદન પર પોલાદનું બખતર પહેરેલું હતું, તથા બખતરપર ચીતાના ચામડાંનો સાહયો પહેરેલો હતો. સર પર એક ઝરીન કોલાહ હતી જેમાં કીંમતી ગવહરો જડેલાં હતાં. ને પોતાની ખાંધ પરનો ભારી લોખંડનો ગુરજ તે થોડે થોડે વખતે ઉંચો હવામાં ઉછાળી ઘોડો દપટાવી ઘણીજ સીફતથી પાછો ઝીલી લેતો.

પ્રીય વાંચનાર, એ કદાવર નવજવાન બીજો કોઇજ નહી પણ પારસી ફોરેન લીજીયનનો બાહોશ સપેહસાલાર ને મુંબઇના અખાડાઓ ધુજાવનાર ચુનંદો કુસ્તીબાજ દવરાબ પોતે હતો; જે બહાદુર નવજવાન ને તેનાં શુરાં લશકરની દયા પર બચાનું તખ્તોતાજ ને ભવીશ લટકતું હતું.

દવરાબ ને તેનાં લશકરને આવકાર આપવા કાબુલથી અરધા માઇલના છેટા પર મેં લીમજીને મોકલી આપ્યો, કે તે લશકરના સરદારોને શાહી દરબારની તાજીમ તવાજાની સમજ આપે ને પોરયાઓને ઘેલાં ગાંડાં કહાડતાં અટકાવે. લીમજીને દુરથી આવતો જોતાંજ લશકરીઓ હરખથી દીવાના થઇ ગીયા ને "લીમ આયો, લીમ લવંગીયેં આયો." કરી ખુશાલીના પોકારો કીધા; ને કોઇએ એને દબ્બુ ને ગંદેરીઓની છુટી મારી. દવરાબ તરફથી "પ્રીઝંટ આર્મસ."ની બુમ પડતાં સેંકડો શમશીરો મીયાનમાંથી બહાર પડી

સુરજની રોશનીમાં ચમકી રહી. લીમજીએ લશકરી માનનો ફ્રેસીસ્ટ સ્ટાઇલે જમણો હાથ ઉંચો કરીને સ્વીકાર કીધો.

લીમજીએ હવે ભારે હરખંથી દવરાબને બગલગીરી કરી તેના ગુલાબી રૂખસારોપર હેતથી બોસા લીધા, ને લશકરની ને મુંબઇની બારીક ખબરો પુછી. લીમજીએ હવે એને સલાહ આપી "દીકરા દવરાબ, આટલા દીવસોની ચાલુ ઠાકવી નાંખનારી ને કંટાલા ભરેલી મંજલની કુચ દરમ્યાન તમુ લોકને નાહવાનો ટાઇમ નહી મલ્યો હોશે એ ખુદરતી છે; પણ મારૂ માને તો શાહ જો તુંને બગલગીર થવા માંગે તો પહેલાં આંગ ઉપર આખી કોલનવાટરની બાટલી ખાલી કરજે. તારા દિલમાંનો બેહકાટ નાકનો દાંડો ફાડી નાંખે તેવો જલદ છે.

હવે લશકર ખુદ શહેરના મોહલાઓમાંથી પસાર થવા માંડયું. લશકરનો દમામદાર દેખાવ ને તે લોકની મીલીટરી સ્ટાઇલ ને ઝમકે પહેલીજ નજરે કાબુલી રઇયતનું દીલ જીતી લીધું, ને હઝારો ઝબાન પરથી "શાહબાશ પારસીવાન" "મરહબા બીરાદરીઆન"ના ગજાવર પોકારો આસમાન તક ઉડી રહયા.

કાબુલમાં દોસલાંનો વખત હોવા છતાં ઘેરેઘેરની અગાસી પરથી મોંઘાદાટ ફુલોનો લશકરપર નીસાર કરવામાં આવ્યો. દવરાબના હોકમથી એક ખુલ્લી મોટર લારીસમાં મારીના હોસ્પીટલના લાભ માટે એક મોટી ધરમની પેટી મુકવામાં આવી'તી, ને તે પર રેડક્રોસનો વાવટો ઉડતો કરવામાં આવ્યો'તો. જે સખાવતની ભલી નેમો સમજી જઈ કાબુલી મરદો બહાર દોડી આવી મુઠે મુઠે રૂપાનાણું અંદર નાંખતા'તા. છેલ્લે હીસાબ ગણતાં પેટી આગલ ચોકી કરવા બેઠેલાએ અંદરથી સારી રીતે હાથ મારેલો હોવા છતાં, રૂપ્યા સાડા છ હજાર રોકડા ને અંઢી હજારની ઇંડીયન ગવરમેંટની છ ટકાની લોનો નીકલી જે રકમ ને લોનો એક મોટી કોથરીમાં મુકી તે પર પોતાની સીલો મારી મેજર જનરલ દવરાબે પારસી લશકરની ભલી દુવાઓ સાથે પપેટીની પ્રેઝંટ તરીકે હોસ્પીટલના લાગતા વલગતાઓ પર તેજ રાતના પંજાબ મેલમાં મોકલી આપી.

લીમજીએ રસ્તામાથી ટેલીગ્રાફ ઓફીસમાંથી એક તાર કાબુલ પુગ-

વાની ખબરનો તરતજ મોકલી આપ્યો કે "Ceremonial entry of Parsi Foreign Legion. Everybody arrived safe and sound. All quiet on the Western Front. Enemy not in sight yet. Day of Battle to be fixed tomorrow."

કાબુલના ગંજાવર "અનારકલીં મયદાન"ની વચ્ચે નામવર શાહે પારસી લશકરને આવકાર આપવા એક ખાસ દરબાર ભરી હતી, જેમાં દરબારીઓ, અમીરો, અફસરો ને સરદારો ઉપરાંત સરહદ પરના તાયફાવાલાઓના મલીકોની જીરગાબી મલી હતી. જનરલ સોમજી મુખ્ય ઓફીસરોની ટુકડી સાથે લશ્કરની આગલી હરોલમાં હવામાં ફરકતા રેશમી ગાલીયાની ઝુંડા સાથે આવી પુગતાં અફગાન બેગ પાઇપર્સીએ "Lo the conquering Hero Comes"નો ટયુન બેગ પાઇપો પર વગાડયો ને વાતાવરણમાં લશકરી જોશ ને ઉલટ ઉશકેરી.

તખતની બાજુમાં ઉભેલા નકીબે હવે પધરામણીની બાગ પોકારી "પારસી લશકરકા કમાનડીંગ આફીસર જનરલ દવરાબ સાબકી સવારી પે નેગાહ રખ્ખે, કુરનસ કીજીએ, ઓર ગજવે પર હાથ રખ્ખે."

એ શુરા સરદારની આમદ જાહેર કરનારી એકાવન તોપો ફોડવામાં આવી. છેલ્લી તોપ ફુટવાનો ગણગણાટ સમી જતાં એ દલેર જવાને પગની એડ મારી ઘોડાને ચોકસ નિશાની કીધી ને તે સમજુ જનાવર શુ મામલો છે તે સમજી જઇને આગલા પગો પેટ નીચે વાલી દઇને બચાની હજુર નમન કરીને ગુટણ મડીયે પડીયો ને દવરાબ "લાહોલ-વલા કુવત" નો પોકાર કરી ઘોડાનાં માથાં પરથી ગુલાંટ ખાઇને નીચે કુદકો મારીને ઉતરી પડયો ને શાહી સેઝદામાં પોતાનું મગરૂર સર ઝુકાવ્યું.

મેં શાહ નામવર આગળ એની ઓળખાણ કરાવી "યોર રોયલ હાઇનેસ, આ અમારા પારસી લશકરના સેનાધીપતી, "ધુમધરાકા" પેપરના એસીસટંટ અધીપતી, શમશેર જંગ બહાદુર દવરાબ સોમજી લેટ ઓફ ગ્રનેડીયર ગાર્ડસ રેજીમેંટ, કેપટન ઓફ બોંબે કસટમ હોકી ટીમ."

"જનરલ સામજી. આય અમારા તેમજ તમારા અનદાતા ને સરના તાજ બચુમીયાં જાફરાબાદી, ખાનદાને મોરીયાબાદી."

બચાએ તખ્ત પરથી ઉઠીને ઘણીજ ઇઝઝત ને મોહબતથી દવરાબને બગલગરી કીધી ને એની ચલકતી પેસાની ને ગુલાબી રૂખસાર પર ઘણા હેતથી બોસા લીધા, કે મેં હવે દવરાબને મારા હાથ મોઢાં આગલ લઇ જઇને તે પર કીસ કરી બતાવીને શાકુના પગ પર

**ઘરનો ધણી હું ને બાહેર નીકલ તું.**

ન કોઇ બંદા રહા, ન કોઇ બંદા નવાઝ
ચાલ બાઝી પર આવી ગયો દવરાબ દગાબાઝ
ભર દરીએ મંચા લીમજીતું ડુબાડી જહાઝ
તમામ લશકરનો વડો બતું હું સરફરાઝ

બોસો લેવાની ઇશારત કીધી, પણ દવરાબ દરબારી તાઝીમતવાજેથી નાવાકેફગાર હોવાથી મારા કેહવાની સુચનામાં દાપ ખાઇ જઇને બચાનાં ટેટાં પર બાચકું ભર્યું; પણ બચાએ હસીને વાત ઉડાવી દીધી કે આય પારસી કઇ વેજીટેરીયન લાગતો નથી. એણે દવરાબને પોતાના હાથ પર ખાલી પડેલી હાથી દાંતની ખુરસી પર બેઠક આપીને કહયું, "અય પ્યારે દવરાબ, શાહેરે મુંબઇના અય બહાદુર નવજવાન પારસી શીપાહીઓ, તમે તમારા હાલનાં માદર વતનની મોજમજાહ સુખચેન ને ચયશોઅશરત છોડીને તમારા બેઝોરગી પામેલા નયાગાનો ને પહેલવાનો ઝાલ ને રૂસ્તમ, સોહરાબ ને બરજોરના આ અસલના પવીત્ર માદર વતન જાબુલની પાક ભુમી પર તેના ને તેના વતનીઓના બચાવ માટે આજે કદમ ધરો છો એ અમો કાબુલીઓનાં બુલંદ બખ્ત અને સૌભાગ્ય છે. જેવો તરાસ ને લડાયક જુસ્સો

તેં ને તારા સાથીઓએ જરમનો સામે ફ્રાંસની લોહીથી તર થયલી રણભુમી પર બતાવ્યોછ, તેવોજ રંગ ને જોરોશોર અહીં કરી બતાવશો તો ઇનશાલ્લા, ચંદરોજમાં દુશમનો પુછરૂં પગ વચ્ચે દબાવીને જંગના મેદાનમાંથી નાસી જશે ને જલદીજ મારી ને સુલેહની તલબ કરશે."

"એ પછી એણે પારસી લશકરની બેરઆરીયત, તેમજ મુંબઇ શહેરના પારસીઓ, તેઓના અકાબરો ને શહરે મુંબઇની બારીક હકીકતો પુછી. મુંબઇમાં પારસીઓમાં બેકારી ને ભુખમરો ઘણો વધી ગીયોછ તે જાણીને તેમજ કરીમભય મીલો ખલાસ થઇ ગેઇ તે સમજીને એ ઘણો દલગીર થઇ ગીયો કે "મને બી કાંઇ મુબઇનો વાણીયો દલાલ એ મીલોની ઘણી તારીફ કરીને દસ લાખનાં શેર આંક દહાડા પરજ પેદરાવી ગીયોછ."

નામવર શાહે હવે પારસી લશકર જે મેદાનમાં સફ સમારીને ઉભું'તું તેને નજરે જોવાની ને તે લોક સાથ બે બોલ વાત કરવાની ઇચ્છા જાહેર કરતાં દવરાએ તરતજ બહાર નીકલી ઘોડા પર સવાર થઇ ચોતરફ ઘોડો દપટાવી પારસી ફોરેન લીજ્યનને આ ખુશ વધઇથી વાકેફ કીધી ને પોરયાઓ તરત ગજવામાંથી નાની આરસી નીખ્યો કહાડી બાલ હોરવા પડયા ને લીમજીએ બધે ફરીને એ લોકને ચેતવણી આપી કે સત્યાનાસના ગયલાઓ, શાહ તમારી વચ્ચે ફરે ત્યારે શાહની હજુરમાં હુક હુક ના કરતા ને એકેકને ધપ્પા મારી કે અરધાં બતકાંનાં અવાજ કહાડી કંઇ કોહેલું હસવાનું કરવા ના જતા, નહી તો દીકરાઓ, તમે ઘેર જઇ રહયા. આય કંઇ કાવસજી જહાંગીર હૉલની મીટીંગ નથી કે તમે એમ બઇરાંઓને હસાવો. આય તો મરદોનો મરદાનગીનો અખાડો છે.

બચો બધી લશકરી ટુકડીઓ વચેથી ફરી ગીયો. પારસી સીપાઇઓના સાડા પાંચ ફુટના કદાવર બાંધાઓ જોઇ એ અજબ થઇને ડઘઇ ગીયો કે આવા લડાયક ને કદાવર વીરા ધીરા ને શુરા નવજવાનો ને સીપાહો પારસી કોમમાં હોવા છતાં પારસીઓએ હીંદુસ્તાન છતી લઇને પોતાનું સ્વતંત્ર રાજ નહી સ્થાપ્યું એ ઘણી નવાઇ જેવી વાત છે. એણે પારસી ગાવીયાની ઝુંડાને

લશકરી સલામી આપી તેની કોર આંખમાં દાબી, ઝુંડા આગલ નારીએલ ફોડી તેની પર એક ફુલનો હાર ચઢાવ્યો. ઇન્સપેકશન પછી બચાએ શાહી બાગમાં એક ગંજાવર મીજલસ સભારી એ નવા પરોણાઓને એક બાદશાહી જયાફત આપી ને લાંબી એ ચનીતરા પોરયાઓ જમવા અગાઉ બાગમાના બધાં કાચાંપાકાં પેર, પપાઉં, પપેનાસ, ચીકુ સર્વે તોડીને ખાઇ ગીયાં. મોડી રાતનાં નાચ ગાણું પછી લશકર આખા દીવસની રંજથી થાકી ગયલું હોવાથી માઝનદારનના મેદાનમાં નાંખવામાં આવેલી છાવણી તરફ આસાએસ લેવા કુચ કરી ગીયું. છાવણીમાં આવ્યા પછી અરધા અરધ સીપાઇઓ મફતનો દારૂ તાંસવાનો મળેલો હોવાથી પી ધરઇને ઉલટી કરવા પડયા.

બીજે દિવસથી સખત લશકરી તાલીમો શરૂ થઇ. મેજર જનરલ દવરાબે કાબુલીઓ પર પહેલાંથીજ સરસ છાપ મારવાના વિચારથી સખત ડીસીપલીન જાળવવાની તજવીજ રાખી'તી. આ કેળવાયલાં ને તાલીમ પામેલાં લશકરની ઢપ છપ ને સ્માર્ટ દેખાવ જોઇને કાબુલી બઇરાં માટીડાઓ હરખથી તાઅજુબ થઈ જતાં'તાં. ખભે બંદુક મારી રાતદીન પેટરોલ કરતાં પારસી જુવાનીઆઓના ગંભીર દમામદાર દેખાવ ને ખુબસુરત રોશન ચહેરા જોઇ તેઓ અજબ થઇ જઇ પોકારતાં: "ઇસ્તગફાર અલ્લાહ! યે લોક ઔરત હયેં યા મર્દ? શુક્ર અલાહી તેરી કરામત પર!"

પારસી લશકરી છાવણીની બહાર રોજ સાંજના જાણે મેળો ભરાતો હતો. તરેહવાર ધંધાદારીઓ, મદારીઓ, વાંદરના નાચ કરાવવાવાલાઓ ત્યાં પારસી લશકરને રીજવતા હસાવતા ને પાંચ પૈસાનું મોઢું જોતાં. કાબુલની સરઝમીન એ પોરયાઓની બરકતે કુલફી મલાઇ ને સેવ ગાંઠીયા ભજીયાંવાલાની બુમોથી ગાજી રહેતી.

કાબુલમાં ઠેર પડયા પછી ત્રીજે દિવસે જનરલ દવરાબે ખડવા પગ ગાલીચા સુધી લાવવાની હીંમત કીધી. એણે મને બારમાં કંડો બીર રીપ કરતાં સજેસ્ટ કીધું "દીકરા મંચા, આટલા દહાડા તારી શરમને ખાતર હું ખામોશ રહયો'તો, But it is a high time કે કાબુલ ડીસ્ટ્રીક્ટના

ફીલ્ડ મારશલ તરીકે તારી હાથ નીચેનાં તમામ કાબુલી લશકરનો ચાર્જ મને સોંપી દેવ, કે એકજ હાથે બધુ કામ સરળ પાર પડે. તું કંઇ મનમા ઓછું ના લાવતો. હું તને મારા હાથ નીચે મારા પરસનલ એસીસટંટ તરીકે સેકંડ–ઇન–કમાન્ડ બનાવશ.”

મેં એને રોકડું પરખાવ્યું. “જોવની દોરાબજી બા, તમુને મગજમાં કંઇ ધખારા હોય તો પહેલી તકે કહાડી નાંખજો. એટલું ખુબ યાદ રાખજો કે ખુદ બચા નામવર તરફથી એના શાહી ફરમાનથી નીમાયલો તમામ અફગાનીસ્તાનના ખુશ્કી ને દરયાઇ લશકરો ને એરફોર્સનો હું એકલો સ્વતંત્ર સપેહસાલાર ને એડમીરલ–ઇન–ચીફ છેઉં. એ સેકંડ–ઇન–કમાંડ ને ફર્સ્ટ–ઇન–ડીમાન્ડનીવાત ભુલી જઇને અખાડાજ કરી જજો. જો આંય તે બચા નામવરના પગનાં અંગોઠાના છાપ ને વાઘના સીલ સાથનું આ શાહી ફરમાન. હું તુંને લશકરની ખાધખોરાકી પર દેખરેખ રાખવા કોમીસરીયટ ખાતામાં મેજરની રેંક સાથ નેમણુંક કરૂંછ. ઘણી લાહેરી કરશે તો સારજંટ મેજરની પાયરી પર ઉતારી પાડશ!”

કાબુલમાં જ્યારે જુનાં ને નવાં લશકરની તાલીમ સાથની બધી તઇયારીઓ ચાલી રહી હતી ત્યારે અમુને C. I. D. તરફથી મલેલી છુપી ખબરો મુજબ જાબુલમાં બી લડઇનું બજાર તેજ અને ગરમ હતું. અમુને મલેલી છેલ્લી ખબરો મુજબ સીનોર મુસોલીનીએ પોતાનું ભારી હોવીટઝર તોપો સાથનું પહાડી તોપખાનું ચુનંદા ઇટાલીયન ઓફીસરોની સરદારી હેઠળ કાદીરએગને મદદ કરવા મોકલી આપ્યું’તું; જેના બદલામાં કાદીરએગે રાજગાદી મેળવ્યા પછી ઇટાલીયન પપેટા, સેવ ને મેકેરોની પોતાના રાજમાં જકાત નાખ્યા વગર મોકલવાની છુટ બક્ષવા પ્રોમીસ આપ્યું’તું.

દુશમનોની છાવણીમાં ચાલતી આ બધી તઇયારીથી લીમજી જેનામાં લડાયક ખમીરની પહેલેથીજ કોટાહી હતી તે ઘણો નરવસ બની ગીયો. એ મને કેહવા લાગ્યો કે મંચા આપરે ઘણી ધાંધલ કીધી ને ઘણા ફરાકા મારયા તે ઉલટા આપરા ટાંટીયા આપરા ગરામાંજ ભેરવઇ ગીયાછ. મારવું ને મરવું એ તો બચા

જેવા લુટારા ને એના પઠાણોનો ધંધોજ છે પણ આપરા જેવાં સુલેહને ચાહનારા ને કાયદાને માન આપીને ચાલનારા રીસપેક્ટેબલ ફેમીલી મેનોને એવા દાદાગીરી ને મારફારના ધંધા છાજે નહી. જુઠું માન ખાટવા જતાં નકામા અત્યાર સુધી કમાયલી મુંડી ને ગરદન બેઉ ગુમાવી બેસવાના. તું ગમે એટલી નાકે જીભ લગાર પણ મને આય આપરાં ટ્રીમતરાક પારસી લશકર પર જરા જેટલો ભરોસો આવતો નથી. એ લોકો એપોલો બંદર કે ખાણીપીણીની પારટીઓ કે સીનેમાઓમાંજ શોભે. બાકી મયદાને જંગમાં તો તદન માથે પરવાના ને પહેલો ગોળો છુટતાંજ કે નાગી તલવાર સાથના ઝનુની પઠાણોનો ધસારો જોતાંજ એમાંના અરધા બેસુધ થઇ જશે કે માથે હાથ દઇને રરવા બેસશે. તું કંઇ પહેલેથી આપરા કાબુલથી નાસવાનો પાકો બંદોબસ્ત કરી મુક.

મેં એને હીંમત આપી કે સૌ સારૂંજ થશે. પરવરદેગાર જરથોસ્તી ઝુંડાને જરૂર ફતેહ ને ઇઝ્ઝત બખસશે. મને આજે ત્રણ રાત થઇ સપનામાં ફરેદુન પાદશાહ તરફથી બસારત થાયછ કે ફતેહ આપણીજ છે. માટે એમ નસોસ ના થઇ જા. પ્રભાત ફેરીમાં તુંજ ગાતોતોની. "ડંકો વાગ્યો રે શુરા જાગજો રે બ્યુગલ વાગ્યું રે વીરા ભાગજો રે." તોબી એને વધારે સધીયારો આપવાના વીચારથી મેં બચા નામવરનો ટપકો એક સ્પેસીયલ મેસેનજર સાથે મુંબઇના જાણીતા સીતારેશનાશ ને ભવીસ ભાખક નજુમી મી. બુનો પર વરસ ફલ કહારવા માટે મોકલી આપ્યો. એવણ તરફથી ચોવીસ કલાકની ચાલુ ગણત્રી પરથી રીપોર્ટ મલ્યો કે બચાજીતું આય વરસ ઘણું બારી છે. કોઈ દહારીવાલા ને માંજરી આંખવાલા આદમી તરફથી એવણને ઘણું ખમવું પરશે. કદાચ ગરદન પર કંઇ તેજ હથીયારથી મજબુત આંચકો લાગશે માટે ગરાં પર થોડોક વખત ઉંચા સ્ટીફ કોલર પહેરી ફરવું સલાહકારક છે. બનતાં સુધી લડાઇનાં મેદાન ને હથીયારબંધ આદમીઓથી દુરજ રેહવું. ભરેસપતી મંગલના ઘેરમાં બેસી શુક્રની બારીમાંથી શનીની અગાશી પર નજર નાંખેછ એટલો એ બધો જોગ ઘણો અશુભ છે પણ બ્રાહ્મણોને લારવા ખવારવાથી ને નાગને દુધ પીવરાવવાથી કદાચ એ વખત ને ચોધરીયું વીતી જશે. આ વરસે શેર બજારમાં ધંધો કે દર દોસ્તારોમાં

લેવડદેવડ કરવી નુકસાનકારક છે. બઇરાંઓ સાથનો એવણનો સંબંધ ઘણો લાભકારક છે પણ મરદો તરફથી હારમાર ને હેરાન થવાનો સંજોગ છે.

આ રીપોર્ટથી લીમજીની બવીસના પરીણામ માટેની ધાસ્તી ઘણી વધી પ્રડી. એ મને કેહવા લાગ્યો "જો મંચા મારો વીચાર ને સલાહ એ છે કે આપરે જાને પોતેજ છુપા વેશમાં દુશમનોની છાવણીમાં જઇને ત્યાંની લશકરી હીલચાલ તેમજ કીલેબંદી તેમજ મશીનગનો ને તોપોની જગાઓ સોધી કહારી તેના છુપા નકશાઓ બનાવી લાવીયે કે જેથી કરીને આપરે બચાવ કરવા કે દુશમનોના કીલ્લાઓ ને ટ્રેંચીસો પર છાપો મારવા દરેક રીતે તઇયારી કરી શકીયે.

મેં લીમજીને એના આ બ્રાઇટ આઇડીયા માટે ખરાં દીલની મુબારકબાદી આપી પણ હજારો હથયારબંધ દુશમનના સીપાહીઓ વચેથી સરહદો પરના સખત ચોકી પહેરા વચેથી દુશમનની છાવણીમાં છુપા વેશમાં કેવી રીતે જઇ શકાશે તે માટે મેં શક બતાવ્યો. પણ લીમજીએ મારી ધાસ્તીઓને હસી કહારી. "મંચા મુંબઇમાં માટાહરીની જરમન જાસુસ તરીકેની કેપીટોલમાં ચાલેલી ફીલ્મ મેં બે વખત જોઇને તેનો બારીક અભ્યાસ કીધોછ. જો સમજ આપરે બેઉ જણા નાચનારી ને ગવઇયાના વેશમાં છુપાછુપ રાતના એરોપ્લેનમાં ઉડી જઇને દુશમનની છાવણીમાં ઉતરી ત્યાં નાચ ગાયન ને નાંઝા નખરાંથી દુશમનોનો પ્યાર ને દીલ જીતી લઇ બધી છુપી હીલચાલોની બાતમી મેળવી પાછું નજર ચુકાવી ગુપચુપ અહીં ચાલી આવશું. Well what say you to this."

મેં કબુલ કીધું કે લીમજી તારો પ્લાન ઘણોજ એકસલંટ છે. તું કહેચ તે મારા ધ્યાનમાં ઉતરેછ. દુશમનનાં લશકરની હીલચાલ ને છુપી બાતમીઓ મેલવ્યા વગર જો લડાઇમાં ઉતરશું તો આપરાં ને આપરા સાથે બચ્ચાનાં બી સુપરાં સાફ થઇ જશે. ને દુન્યામાં પારસી નામને કલંક લાગશે કે પારસી સપેહસાલારની સરદારી હેઠલ કાબુલનું રાજ તારાજ થયું. તેના શાહનું તાજ ધુળમાં રગડોળાયું

ને જનાનો લુંટઈ ગીયો ને ખજાનો દુશમનોને હાથ ગીયો. ચાલ આપરે આ નવી તરકીબથી આલમપનાહ બચાને વાકેફ કરયે.

અમે સીધા અહીંથી બહાર નીકલી બચા નામવરની રજા પુછાવી બચાના શાહી તંબુમાં દાખલ થઇ બચાને કુરનસ બજાવી. એવણ મુરબી એ વખતે એક લોખંડના સ્ટુલ પર બેસી હાથમાં લાકરાનો સોટો લઇ તપીલામાં ભાંગ ઘુંટતા'તા. અમુને આવતાં જોઈ તરત સોટો બાજુએ મુકી અમુને ગાલીચા પર બેસવા ફરમાવી અકેકી બીલોરી જામમાં ભાંગ નોશ કરવા આપી ને પોતે બી કાચના કાંસીયામાંથી સરૂકા મારી ને ભાંગ પીવા માંડી.

“બોલો રફીકો? આય ટાઇમે અચણુચ આવવાનો શું મોકો છે. કંઇ લરઇને લગતો નવો ટુકકો છે?”

મેં સર નમાવી જવાબ દીધો, “નામવર તેવીજ એક અગતની બાબદસર વાત કરવા આયાછ. મેજર લીમજીએ એક ઘણોજ નાદર પ્લાન ઘડી કહારયોછ ને તે પર તારી પસંદગીની મહોર મારવાની રજા માંગવા અહીં આયાછ.”

મેં Spies તરીકે દુશમનની છાવણીમાં દાખલ થઇ ત્યાંની બધી બાતમી મેલવવાને લગતો બધો પ્લાન બારીકીથી સમજાવ્યો, જે પુરી વીગતો પુરી થતાંજ બચો છલંગ મારીને ઉઠયો ને લીમજીને ગલે વરગીને એના બેઉ ગુલાબી રૂખસારો પર મોહબતથી બોસાઓ લીવા ને લીમજીની ગરદન થુંકથી ખરડી નાંખી.

“મરહબા, આફ્રીન. લીમજુસ કે તારાં બાહોસ ચાલાક ભેજાંએ મારા મુંજી દુશમનોને ઝીલ્લત ને શીકસ્ત આપી તે લોકને તબાહ કરવાનો એક ઉમદા ઉપાય સુચવ્યોછ. ચોબદાર, લીમજુનું મોંનું કીંમતી હીરા મોતી ને ઝવહરોથી ભરી નાંખ.” ને તે હુકમ પર તરતજ અમલ થયો ને સુપની એક મોટી પલેટમાંથી મુઠેમુઠા ભરીને હીરા મોતીથી લીમજીનું મોનું ભરી નાંખવામાં આવ્યું ને એણે બી દમ બંધ થઇ જાય તેટલી હદ સુધી મોંનું પહોર પટાક કરીને ઝવેરાત મોંનામાં નખાવા દીધું. ને પછી તરતજ રૂમાલ પાથરીને

બધું તે બહાર કહાડી તુંછીને રૂમાલમાં પોટલું બાંધીને ચુપચુપ ગજવામાં શેરવી દીધું.

બચાને આ પ્લાન એટલી હદ સુધી ગમી ગીયો કે એ પોતેબી અમારી સાથે એ ધાસ્તી ભરયા અખતરામાં જોડાવા તઇયાર થયો એટલુંજ નહી પણ લીમજીને બદલે નાચનારી તરીકે બહાર પડવા તઇયાર થયો. પણ એ બાબદમાં મેં એની ઉલટ દબાવી દીધી કે "તું નામવર ભલે અમારી સાથે જોડાય પણ એક ખુબસુરત નાચનારી તરીકે વેશ લેવાની બધી લાયકાતો આપણા ત્રણેમાંથી ફક્ત લીમજીમાંજ છે. એ ખુબસુરત નાજુક દેખાવનો ને હમેસના હસ્તા ચહેરાનો છે. પાછું એણે મુંબઇના ચેરીટી ખેલોમાં ચીફ લેડી કેરેક્ટરો ભજવી ઘણી શાબાશી મેળવેલી છે તે એટલે સુધી કે એક વખત એને સ્ટેજ પર પાર્ટ કરતાં જોઇ, કોઇ નવાબ એને ખુબસુરત બઇરૂં સમજી પોતાના રાજમાં ઉપારી જવાની તઇયારીમાં હતો. માટે ઉમેદ છે કે તમો નામવર એના સાથે હરીફાઇમાં ઉતરવાની હુજ્જત કરશો નહી."

આખરે લાંબી તકરાર પછી એ નક્કી થયું કે લીમજીએ પોતાને "માતાહરીજાન"ના નામ સાથે એક પ્રખ્યાત ગાનારી તરીકે ને મારે ને બચાએ ઉસતાદ દંડેખાન ને ઝંડેખાનના નામ હેઠળ એના સારંગીવાલા ને તબલચી તરીકે એના સાથે જવું.

હવે અમારા પોતપોતાના પાર્ટ ખરી ખુબીથી ભજવી લેવાય તે વીચારથી લીમજીએ ગાવા નાચવાની ને અમે બેઉએ સારંગી તબલા વગારવાની મક્કમ પ્રેક્ટીસ શરૂ કીધી.

આ પ્લાનની વાત બહાર આવતાં પરેડ ગ્રાઉંડ પરની ડીસીપ્લીનને ધોક્કો પુગ્યો. આની બાજુ પારસીના ચવીત્રા દુકતાઓ હતા. એટલે પરેડ વખતે મોંના પર તો નહી પણ અમારી પીઠ ફરતાંજ એ લોક બુમ મારતા. "હાય પ્યારી હમીજાન, એક ગાના તો સુનાવ, એક બોસા તો દીલાવ." "ઉસ્તાદજી દંડેખાન એક તાન તો લગાવ."

પુરતી તાલીમ લીધા પછી અમારા જુદા જુદા પાર્ટોની આ બધી હીલચાલો પકરઈ નહી આવે કરીને દુશમનની છાવણી તરફ એરોપ્લેનમાં ઉડી જવા માટે કાલી ચઉદસની અંધારી રાત નકકી કીધી. ઘણીજ સંભાલ ને બારીકઈથી લીમજીએ દહારી પર અસતરાનો ડબલ હાથ મારી મોંના પર ખુબ પાવડર ને લાલી લગારી માથે વીગ ગોઠવી નાચનારીનો ડ્રેસ ને ઝવેરાત પહેરી લીધાં ને બેઉ પગે રૂપેરી ઘુંઘરીઓ બાંધી લીધી. મેં ને બચાએ બી અમારા તબલચીને સારંગીવાલાના ડ્રેસો ઘણી તજોમલથી પહેરી લીધા ને એરોડ્રમવાલા મેદાન પર મોટરમાં આવી પુગ્યા. મેદાનમાં જાગતા રહેલા પારસી લશકરના થોડા સીપાઈઓ હરીકેન ફાનસ સાથે અમુને સફલ સફર ઈચ્છવા હાજર થયા'તા. લીમજીનો બઇરાંના લેબાસમાંનો નવો અવતાર જોઈ પોરયાઓને ઘણા કોરા કહારવાનું સુજ પરયું "એ લોકોએ અમારા મોભાની કે બચાની હાજરીની પરવાહ કીધા વગર એના ગાલ પસવારીને "ડારલીંગ, એક કીસ આપ; કલેજાં, લગનનો દહારો કયારે નકકી કરેચ" વગેરે મસકેરી કરીને એનો નાકમાં દમ લાવી મુકયો. લીમજી એરોપ્લેનના પ્રોપેલર આગળ ઘણો નજદીક ઉભો રહેલો હોવાથી પોપેલર જોરમાં ફરવા માંડતા ને પંખો ચાલુ થતાં એણે પહેરેલો ઘાઘરો અંદર પવન ભરાવાથી ઉડીને પ્રોપેલરમાં ભેરવઈ ગીયો ને ચીરયાં થઇ ગીયો ને અરધા ઘાઘરા સાથે અમે એને અંદર ખેંચઇને કટકા ખુકલા થઇ જતા બચાવી લીધો. તરત તંબુમાંથી બીજો ઘાઘરો મંગાવવામાં આવ્યો.

હવે અમે લોકોએ એરોપ્લેનમાં જગા લીધી ને અમારા લશકરીઓના ગુડબાઇ, ગુડલક, સેફ રીટર્ન વગેરેના ભલી દુવાઓના પોકારો વચ્ચે એરોપ્લેન ઉપડયું ને દુશમનની છાવણી તરફ ઉડવા માંડયું. પણ પાઇલટ શોર્ટ સાઇટ

---

સુવેલો હોવાથી ને ચસમો ઘેર ભુલી આવેલો હોવાથી તેમજ કમપાસ ખોટો માંડેલો હોવાથી અંધારામાં અરધો કલાક ઉડીને બનીઓ જણાતાં દુશમનની છાવણી સમજી તે નીચે ઉતરયો ને અમે બહાર ડોકું કહારીને જોઇયેચ તો તેજ અમારાવાલું મેદાન ને તેજ પોરયાઓ એરોપ્લેનનો અવાજ સમજીને બધા સાથે બહાર દોડી આવેલા.

સારજંટ દવરાબે બ્યુગલ વજરાવી સીપાઇઓને "fall in" કરાવી અમારે માટે હુરરે, હુરરેના પોકારો કરાવ્યા કે આપરા બહાદુર સરદારો દુશમનોના છાવણીના પ્લાનો લઈ ફતેહમંદીથી આવી પુગા. એની એવી અક્કલ પર ચીર તો એવી ચહડી કે હમણા હથીયારો ઉતરાવી લઇ એને કેદ કરાઉં કે ફરીથી એવું બંફાટ નહી કરે પણ હું ગમ ખાઇ ગીયો. પાઇલટે આદમી દોરાવી ઘેરથી એનો ચસમો મંગાવી લીધો ને અમે ઉતસાહ ને આવકાર વગરનાં ઠંડા વાતાવરણ વચે પાછા ઉપડયા ને અંધારાનો લાભ લઇ દુશમનની સરહદના અંદર ગુપચુપ ઉતરી પડયા. ને પાઇલટ અમારી તરફનો સલામત પુગવાનો સંદેસો લઇ પાછો ઉપડી ગીયો.

એક ખાલી પડેલા ટ્રેંચમાં ઉતરીને અમે અમારો ખોરઇ ગયલો ડ્રેસ સરખો ને ઠીકઠાક કરી લીધો. બચાએ નીખ્યાએ પોતાના દહારીના બાલ સાફ કરી સરખા કીધા ને ગુંદર લગારી મુછના આંકરાને વલ આપી ઉભા કીધા.

લીમજીએ નખરાં કરીને ટાપટીપમાં અરધો કલાક કહારી નાંખ્યો. એરોપ્લેનમાં બેસી રહેવાથી ઘાઘરાની ઘરી બધી ખોરઇ ગયલી હોવાથી એણે ઘાઘરો કહારી નાંખી તેને બરાબર અસતરી કરીને કકરો બનાવી નાંખ્યો. પછી મારા હાથમાં આરસી પકરાવી સાંમે ઉભો રહીને ઇલેકટ્રીક ટોર્ચની મદદથી વીગનાં ઝુલફાંને વલ અપીને કર્લ કીધાં. ગાલ પર "પોમપીઆઇ–ડી–પોદર" લગાવીને સેરીવાઇન જેવા ગુલાબી બનાવી દીધા; ને હોઠો પર "કીસમીકવીક એન્ડ ગો અવે" નામની નવી લીપસ્ટીક લગાવી લોહી ઝઝરતા લાલમલાલ બનાવી દીધા.

ઠીક ઠાક થઇ રહીને અમે ટ્રેંચીસમાંથી બહાર નીકલયાં. પોતાનો પાર્ટ પુરેપુરો ભજવવાની લીમજીની બહોંસને લીધે મને મારી સારંગી ઉપરાંત એ કમબખ્તના વપરાસ માટે સાથે લીધેલો પાનનો દાબડો તેમજ તસબી ઉંચકવી પડી'તી.

લીમજીના પગમાંના ઝાંઝરના છુમછુમ છુમછુમ નીકળતાં મીઠા ઝણકાર અને સરોદો સાથે અમે હવે ધ્રુજતે પગલે પણ કઠણ કલેજું કરીને ચાલુ મુક્યું.

લીમજીનો એક ખરી નાચનારી ઓરત તરીકેનો ઠણકો ને આંખના નેજારા જોઇ ઘડીભર બચો "લવ એટ ફર્સ્ટ સાઇટ" થઇ ગીયો ને બબરયો "યા અલ્લાહ એ મરદાનાને બદલે ઝનાના હોતે તો અહીંથી એને જનાનખાનામાં મોકલી દેતે."

થોડુંક ચાલ્યા કે અમારા મોંનાપર ચારે તરફથી સર્ચલાઇટો ફેંકઇ ને અંધારામાંથી બે ત્રણ જગાએથી ઘોઘારી સાદ સમજાયા "હોલ્ટ, હુ ગોઝ ધેર" હોલ્ટ ઓર આઇ ફાયર.

અમે એવા ચેલેંજ માટે તઇયારજ હતા. લીમજીએ બખરાં જેવો નાજુક સાદ કાઢી જવાબ આપ્યો "ફ્રેંડ. માતા હરીજાન." પાછો ચેલેંજ ફેંકાયો "હોલ્ટ, હરીજાન! હરીજાનકા ઇધર ક્યા કામ હય. હરીજન ને ડીપ્રેસ ક્લાસ હય તો હીંદુસ્તાન ગાંધીજીકા આસરમમેં જાવ. એક કદમ બી આગે વધસો તો બંદુકની ગોલીથી વીંધઇ જસો."

લીમજીએ ઘણાજ નાજુક અદાથી તે કકરઘસ જેવા સીપઇ પાસે જઇને તેને સમજાવી લીધો કે હમે તો દોસ્ત છઇએ ને તારા સરદારને લડાઇમાં ફતેહની મુબારકબાદ ઇચ્છવા ને ગાઇ બજાવી તેનું દીલ શાદમાન કરવા આવેલાં છઇએ.

સીપઇબી લીમજીનો નાજુક દેખાવ ને હસનું મોંનું જોઇને પસરી ગીયો. "બહોત ખુબ. પણ આય તારી સાથે બે મરદો છે તે કોન છે. તારા શવહરો છે કે?"

લીમજી હસી પડ્યો "નહીજી એ તો મારા સાજીંદા છે. એક તબલચી ને બીજો સારંગીવાલો છે."

પેલાએ વીસલ મારી બે બીજા સીપઇઓને બોલાવ્યા ને અમુને કહ્યું કે "તમે લોકો અહીંજ ખરા રહેજો. હું જઇને સરદાર સાહેબને તમારા લોકની આમદ જાહેર કરંચ. જો ઇજાઝત મલસે તો સરદારના હજુરમાં પેશ કરશુ નહી તો પછી બંદુકથી તમારા લોકનો ફેસલો થશે."

આ જીવ સટોસટની ઘડી વચે અમે સાંજ ઉભા કે રખેને સરદાર મલવા ના કહે ને બંદુકથી વીંધી નાંખવાનો હુકમ આવે. બચો તો બેઉ હાથે હારડી ફેરવીને બંદગી કરવા લાગો. પાએક કલાક પછી પેલો સીપઇ હસ્તો હસ્તો આવી લાગો "અય પરીસુરત નાઝનીન, અમારા સરદાર સાહેબ ખુશ મીજાઝમાં છે ને તમો લોકોને અંદર તસરીફ લાવવા ફરમાવેચ. કંઇ અચ્છું નાચ ગાનું સુનાવસો તો અચ્છું ઇનામ મલશે ને જો નારાજ થશે તો તમારી ગરદનની ખયર નથી."

અમે ધરકતા જીગરે સરદારના તંબુ તરફ કદમ લંબાવ્યાં. એક ગંજાવર તંબુમા ગાલીચા પાંઠરીને તે સરદાર હાથમાં હુક્કાની મોટી પાઇપ મોંઢામાં લઇને બેઠો'તો. હમે બધાએ ખુબ નમીને કુરનસ બજાવી–તે બીહામણા સરદારે બે પાંચ મીનીટ સુધી તો હમો બધાને દોલા કકરાવીને શકની નજરથી જોયાં કીધું. લીમજીએ હસતે ચહેરે ને નાજુક અવાજે શરૂઆત કીધી, "અય નામવર દલેર સરદાર, આપ નામવરકો દેખકે બંદી નેહાયત ખુશ હય." ને મેં બી હીંમતથી તાપસી પુરી "ઓર હમ ગરીબ બંદા બી આપકી હજુરમે કુરનસ બજા લાતે હય."

સરદાર સાહેબે હુક્કાની નલી બહાર કહાડી ખોખરા ઘાંટ જેવા અવાજે પોકારયું "શુકરીયા, પણ ખુબ ધ્યાન રાખજો કે અહીં બધી લડઇની તઇયારી ચાલી રહીચ તેમાં ગાના બાજાના ને રંગરાગ કરવું નામુનાસેબ છે. પણ ખબરદાર. જો કંઇબી દગા જેવું લાગું તો તમે ત્રણે જણને ગોલીથી નહી પણ તોપના ગોલાથી ઉડાવી મુકવામાં આવશે. આજે મહીનાઓ થયા જયાં એક બુઢી ઓરતને બી જોવાની નવઇ હતી તાં આજે ખુદાના ફઝલથી એક હુર જેવી ખુબસુરત પરીપયકર નાઝનીન મારી સાંમે ચાલી ચલાવીને આવીચ તો અય નાઝનીન મહેજબીન કંઈ નાચ ગાના શુરૂ કર, દીલને મશરૂર કર."

લડાઇનું ગંભીર વાતાવરણ રંગરાગના મહેફીલમાં બદલાઇ ગીયું. વીજલી વેગે આ વાત બહાર ફેલાતાં આખો તંબુ ઝતુની લડવઇયાઓથી ચીકાર થઇ ગીયો. મેં ને બચાએ સારંગી ને તબલાનો સુર મેળવી લીધો ને લીમજીએ પાનનો ડબ્બો ઉઘાડી દોર બે રતલના વજનનું પાનનું બીડું મોંનામાં મુકી બકરાંની કાની

બચરબચર ચાવી ગીયો ને ઇસારત કરી મારી પાસ તસ પકરાવી દુરથી નીસાન લઇ પાનની પીચકારી તસમાં મારવા લાગ્યો જેમ કરતાં બે વખત નીસાન ચુકી જવાથી મારા ડગલાના ત્રીજાં બટન પર પીચકારી મારી મારો ડગલો લાલ રંગી નાખ્યો.

એણે હવે કાન પર હાથ મુકી હાંઆંઆંઆં ના તાણ ખેંચી પગના ઠેકા સાથે "ગોરી જરા ધીરે ચલો, ગોરી જરા ધીરે ચલો" નું પ્યારા સાહેબનું માનીતું ગાયન લલકારવા માંડયું, ને મજલસને ગાયનની મસ્તીમાં ડુબારી દીધી. એના પગના એક એક ઠેકા પર ડજન દીલ જખમી થતાં, એની આંખના એકજ તેજારથી ડજન જીગરો ઘાયલ થતાં. એના નઝો નખરાં પર ફીદા થયલા સીપાઇઓ એનો ઉડતો ઘાઘરો પકરીને આંખમાં દાબતા. એક પછી એક થુમરી, ભીમપલાસ, દુખીયા જોગીયા, આસાવરી, ગોદાવરી વગેરે રાગરાગણીઓ એણે ઉપરાસાપરી ગાઇને બધાંના દીલ ને દેમાગ ફુલાવી મુકયા. સરદારનું દીલ બી ડોલા ખાવા માંડયું ને એણે આફરીન આફરીનના પોકારો કીધા ને બુમ પાડી.

"વાહ કયા અચ્છા અચ્છા ગાના હય પરીજાદ તેરા
કુરબાન તેરી ચાંદસી સુરતપે હય એ દીલ મેરા."

પણ દરેક ચીજની હદ હોયચ. ચાલુ નાચ ગાનાથી લીમજીના પગ ત્રણ વાગા પછી લઠડવા માંડયા ને સરદાર સાહેબે તાબડા ફોડી મહેફીલ બરખાસ્ત કીધી. અમે એની સાથ એકલા પડતાં એ બોલ્યો "અય દીલરૂબા, આટલી મોડી રાને હવે તું આ ટ્રેંચીસોની ભુલભુલામણીમાંથી અંધારામાં બહાર જઇ સકશે નહી. માટે આજની રાત પુરી કરો. સવારે મારા સીપાઇઓ સાથ તુને સલામત તારા મકાન પર પુગાડવામાં આવશે. અમે તો આવી ટકનીજ રાહ જોતા'તા એટલે જરા ખેંચતાણ કરી એ વાત કબુલ કીધી. ને પાસેના તંબુમાં ત્રણ બીસતરા પર અમે ઠર પડયા.

એકલા પડતાં મેં ને લીમજીએ બહાર હવા ઘોરવાને બસે બંધી કીલેબંદી તેમજ મશીનગનો ને તોપખાનાંની જગાઓ જોઇ લઇને તેના

છુપા નકસાઓ બનાવી લીધા ને લીમજીએ તે નકસા ઘાઘરાંની અંદર સીવી રાખેલાં છુપાં ગજવામાં સંતારી દીધા ને અમારી ફતેહમંદ કારસાજી પર ખુશ થતા સુખી સપના જોતા ઉંઘઇ ગીયા. સપનામાં મેં જોયું કે બચાની મોટી ફતેહ થઇચ. દુશમનો પરાગંદે થયાચ. ને બચાએ એક મોટી શાહી દરબાર ભરી મને સમરકંદ ને લીમજીને બોખારાના હાકેમની સનંદ એનાયત કરીચ. સમરકંદના શાહ તરીકે મારી નેમણુક પછી જાણે મેં એક મોટી પારસી કોલોની સમરકંદમાં મુંબઇથી આવેલા પારસીઓથી વસાવીચ ને સમરકંદમાં ગંજાવર પાંયા પર કંદનો પાક ઉગારી બાફેલા ભુંજેલા ને ચાસપાયલા સુરન ને કંદ ખવરાવી પારસીઓનો બાંધો પહેલવાન જેવો બનાવી દીધોચ.

પણ અફસોસ માણુસ ધારેચ શું ને ખુદા કરેચ શું. તરસા હોઠો આગલ આવેલું સરબતનું પ્યાલુ ઘોલઇ ગીયું. જીબ તલક આવેલું ચંપીનનું ગલાસ ઉઠલઇ ગીયું. ને અમારા સમરકંદ ને બોખારાના હાકમને રાજા બનવાનું સપનું લેહજામાં ઉડી ગીયું. બચાનું નસીબજ એને અહીં દુસમનોના છાવણીમાં ઘસડી લાયું હોશે. અમુને આજ તલક ખબર નહી હતી કે બચાને ઉંઘમાં ચાલવાની આદત હતી. સવારના પાંચ વાગે જ્યારે અમે આખી રાતના રંજથી ઠાકીને પુર નીંદમાં પડેલા હતા ત્યારે બચાએ એની હમેસની આદત મુજબ ઉઠીને ઉંઘમાંજ તંબુની બહાર ચાલવા માંડયું. અંધારામાં સંત્રીએ એને ચેલેંજ કીધો. "સબર. હું ગોઝ ધેર. કોન હય. ખરા રહો" ને બચાએ ઉંઘમાંજ પોતાની ખરી હાલત સમજયા વગર બહાર પાડી "બેઅદબ, મય કોન હું ? તારી કમબખ્તી આવીચ કે બચા નામવર સુલતાને કાબુલ સાથ તું ગુસતાખીથી વાત કરેછ. કમીના, તલવારના એકજ ઝટકાથી તારૂં સર ઉડી જશે."

બસ થઇ ચુકું. સંત્રી ખરી હકીકત પામી ગીયો ને ધાસ્તીનું બ્યુગલ વજાડી સારી છાવણી જગાડી બચાને ગીરફતાર કરાવ્યો. બહાર શું ગરબર ચાલી રહીછ તે જોવા હું ઉઠયો ને બચાને તંબુમાં નહી જોઇને ખરી હકીકત હું સમજી ગીયો. મેં લીમજીને ઉઠારયો. એ અરધી ઉંઘમાં બબરયો "મંચા,

હમણાંથી નાસ્તાની શું દોરાદોર છે. તું નાસ્તો કરી લે. હું તો સવારના નવ વાગે ફક્ત કોફી ને બે હાફબોઇલ ઇંડા લેવશ. "મેં એને તાંટીયો ઘસરીને ઉભો કીધો "હવે દીકરા હાફબોઇલ ઇંડા આપરે ખાધાં.

બહાર બચો ઝીલઇ ગીયોછ ને જે વખત જાયછ તેમાં આપરે ત્રણે જણા જાસુસ તરીકે સુલી પર લટકતા થઇ જશું. ચાલ અંધારાનો લાભ લઇને સરી જઇયે. કીસમત યારી આપશે તો બઇરી છોકરાંનું પાછું મોંનું જોવાનું મલશે. અમે અમારો બધો સર સામાન તંબુમાંજ નાંખીને ચોરની માફક બહાર નીકલી પડયા ને સીધા જ્યાં આગલ પહેલા આવીને એરોપ્લેનમાંથી આવીને ઉતરયા'તા ત્યાં પુગી ગયા.

શુકર ખુદાના કે પહેલેથી કરેલી ગોઠવણ મુજબ એરોપ્લેન અમારા પાઇલટ સાથ પાછું ઉપડવા તઇયારજ ઉભું હતું. અમારી પછવાડે સંત્રીઓની હોરધામ ને શોરબકોર શરૂ થઇ ગયો'તો. ખુદાનું નામ લઇ અમે એરોપ્લેનમાં કુદી બેઠા ને પાઇલટે તરત કાબુલ તરફ હંકારી મુક્યું. અમારી પર દુશમનની ગોલીઓનો વરસાદ શરૂ થયો પણ હજુ કંઇ કોમની ને દેશની સેવા કરવાનું બાકી હશે તે બચી ગીયા. નીચે નજર નાંખી તો હજારો લશકરીઓની વચ્ચે બચાને તોપ સાથ બાંધેલો હતો. અમે લોકોએ ડોકાં બહાર કાઢીને ઉપરથી એને ગુડબાઇ કરવા ઘણુંએ રૂમાલ ઉડારયા પણ એ એના દુ:ખમાં મરી રહેલો ને એનું ધ્યાન નહી ખેંચાયું. અમારા એ મુરબ્બીથી આવી હાલતે છુટ્ટુ પરતાં દુ:ખનાં ડચકાં ખાઇ અમે બેઅખત્યાર રડી પડયા, કે એક રાજ તાજદારનો આ કેવો કરૂણ ને ટ્રેજીક અંજામ.

અમે એરોપ્લાનમાં બેઠા બેઠા પારસી લશકરના સરદાર દવરાબ પર વાયરલેસ મોકલ્યો કે તરત આખા લશકર સાથ કવીક માર્ચ કરી હીંમતથી મુંબઇ તરફ પાંછલા પગે રીટાયર થાવ. દવરાબે પાછો વાયરલેસથીજ ખુલાસો પુછાવ્યો "રીટાયર થઇયેછ પણ આટલા મહીનાનાં ચહરેલા પગારનું શું ! છોકરાઓ પગાર માટે તોફાન કરેછ."

મેં પાઇલટને હવે કાબુલ થોભ્યા વગર મુંબઇ તરફ હંકારવાનો ઓરડર આપ્યો. ને અમે સારી રાતના ઉજાગરાથી થાકીને ભર ઉંઘમાં પડયા

બપોરે બે વાગે પાઇલટે અમુને જગાડયા કે આપરે ગુજરાતની હદમાં આવી પુગાછ પણ પેટરોલની ટાંકીમાં આંધરૂં પડયુંછ ને પેટરોલ બધુ ખલાસ થયુંછ ને નીચે ઉતરવાની કોઇબી જગા નથી માટે પેરેશુટ લઇને નીચે કુદકો મારવો પરશે. એ એક આફ્રત અધુરી હતી તે બી પુરી થઈ. અમે પેરેશુટ બાંધીને એક પછી એક કુદી પરયા ને આસ્તે આસ્તે ઉતરયા તો કેઠા જાંહબોરડીના દરીએ કીનારે બધા લોકો નાહવા ઉતરેલા તેની વચે સલામત ઉતરયા. સેંકડો લોક અમુને જોવા એકઠું થઇ ગીયું ને ભીંજાયલા તરબોર થઇને બહાર નીકળ્યા તો યા ખુદા સાંભેજ રેતી પર લીમજીનાં બઇરી છોકરાં જાંબોરડી હવા ખાવા આવેલા તે બેઠેલાં. અમુને જોઇને એનાં મીસીસે તરારો મુકયો કેમ ત્રણ વરસે કાંથી એકાએક ફુટી નીકરયા. ને તમે જાત પર જઇને અહીં બધાં નાહવાં ઉતરેલાં તેથી ચાલતાં એરોપ્લેને છતરી ખોલીને ઉતરી પરયાં. તમારી આદત તમે લોકો નહી છોરતાની.

લીમજીએ કસ્તી પકરીને સોગંદ ખાધા "અરે અમે લોકો તો તમુને બધાંને ઉલટભર મલવા મુંબઇ ઉડી જતા'તા પણ રસ્તામાં એરોપ્લેનને પંકચર પરયું ને તમુ લોકને એકાએક મલી જવાંની સરજત હોસે તે અહીં સહીસલામત કીનારા પરજ સાંમા થઈ ગીયા,

"પણ એની બઇરીના ધ્યાનમાં કંઇ વાત ઉતરી નહી ને આજુબાજુ અમારો તબલચી ને સારંગીવાલાના ફેસનો અવતાર ને ખભાં પર પેરેશુટ જોઇને લોકોનું ટોલું એકઠું થવા માંડયું એટલે એવણે તરારો કીધો. "ચાલો હવે મુંગા મુંગા હોટલમાં ગગરો ને આ ભાણું મુસલમાનનાં કપરાં કહારી નાંખીને સાન સલુકના પારસી કપરાં પહેરી લેવ." ને પ્રીય વાંચનાર તેજ રાતના અમે મુંબઇ બધાં પહોંચી ગીયા ને ત્રણ વરસે વહાલાંઓને ને ચાહતા દોસ્તોને મલ્યા.

શું કાબુલ ઉપરયા ત્યારની ધધુખર ને માન ચાન ને કયાં ચોરને અવતારે પાછા ફરવાની સરજત. પાંચ હજારનું ઉભું કીધેલું પારસી લશકર હારમાર થતું પગે ચાલીને અમુને સાલ પામરી ચોપરતું અફરાતું ઝીકાતું મુંબઇ પાછું ફરયું. તેમાંથી હજારેક પોરયાઓ રસ્તે આવતાં ગામો-

ગાંજ પરણી અદરછને ઘેર માંડીને ફર પડી ગીયા'તા. ક્યાં હમારી કમબખતી લાગી, છોકરાઓ અહિંયાંથી રસ્તા પર હમોને ચાલવા દે જ નહિ. તેઓ હમારી પછાડી આવી ગદેરા પગારની માંગણી કરે (હમારા પોતાના ગજવામાં શીંગલ ચાહ પીવાના બે દોકડાયાં નહિ ને કોલાબેથી દારૂ જો જવું હોય તો ચાલીને જઇએ) ને હમારી પોલીશ કીધેલી પાઘડી ઉપર કાંઇ છુટ્ટું ફેંકી જાત જાતના નામથી હમોને બોલાવી નાખતાં છોકરાંઓ ને બબરચીઓ પાછે ઠુઠીઓ કરાવે. એ મોહોકાનને લીધે હમો નોકરી ચાકરી વગર ઘેરેજ બેસી રહયા. પણ એ બી એ. લોકની જાણમાં આવવાથી વારે ઘડીએ હમારે ઘેરે રાતના આવી બારી ઉપર પથરા ફેંકે, હું બહાર આવી પાઘડી ઉતારી માફી માંગુ તેમ તેમ એ લોક વધારે કરે. અને કેટલને કઢતું ગરમ પાણી એ લોકના ઠીલ પર નાંખ્યે ત્યારે હમોને અંગોઠો બતાવી ગેલુ ચાલા કરી કહે કે તમે ગલી ગુચીમાં મલો તમારો નેતોજ પીસશું. હમે પંચાયતને અરજી કીધી કે આ છોકરાઓ હમોને બહુજ સતાવેછ તેથી રસ્તામાં તોપ લઇને ફરવાનું લાઇસન્સ આપો પણ હમારી અરજી નામંજુર કરી નંબર ૧૩ ની લાંબી ઝાડુ લઇ ફરવાનું લાઇસન્સ આપવા કહયું જે પરવાનો અત્યાર સુધી કોઇ મેળવવાને ભાગ્યશાળી થયું નથી. ગામમાં અદરછને પરણી ગયેલા છોકરાઓ તરફથી હમોને બહુ સાં બહાદરીનું તેડું આવેછ કે થોડા દિવસ અહિં આવી રહેવ ને બને તો હમારી સાથના જે છોકરાઓ મુંબઇ આયાછ તે લોકને બી લેતા આવો. હમારા નાહલા બાબાઓ તમોને જોવાને વરે ઘણા આતુર છે ને બોલાવ બોલાવ કરેછ. 31, 184-

ચાલો, સૌ સારૂં તેનું છેવટ બી સારૂં. પ્રીય વાંચનાર તારી ધીરજની ઘણી કસોટી કીધીચ તે માટે માફી ચાહુંચ.

